ન ટકી શકે. જીવવા માટે જેટલું જીવન અનિવાર્ય છે, તેટલી જ માનવજાત માટે ધર્મભાવના અનિવાર્ય છે, અને રહેવાની. જેને નાસ્તિક સંબોધાય છે એવી વ્યક્તિ પણ નીતિ, માનવતા, સત્ય, ઇત્યાદિ તત્ત્વોમાં માને જ છે. એનામાંય પરગજુવૃત્તિ, હૃદય, ભાવના, લાગણી, સ્નેહ એવા એવા અમૃતભાવો ઓછાવત્તા પ્રમાણમાં નજરે પડે છે. કોણ કહી શકશે કે એ ધર્મ વિના જીવી શકે છે ? પણ આપણા દેશમાં કે અન્ય દેશમાં ધર્મને નામે કેટલીક રૂઢિઓ ચાલી રહી છે, અને એ ધર્મસાધક થવાને બદલે ઊલટી ધર્મરોધક થઈ પડી છે. ત્યારે જ જગત પોકારે છે કે અમારે નિર્ભેળ ધર્મની જરૂર છે—નગદ ધર્મ જોઈએ છે.

એ દૃષ્ટિએ જોતાં પ્રથમ કરતાંયે આજે ધર્મની જિજ્ઞાસા વધી છે; સાહિત્યરુચિ અને કર્તવ્યબુદ્ધિ ખીલી છે. જે કંઈ અરુચિ દેખાય છે તે ખરું પૂછો તો ધર્મવિકૃતિના ત્રાસને પરિણામે જન્મેલ સાચા ધર્મની ભૂખરૂપે જ છે. એવો ખોરાક પૂરો પાડવો એ અમારી નીતિ છે.

મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર તરફથી પ્રગટ થતાં પ્રકાશનોમાં જૈનધર્મ અને જૈનસમાજનું બંધારણ મુખ્યત્વે ચર્ચાય છે. પણ જૈનધર્મ એટલે અમુક સંપ્રદાય કે વાડાનો ધર્મ નથી, જૈનધર્મ અને ભગવાન મહાવીરે જે કંઈ કહ્યું છે તે નિખિલ વિશ્વને સંબોધીને સર્વ પ્રાણીના હિત અર્થે કહ્યું છે. એટલે એમનાં વચનોને યથાર્થ સ્વરૂપમાં મૂકી વર્ષો પહેલાં વિશ્વવંદ્ય મહાવીરે જે અહિંસા અને સત્ય-ના પ્રયોગો અજમાવી જગતમાં શાન્તિ સ્થાપવા પ્રયાસ કર્યો હતો, અને આજે ગાંધીજી એ જ સિદ્ધાંતોથી જે વિશ્વશાન્તિ ઇચ્છી રહ્યા છે, એ શુભકાર્યમાં યત્કિંચિત્ પણ આ પ્રયાસ ઉપયોગી થાય એમાં અમે અમારી કૃતકૃત્યતા અનુભવી રહ્યા છીએ.

અમારાં પ્રકાશનોને જૈન તથા જૈનેતર પ્રજાએ એકસરખો

આવકાર આપી જે આશાતીત વિજય અપાવ્યો છે અને ઉત્સાહ પ્રેર્યો છે, તે આભાર શબ્દોમાં શી રીતે આવી શકે ?

શ્રી આચારાંગ જેવા ગહન અને આધ્યાત્મિક વિષયને સરળ, જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં ઉપયોગી અને આટલો આકર્ષક બનાવી શકાય છે, એ હું આ ભાષાન્તર જોઇ સાવ નવીનતા અનુભવું છું.

અનુવાદક મુનિરાજની લેખિનીમાં જ ઊંડાણુ, રોચકતા, મીઠાશ અને પ્રૌઢત્વ સહજસાધ્ય છે. પણ આ અનુવાદમાં કેવળ આધ્યાત્મિક ગ્રંથ હોવા છતાં જે પ્રસાદગુણ આવ્યો છે એ હૃદયમાં કોઇક અદ્‌ભુત આનંદોર્મિઓ, અવનવી પ્રેરણાઓ જન્માવ્યા વિના રહેતો નથી.

આ ગ્રંથનો અમુક વિભાગ જુદાંજુદાં પત્રોમાં પ્રકાશિત થઈ ચૂક્યા પછી અને લોકોની મહિનાઓ થયાં ઉપરાઉપરી માગણી ચાલુ હોવા છતાં અમે અમારું પ્રકાશન મોડું આપી શકીએ છીએ તે બદલ દુઃખ થાય એ સ્વાભાવિક છે. છતાંય મોડુંમોડુંય અમે જે આપીએ છીએ એ મીઠું અને સંતોષપ્રદ છે, એ અમારી શ્રદ્ધા અમને આશ્વાસન આપે છે.

અમારાં બીજાં સત્રપ્રકાશનોની અપેક્ષાએ આ ગ્રંથના મૂલ્યની અધિકતા દેખાશે, પણ એની પાછળનાં અમારાં શ્રમ, સાધન અને સમયનો ઉપયોગ જોનારને એ અસ્વાભાવિક નહિ જ લાગે.

લિ. સેવક,
લક્ષ્મીચંદ ઝવેરચંદ સંઘવી
મંત્રી,
શ્રી મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર,
માણેકચોક, અમદાવાદ.

## એ જ લેખકનાં બીજાં પુસ્તકો

ધાર્મિક પ્રકાશનો:—

- ઉત્તરાધ્યયનસૂત્ર
- દશવૈકાલિકસૂત્ર
- સાધક સહચરી
- જૈનસિદ્ધાન્ત પાઠમાળા

સામાજિક પ્રકાશનો:—

- પાપનું પ્રાયશ્ચિત્ત
- આદર્શ ગૃહસ્થાશ્રમ
- સુખનો સાક્ષાત્કાર
- સ્મરણશક્તિ

*પ્રાપ્તિસ્થાન:—*

શ્રી મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર

# સ....હા....ય....ક

આ પુસ્તકમાં જે જે પુસ્તકોના અવલોકન, પ્રમાણ વગેરે ટાંક્યા છે
એમનો ઉલ્લેખ આ પ્રમાણે છે :

आचारांगसूत्र(मूळ)सुधर्मस्वामी
निर्युक्ति -भद्रबाहुस्वामी
वृत्ति -शीलांकसूरी
दीपीका -अजितदेव
उत्तराध्ययनसूत्र
दशवैकालिकसूत्र
उपासक दशांगादि सूत्रो
अर्धमागधी कोष
षड्दर्शन समुच्चय
ठाणांगसूत्र
ज्ञाताजी
नंदीसूत्र
प्रश्नव्याकरण
समयसार
हिंदी संस्कृति आणि अहिंसा
श्रीमद्भगवद्गीता
ऊर्दु इतिहास
आचारांग सूत्र [हिंदी]
अमूलख ऋषिजीकृत

આચારાંગસૂત્ર
( કોડાયવાળું )
તત્ત્વાર્થાધિગમ સૂ
જિનવાણી
પથિકનાં પુષ્પો
ગીતામંથન
જીવનશોધન
પ્રાચીન ભારતવર્ષ
શ્રી અરવિંદ યોગ
જોડણી કોષ
ધર્મમથન.
ધર્મપ્રાણ લોંકાશાહની લેખમાળા
Acarang Sutra–ડૉ. જેકોબી
History of Indian
Literature
History of Sanskrit Liter-
ature; Jainism
ઇત્યાદિ

આ સર્વ પુસ્તકોના લેખકો કે અનુવાદકોનો એક સાથીદાર તરીકેનો સાથ હું ન ભૂલું તેવો છે. તે ઉપરાંત પ્રત્યક્ષ કે પરોક્ષ જેમણે જેમણે પ્રોત્સાહન પ્રેર્યું છે, તે સૌનો ઉલ્લેખ હું કેમ વિસરી શકું.

મારી આ પ્રવૃત્તિમાં જો આભાર વ્યક્ત કરવાની મને તક મળે તો હું એ સમાજનો અને મારા પૂજ્ય ગુરુદેવનો અત્યન્ત આભાર માનું કે જેમણે મને વિકસવાની સંપૂર્ણ તક આપી. જેમ બીજા સાધકોના સંબંધમાં બને છે તેમ મારી સ્વતંત્ર વિચારસરણીને એમણે પ્રથમથી જ દાબી દીધી હોત, તો હું માત્ર અભ્યાસદ્વારા મારા સાધનાક્ષેત્રમાં આટલો ઉત્કર્ષ ન જ સાધી શકત.

આ પુસ્તકના પાઠકોને મારે એ પણ યાદ દેવડાવવું આવશ્યક છે કે સૂર્યપ્રકાશ પ્રેસે મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર તરફ આજ સુધી ખૂબ સહૃદયતા દાખવી છે અને આ પુસ્તકના નાજુક પ્રસંગની એની સહાય તો ઉલ્લેખનીય છે. પ્રેસ મેનેજર શ્રી. શંકરદત્ત શાસ્ત્રી, ભાઈ ચિમનલાલ શાહ અને ભાઈ શાન્તિલાલ શેઠનો સંપૂર્ણ પ્રયત્ન ન હોત તો આ પુસ્તકનું પ્રકાશન આટલું શીઘ્ર છતાં શુદ્ધ, સંગીન અને સુંદર ન બની શકત.

# આ...ચા...રાં...ગ...માં

## આત્મા.....નાં.....ઉદ્બોધક

કાન્તિમય કવન અને તેજછાયા

ત્યારબાદ મુલુંદના ઊંચા અને એકાંત પહાડ પર ખીલેલી વનશ્રી વચ્ચે અવકાશ મળવાથી એની ફરીથી શરૂઆત થઈ અને લગભગ પૂર્વાર્ધ ત્યાં જ પૂર્ણ કર્યું. એટલામાં તો શારીરિક કારણે ઘાટકોપરમાં ઑપરેશન થયું, અને દોઢેક માસ એણે લઈ લીધો. પુનઃ મુલુંદના નાગરિકો

**સમૃદ્ધની ઉત્પત્તિ**

ખેંચી ગયા. મુલુંદ ગયા પછી ઉત્તરાર્ધ લખાયું અને પૂર્વાર્ધનું પુનઃ અવલોકન કરવાનો સમય મળ્યો. આ વખતે મારી પાસે આવેલા એક સાધક પણ સાથે જ હતા. એ વાંચતા જાય અને હું સાંભળતો જાઉં. એ સાધકને આ વાચનથી ખૂબ રસ પડ્યો. સાધકજીવન સાથે આચારાંગનો અત્યંત સુમેળ છે, એમ એમણે પોતાના જ જીવન પરથી જાણ્યા પછી મારી પાસે એક દલીલ મૂકી કે "શ્રી આચારાંગની નોંધ પાછળ જે દૃષ્ટિ છે એને કંઈક હજુ વધુ વિસ્તૃત રૂપ અપાય તો મારા જેવા અનેક સાધકોને આશ્વાસનદાયક અને ઉપકારક થઈ પડશે." મને આ દલીલ રુચી.

શ્રી આચારાંગ પ્રત્યેક સાધક—પછી તે ગૃહસ્થ હો કે સંન્યસ્ત ભિક્ષુ હો, ધનિક હો કે ગરીબ હો, સાધનસંપન્ન હો કે સાધનવિહીન હો, એને નવીન દૃષ્ટિ અને નવપ્રેરણા આપી શકે છે. જીવનની કોઈ પણ બાજુ એવી નહિ રહેતી હોય કે જેને શ્રી આચારાંગમાં

**આચારાંગનાં તેજ**

એક યા બીજા પ્રકારે નિર્દેશ ન હોય. આથી જ મને જેટલો શ્રી ગીતાજી પ્રત્યે આદર છે તેટલો જ શ્રી આચારાંગ પ્રત્યે છે. હું તો (શ્રી ગીતાજીને જૈનધર્મનો ગ્રંથ ગણું અને શ્રી આચારાંગને વેદધર્મનો ગ્રંથ ગણું!) કારણ કે શ્રી આચારાંગની સંકલનામાં બ્રાહ્મસંસ્કૃતિ અને શ્રી ગીતાજીમાં ક્ષાત્રસંસ્કૃતિ છે. જૈનત્વનો પાયો ક્ષાત્રસંસ્કૃતિ જ છે. શ્રમણ ભગવાન મહાવીર પોતે ક્ષત્રિય હતા. ફેર એટલો જ કે ગીતાની સામગ્રી બાહ્ય યુદ્ધના મંડાણ પર રચાઈ છે, ત્યારે જૈનત્વ આંતરિક યુદ્ધના મંડાણ પર રચાયું છે. મહાભારતનું યુદ્ધ છે ગીતાનું રૂપક. અને સ્વ તથા પરભાવનું યુદ્ધ એ છે શ્રી

આચારાંગનું પ્રતીક.) આ ખુલાસો મેં પ્રમાણો આપીને ×પરિશિષ્ટમાં સ્પષ્ટ કર્યો છે.

શ્રી આચારાંગમાં એવાં ઘણાં સૂત્રો છે કે જેમાંનું એક જ સૂત્ર એક સ્વતંત્ર ગ્રંથ રોકી શકે, અને એ દૃષ્ટિબિંદુએ એનો નોંધવિસ્તાર હું વિકસાવવા નહોતો માગતો. માત્ર શ્રીઆચારાંગ જૈનસંસ્કૃતિને જે રીતે રજૂ કરે છે તે રીત જ ઊંડાણથી છતાં સંક્ષિપ્ત ચર્ચી હતી.

**રસઝરણાં**

એને જ ફરીથી વિસ્તૃત રૂપ આપવું મુલુંદથી ફરી શરૂ કર્યું, અને વરસોવામાં સમુદ્રતટ પાસે તદ્દન નિકટવર્તી રહેલા મસાણીના બંગલામાં મળેલી એકાંતે એ કાર્ય સમાપ્ત કર્યું. એ મુલુંદના ગિરિશૃંગની તરુરાજિ અને વરસોવાનાં ઊછળતાં મોજાં વચ્ચે વહેતા મધુર વાયુનાં સૌંદર્ય, સૌરભ, ગાંભીર્ય અને ઉલ્લાસપ્રેરક સસ્મરણો શ્રી આચારાંગ વાંચતા આજે પણ દિવ્ય આનંદનું કિરણ ફેંકી જાય છે મારા એ મનઃપ્રસાદનો ફાળો શ્રી આચારાંગના પાઠકોને પણ કાં ન આપું?

આધ્યાત્મિક વિષય શુષ્ક છે, એમ મને નથી લાગ્યું; તેમ જીવન-વ્યવહાર અને આધ્યાત્મિક ભાવના બન્ને ભિન્નભિન્ન હોઈ શકે એમ પણ મને દેખાયું નથી. શ્રી આચારાંગ આ વાતની સાક્ષીરૂપ છે. શ્રી આચારાંગનું વાચન અને એમાં આલેખાયેલું જૈનસંસ્કૃતિનું ચિત્ર જે પદાર્થપાઠ આપે છે તે, અને આજનું જૈનસમાજનું માનસ જે પદાર્થપાઠ આપે છે એમાં આકાશપાતાળ જેટલું અંતર છે એમ ઊંડાણથી વિચારનારને જણાશે. પરંતુ એમ શાથી થયું છે એમ પણ હું અહીં કહી દેવા માગું છું. એની સાથે જૈનસમાજના સામાજિક ઇતિહાસનો ખાસ સંબંધ છે.

**તત્ત્વજ્ઞાન નીરસ શા માટે?**

પ્રથમ હું એક તરફ જૈનસંસ્કૃતિ અને બીજી તરફથી જૈન-સમાજના વર્તમાન માનસનું તુલનાત્મક ચિત્ર દોરું.

---

× જુઓ પરિશિષ્ટ પૃ. ૮

હિંસા અને મમત્વનો ત્યાગ એ જૈન સંસ્કૃતિનો પ્રધાન સૂર છે. વિશ્વમૈત્રી અને જીવનશાન્તિનું મૂળ એ બે તત્ત્વોમાં છે એ વાત ખરી છે, પણ એનો સંબંધ પદાર્થ કરતાં વૃત્તિ સાથે વિશેષ છે, એમ એ કહે છે.

**શ્રી આચારાંગમાં જૈન-સંસ્કૃતિ**

શ્રી આચારાંગજીમાં જુઓ:

**उड्ढं सोता अहो सोता**
**तिरियं सोता वियाहिया।**
**एते सोता वियाहिया**
**जेहिं संगतिं पासह ॥ (६-६-७)**

પાપપ્રવાહો ઊર્ધ્વ, અધો અને તિર્યગ્ ત્રણે દિશામાં છે. જ્યાં આસક્તિ છે, ત્યાં જ બંધન છે. વળી—

**जे आसवा ते परिसवा**
**जे परिसवा ते आसवा (४-२-१)**

વૃત્તિને લીધે જે આસ્રવનાં સ્થાનો છે, તે સંવરનાં સ્થાન બની શકે છે; અને જે સંવરનાં સ્થાન હોય, તે આસ્રવનાં સ્થાન બની શકે છે.

**गामे वा रण्णे वा**
**नेव गामे नेव रण्णे**

ગામમાં પણ ધર્મ પાળી શકાય છે અને અરણ્યમાં પણ પાળી શકાય છે; પણ જેની વૃત્તિ શુદ્ધ નથી, તે ગામમાં કે જંગલમાં ક્યાંય ધર્મ આરાધી શકતો નથી.

**जं सम्मंति पासह**
**तं मोणंति पासह (५-३-१३)**

જ્યાં સમ્યક્ત્વ છે, ત્યાં જ મુનિપણું છે.

સારાંશ કે આ પરથી કોઈ સ્થળે અમુક વેશ કે અમુક સ્થાનના ત્યાગ સાથે મુખ્ય આધાર નથી એમ સમજાવ્યું છે. મુખ્ય આધાર તો મમત્વબુદ્ધિના ત્યાગ પર છે. વેશ અને સ્થાન તો નિમિત્તપૂરતાં છે. શુદ્ધ નિમિત્ત માત્ર ઉપાદાનને સહાયકારી નીવડી શકે. (વળી શ્રી આચારાંગ કહે છે:—

अग्गं च मूलं च छिन्धि (३-२-६)

અગ્રકર્મ અને મૂળકર્મના ભેદને જાણી કર્મ તોડો, અર્થાત્ કર્મના મૂળકારણ મોહાદિ દોષો દૂર કરવા તરફ જ લક્ષ આપો.)

(વર્તમાન જૈનનાં અહિંસા અને અપરિગ્રહ અમુક ક્ષેત્રમાંજ સમાપ્ત થાય છે. ચુસ્ત જૈન કીડી કચરાઈ જતાં જેટલો ડરે છે, તેટલો કોઈનું ભૂરું ચિંતવતા ડરતો નથી.) પરોક્ષ રીતે એના નિમિત્તે વ્યક્તિને, સમાજને કે દેશને હાનિ પહોંચે એનો પણ એ ભાગ્યેજ વિચાર કરે છે. (લિલોતરી ખાતાં તે જેટલો ડરે છે, તેટલો તિજોરીમાં નાણાં ભરતાં ડરતો નથી.) મિલો, સટ્ટો, વ્યાજખોરી, મૂડીનો સંગ્રહ એ બધુ એથી જ દેખાય છે. (અસત્ય—કે જે સંસારદુઃખનું મૂળકારણ છે તે—બોલતાં એને દુઃખ થતુ નથી, જેટલું દુઃખ રૂપિયો પડી જવાથી થાય છે.)

વર્તમાન જૈનસમાજ

એક મંકોડી કે માખી ભૂલથીયે એને હાથે ચગદાઈ જાય કે એને ઇજા પહોંચે તો તે પ્રાયશ્ચિત્ત લે છે; પણ પોતાને ત્યાં પરસેવો વાળી કામ કરતાં માણસોની રોજી કાપવામાં, એને પેટ પૂરતુ નહિ આપવામાં, હદ કરતાં કામનો બોજો વધુ નાખી કચરવામાં કે સમય લઈ એમનાં શોણિત ચૂસવામાં એને ક્ષોભ થતો નથી.

આજે જૈન શ્રાવિકાને આઠમ પાખીને દિવસે લિલોતરી ખાવામાં કે ખાંડવાદળવામાં જેટલો ભય લાગે છે, તેટલો નિંદા, ઈર્ષ્યા કે ક્લેશ કરવામાં લાગતો નથી.

જૈન શ્રમણુ લિલોતરી કે કાચા પાણીથી દૂર રહેવાની જેટલી ચીવટ રાખે છે, તેટલું ચરબીવાળાં વસ્ત્રોથી દૂર રહેવા ભાગ્યે જ ધ્યાન રાખે છે. એનાં ઉપદેશમાંય જેટલો લિલોતરી-ત્યાગ કે બીજા બાહ્ય ત્યાગ અથવા તપશ્ચરણુ પર ભાર અપાય છે, તેટલો આંતરિક જીવનના વિકાસ પર ભાગ્યે જ અપાય છે. પરિગ્રહત્યાગનો એ હંમેશાં ઉપદેશ આપે છે એ વાત ખરી, છતાં એ જે મંદિર કે ઉપાશ્રયમાં વસે છે ત્યાંથી તો પરિગ્રહનો પદાર્થપાઠ વિશેષ રૂપે મળે છે. જૈનસમાજની વ્યવસ્થામાં ત્યાગપૂજા, વિકાસપૂજા, અને ગુણુપૂજાનું જ સ્થાન મુખ્ય હોવા છતાં આજની સમાજવ્યવસ્થામાં વ્યક્તિપૂજા અને ધનપૂજા જ મુખ્યત્વે દેખાય છે. અમુક ધન આપે એ સમાજનો સભ્ય બને, એથી વિશેષ ધન આપે તે માનનીય સભ્ય બને, અને એથી પણુ વિશેષ ધન આપે તે સંઘપતિ મુખ્યાં બની શકે.

આ રીતે જોતાં પરિગ્રહવૃત્તિને તથા સંગ્રહવૃત્તિને સહેજે પોષણુ મળે જ; અને પરિગ્રહ વધે એટલે પાપ વધે જ. કારણુ કે ધર્મ અને ધનને તો સદાય હાડવેર જ રહ્યાં એટલે અહિંસા અને અપરિગ્રહવૃત્તિ ન જળવાતાં વિશ્વમૈત્રી અને જીવન-વિકાસ બન્નેની ધૂરિ તૂટી પડે એ સ્વાભાવિક છે.

આમ જ્યારે શ્રી આચારાંગ કેવળ આંતરિક દોષોના નિવારણુ ઉપર મુખ્યત્વે અને એ આંતરિક દોષોના નિવારણુના ધ્યેયે જ બાહ્ય ક્રિયાઓ પર ગૌણુ રૂપે ભાર મૂકે છે, ત્યારે વર્તમાન જૈનસમાજ મુખ્યત્વે જ બાહ્ય ક્રિયાઓ પર ભાર મૂકતો નજરે પડે છે, અને બાહ્ય ક્રિયાઓમાં પણુ સગવડપંથ તરફ એનું વલણુ વિશેષ રૂપે છે.

મૂળમાં જ ભૂલ

(પરિણામે અહિંસા ચબૂતરા ચણાવા સુધી, પાંજરાપોળ સુધી કે એવા નાના નાના જીવો સુધી પહોંચી શકે છે, માનવબાળ સુધીની મૈત્રી માત્ર ઉચ્ચારવામાં જ રહી જાય છે. સામાયિક

**સંસ્કૃતિનો ઝેરી વારસો**

પ્રતિક્રમણ કે પૌષધ કરનારા ઉદાર અને ચુસ્ત જૈનધર્મીઓની પણ પરિગ્રહલાલસા તો એવી ને એવી જ રહે છે. અને એ જ પ્રમાણે સામાજિક જીવન અને ધાર્મિક જીવનનો અક્ષમ્ય જેવો દુર્મેળ પણ પડી જતો દેખાય છે.)

જેમકે એક ધર્મિષ્ઠ ગણાતી વ્યક્તિનું પણ મર્યાદાતીત અબ્રહ્મચર્ય, જીભસ્વાદની અતિ લોલુપતા, અપ્રામાણિકતા, અવિશ્વાસ, દ્રોહ, ઈર્ષ્યા અને ક્લેશની ભઠ્ઠીથી બળતું સામાજિક જીવન નજરે જોવાય છે. આવી કૈંક અસંગતતાઓ કે જે જૈનધર્મ તો શું કોઈ પણ ધર્મને નામે ન ચાલી શકે તે જૈનધર્મને નામે ચાલી રહી છે. એના કારણરૂપે હું વર્તમાન શ્રમણસંસ્થા કે સંઘસંસ્થાનો દોષ નથી જોતો, પણ સમાજને મળેલો સંસ્કૃતિનો વારસો જ એમાં પ્રધાન રૂપે જવાબદાર છે એવું મારું મન્તવ્ય છે. હવે તે કેટલું પ્રામાણિક છે, એ તપાસવા સારુ પ્રમાણો પર દૃષ્ટિપાત કરીએ.

સૌથી પ્રથમ એ સ્વીકારી લેવું પડે છે કે કોઈ પણ મૌલિક સંસ્કૃતિ દૂષિત નથી જ હોતી. એના બાહ્ય આચારો, ક્રિયાકાંડો અમુક ઉદ્દેશ માટે યોજાયેલાં હોય છે, પણ

**રૂઢિનો અર્થ**

મૂળ ઉદ્દેશ ભુલાઈ જતાં એ રૂઢિનું સ્વરૂપ પકડી લે છે—એ જ દૂષણ છે. રૂઢિનો જેમજેમ પ્રચાર થાય તેમતેમ સંસ્કૃતિમાં સડો પેસે છે. આધુનિક પ્રચલિત જૈનસંસ્કૃતિ સંબંધમાં પણ તેમ જ બન્યું છે.

૦ ૦ ૦

જૈનધર્મની જ્યારથી વ્યવસ્થિત સમાજરચના થઈ છે, ત્યારથી એમાં [1]સ્ત્રી, પુરુષ, ગૃહસ્થ સાધક અને ત્યાગી સાધક એ ચારે અંગોનો સમાવેશ રહેતો આવ્યો છે. સમસ્ત સંસાર કદી પૂર્ણ ત્યાગીયે બન્યો નથી, તેમ સમસ્ત સંસાર કદી સંપૂર્ણ પાપીયે બન્યો નથી.

**ત્યાગ અને વ્યવહારનો સુમેળ**

જૈન સૂત્રોમાંય જોશો તો [2]પ્રદેશી જેવા રાજાઓ કે અર્જુનમાલિ જેવા પ્રતિદિન સાત સાત નિર્દોષ મનુષ્યોનો કારણવગર ઘાણ વાળનાર પણ દેખાય છે. અને [3]શ્રીકૃષ્ણ જેવા જૈનશાસનના પ્રભાવકો પણ નજરે પડે છે. અનાથી જેવા શ્રીમંતાઈને ઠોકરે મારનાર, જંબૂસ્વામી જેવા રમણીઓ અને રાજ્યસત્તા ત્યાગી દેનાર ત્યાગવીરોય દેખાય છે. અને [4]બ્રહ્મદત્ત જેવા વિલાસી એકાંતભોગી અને સત્તાવાહી ચક્રવર્તી નૃપતિઓય નજરે ચડે છે. ગજસુકુમાર જેવાને સુકુમાર દેહ પર પ્રચંડ ત્યાગના તપે તપતા, ધ્યાનસ્થ મુનિના તાજા લોચ કરેલા શિર પર પડતા ખેરના અંગારાની કડક કસોટીથી યે માંડમાંડ કેવળ મળ્યું સંભળાય છે, ત્યારે ભરત જેવા ચક્રવર્તી શયનગૃહના અરિસાભુવનમાં બેઠાં બેઠાંય કેવળજ્ઞાન પામ્યાનાં સર્વજ્ઞ થયાનાં દૃષ્ટાંત સાંપડે છે. પુરુષલિંગમાં મુક્તિ મળે છે, તેમ સ્ત્રીલિંગમાંય મુક્તિ સાધ્યાનાં દૃષ્ટાંતો મળે છે. સારાંશ કે કોઈ સિદ્ધાંત એકાંત નથી. અનાસક્તિનો સિદ્ધાંત પણ અપેક્ષાએ છે, અને ત્યાગનો સિદ્ધાંત પણ અમુક અપેક્ષાએ છે. શ્રમણ મહાવીર જેવા ત્યાગના પ્રબળ અને ચુસ્ત હિમાયતીનેય સાધકની કોટિમાં ગૃહસ્થોને

---

[1] साहू, साहुणी, सावय, साविय त्ति चउविहो संघो पन्नतो ( ठाणांगसूत्र )

[2]. રાય પ્રશ્રેણી [3]. જ્ઞાતાસુત્ર [4]. ઉત્તરાધ્યયનસૂત્ર જુઓ.

સ્થાન આપવું જ પડયુ છે. આ વસ્તુ શ્રી આચારાંગમાં પ્રધાનપણે છે એ એની વિશેષતા છે. એના પરનાં મારા તીવ્ર પક્ષપાતનું એ પણ એક કારણ છે.

પણ જ્યારથી એક અપેક્ષિત સિદ્ધાંતને જ સંપૂર્ણ અને સર્વાંગ સત્ય માની લેવામાં આવ્યો છે, ત્યારથી જૈનસંસ્કૃતિમાં સંકુચિતતા પેસતી આવી છે. આજની ઉપર્યુક્ત દશામાં શ્રમણુસંસ્થા કે સમાજસંસ્થાનો દોષ નથી પરંતુ એને વારસાથી ચાલતી આવેલી સંસ્કૃતિના વિકારનો જ દોષ છે.

**સંસ્કૃતિવિકાર**

## સંસ્કારિતા અને ધર્મ

**સંસ્કારિતા** એ ધર્મનું ફળ છે, અને વસ્તુસ્વભાવ એ પદાર્થનો ધર્મ છે. જો પદાર્થના પર્યાયો બદલાય છે તો ધર્મના પર્યાયો શા માટે ન બદલાય ! ઋતુનાં પરિવર્તન થાય, પદાર્થોનાં પરિવર્તન થાય, સૂર્યના તાપનાં ન્યૂનાધિક રૂપે ઉષા, મધ્યાહ્ન અને સંધ્યા જેવાં પરિવર્તનો થાય, તો ધર્મક્રિયાઓનાં પરિવર્તન શા માટે નહિ ?

**પરિવર્તનની આવશ્યકતા**

ભગવાન મહાવીરનું જીવન જુઓ કે એમનું તીર્થ—સંધ-બંધારણ તપાસો. પૂર્વ કરતાં અનેક રીતે પરિવર્તન દેખાશે. જૈન-સંસ્કૃતિનું મુખ્ય ધ્યેય ત્યાગ છે, છતાં એ પોતે આદર્શ ગૃહસ્થ જીવન ગુજારે છે. ગૃહસ્થ જીવનમાંય સંયમ સંભવે છે, એમ જીવી બતાવે છે. ચાતુર્યામની પરંપરાને બદલી તે પાંચ મહાવ્રતોની સ્થાપના કરે છે. વસ્ત્રધારણમાં પરિવર્તન કરે છે. શ્રમણસંસ્થાના નિયમોય નવીન રીતે ઘડે છે. એવી તો નાનીમોટી

**ધર્મસંસ્કરણ નવું નથી**

અનેક ક્રિયાઓમાં પરિવર્તન કરે છે. એ વાત [1] કેશી ગૌતમીય સંવાદમાં સ્પષ્ટ આપી છે. શું આ ધર્મસંસ્કરણનું સૂચક નથી ?

**નવીનતાનો આદર્શ**

શાસ્ત્રોમાં આવતો 'दव्वं, खित्तं, कालं, भावं च विन्नाय' દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને ઓળખી વર્તવા-નો ઉલ્લેખ શું નવીનતાને અપનાવવાનો આદર્શ નથી ?' વ્યવહારોમાં જિનકલ્પનો આવતો નિર્દેશ સંસ્કરણની શક્યતાનો સૂચક નથી, તો બીજું શું છે ?

બીજાં દર્શનોમાં [2] પર્યાયનું નામ સુધ્ધાં નથી ત્યારે જૈનદર્શન પર્યાયને સ્વીકારે છે. આમ અનેક રીતે પરિવર્તન કે સંસ્કરણના નિર્દેશ હોવા છતાં, ખુદ ભગવાન મહાવીર

**નવસર્જન ક્યાં છે ?**

અને એના પટ્ટધર શિષ્યોએ ચાલતી પ્રણાલિકામાં ઉચ્ચ ધ્યેયને અનુલક્ષીને પરિવર્તન કર્યાના સ્પષ્ટ ઉલ્લેખો હોવા છતાં, ઠેઠ જંબૂસ્વામીથી માંડીને આજ સુધીના ઇતિહાસને ઊંડાણથી તપાસીએ તો જણાશે કે ધર્મસંસ્કરણજીવી જૈનો અને રૂઢિભંજક મહાન ક્રાન્તિકાર મહાવીરના અનુયાયીઓ કેવળ પરંપરાજીવી, રૂઢિજીવી રહ્યા છે, નવસર્જક બની શક્યા નથી.

### પ્રગતિરુંધનનું પરિણામ

જૈનસંસ્કૃતિમાં જીવતી જૈન કોમની વર્તમાનમાં દેખાતી અવદશા કે પ્રગતિરુંધનનું મૂળ આ જ છે. જે

**મહાવીરનો જૈન-સમાજ કયો ?**

જૈનસમાજ ગુણપૂજા અને વિકાસપૂજામાં માનનારો હતો તે વ્યક્તિપૂજક બન્યો છે. જે વીરતાભરી અહિંસામાં માનનાર હતો

---

૧ જુઓ શ્રી ઉત્તરાધ્યયનસૂત્રનું ૨૩ મું અધ્યયન.

૨ દર્શનોની માન્યતા માટે પરિશિષ્ટમાં જુઓ: ષડ્દર્શનની સંક્ષિપ્ત મીમાંસા. વૈશેષિકો પરમાણુવાદને માને છે ને એ નિત્ય છે એમ સ્વીકારે છે. વળી દ્રવ્યને પદાર્થરૂપે અને એના ધર્મને ગુણરૂપે તે માને છે. પણ એમાં પર્યાયનો ઉલ્લેખ નથી. એ જ રીતે સાંખ્યમાં, વેદાંતમાં કે ક્યાંય પર્યાયનું નામ જ નથી.

તે આજ પામર અને કાયર બન્યો છે. જે સંયમ અને સત્યનો પૂજક હતો, તે આજે પરિગ્રહી અને વિલાસી બન્યો છે. જે શ્રમજીવી અને બંધુત્વજીવી હતો, તે આળસુ અને ક્લેશી બન્યો છે. જે વિશ્વની સમાનતાનો હિમાયતી હતો, તે સત્તાપૂજક અને સ્વાર્થાંધ બન્યો છે. એમાંય આ વસ્તુની જવાબદારી મુખ્ય છે.

જૈનત્વનો અર્થ

જૈન શબ્દ જે વિવેકભરી ક્રિયાશીલતા સૂચવે છે, આંતરશત્રુઓને જીતવાની જે વીરતા બતાવે છે, અને જગતના સામાન્ય જનસમૂહ કરતાં જ્ઞાન અને ચારિત્ર્યશક્તિની જે વિશેષતા બતાવે છે તે કેટલી, કેવી અને ક્યાં છે ? અન્યધર્મના અનુયાયીઓમાં જે જિજ્ઞાસા, જે લાગણી, જે પ્રેમ જે સંગઠન દેખાય છે, તે જૈનસમાજમાં ક્યાં છે ? આજના જૈનસમાજનું રેખાચિત્ર દોરતાં એક સમર્થ સમાલોચક કહે છે કે " એક સામાન્ય મતભેદ ખાતર અંદરોઅંદર લડીને સાધન, શક્તિ અને સમય વેડફી નાખનાર જો કોઈ સમાજનું ચિત્ર જોવું હોય તો આજના જૈનસમાજ પર દૃષ્ટિ ફેંકજો " વર્તમાન જૈનસમાજને માટે આ કેટલું શરમજનક ! ! !

અસહિષ્ણુતાનો વારસો

આ બધાંનું કારણ વારસામાં મળેલી અસહિષ્ણુતા સિવાય બીજું શું છે ? એ અસહિષ્ણુતા શાથી જન્મી ? એ વિષય ખૂબ જ વિશાળ છે. અહીં તો હું માત્ર અંગુલિનિર્દેશ કરીશ.

### સર્વજ્ઞત્વની માન્યતા

ભાવભૂલ્યાની શબ્દપૂજા

જૈનદર્શનના પ્રત્યેક તીર્થંકર અર્હન્ત, જિન અને સર્વજ્ઞ ગણાય છે. સર્વજ્ઞ એટલે ભૂત, ભવિષ્ય અને વર્તમાનના પ્રત્યેક ભાવને અંજલિજલ સમાન એકી-વખતે જાણનાર અને દેખનાર એવી જૈનોની માન્યતા છે. એવા જ સર્વજ્ઞ ભગવાન શ્રી મહાવીર

થઇ ગયા હતા. આ માન્યતાના સંબંધમાં આપણે કશી ચર્ચા ન કરીએ એ ઈષ્ટ છે. એમાં ઊંડીઊંડી ધર્મશ્રદ્ધાની જે રક્ષા છે, તે માનવસમાજને જરૂરની છે. પણ પ્રશ્ન એ છે કે સર્વજ્ઞને નામે સર્વજ્ઞના શબ્દો પર પણ જે સર્વજ્ઞત્વનો આરોપ કરાયો છે તે કઈ અપેક્ષાએ? શબ્દ પોતે નિત્ય છે કે અનિત્ય? શબ્દ પોતે અપેક્ષિત છે, પુદ્ગલ છે, તો ભાવ અને આશયની નિત્યતા જાળવતાં એમાં પરિવર્તન થવું શક્ય છે કે કેમ?×

શ્રી જંબૂસ્વામીના અંતિમ નિર્વાણ પછી મોક્ષનાં બારણાં બંધ થયાં એવો સ્થાનકસૂત્રમાં ઉલ્લેખ છે. એ જિજ્ઞાસુ વૃત્તિનો ઉલ્લેખ સહેતુક જ હોય એમ સ્વીકારવામાં ખાસ હરકત નથી. પણ એમાંથી એ શીખવાનું નહોતું કે શાસ્ત્રીય વિકાસનાં દ્વાર બંધ કરવાં. શ્રી આચારાંગમાં સ્પષ્ટ જ લખ્યું છે કે જે કેવળજ્ઞાનીઓ ભાખે છે તે જ શ્રુતકેવળીઓ પણ ભાખે છે. જો આચારાંગમાં શ્રુતકેવળીની આટલી યોગ્યતા સૂત્રકાર જણાવે છે, તો શ્રુતકેવળી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ તથા ભાવને જોઇ જૈન-સંસ્કૃતિના મૂળ ઉદ્દેશને જાળવી કર્મકાંડોનાં ખોખાંમાં પરિવર્તન કેમ ન કરી શકે? પણ દુઃખની વાત છે કે એમ કરવાથી રખે શ્રમણ ભગવાન મહાવીરના સર્વજ્ઞત્વમાં વાંધો આવે, એ ભ્રમે આપણી સર્જક પ્રણાલિકાનું ભંજન કર્યું, જિજ્ઞાસુ બુદ્ધિનાં બારણાં બંધ કરી નાખ્યાં? પરિણામે આપણી સાહિત્યસમૃદ્ધિઓ ખૂબ ફૂલીફાલી, પણ એમાં નવસર્જનનું ચેતન બહુ અલ્પ ભળ્યું.

શબ્દ પર સર્વજ્ઞત્વનો આરોપ કરવાને પરિણામે આપણી

× "શાસ્ત્ર પોતે જ એમ ભાખે છે કે શ્રી સર્વજ્ઞ જેટલું જાણે એથી અનંતમો ભાગ ભાખી શકે, અને જેટલું ભાખે એનો અનંતમો ભાગ શ્રી ગણધર એને ગ્રહી શકે; અને શ્રી ગણધર જેટલું ગ્રહે તેનો અનંતમો ભાગ જ ગૂંથી શકે." શબ્દનાં પરિવર્તનનો આધાર આથી વિશેષ બીજો શો જોઇએ?

સાહિત્યોપાસના ભાવપૂજક–ચેતનપૂજક મટી, શબ્દપૂજક–જડપૂજક બનતી ગઈ. આજે જ્ઞાનપંચમીને દિવસે શાસ્ત્રોને શણગારી ઘોડાગાડી કે મોટરોમાં સામૈયું કાઢી ફેરવવાની પ્રથા એનું જ પ્રતીક છે. જેસલમીરના ભંડારોમાં તૂંબડાંની જેમ લટકતાં કે બોરાની થપીની જેમ ખડકેલાં પુસ્તકોને નજરે જોનારને આપણી સાહિત્યોપાસનાનો બહુ સુંદર ખ્યાલ આવી શકશે.

**જડ સાહિત્યોપાસના**

**સત્ય એટલે**

**સત્યને** ત્રિકાલાબાધિત માનનાર કે સમજનારની ફરજ એટલી જ વધે છે. " ઉપન્નેવા, ધુવેવા અને વિગ્નેવા " ઉત્પત્તિ, સ્થિતિ અને લય એવી સતની મળતી શાસ્ત્રવ્યાખ્યા કેવળ પરિવર્તનની સૂચક જ છે. સત્ય પોતે ધ્રુવ છે. એ વાત ખરી, પણ સત્ય જે રૂપકમાં પડે છે તે રૂપક પરિવર્તનશીલ જ છે, અને હોવું ઘટે.

## કર્મકાંડોની અસર

**કર્મકાંડોની અસર**

અહીં કોઈ ત્રિકાલાબાધિતની દલીલ કરતું હોય તો એને પૂછજો કે આસપાસના બાહ્ય કર્મકાંડોની અસરથી જૈનસમાજ પૃથક રહ્યો છે એમ કોણ કહી શકે તેમ છે? શ્રી ભદ્રબાહુ સ્વામીના ભવિષ્ય પ્રમાણે બાર દુકાળ પડ્યા જૈનશ્રમણોને જ્યારે બિહાર અને મગધ છોડવાં પડ્યાં ત્યારે એક શાખા દક્ષિણમાં પ્રતિષ્ઠિત થઈ અને બીજી પહોંચી કાઠિયાવાડ અને ગૂજરાતમાં. દક્ષિણની શાખાનું વલણ જિનકલ્પ તરફ વિશેષ ઢળતું હોઈ એ સંપ્રદાયના શ્રમણવર્ગે દિગંબરત્વ પર ખૂબ ભાર મૂક્યો અને બીજો વર્ગ શ્વેતાંબર જ રહ્યો.

શ્રીમાન શંકરાચાર્યના સમયે દક્ષિણમાં વેદધર્મની જે છાપ

પછી એ કર્મકાંડોની છાપ આજે પણ દિગંબર સમાજમાં કેટલી ઊંડી છે ? જુઓ, દિગંબર શ્રમણની ગોચરી વખતની

અસર કોણ બચ્યું ? ક્રિયા, શ્રાવક વર્ગની જનોઈ ધારણ કરવાની ક્રિયા ઇત્યાદિમાં બ્રાહ્મણ કર્મકાંડોની અસર નથી એમ કોણ કહી શકશે ?

કાઠિયાવાડ, ગૂજરાતમાં વૈષ્ણવ અને શૈવોનું જોર થયું એટલે એનો ચેપ જૈનોનેય લાગ્યો. જૈનોની સામાજિક પ્રણાલિકામાં એની

અન્ય ધર્મોઓની અસર

જ ઊંડી છાપ છે. અસ્પૃશ્યતા, જ્ઞાતિભેદ, કોમીયુરતતા, સ્ત્રીપુરુષના અસમાન અધિકાર વગેરે તત્ત્વો એના પ્રમાણરૂપ છે. આવું તો ઘણું છે. જેની રીતે જૈનજીવન પર એની અસર છે, તેવી જ જૈન સાહિત્ય પર પણ છે જ.

દિગંબરીય સાહિત્યમાં આજે પણ દેખાતા તત્ત્વજ્ઞાનના વલણમાં તદ્દેશીય ઇતર દર્શનના સાહિત્યની અસર ઝળકયા વિના રહેતી નથી.

પરસ્પરની અસર

શ્વેતાંબર સાહિત્યમાં પણ એ વલણ તો સ્પષ્ટ જ છે, અને હોવું જોઈએ. કારણકે તે અનિવાર્ય છે. પાસે ઊભેલા સમાજની છાયા બીજા સમાજ પર પડે એમાં કશું આશ્ચર્ય નથી. જેવી રીતે જૈનદર્શનના સાહિત્યમાં ઇતર છાયા છે તેમ ઇતરમાં જૈનસાહિત્યની છાયા પણ છે જ.

યોગદર્શન સાંખ્યનો જ ઉત્તરવિભાગ છે, એવી[1] પ્રામાણિક માન્યતા છે. કાળદૃષ્ટિએ જોતાં સાંખ્યદર્શનનીયે પહેલાંનો આગમકાળ

પાસેના પડછાયા

છે, એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે. તત્ત્વાર્થસૂત્ર કેવળ જૈન આગમના પાયા ઉપર રચાયું છે, એટલું જ નહિ પણ એનાં બધાં સૂત્રો જૈનઆગમોમાં છે એવું સ્થાનનિર્દેશ કરી સમન્વય બતાવતું એક પુસ્તક પણ બહાર પડી ચૂક્યું છે.[2]

---

૧. ગીતાજીમાં પણ આ જ ભાવ છે જુઓ અ. ૫મો, શ્લોક ૪.

૨. જુઓ ઉપાધ્યાય શ્રી આત્મારામજીકૃત 'તત્ત્વાર્થ ઔર આગમસમન્વય'.

તત્ત્વાર્થના સૂત્રો સાથે યોગસૂત્રોની ઘણે સ્થળે સમાનતા મળી આવે છે એ પરથી એકબીજાની પારસ્પરિક અસર છે, એમ માનવાનુ કારણ છે[3] દિગંબર જેવા તત્ત્વજ્ઞાનનું વિશેષ વલણ ધરાવતા સાહિત્યમા હરિવંશાદિ પુરાણોનુ સ્થાન છે, એ પૌરાણિક સંસ્કૃતિની છાયાનું જ સૂચક છે શ્વેતામ્બર સાહિત્યમા પણ જૈનદૃષ્ટિની ગૂંથણીએ રચાયેલા ઢાળસાગર અને રામરસ પણ મહાભારત તથા રામાયણની પૂર્તિની જ પ્રતીતિ પૂરે છે

**આગમના પ્રમાણો**

એ જ રીતે ગીતામાય જૈનસંસ્કૃતિ તથા બૌદ્ધ સંસ્કૃતિની અતિ ઊંડી છાપ છે એના પ્રમાણો મે પરિશિષ્ટમા આપ્યા જ છે[1] સાધનાના દૃષ્ટિબિંદુથી તપાસતા જૈનોના અહિંસા અને સંયમે વેદધર્મમા ઘણી ઊંડી છાપ પાડી છે, એમા કયો તટસ્થ વિદ્વાન ના કહી શકે તેમ છે? એટલે સાહિત્યદૃષ્ટિએ બંને સંસ્કૃતિની એક બીજા પર ઘણી જ સારી અસર છે પણ મારે અહીં એ કહેવુ છે કે એ બધું હોવા છતાં નવસર્જનની દૃષ્ટિએ વેદસાહિત્ય જેટલુ ખેડાયું છે તેટલુ જૈનસાહિત્ય નથી ખેડાયું અને એનુ કારણ શબ્દે શબ્દે સર્વજ્ઞત્વના આરોપણની આપણી ભ્રમમૂલક માન્યતાનો મળેલો વારસો છે એ યોગ્ય થયું છે કે અયોગ્ય એ માત્ર અપેક્ષાવાદ પર નિર્ભર છે

**નવસર્જનની ભૂખ**

એથી જ જૈનસમાજને તત્ત્વાર્થના પ્રણેતા શ્રી ઉમાસ્વાતિવાચક જેવા સમર્થ સર્જક મળ્યા, જેમણે આગમરહસ્ય લઈ તત્ત્વાર્થસૂત્રને સંક્ષિપ્ત ગદ્યાત્મક શૈલીએ પ્રસન્ન એવી ગીર્વાણગીરામા રચ્યુ, પણ એમા નવસર્જન કેટલુ? એને સરખાવો યોગના પ્રણેતા મહર્ષિ પતંજલિ સાથે પતંજલિમુનિના યોગદર્શનમા વેદ,

---

૧ પરિશિષ્ટમા ષડ્દર્શનની સંક્ષિપ્ત મીમાંસાનો લેખ વાંચો

શ્રુતિ, સ્મૃતિ કે ઉપનિષદ્ કરતાં ઘણાંય નવમૌલિક તત્ત્વો મળી આવે છે, પણ તત્ત્વાર્થસૂત્રમાં એવું કેટલું છે?

સરખાવો[1] શ્રી હરિભદ્રસૂરિ અને શ્રીમાન શંકરાચાર્યને: શ્રી હરિભદ્રસૂરિ એટલે નવસર્જનની મૂર્તિ, પ્રકાણ્ડ:અભ્યાસી અને પ્રતિભાસંપન્ન પુરુષ. પોતે જન્મથી જ બ્રાહ્મણ.

**શ્રી હરિભદ્રસૂરિ**

સરસ્વતીના પરમ ઉપાસક. એમણે સાહિત્યક્ષેત્ર ખેડ્યું. એમની શક્તિ અગાધ, એટલે સાહિત્યનો ઢગ મૂક્યો. પણ એમાં નવસર્જન કેટલું?

યોગદર્શનની અસરથી એમણે યોગશતક, યોગબિંદુ અને યોગદૃષ્ટિસમુચ્ચય રચ્યાં. દાર્શનિક અસરથી ષડ્દર્શનસમુચ્ચય અને ન્યાયના ઇતર ગ્રંથો બનાવ્યા. એમના ત્રીસેક

**અન્ય દર્શનોની હરીફાઇ**

તો સ્વતંત્ર ગ્રંથો અને ઘણા ગ્રંથો પરની ટીકાઓ આજેય મોજૂદ છે. પણ એ બધુંય બીજાં દર્શનોની હરીફાઇરૂપે જાણે કેમ ન નિર્માયું હોય એમ જણાયા વિના રહેતું નથી. એ સાહિત્યમાં નવીનતાનાં આકર્ષણો કેવાં અને કેટલાં? યોગદૃષ્ટિસમુચ્ચયમાં નવીનતા છે એ વાત ખરી, પણ એનો ઢાળો જોઈએ તો તુરત જ જણાઈ રહે કે સંસ્કૃતિનો મળેલો વારસો એમાંય મુખ્યત્વે ઝળકે છે.

શંકરાચાર્યનું બ્રહ્મસૂત્ર પરનું એક માત્ર ભાષ્ય જ જોઇએ, તો નવીનતાનાં દર્શન થયા વિના રહેતાં નથી. અને વિવેકચૂડામણિ તો જાણે તદ્દન નૂતન ગ્રંથ. અંતઃકરણચતુષ્ટયી અને એનાં લક્ષણો આપણને એની મૌલિકતાનું સ્પષ્ટ ભાન કરાવે છે.

આ બન્ને વ્યક્તિઓ વિદ્યા અને પ્રતિભામાં એકબીજાથી

---

[1] આ સરખામણી કાળદૃષ્ટિએ નથી, સાહિત્ય અને પ્રતિભાની દૃષ્ટિએ છે. કાળમાં શ્રીમાન શંકરાચાર્ય કરતાં શ્રીમાન હરિભદ્રસૂરિ ઘણા આગળ છે. જુઓ ધર્મપ્રાણ લોંકાશાહની લેખમાળા.

ઓછી ઊતરે એમ નહોતી. છતા મૌલિક સર્જનમાં આટલો ફેર હોય, એક ક્રાન્તિકાર બને અને બીજા સાહિત્યકાર રહે એમ બન્યુ હોય, તો એનુ કારણ સંસ્કૃતિ-વારસાનુ પરિણામ નહિ તો બીજુ શુ હોઇ શકે?

*સંસ્કૃતિ વારસાનો ભોગ*

## જૈન સંસ્કૃતિ અને વૈદસંસ્કૃતિ

*વૈદસંસ્કૃતિની સર્જનપ્રણાલિકા*

વેદ અને શ્રુતિઓ હોવા છતાં માનવસમાજની વ્યવસ્થાઅર્થે જ્ઞાનવિકાસથી પ્રેરાઇને મનુની સ્મૃતિ રચાઇ. આત્મજ્ઞાનની ક્ષુધા તૃપ્ત કરવા અર્થે ઉપનિષદો નિર્માયા તર્કવિરામે દર્શનોને જન્મ આપ્યો બાળમાનસ માટે પૌરાણિક સંસ્કૃતિ જન્મી આદર્શ ગૃહસ્થજીવનના પ્રત્યેક ક્ષેત્રને વ્યક્ત કરતા અને કર્તવ્યધર્મનો અણમોલ આદર્શ આપતા મહાભારત અને રામાયણ સર્જાયાં એવી તો અનેક નવીનતાઓ છે અરે! એક શંકરાચાર્યના માત્ર અદ્વૈતમત પર જ વિચાર કરીએ, તોય એ જ સિદ્ધાત પર કેટલુ નવસર્જન થયુ એનો ખ્યાલ આવે આજે પણ એવી પ્રણાલિકા ચાલે છે કે જે આચાર્ય શંકરાચાર્યની ગાદી પર આવે એમણે બ્રહ્મસૂત્ર પર નવીન દૃષ્ટિએ ભાષ્યનુ નિર્માણ કરવુ જ જોઇએ. એ શુ નવસર્જક શક્તિની ઉદ્‌બોધનારી સંસ્કૃતિના વારસાનુ સૂચક ચિહ્ન નથી?

*જૈનસાહિત્યનુ ચેતન*

<u>ગીતાનો સમૃદ્ધ ફાલ એ સંસ્કૃતિવારસાને આભારી</u> છે વળી એક જ ગીતા પર જુઓ જ્ઞાનેશ્વરી ગીતા કે તિલક ગીતા, એની તો અનેક ટીકાઓ અને એની પ્રત્યેક ભાષામા છપાયેલી સેંકડો આવૃત્તિઓ, તેમજ દરેક ટીકા ગ્રંથમાં પણ જાણે મૌલિક તત્ત્વ જ ભર્યું હોય એમ દેખાયા વગર રહેતુ નથી. જ્યારે જૈનોને સિદ્ધસેન દિવાકર જેવા તાર્કિક શિરોમણિ પંડિત મળે છે, તોય એમના નવસર્જનથી જૈન સાહિત્ય નવપલ્લવતા નથી પામી શકતુ કેટલી

ખેદની બીના ! આપણી પુરાણસંસ્કૃતિની સુસ્તતાનો અને આપણી એ નવસર્જનશક્તિને કોટ બાંધવાનો એક જ દાખલો જુઓ. આપણા એ સમર્થ પંડિત '**नमोअरिहंताणं**' એવાં પંચ પરમેષ્ટીનાં પદોનો માત્ર સસ્કૃત ભાષામાં "**नमो अर्हत्सिद्धाचार्योपाध्यायसाधुभ्यः**" રચે છે કે તુરત જ જાણે મહાગુનો કરી નાખ્યો હોય તેમ સંઘ-બહાર મૂકવાની ક્રિયા ઠેઠ ઇતિહાસને પાને ચડે છે ને આપણી વારસાગત સંસ્કૃતિના કોટ પર એક ઊંડી મહોરછાપ મારી જાય છે. અને એવો વારસો જેમજેમ મળતો જાય છે તેમતેમ જૈન પ્રજા જિજ્ઞાસુ બુદ્ધિથી પર થતી જાય છે.

નપાસો ઠેઠ ઇ. પૂ. નો ૪૦૦ વર્ષ પૂર્વેથી માંડીને આજ સુધીનો ઇતિહાસ. તાર્કિક ચૂડામણિ સિદ્ધસેન દિવાકર, શ્રીમાન હરિભદ્રસૂરિ, શ્રીમાન હેમચંદ્રાચાર્ય જેવા સમર્થ પ્રભાવિક પુરુષો મળ્યા; શ્રીઅભયદેવસૂરિ, શ્રીવાદીદેવસૂરી અને શ્રીયશોવિજયજી જેવા મહાપંડિતો મળ્યા; અને એ જ રીતે દિગંબર સંપ્રદાયમાં સમંતભદ્રાચાર્ય, દેવનંદી–અકલંક અને એવાએવાં સમર્થ વિદ્વદ્રત્નો મળ્યાં; પણ આપણા એ મહાસમર્થ આચાર્યો પાસેથી પણ આપણે કશું નવું ન મેળવી શક્યા, અને કેવળ પ્રાચીન સંસ્કૃતિના પ્રભાવે વારસાજીવી બન્યા; જોકે વારસાજીવી હોવા છતાં બીજાનાં આંદોલનોની અસર તો આપણને મળી જ છે, જે મેં આગળ સ્પષ્ટ કર્યું છે. આજનું ર૬ માનસ નવીનતા તરફ સુગ કરતું થઈ ગયું છે, અને નવીન આંદોલન જાગે કે તુરત એને દાબી દેવા માટે સજ્જ રહે છે. તેમ જ આજના જૈનસમાજની શક્તિ નવસર્જનને વિકસાવવાને બદલે નવસર્જનનાં બળોને વિઘાતક એવા આંતરકલહોમાં વેડફાય છે, એનું મૂળ અહીં છે. જ્યાં સુધી એ આખી સંસ્કૃતિ પલટો ન પામે ત્યાં સુધી અંદરઅંદરની શક્તિઓ આ રીતે ક્ષીણ થાય છે, અને થવાની જ. વર્તમાન સંસ્કૃતિના વલણનો પલટો કરી શુદ્ધ જૈનસંસ્કૃતિનું પુનરાંદોલન જગાવવું એ જ સંસ્કૃતિસુધારનો અને પરિસ્થિતિઉદ્ધરનો

સાચો અને શ્રેયસ્કર માર્ગ છે. હવે આપણે એ પ્રાચીન સંસ્કૃતિમાંથીયે જે વિચારક અને નવસર્જક બળો ઉત્પન્ન થયાં તેનો અને જૈનસમાજે એનો ઉપયોગ શો કર્યો એ વાતનો વિચાર કરી લઇએ.

### જૈન ઇતિહાસનાં સુવર્ણ પાત્રો

**વિક્રમની** શતાબ્દી પછીના જૈન ઇતિહાસમાં સુવર્ણ પાત્રો મળે છે પાંચ. પ્રથમ મળે છે શ્રીમાન કુંદકુંદાચાર્ય. ચીલેચીલે ચાલતા

**શ્રીમાન કુંદકુંદાચાર્ય**

જૈનસમાજમાં એમણે આધ્યાત્મિકતાના ઝોકવાળું નવીન કિરણ ફેંક્યું છે. સમયસારનો અણમૂલો તત્ત્વજ્ઞાનનો ગ્રન્થ એની સાક્ષીભૂત છે. અષ્ટપ્રાભૃતમાં એકેક તત્ત્વોની કરેલી સમાલોચના એકાંત ધાર્મિક ક્રાન્તિની અને નવીનતાની સૂચક છે. ભલે એ નવીનતાએ સમગ્ર સંસ્કૃતિનો પલટો ન કર્યો હોય, પરંતુ કર્મકાંડીય વલણવાળા માનસ સામે એમના સાહિત્યે જબ્બર ક્રાન્તિ જગાવી છે એમાં શંકા નથી.

બીજું સુવર્ણ પાત્ર મળે છે 'ધર્મપ્રાણ' લોંકાશાહ. એમણે જે નવીનતા આપી છે એ વ્યવહારુ અને અદ્ભુત છે. કર્મકાંડોની જટિલતા, આધનબદ્ધતા, રૂઢિચુસ્તતા અને શ્રમણસસ્થાની

**ધર્મપ્રાણ લોંકાશાહ**

શૈથિલ્યવૃત્તિ તથા સામાજિક અવ્યવસ્થા તથા સત્તાશાહીના વિકાર સામેનો પ્રબળ રોષ એમની સાર્વત્રિક જીવનચર્યાથી સ્પષ્ટ તારવી શકાય છે. જૈનસમાજની વિકૃતિના કોઈ પણ નાડપારખુ આદર્શ ચિકિત્સક અને સિદ્ધાંત ખાતર સર્વાર્પણ કરી જૈનસમાજના રૂઢ માનસ સામે ઝઝૂમનાર કોઇ હોય તો તે અજોડ ધર્મક્રાન્તિકાર ધર્મપ્રાણ લોંકાશાહ.

**ત્રીજું** સુવર્ણ પાત્ર છે આપણા અલબેલા યોગીશ્વર શ્રી આનંદઘનજી. સાંપ્રદાયિકતા અને સત્તા સામેનો પ્રબળ વિરોધ એમના એક જ જીવનપ્રસંગ પરથી જોઈ શકાય છે. યોગીશ્વર

**યોગીશ્વર આનંદઘનજી**

એક ગામમાં ગયેલા. સમાજના વડેરા આવે ને વ્યાખ્યાન વંચાય એવી ગ્રામપ્રથા હતી. પણ યોગીશ્વરે તો સમય થતાં વ્યાખ્યાન ચાલુ કર્યું.

એમને તો શ્રોતાની ગરજ હતી, શ્રીમંતની નહોતી. શ્રીમંત પણ સાચો શ્રોતા હોય તો એનું સ્થાન પહેલું ભલે આવે, પણ જૈનદર્શનમાં ઉચ્ચતાનું માપ ધન, સત્તા કે શાણપણથી નહિ માત્ર યોગ્યતાથી મપાય છે. એ યોગીશ્વરનું જીવનસૂત્ર હતું.

શેઠજી મોડા આવ્યા અને વ્યાખ્યાન તો ચાલુ થઇ ગયું હતું. શેઠજીને રોષ ચડ્યો ને યોગીશ્વરને ટંકાર કરી. આ એક નિમિત્તે, જૈનસમાજના દુર્ભાગ્યે એણે એક સમર્થ પુરુષને ગુમાવ્યા.

યોગીશ્વરે આત્મવિકાસ તો સાધ્યો જ. આજે પણ એમનાં પદો યોગીશભૂમિકાની સાક્ષી પૂરી રહ્યાં છે. એમની સમતાયોગની સાધના કેવી જીવનવ્યાપી અને સર્વતોમુખી ઉદાર હતી એ ' ષડ્દર્શન જિન અંગ ભણીજે' એ પદ સ્પષ્ટ કરે છે. જૈનસમાજે જો એ મહાપુરુષને પચાવ્યા હોત તો જૈનસમાજનું નવચેતન કોઈ અનેરું હોત. પણ એ બીચારો શું કરે! એને તો ત્યાંય નડી પેલી વારસાપ્રાપ્ત સંસ્કૃતિ.

ચોથું સુવર્ણ પાત્ર શ્રીમદ્ રાજચંદ્ર. શ્રીમદ્ એટલે આધ્યાત્મપંથનો એકલવયો પથિક, અધ્યાત્મરસનો રસિક મધુકર. એમનાં કાવ્ય જુઓ, પત્ર જુઓ, લેખ જુઓ કે પુસ્તક જુઓ. એમનું રસક્ષેત્ર

શ્રીમદ્ રાજચંદ્ર

માત્ર એ જ. એમના પર છાયા છે કુંદકુંદાચાર્ય તત્ત્વજ્ઞાનીની એ ખરું. છતાં એમની નવસર્જક શકિત અવશ્ય છે એમાં સંશય નથી. એમના સાહિત્યમાં ચાલતી આવેલી સંસ્કૃતિની છાયા છેક જ નથી એમ નિશ્ચિતપણે ન કહી શકાય. એમનાં કાવ્યોમાં સ્ત્રીને ' કાષ્ટની પૂતળી 'ની ઉપમા આપેલી નજરે ચડે છે. એમના આધ્યાત્મિક સંગીતમાં નિવૃત્તિપ્રધાનતાનો સ્વર મુખ્યત્વે ગુંજે છે. આ પાત્રનેય જૈનસમાજ ન ઝીલી શક્યો, એમ કહેવું અસ્થાને નથી. કદાચ આમાં બાહ્ય કર્મકાંડો પ્રત્યેની છેક જ એમની ઉદાસીનતા કારણભૂત હોય!

આમાંનાં કોઈ કર્મપ્રેમી, કોઇ જ્ઞાનપ્રેમી અને કોઈ ભક્તિપ્રેમી;

છતાં એ ગણાયા તત્ત્વજ્ઞાનીઓ, એક ગણાયા, યોગી, અને એક થયો તત્ત્વજીવી, સિદ્ધાંતજીવી, ધર્મજીવી મરજીવો. એ બધાયમાં વારસાગત સંસ્કૃતિ તો હતી. છતાં નવીનતા પણ સાથે ને સાથે જ હતી. એ નવસર્જનને જૈનસમાજે ન ઝીલ્યું કે ન વિકસાવ્યું. પણ ઊલટું પાછળના રૂઢિચુસ્ત વિદ્વાનોએ અને સંપ્રદાયગઢના રક્ષકોએ એને ચગદવાં માટે બળ ખર્ચ્યું. કેવી હતભાગ્યતા ! પણ એમાં દોષ કોનો ?

પાંચમું સુવર્ણ પાત્ર શ્રીયુત વાડીલાલ મોતીલાલ શાહ વાડીલાલ એટલે સમાજનો જ્વલંત દીપક, સમાજ રચવાની ભવ્ય કલ્પનાઓમાં સ્વતંત્ર વિહરનારો વિહંગમ એમનું તત્ત્વજ્ઞાન સદ્‌ગત વા. મો. શાહ સાગરસમું ઊંડું, છતાં એની કલમ તીખી ને તમતમતી. એના મનોરથો દિવ્ય. છતા કરુણ પ્રણાલિકાભેદે એ સાહિત્યમાં આજે પણ એવું જ કંઇક અગમ્ય કથે છે. એ હતો કર્મજીવી મરજીવો, તોય અકથ્ય વેદના ઠાલવી વિદાય થયો.

આ બધાં પ્રમાણ આપી હું એમ કહેવા માગું છું કે જ્યારથી જૈનસંસ્કૃતિમાં બાહ્ય કર્મકાંડો પર ભાર મુકાતો ગયો અને આંતરિક વિકાસ ગૌણ બનતો ગયો, ત્યારથી

પરિણામ

મૌલિક જૈનસંસ્કૃતિ ભુલાતી ગઈ અને પરિણામે જીવન અને ધર્મના રાહો જુદા પડી ગયા. પછી અહિંસામાંથી વીરતા ઘટી ગઇ, સંયમને બદલે પરિગ્રહ વધ્યો ('**सव्वे जीव करूं शासन रसी**' ને બદલે ઘર ઘરમાં જ નજીવા કારણોને ઓઠે કલેશો વધ્યા. એનું કારણ જૈનધર્મ કે જૈનશાસ્ત્રો નહિ, પણ વારસામાં મળેલી સંસ્કૃતિ છે. અને તે આમૂલાગ્ર પલટો માગે છે)

આ મૌલિક વિચારણા સ્થાપિત કરવા માટે જ આચારાંગમાં સત્ય, અહિંસા, સંયમ, ત્યાગ, તપશ્ચર્યા અનાસક્તિ ઇત્યાદિ

**આચારાંગમાં ધર્મનું સ્વરૂપ**

વિકાસનાં અંગો કેવાં વાસ્તવિક સ્વરૂપે ચર્ચ્યાં છે, એનો વાચક પોતે જ સ્વતંત્ર બુદ્ધિથી તોલ લાવવા પ્રયત્ન કરે. એ વિચારતાં એને લાગશે કે જૈનધર્મ એટલે નૈસર્ગિક ધર્મ હોય. તે કોઈ પણ ક્ષેત્રમાં સ્વાભાવિક જ પળવો જોઈએ. એથી જ શ્રી આચારાંગસૂત્ર કહે છે કે આ ધર્મ કોઈ અમુક વર્ગનો જ નથી, સૌનો છે.

મારા વક્તવ્ય અને આચારાંગનાં કિરણોનો સમન્વય બનાવી હવે શ્રી આચારાંગ પાછળનાં મારા દૃષ્ટિબિંદુઓનો નિર્દેશ કરી દઉં.

× × ×

## દૃષ્ટિબિંદુઓ

આ પહેલાં ભાષાન્તર પામેલાં પ્રકાશનો કરતાં આનો નોંધવિસ્તાર વધુ સમૃદ્ધ કર્યો છે અને પરિશિષ્ટ પણ ઉમેર્યું છે.

**નવીનતા**

શ્રી આચારાંગના પ્રથમ શ્રુતસ્કન્ધનાં સૂત્રો સંક્ષિપ્ત છતાં જે ગાંભીર્ય, ઊંડાણ, સર્વવ્યાપકતા ધરાવે છે, એનું યત્કિંચિત્ પણ નોંધદ્વારા ભાન થાય, તો પાઠકને માત્ર પરંપરાગત જ નહિ પણ સ્વતંત્ર વિચારસરણી ખીલવવાનીય તક મળે, એ આ નોંધવિસ્તારની પાછળનું મુખ્ય દૃષ્ટિબિંદુ છે. અને સાધકજીવનને લગતી ઝીણામાં ઝીણી બાબત પણ સૂત્રકારે ન જવા દેતાં એની ગૂંથણી કેટલી સુંદર, રોચક અને પ્રસન્ન શૈલીમાં રચી છે ને સાધકના જીવનવિકાસનો ઉકેલ આપ્યો છે, એનો ખ્યાલ આવે, ઇત્યાદિ ગૌણ બાબતો તો અનેક છે.

પરિશિષ્ટદ્વારા શ્રી આચારાંગનો ઊંડો સૂર જેટલો વધુ સ્પષ્ટ અને સુરેખ રીતે બહાર લાવી શકાયો છે તેટલો પરિશિષ્ટ વિના ન લાવી શકાત. શ્રી ગીતા અને શ્રી આચારાંગનું અનેક દૃષ્ટિએ

બતાવેલું પ્રમાણપૂર્ણ અને શાસ્ત્રીય સામ્ય ભારતીય તત્ત્વજ્ઞાનની એકતાનું સૂચક છે.એમ પ્રત્યેક સાધકને જ્ઞાન થાય તો સર્વધર્મસહિષ્ણુતા કે સર્વધર્મસમભાવનું તત્ત્વ સહજ રીતે જીવનમાં વણાય. અને એ સૌથી પ્રથમ જરૂરનું છે.

ઉપરના બાહ્ય ક્રિયાકાંડોના સામાન્ય ભેદથી કે વિચારોના સામાન્ય મતભેદથી ધર્મને બહાને આજે અસામંજસ્ય વધી રહ્યું છે તેનો પ્રતીકાર કરવાની સાચી ધર્મદષ્ટિ પ્રગટે, અનાસક્તિ અને ત્યાગનો મૌલિક આદર્શ અને ઉદ્દેશ સમજી જીવનમાંની ધર્મ અને કર્મ વચ્ચે અસંગતતાઓ દૂર થાય, એ ખાતર સમન્વય સૂચવતા પરિચ્છેદો છે. પડ્દર્શનની સંક્ષિપ્ત મીમાંસા અભ્યાસીને ઉપકારક થઇ પડે એટલા સારુ છે. અને છેલ્લે આપેલો પારિભાષિક શબ્દકોષ એ પરિશિષ્ટનું ખાસ ઉપયોગી અંગ છે. ઘણા સારાસારા વિદ્વાનો પણ તે તે દર્શનોની ધાર્મિક પરિભાષાના શબ્દોના અર્થજ્ઞાતા ન હોવાને કારણે ઘણીવાર અક્ષમ્ય એવી ભૂલો કરી નાંખે છે. એ ખાતર ખાસ જૈનધર્મની પરિભાષામાં આવતા પારિભાષિક શબ્દોના અર્થ દાર્શનિક અને લૌકિક પરિભાષાને સામે રાખી મૂકયા છે.

જેમ હું પ્રત્યેક અનુવાદમાં વૃત્તિ, ચૂર્ણિ, દીપિકા ઇત્યાદિને નજર સામે રાખું છું, તેમ આ અનુવાદમાં પણ એ નીતિ મેં સ્વીકારી તો છે જ. પણ જ્યાં જ્યાં ટીકાકારોના ભિન્નભિન્ન મતો પડયા છે, ત્યાં એનો નિર્દેશ કરી મે મારું સ્વતંત્ર મંતવ્ય પણ રજૂ કર્યું છે, અને

**મન્તવ્ય**

એને લગતાં પ્રમાણો અને દલીલો મૂકી છે. આ અનુવાદમાં કેટલાંક સ્વતંત્ર મન્તવ્યો પણ મેં સાદર મૂક્યાં છે. પણ એ જ્યાં જ્યાં છે, ત્યાં સૂત્રકારનો આશય અને ઇતર ટીકાકારોના અભિપ્રાયોને દર્શાવ્યા છે, એટલે પાઠક એમાંથી નિર્ભેળ રીતે જુદાં તારવી શકશે. એ સંબંધમાં

કોઇને જે કંઇ પૂછવા યોગ્ય લાગે તે સ્વયં સમાધાન ન કરતાં નિઃસંકોચભાવે મને પુછાવી લે એ હું ઇચ્છું છું.

આ અનુવાદમાં પણ સંકલનાદષ્ટિ તો પૂર્વવત્ જ છે. આ અનુવાદની અર્થરચનામાં સૂત્રોના અક્ષરશઃ અર્થો જ મૂક્યા છે અને જ્યાં આંતર વક્તવ્ય છે તે (   ) કૌંસમાં મૂક્યું

સંકલના અને રચના

છે. નોંધરચનામાં આચારાંગની મૌલિક સંસ્કૃતિ જાળવવાની અને આજની જૈન સંસ્કૃતિથી ટેવાયેલા સાધકને મૌલિક જૈનસંસ્કૃતિ તરફ વધુ લક્ષ આપતો કરવાની દષ્ટિ મુખ્ય રાખી છે. એથી કદાચ ઘણુંય પ્રથમ દષ્ટિએ જોનારને નવીન જેવું લાગશે, કેટલાકને ક્ષોભજનક કે કુતૂહલજનક પણ નીવડશે. પરંતુ જેમજેમ તે સ્વતંત્ર બુદ્ધિથી વિચારશે, તેમતેમ એમાંથી નવપ્રેરણા મળી શકશે. સાધકના જીવનમાં ક્ષણે ક્ષણે ઉદ્ભવતા વિકલ્પો, વૃત્તિનાં દ્વંદ્વો અને આવી પડેલી ખાટીમીઠી પરિસ્થિતિઓમાંથી ઊગરી એકાંતશાંતિ અને અડોલ સમભાવમાં રહી શકવાની શક્તિ કેળવવાનું કોને મન ન થાય? એ જિજ્ઞાસાને સંતોષવાનું લક્ષ નોંધ, ઉપસંહાર અને બીજી વિવિધ સામગ્રીની રચના પાછળ મુખ્યરૂપે રાખવા પ્રયત્ન કર્યો છે.

સરળતા

ભાષાદષ્ટિએ સરળ શબ્દો વાપરવા તરફ વિશેષ ધ્યાન આપ્યું છે. એ ઉપરાંત પણ આ સૂત્ર કેવળ સૂત્રાત્મક હોઇ ભાવનાદષ્ટિએ અતિ ગહન છે, એને ભાવની દષ્ટિએ પણ હળવું બનાવવા શક્ય એટલો પ્રયત્ન સેવ્યો છે. આધ્યાત્મિક ભાવના તથા પારિભાષિક શબ્દ ઉપર જૈન સંસ્કૃતિની છાપ હોવી સ્વાભાવિક હોવા છતાં કોઈ પણ ધર્મનો સાધક એ બધા ભાવોને સમજી શકે એટલું જ નહિ, બલ્કે જીવનગ્રાહ્ય બનાવે એ રીતે લખવા કોશિશ કરી છે.

ગૃહસ્થદશાના સાધક જીવનથી માંડીને ત્યાગીજીવનના આજ સુધીના મારા પોતાના અનુભવો અને અનેક સાધકોના સુખદ

સહકારથી સાંપડેલા વિવિધ બનાવોની ગૂંથણીઓ આમાં પરોવાઈ છે. **સારાંશ કે આચારાંગનો અનુવાદ કેવળ મારા અભ્યાસનું જ નહિ પણ મારા જીવંત અનુભવનું ફળ છે. આચારાંગે મારા જીવનમાં રસ, ઉત્સાહ, શાંતિ અને સંતોષ પ્રેર્યાં છે એમ હું સ્પષ્ટ કહી શકું છું.** શ્રી આચારાંગકારે આધ્યાત્મિક જીવનનું ચિત્ર એટલું તો નૈસર્ગિક, રસિક અને પ્રેરક દોર્યું છે કે કોઇ પણ સાધક કોઈ પણ ક્ષેત્રમાં રહેવા છતાં એને ઝીલી શકે એટલું એ સરળ છે.

**શ્રીઆચારાંગકાર** જેમ તુલનાત્મક પદ્ધતિનું ધોરણ પ્રથમથીજ શરૂ કરે છે તેમ એ ધોરણ એના અનુવાદમાંય જાળવ્યું છે. આચારાંગકારની પદ્ધતિ જેમ પ્રત્યેક ભૂમિકાના પ્રશ્નોને છણે છે,

**પદ્ધતિ**

ત્યાગ અને અનાસક્તિ બન્ને તે સ્વીકારે છે, ગૃહસ્થ સાધક અને ત્યાગી સાધક બન્નેને વિકાસની સમાન તક આપે છે, દરેક દર્શન, મત, કે માન્યતાને સત્યના એક જ કેંદ્ર પર સ્થાપિત કરવા મથે છે, તેજ દૃષ્ટિ અનુવાદમાં રાખી છે. અને એજ વસ્તુને વધુ સ્પષ્ટ કરવા માટે પરિશિષ્ટમાં શ્રીભગવદ્ ગીતા અને શ્રી આચારાંગની તુલના ગોઠવી છે, બન્નેનાં સૂત્રો સામ સામે મુકયાં છે. કોણ નમે છે કે કોણ જીતે છે! એનો નિર્ણય તો પાઠકોજ કરે. મને પૂછે તો એટલું જ કહું કે બન્ને સાધકજીવનનાં સમાન પાસાં છે, બન્ને પાસાં સાધકજીવન માટે સમાન સર્વથા ઉપયોગી અને આદર્શસમાં છે.

**મારી** પાસે પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ બનેલાં તૈયાર હતા, છે; છતાં મેં પ્રથમ શ્રુતસ્કન્ધની પ્રથમ પસંદગી શાથી કરી? એનો નિર્ણય હું આપુ એ કરતાં પ્રો. દવેએ "શ્રી

**પસંદગી**

આચારાંગ સૂત્ર"ની ઓળખમાં આપેલી વિગત વાંચી લેવાની ભલામણ કરું તો શું ખોટું ! પ્રથમ શ્રુતસ્કન્ધ તત્ત્વજ્ઞાન અને સાર્વત્રિક ઉપયોગિતાની જે પૂર્તિ.

કરે છે તે દ્વિતીય શ્રુતસ્કન્ધમાં નથી. દ્વિતીય શ્રુતસ્કન્ધમાં પણ સાધકની ચર્યા અને યમનિયમોનું વસ્તુ ઓછું મૂલ્યવાન નથી, પણ એ વસ્તુ ખાસ કરીને ભિક્ષુકજીવનને સંબંધ ધરાવતું હોઈ સાધકને સર્વાંગ અને સૌરભભર્યા જીવન સારુ પૂર્વાર્ધ જેટલું આવકારલાયક ન થઈ શકે, એ બનવા યોગ્ય છે.

**મૂળપાઠ**

**મૂળપાઠની** માગણી ઘણા જૈન સાધકોની રહે છે, એ વાત મારી જાણબહાર નથી, મૂળ સૂત્રો આપી નીચે અનુવાદ કરવાની તરફેણમાં તો હું પ્રથમથી જ નથી, અને છેલ્લે મૂળપાઠ આપવાથી મૂલ્ય અને ગુરુત્વમાં બોજો થાય એટલે એવા વિશિષ્ટ જિજ્ઞાસુઓ અલગ મળતા મૂળસૂત્રને મંગાવી લે એ સરળ માર્ગ છે.

આ દષ્ટિબિંદુઓ જાણી લીધા પછી આ પ્રથમ શ્રુતસ્કન્ધમાં આવતું વસ્તુ **શું** છે, એ જાણવાની ઇચ્છા થાય એમને ગ્રંથ પોતેજ કહી આપશે એ ઉપરાંત એ વિષયની સ્પષ્ટતા ડો. હવે એ દોરેલી શ્રી આચારાંગસૂત્રની ઓળખ, અનુક્રમણિકા અને પરિશિષ્ટ વગેરે કરી આપશે.

**આકર્ષણ**

ગૃહસ્થજીવન ગાળતા સાધકનેય જીવનવિકાસની તક આપે, સંયમી જીવન ગાળનારમાંય શુષ્કતાને બદલે રસિકતા પ્રેરે, ત્યાગી સાધકનેય ત્યાગ પાછળનો ઉદ્દેશ સમજાવે, અકાર્મણ્ય અને ડરપોક વૃત્તિ છોડાવી કર્મયોગી અને નિર્ભય બનાવે, લોકસંગમાં રહેતા શ્રમણને સત્પ્રવૃત્તિશીલ રહેવા છતાં સમાજ અને સ્વોત્કર્ષ સાધવાની ચાવી બતાવે અને વ્યક્તિવિકાસમાં માનનારને પોતાના આધ્યાત્મિક ક્ષેત્રમાં સરળતા કરી આપે એવા 'આચારાંગ' પ્રતિ કોણ ન આકર્ષાય?

**ઉરના અભિલાષ**

આ અનુવાદ આપણી ધર્મબાધક રૂઢિગત પ્રણાલિકાનું ભંજન કરી સાચું અને નિર્મળ જૈનત્વ લાવવામાં ઉપયોગી થાય; તથા એવો પ્રયત્ન કરતા સાધકોને યત્કિંચિત્ પણ આશ્વાસનદાયક નીવડે; અને વિશિષ્ટ અભ્યાસી સાધકોને પ્રોત્સાહન આપી શકે; તોય હું મારો પ્રયત્ન સાર્થક લેખીશ. માત્ર એટલું જ કે જેવી રીતે શ્રી આચારાંગનું વાચન અનેક કોલાહલો વચ્ચે મારામાં શાન્તિનો સંચાર કરે છે, તેવી રીતે સૌને તે ઇષ્ટ થાઓ એ જ શુભેચ્છા. ॐ શાંતિઃ

કાંદાવાડી ઉપાશ્રયસ્થાન ]

'સંતબાલ'



# શ્રી આચારાંગસૂત્ર

## નિ....દ....ર્શ........ન

શ્વેતામ્બર જૈનસિદ્ધાન્ત કે આગમ મુખ્યતઃ ૭ વિભાગમાં વહેંચાયેલ છે. (૧) બાર અઙ્ગ, (૨) બાર ઉપાઙ્ગ, (૩) દસ પ્રકીર્ણ, (૪) ૭ છેદસૂત્ર, (૫) ચાર મૂલસૂત્ર અને (૬) અનુયોગદ્વાર આદિ છૂટક ગ્રન્થો. શ્વેતાંબર સાધુમાર્ગીય સંપ્રદાય અંગ, ઉપાંગ, મૂળ અને છેદ એવા ચાર વિભાગો મળીને બત્રીસ સૂત્રોને પ્રમાણભૂત ગણે છે. દિગમ્બર જૈનસિદ્ધાન્તની વ્યવસ્થા ઉપલી રૂપરેખાથી કંઈક જુદી છે, તોપણ બધા ફિરકાઓ એક વાત તો નિર્વિવાદપણે સ્વીકારે છે કે સમસ્ત આગમ પૈકી બાર અઙ્ગગ્રન્થો સૌથી જૂના અને ઉપયોગી છે. તે બાર અઙ્ગગ્રન્થોનાં નામ નીચે પ્રમાણે છેઃ (૧) આચારાઙ્ગ, (૨) સૂત્રકૃતાઙ્ગ, (૩) સ્થાનાઙ્ગ, (૪) સમવાયાઙ્ગ, (૫) ભગવતી વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ, (૬) જ્ઞાતા ધર્મકથા, (૭) ઉપાસકદશા, (૮) અન્તકૃદ્દશા, (૯) અનુત્તરૌપપાતિકદશા, (૧૦) પ્રશ્નવ્યાકરણ, (૧૧) વિપાકસૂત્ર, (૧૨) દૃષ્ટિવાદ. આ બારે અઙ્ગગ્રન્થો પૈકી શ્રી આચારાંગસૂત્ર અનુક્રમે તેમ ગામ્ભીર્ય અને

જૈનસૂત્રો અને આચારાંગ

ઉપયોગિતાની દૃષ્ટિએ પ્રથમ છે. સમસ્ત આગમના મૌલિભૂત આ અડગગ્રન્થનાં ટિપ્પણભાષાન્તર પૂજ્ય મુનિશ્રી 'સંતબાલ'જી જેવા પ્રખર અભ્યાસી વિદ્વાન તરફથી લોકસંગ્રહાર્થે બહાર પડે છે, એ આપણા બધાના સદ્‌ભાગ્યનું ચિહ્ન છે.

ગ્રંથનાં મૂલ્ય

શ્રી આચારાંગસૂત્રની અમૂલ્યતા તરફ પશ્ચિમના વિદ્વાનોનું લક્ષ ઈ. સ. ૧૮૮૨માં જ્યારે તેને પ્રો. જેકોબીએ લંડનમાં Prakrit Text Seriesમાં છાપી Sacred Books of the Eastના બાવીસમા પુસ્તકમાં તેનો અનુવાદ કર્યો, ત્યારથી જ દોરાયુ છે ત્યારપછી પ્રો. શૂબ્રિંગે સને ૧૯૧૦માં લીપઝીગ મુકામે German Oriental Seriesના ૧૨મા મણકામાં પૂર્વાર્ધ છાપી પ્રસિદ્ધ કર્યો તેનું જ જર્મન ભાષાન્તર "Words of Mahavira"ના પૃ. ૬૬થી ૧૨૧માં આપ્યું. સિવાય હિન્દુસ્તાનમાં આગમોદય સમિતિ તરફથી ટીકા સાથે તથા રાજકોટ વગેરે સ્થળેથી ભાષાન્તરો સાથે આ ગ્રન્થ બહાર પડ્યો છે.

મૌલિકતા અને મહત્તા

શ્રી આચારાગસૂત્રને ૨૫ અધ્યયન કે અધ્યાય છે, તેના ૭ વિભાગ છે (જેને સ્કંધ કહેવામાં આવે છે). (૧) અધ્યયન ૧ થી ૯ સુધી, જેનું નામ बम्भचेराइ (ब्रह्मचर्याणि) અથવા प्रथमश्रुतस्कंध છે. (૨) બીજો श्रुतस्कन्ध અધ્યયન ૧૦ થી ૨૫ નો છે અને તે ત્રણ સમૂહમાં (જેને चूलिका અથવા चुडा નામ છે તેમાં) વહેંચાયેલ છે. પ્રથમ ચૂલિકામાં અધ્યયન ૧૦ થી ૧૬, બીજીમાં ૧૭ થી ૨૩ અને ત્રીજીમાં ૨૪ અને ૨૫ અધ્યયનોનો સમાવેશ થાય છે. પ્રત્યેક અધ્યયનના પેટાવિભાગ उद्देश નામથી ઓળખાય છે, આવા ઉદ્દેશોની કુલ સંખ્યા પંચોતેરથી વધારે છે.

શ્રી આચારાંગના ઉપર જણાવેલ વિભાગસૂચક શબ્દો-સ્કંધ અને-ચૂલિકા, જ બતાવી આપે છે કે આ ગ્રન્થ એકીસાથે અને

એક જ સમયે તેમજ એક જ હાથે રચાયેલ ન હોય. [1] 'સ્કન્ધ' શબ્દ સામાન્ય રીતે શરીરનો અને વિશેષ રીતે ગ્રન્થના શરીરનો વાચક છે, અને [2] 'ચૂલિકા' શબ્દ પરિશિષ્ટનો બોધક છે. જેથી આપણને એમ અનુમાન થાય છે કે મૂળ આચારાંગગ્રન્થ અધ્યયન ૧ થી ૯ જેટલો જ હોય, અને બાકીનો ભાગ પાછળથી ધીરેધીરે એક અથવા અનેક વ્યક્તિએ ઉમેર્યો હોય.

ભાષાની, શૈલીની અને વસ્તુની દૃષ્ટિએ આ અનુમાનને સબળ આધાર મળે છે, માટે તે મુદ્દાઓ વિગતથી તપાસીએ:

વસ્તુ દર્શન

શ્રી આચારાંગસૂત્રનું વસ્તુ આ પ્રમાણે છેઃ પહેલા અધ્યયનના પ્રથમ ઉદ્દેશમાં સંસારના બંધનું કારણ અને પુનર્જન્મના પ્રયોજક હેતુઓ ઉપર વિચાર છે, જેમાં **અહંતા, મમતા** એ સર્વ દુઃખનું મૂળ છે એમ પ્રતિપાદન કર્યું છે. તે દ્વારા થતી હિંસા અટકાવવા માટે બાકીના ઉદ્દેશોમાં પૃથ્વી, અપ્, તેજસ્, વનસ્પતિ, ત્રસ અને વાયુકાયની હિંસાના પરિહારો સમ્પૂર્ણ મીમાંસાપૂર્વક બતાવ્યા છે. બીજા અધ્યયન (લોકવિજય)માં માતાપિતાથી શરૂ કરી સંબંધમીમાંસા આદિ વિષયો પર કેવી રીતે વિજય મેળવવો તે બતાવ્યું છે. ત્રીજા (શીતોષ્ણીય) અધ્યયનમાં સુખદુઃખસહિષ્ણુતા, ચોથા (સમ્યક્ત્વ)માં તત્ત્વજ્ઞાન, પાંચમા (લોકસાર)માં સુમાર્ગે જવાનાં બોધવચનો, છઠ્ઠા (ધૂત)માં આત્માને કર્મના મેલથી કેમ દૂર રાખવો તે, તથા આઠમા (કુશીલપરિત્યાગ)માં ભક્તપરિજ્ઞા, ઈંગિતમરણ અને

(૧) શ્રીમદ્‌ભાગવતપુરાણના વિભાગસૂચક ભાગોને स्कन्ध કહે છે.

૨ શ્રી દશવૈકાલિકસૂત્રમાં દશ અધ્યયન પછી चूलिकाओ આવે છે. ત્યાં તેઓ દેખીતી રીતે પરિશિષ્ટ જ છે; કેમકે दशवैकालिक દશ અધ્યયન પછી જ પૂરું થાય એ સ્પષ્ટ છે.

પાદપોપગમનરૂપ મરણથી મોક્ષ સાધવાના પ્રકાર તથા નવમામાં શ્રી મહાવીરના જીવનમાંથી ઉદાહરણો—આ પ્રમાણે ગોઠવણ છે.

આ ઉપરથી જણાય છે કે પ્રત્યેક પાછળનું અધ્યયન પ્રત્યેક પૂર્વના અધ્યયનમાંથી નૈસર્ગિક રીતે ફલિત થતું આવે છે. તેથી અધ્યયન ૧ થી ૯ સુધીનો ગ્રન્થ અવિચ્છિન્ન અને સ્વયંસમ્પૂર્ણ હોય એમ લાગે છે. બીજા ભાગમાં સાધુઓ માટે આહારશુદ્ધિના નિયમો, નિવાસસ્થાન, વિહાર, વાહન, વસ્ત્રપાત્ર, અભ્યાસ, પરસ્પરવ્યવહાર, ગૃહસ્થ સાથેનો વહેવાર, વગેરેના નિયમો આપ્યા છે. ક્યાં પહેલા વિભાગના છ જીવનિકાય જેવા તત્ત્વજ્ઞાનની મીમાંસા કે પાદપોપગમનાદિ મરણના ઉપદેશની ઉચ્ચ ભૂમિકા અને ક્યાં વસ્ત્રપાત્રાદિની સંભાળના નિયમપેટાનિયમોની શૃખલાઓ? આ ઉપરથી એટલું તો જણાય છે કે શ્રી આચાગંગસૂત્ર ઓછામાં ઓછા બે વિભાગનું બનેલું છે—એક તત્ત્વજ્ઞાન ચિન્તનાદિનો, બીજો સાધુઓ માટે યમનિયમોનો; અને બન્ને ભાગોનું વસ્તુ અત્યન્ત વિભિન્ન છે.

**આકર્ષક શૈલી અને પુરાતત્ત્વ**

હવે શૈલી વિષે વિચાર કરીએ. બીજો આખો સ્કંધ (છેલ્લું કાવ્યમય અધ્યયન બાદ કરતાં) મુખ્યતઃ ગદ્યમાં લખાયેલ છે અને તે ગદ્ય જૈન–બૌદ્ધ શૈલીનું એટલે આવર્તન પુનરાવર્તનવાળું તથા પર્યાયપ્રપર્યાયના બાહુલ્યવાળું છે. જ્યારે પૂર્વ સ્કન્ધની શૈલી તદ્દન જુદી જ છે. આ શૈલી કેવલ ગદ્ય[1]ની અને ગદ્યપદ્યના મિશ્રણની છે. મોટા ગદ્યના ફકરા પછી મોટા પદ્યના ફકરા આવ્યા કરે છે.[2] એટલું જ નહિ પણ અક્કેક બબ્બે ગદ્ય ખણ્ડો પછી એકાદ બે પદ્યો[3] આવે છે. ક્યારેક તો ગદ્યની વચમાં

૧ ઉદાહરણ, અધ્યયન ૬.

૨ ઉદાહરણ, અ ૩. ઉ. ૩; અ ૮ વગેરે.

૩ ઉદાહરણ, અ. ૩, ઉ. ૨; અ. ૮. ઉ ૩. વગેરે.

પદ્યના એકબે પાદ એવી રીતે સેળભેળ થયા હોય છે કે તેને જુદા પાડવા કઠણ થઈ પડે છે.[1] આ મિશ્ર શૈલી ઘણી જૂની છે. ઐતરેય બ્રાહ્મણ,[2] ઉપનિષદો[3] અને કૃષ્ણ યજુર્વેદ[4]માં આ શૈલી પૂર્ણતાએ પહોંચેલી દેખાય છે. જ્યારે ગદ્યમયી શૈલી અપેક્ષાએ આધુનિક છે. બીજું, જે પદ્યખણ્ડો ગદ્યાન્તર્ગત ભાસે છે તે વેદકાલીન અને તેવા બીજા જૂના ત્રિષ્ટુભ્,[5] અનુષ્ટુભ્[6] જેવા છંદોના કકડા છે. એ પણ શૈલીની પ્રાચીનતાસૂચવે છે,[7] તથા પૂર્વાર્ધઉત્તરાર્ધની વિભિન્નતા પ્રતિપાદન કરે છે.

ભાષાદષ્ટિ

ભાષાની દૃષ્ટિએ તપાસતાં સમસ્ત જૈન આગમમાં શ્રીઆચારાંગની ભાષા પ્રાચીનતમ છે; પૂર્વાર્ધમાં આર્ષમાગધી (એટલે અર્ધમાગધી) નાં નામ, ક્રિયાપદ, સર્વનામનાં જૂનાં રૂપો ઉત્તરાર્ધ કરતાં વધારે પ્રમાણમાં મળી આવે છે. વર્તમાન ત્રી. પુ. એ. વ. પરસ્મૈ-**ति** પૂર્વાર્ધમાં-**ति** જ રહે છે. (ઉદા. અ. ૨, ઉ. ૧ **पमुच्चति**) જ્યારે ઉત્તરાર્ધમાં તે **इ** તરીકે વારંવાર દેખાય છે. (ઉદા. **परिसडइ** વગેરે) વાક્યરચનામાં પણ પૂર્વાર્ધનાં વાક્યો સાદાં અને ટૂંકાં છે. ઉત્તરાર્ધનાં મિશ્ર, સાલંકાર અને લાંબાં છે. [8]આ રીતે

---

૧ અ. ૪, ઉ. ૪, સૂત્ર ૨૫૮; અ. ૩. ઉ. ૪. સૂત્ર ૨૧૪–૨૧૬.

૨ શુનઃશેપની કથાનું ઉદાહરણ સૌથી જાણીતું છે.

૩ છાન્દોગ્ય અને બૃહદારણ્યકમાં આ સ્થિતિ ઠેરઠેર છે.

૪ લગભગ આખોય કૃષ્ણયજુર્વેદ આ શૈલીમાં લખાયેલ છે.

૫–૬ અ. ૨, ઉ. ૪. સૂત્ર ૧૦૮–૧૧૨ના કકડા આવા જ છે.

૭ પ્રો. શૂબ્રિંગે આવા કકડાઓનો ઉદ્ધાર કરવા તથા તેનાં મૂલ શોધવા માટે ખૂબ પ્રયત્ન કર્યો છે અને તેમાં તેમને ખુબ જ સફળતા મળી છે. જુઓ 'Words of Mahavira' નો ઉપોદ્ઘાત.

૮ પ્રો. શૂબ્રિંગે આ બાબત વિચારથી ચર્ચી તેથી તેની પુનરુક્તિ અહીં અસ્થાને છે.

પૂર્વાર્ધ તથા ઉત્તરાર્ધને વસ્તુ, શૈલી અને ભાષાની દૃષ્ટિએ તપાસતાં પૂર્વાર્ધ ઘણું જ જૂનું અને ઉત્તરાર્ધ તેની અપેક્ષાએ આધુનિક ઠરે છે. પૂર્વાધ તત્ત્વજ્ઞાનનો ગ્રન્થ છે, ઉત્તરાર્ધ ધાર્મિક યમનિયમબોધક ગ્રન્થ છે.

હવે પૂર્વાર્ધનો સમય કયો તે ઉપર ટૂંકાણથી વિચાર કરી લઈએ. પૂર્વાર્ધ જે તત્ત્વજ્ઞાનનો ગ્રન્થ છે તેને બીજા કોઈ તત્ત્વજ્ઞાનનો ગ્રન્થની સાથે સામ્ય છે કે કેમ તે તપાસીએ.

સમયવિચાર

આ સમાનતા (૧) માત્ર ભાષાની, (૨) માત્ર વિચારોની, (૩) ભાષા અને વિચારો ઉભયની–એમ ત્રણ પ્રકારની હોય છે. તેમાં ઉત્તરોત્તર સમાનતા પૂર્વપૂર્વ કરતાં બલવત્તર ગણાય છે. (આવી સમાનતા શ્રી આચાગંગસૂત્રને શ્રીમદ્ ભગદ્ગીતા સાથે ઉઘાડી રીતે દેખાઈ આવે છેઃ)

શ્રી ગીતા અને શ્રીઆચારાંગ

(શ્રીમદ્ ભગવદ્ગીતાના કેટલાક વિચારો શ્રી આચાગંગસૂત્રને અનુરૂપ છે એટલું જ નહિ પણ ઘણાય શબ્દો, વાકયો અને પારિભાષિક શબ્દો પણ ઉભયમાં અદ્ભુત રીતે મળતા છે) થોડાં ઉદાહરણો તપાસીએઃ જ્ઞાનથી મોક્ષ મળે છે. આ બાબત ઉપર શ્રી ગીતા જેટલો જ ભાર શ્રી આચારાંગ મૂકે છે.[૧] અજ્ઞાન અને કષાયો બન્ધ અને પુનર્જન્મના હેતુ છે એ વાત શ્રી આચાગંગ જેટલી જ શ્રી ગીતામાં સ્પષ્ટ છે. ([૨]ઇન્દ્રિયોમાં વિષયસંપર્કથી ગગદ્વેષ અનિચ્છાએ પણ ઉત્પન્ન થાય છે,) એ માનસશાસ્ત્રનો ઝીણો પણ ઉપયોગી સિદ્ધાંત બન્નેમાં તરતો દેખાય છે. ઘણા શબ્દો એક જ રૂપે અને લગભગ એક જ અર્થમાં બન્ને ગ્રન્થોમાં વપરાયા છે. જુઓઃ

---

૧ आचारांग अ. सू. १७ वगेरे स्थले

२ आचा० अ० १, ४, २ सू० १० वगेरे स्थले

| શ્રી આચારાંગ | શ્રી ગીતા |
|---|---|
| समारंभा अ. ५. सू. ३६ | यस्य सर्वे समारंभाः कामसङ्कल्पवर्जिताः। |
| गुण (જગતની ઉત્પત્તિના હેતુરૂપ) जे गुणे से मूलट्ठाणे | दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया। |
| क्षेत्र ( શરીરના અર્થમાં ) अ. ३. सू. ८७ | इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते। |
| समता अ. ८. उ. ३. | समत्वं योग उच्यते। |
| समाधि, समाहित. अ. ८. सू. ४४६ अ. ८. सू. ४५० | समाधौ न विधीयते। सुसमाहितः। |
| તથા આખા વાક્યનો પ્રતિધ્વનિ लाभालाभे વગેરેથી શરૂ કરી अलाभोत्ति न सोएज्जा, लाभोत्ति न मज्जेज्ज | सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ॥ |

વધારે બારીકીથી તપાસનાર આવાં સામ્યદર્શક ઉદાહરણોની સંખ્યા વધારી શકે; પણ આથી અનેક દૃષ્ટિએ વિશિષ્ટ રીતે શ્રી ગીતા અને શ્રી આચારાંગનું અનેકવિધ સામ્ય બતાવનારો વિષય, અનુવાદકે ઝીણવટ ભરી રીતે અને સપ્રમાણરૂપે પરિશિષ્ટમાં છપ્યો છે, એટલે તે જોઇ લેવાની હું ખાસ ભલામણ કરી વિરમું છું.

શ્રી ગીતાને પદ્યાત્મક ઉપનિષદોના કાળમાં મુકાય છે, અને શ્રી આચારાંગસૂત્રનું શ્રી ગીતા સાથેનું આટલું બધું સામ્ય જોતાં તથા શૈલીમાં તેનું સામ્ય બ્રાહ્મણ ઉપનિષદ્ સાથે કાળ દૃષ્ટિએ તપાસતાં છે એ જોતાં શ્રી આચારાંગ સૂત્રને જૈનગ્રન્થોમાં સૌથી જૂનો ગણવામાં અને તેને મોડામાં મોડો આશરે ઈ. પૂ. ત્રીજા શતકમાં મૂકવામાં ક્ષતિ જણાતી નથી. સદી, અડધી સદી કે તેથી વહેલો પણ હોઈ શકે.

એક ઉપયોગી બાબત ઉપર, છેવટમાં, વિચાર કરી લઇએ: અધ્યયન ૯ માનું વસ્તુ—શ્રી મહાવીરનું જીવનવૃત્તાંત. જો આ ગ્રન્થ આટલો બધો જૂનો ઠરે છે તો શ્રી મહાવીરના

ઉપયોગી વિષય

જીવનવૃત્તાન્તના જે અંશો આપણને નવમા અધ્યયનમાં મળે છે તે ઘણા જ પ્રાચીન હોઇ તેને વિશ્વાસપાત્ર ગણવા જોઇએ. કમનસીબે શ્રી મહાવીરનું પૂરું જીવનચરિત્ર આપણને પ્રાપ્ત થતું નથી, તોપણ ત્રણ અગત્યની બાબતો ઉપર વિચાર કરવાનું મળે છે. એક તો, યતિએ વસ્ત્ર. ધારણ કરવાં ન કરવાં તે વિષે તેમનો પોતાનો આચાર; બીજું, તેમણે સહન કરેલા પરિષહો; અને ત્રીજું (ઐતિહાસિક દૃષ્ટિએ અગત્યનુ છે) તેઓ लाढ દેશમાં ફર્યા તે (अ. ९, উ. ३, શ્લો. ३). જેને આપણે હાલમાં લાટ દેશ તરીકે ઓળખીએ છીએ તે દેશ આ ન હોઇ શકે, કારણ કે પશ્ચિમ હિંદમાં જૈનધર્મનો પ્રચાર શ્રી મહાવીરના દેહોત્સર્ગ પછી જ થયો ગણાય છે. लाढના લોકો કૂતરાં પાળતાં અને તેને હુડદાવતાં, પરધર્મીને અને અજાણ્યાને દુઃખ આપવામાં કાચું ન મૂકતાં, તથા તેઓ કઠોર અને બીભત્સ ભાષા બોલતા વગેરે વગેરે બાબતો लाढ દેશની સંસ્કૃતિ વિશે બહુ ઊંચો અભિપ્રાય વ્યક્ત કરતી નથી. એ लाढ દેશ આપણું ગુજરાત હોવા સંભવ નથી એ આપણું સદ્ભાગ્ય.

આ મહાવીર જીવનચરિત્રની અસર બીજા ઘણા જૈનગ્રન્થોમાં જોવામાં આવે છે. सूयगडंग, कल्पसूत्र અને हेमचंद्र ઉપર વિશેષ છે. सूयगडंग, अ. २. १. એ શ્રી આચારાંગની

આચારાંગની છાપ

સાથે અર્થમાં અને શબ્દોમાં મળતું આવે છે. कल्पसूत्र માંહેના जिनचरित्र નામના પહેલા વિભાગમાં आचा० सू० ના अ. ९ ની અસર છે અને મુનિ હેમચંદ્રના त्रिषष्ठिशलाकापुरुषમાંના ૧૦મા પર્વમાં મહાવીરચરિત્ર

વર્ણવ્યું છે તે ઉપર્યુક્ત આચારાંગના વિભાગમાંથી પ્રેરણા લઈને જ થયું હોય એમ દેખાય છે.

મુનિમહારાજ શ્રી 'સંતબાલ'જી એ આવો અપ્રતિમ અને કઠિન સૂત્રાત્મક શૈલીવાળો ગ્રન્થ વિદ્વત્તાપૂર્ણ છતાં સરળ અને વિસ્તીર્ણ નોંધો તથા સમૃદ્ધ પરિશિષ્ટ સાથે નવીન ઢબથી અનુવાદિત કરી સમસ્ત ગુજરાતી પ્રજાને સર્વસુલભ કરી આપ્યો તે માટે: જૈન પ્રજા જ નહિ પણ સર્વ ધર્મપ્રેમી ગુર્જર નરનારીઓ તેમના અત્યંત ઋણી છે એમાં સંશય નથી.

અંતરનો આભાર


રાજકુમાર કૉલેજ
રાજકોટ
તા. ૨૬-૭-૩૬

ડૉ. ટી. એન. દવે
એમ. એ; બી. ટી. (મુંબઈ);
પીએચ. ડી. (લંડન.)




# અ * નુ * ક્ર * મ * ણિ * કા



મમત્વબુદ્ધિને ત્યાગે તે જ ત્યાગે મમત્વને;
મમત્વ જ્યાં નથી તેને માર્ગનો જાણ જાણવો.

*

માટે મમત્વબુદ્ધિને છોડીને સુજ્ઞ સાધક
લોકસ્વભાવને જાણી ચેતીને કર્મ આચરે.

*

લોકસ્વભાવનું જ્ઞાન વર્ણાયું વર્તને નથી,
નિરાસક્તિ જગાવાને તદર્થે ત્યાગમાર્ગ છે.

'લોકવિજય'

# શસ્ત્રપરિજ્ઞા



૧

अनंतधर्मात्मकं वस्तु । પદાર્થમાત્રમાં અનેક ધર્મો હોય છે. ધર્મોની અનેકતાને અંગે દૃષ્ટિબિંદુઓ પણ અનેક હોવાં ઘટે. આથી એક વસ્તુને એક જ દૃષ્ટિબિંદુથી ન જોતાં અનેક દૃષ્ટિબિંદુથી જોતાં શીખવું ઘટે.

આ અધ્યયનમાં આવતો परिज्ञा શબ્દનો વાચ્યાર્થ તે સૂચવે છે. પરિ+જ્ઞા એટલે એક પદાર્થનું ઘણી બાજુથી જ્ઞાન કરવું—નિરીક્ષણ કરવું—સમજવું.

પરિજ્ઞાને વધુ સ્પષ્ટ સમજવા માટે તેને સાચી સમજ અથવા વિવેક શબ્દ તરીકે પણ ઓળખાવી શકાય. પદાર્થજ્ઞાનમાં અને વિવેકમાં એ તારતમ્ય છે, કે વિવેકમાં સત્યાસત્યને પારખવાની નિર્ણયબુદ્ધિનો સમાવેશ છે, જ્યારે પદાર્થજ્ઞાનમાં તો તે બુદ્ધિ હોય અને ન પણ હોય. જ્ઞાનનો જ્ઞેય જ માત્ર વિષય હોય, જ્યારે પરિજ્ઞામાં તો જ્ઞેય, હેય અને ઉપાદેય ત્રણેનો સમાવેશ હોય. માટે જ જૈનદર્શનમાં એ પરિજ્ઞાના બે ભેદ છે: (૧) જ્ઞ પરિજ્ઞા; (૨) પ્રત્યાખ્યાન પરિજ્ઞા. જ્ઞ પરિજ્ઞામાં જ્ઞાનશક્તિને અવકાશ છે, અને પ્રત્યાખ્યાન પરિજ્ઞામાં ત્યાગને અવકાશ છે. 'ज्ञानस्य फलं विरतिः'।

જે જ્ઞાનનું ફળ વર્તનમાં પરિણમતું નથી, તે સાચું જ્ઞાન નથી—જૈનદર્શનમાં એ મુખ્ય પ્રતિપાદન છે.

અહીં 'શસ્ત્રપરિજ્ઞા' નામનું પ્રથમ અધ્યયન છે. શસ્ત્રનો અર્થ હિંસાભાવના અથવા હિંસાનાં સાધનો થાય છે.

ધર્મ એ વિકાસનું અનુત્તર સાધન છે; અને ધર્મનું પ્રાથમિક મૂળ અહિંસા છે. દરેક મત, દર્શન કે પંથમાં અહિંસાનું માહાત્મ્ય અવિરોધ રીતે નજરે પડે છે. આથી વિકાસપંથમાં અહિંસક વૃત્તિ સૌથી પ્રથમ અભીષ્ટ ધારી તેનું વર્ણન આ અધ્યયનમાં સૌથી પ્રથમ આપવામાં આવ્યું છે.

## પ્રથમ ઉદ્દેશક

### વિવેક

અહિંસાના વ્યવહારુ પ્રયોગમાં વિવેકની અનિવાર્ય અગત્ય છે. જ્યાં સદ્વિચાર કે વિવેકબુદ્ધિ નથી, ત્યાં થતી ક્રિયા અવશ્ય કર્મસમારંભજનક હોય છે. એથી વિવેકનું પૂર્વ અને પશ્ચાત્ રૂપ વર્ણવતા—

ગુરુદેવ બોલ્યા:—

[૧] 'હે આયુષ્મન્! શ્રમણ ભગવાન મહાવીરે જે કહેલું તે મેં સાંભળેલું અને તે આ પ્રમાણે છે.' એવી રીતે પોતાના શિષ્ય શ્રી જંબૂસ્વામીને ઉદ્દેશીને શ્રી સુધર્માસ્વામીએ કહ્યું.

આત્મવિચાર

[૨] આ આ જગતમાં કેટલાક એવા જીવાત્માઓ પણ હોય છે કે

જેમને હું—પૂર્વ દિશાથી, દક્ષિણ દિશાથી, પશ્ચિમ દિશાથી, ઉત્તર દિશાથી, ઊંચી દિશાથી, નીચી દિશાથી કે બીજી વિદિશાઓ (ઈશાન, અગ્નિ, નૈઋર્ત્ય અને વાયવ્ય)થી કે અનુદિશાઓમાંથી—ક્યાંથી આવ્યો છું એવું પણ ભાન હોતું નથી.)

**નોંધ**—ચાર દિશાઓ, ચાર વિદિશાઓ તથા એમના આઠ અંતરાલ વિભાગો મળી સોળ અનુદિશાઓ તથા ઊંચી અને નીચી મળી કુલ અઢાર દિશાઓ કહેવાય છે.

ઉપરના સૂત્રમાં સૌથી પ્રથમ વિચારશ્રેણિનું દર્શન આપ્યું છે.(વિચારની ભૂમિકા આવ્યા પછી જ વિકાસનો પ્રારંભ થાય છે. 'હું ક્યાંથી આવ્યો?' —એ જિજ્ઞાસુ હૃદયનો સૌથી પ્રથમ પ્રશ્ન છે.)

(પણ જીવનના દીર્ઘકાળમાં ઘણાયે મનુષ્યોને પોતાના જીવનના ધ્યેય સંબંધી પ્રશ્ન જ ઉદ્‌ભવતો નથી;) અને તેઓ જે સ્થિતિ અને સંયોગોમાં મુકાયા હોય તે વાતાવરણ જોઈ અન્યનું પ્રાયઃ અનુકરણ કરી રહ્યા હોય છે.

વિશ્વની વિવિધ પ્રવૃત્તિઓમાંની કોઈ—કે જે અપૂર્ણ ધ્યેયવાળી કે ધ્યેયશૂન્ય હોય છે તેને પોતે—આચરવા છતાયે એટલું ખાણું પણ જાણે એને મન નર્યું સર્જન હોયની, તેમ તે માની બેસે છે. જોકે આવી અપૂર્ણ ધ્યેયવાળી કે ધ્યેયવિનાની પ્રવૃત્તિમાં પણ તેને ઘણીવાર સંતોષ મળી શકે છે ખરો, પરંતુ આવો સંતોષ એ કંઈ સાચો આત્મસંતોષ નથી. અને એવા સંતોષના ગર્ભમાં શાન્તિ, સુખ કે સ્થિરતાયે નથી.

જ્યારે હૃદયમાં સાચી જિજ્ઞાસા જાગે છે, ત્યારે જ આ પ્રશ્ન ઉદ્‌ભવે છે.

[૨] વળી કેટલાક અધિકારી જીવોને ક્વચિત્ આ પ્રશ્ન ઉદ્‌ભવે છે ખરો. પરંતુ "મારો આત્મા પુનર્જન્મ પામનારો છે કે નહિ? હું પ્રથમ કોણ હતો? અને અહીંથી મૃત્યુ બાદ પરભવમાં (જન્માંતરમાં) હું કોણ થઈશ? (હું ક્યાં જઈશ?) તેનું તેને યથાર્થ જ્ઞાન હોતું નથી.)

**નોંધઃ**—વસ્તુતઃ જન્મ, જરા કે મરણ એ આત્માના ધર્મ જ નથી. આત્મા નિત્ય, અખંડ અને જ્યોતિર્મય છે. છતાં કર્મસંસર્ગથી જડરૂપ કર્મના ધર્મોની આત્મા પર પણ અસર થયા વિના રહેતી નથી, અને તેથી કર્મસંગી ચૈતન્યને જન્મ, મરણાદિ ધર્મોમાં યોજાવું પડે છે. જો કર્મ છે તો કર્મના પરિણામરૂપ પુનર્ભવ છે જ.)

(૧) વિશ્વ અને આત્માનો શો સંબંધ છે, આવું સંબંધજ્ઞાન થયા પછી (૨) જીવાત્મા શાથી ઉત્પન્ન થાય છે, આત્માનાં જન્મમરણનું કારણ શું છે—તે જાણવાની જિજ્ઞાસા જાગે છે. ત્યારબાદ (૩) પૂર્વકાળની પરિસ્થિતિ જાણવાની પ્રેરણા મળે છે, અને (૪) પછી ભવિષ્યનો વિચાર આવે છે. તે આવતાં જ ભવિષ્યકાળના કારણરૂપ વર્તમાનકાલીન પ્રવૃત્તિની શુદ્ધિ પર લક્ષ જાય છે. આ રીતે આ ચાર પ્રશ્નો પછી વિકાસમાર્ગમાં સ્થિરતા આવે છે.

[૩] अ (સ્વરૂપપ્રાપ્તિને માટે, સુખને માટે કે શાંતિને માટે આવા જ્ઞાનની પરમઆવશ્યકતા છે. તે જ્ઞાન વિના બધો પ્રયત્ન અને પુરુષાર્થ પંગુ જેવો છે. તે જ્ઞાન શાથી પ્રાપ્ત થાય? તેના પ્રત્યુત્તરમાં ભગવાને ભાખ્યું છે કેઃ-)—(૧) પોતાની મેળે—જાતિસ્મરણજ્ઞાન (પૂર્વભવોનાં સ્મરણ)થી, (૨) બીજા જ્ઞાની તીર્થંકર કે કેવળી પુરુષોના કહેવાથી, કે (૩) ઉપદેશકોદ્વારા સાંભળવાથી આવું જ્ઞાન થઈ શકે છે, કે હું—પૂર્વ દિશા, દક્ષિણ દિશા, પશ્ચિમ દિશા, ઉત્તર દિશા, ઊર્ધ્વ દિશા, નીચેની દિશા, વિદિશા કે અનુદિશા તે પૈકી—ક્યાંથી આવ્યો છું?

**નોંધઃ**—જાતિસ્મરણજ્ઞાન એ એક મતિજ્ઞાનનો ભેદ છે. માનસિક મૂઢતા દૂર થવાથી અને ચિંતનશક્તિ ખીલવાથી જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થાય છે. એ રીતે સ્વાભાવિક અથવા અન્ય નિમિત્તદ્વારા પણ એ જ્ઞાન થાય છે.

[૩] ब વળી કેટલાકને એવું પણ જ્ઞાન થાય છે કે મારો આત્મા પુનર્જન્મને પામનારો છે કે જે આત્મા ફલાણી દિશાથી કે ફલાણી અનુદિશાથી આવ્યો છે, કિંવા જે સર્વ દિશાઓથી કે સર્વ અનુદિશાઓથી આવ્યો છે તે પોતે હું છું. આ પ્રમાણે જેને જ્ઞાન થાય છે, તે આત્મવાદી, લોકવાદી, કર્મવાદી કે ક્રિયાવાદી છે એમ જાણવું. ×

**નોંધઃ**—આત્મા નિત્ય છે. તદ્રૂપ ચોક્કસ પ્રતીતિ થવી એ આત્મવાદ.

× જ્યાં ક્રિયાવાદી, વિનયવાદી અને અજ્ઞાનવાદી તથા અક્રિયાવાદી કે જેની અંતર્ગત કાલવાદી, સ્વભાવવાદી, નિયતિવાદી, ઈશ્વરકર્તૃત્વવાદી, આત્મૈકયવાદીનો સમાવેશ છે. એમાંની કોઈ એકાંત માન્યતાને ન પકડતાં સાપેક્ષ રીતે સૌનો સ્વીકાર કરે એ આત્મવાદી, કર્મવાદી, લોકવાદી અને ક્રિયાવાદી જાણવો, એવો શ્રીશીલાંકસૂરિજીનો અભિપ્રાય છે.

સંસારના કાર્યકારણનું સ્પષ્ટ ભાન તે લોકવાદ. આત્મા પોતે કર્તા અને ભોક્તા છે તેવું (પદાર્થોનું) ચોક્કસ કર્મજ્ઞાન તે કર્મવાદ. અને કર્મબંધનથી છૂટી જવાની ક્રિયાઓનું જ્ઞાન થવું તેને ક્રિયાવાદ કહેવાય. આત્મવાદ, લોકવાદ, કર્મવાદ અને ક્રિયાવાદ આ ચારે વાદોના એકીકરણથી જ સાચો આત્મવાદ સમજાય. જે કેવળ આત્મવાદી છે તે આત્મવાદી નથી, પણ એકાંતવાદી છે. એકાંતવાદમાં પ્રત્યક્ષ આત્મપતન કદાચ ન પણ દેખાય, પરંતુ આત્મવિકાસ તો નથી જ.

આત્મસ્વરૂપને જાણવાની ઇચ્છાવાળાને કર્મવાદ, લોકવાદ અને ક્રિયાવાદ પણ સાથે ને સાથે જ જાણવાની આવશ્યકતા છે. અથવા બીજી રીતે એમ પણ કહી શકાય કે (આત્મવિકાસના આ ચારે પાયા છે. એ ચારે પાયાઓ જાળવવાથી ચાર પાસાં મજબૂત રહે છે. આત્મા કર્મનો કર્તાભોક્તા છે; કર્મબંધનથી સંસાર થાય છે; સંસારના આગમનથી ક્રિયાઓની પરંપરા જન્મે છે અને ક્રિયાઓનું પરિણમન વૃત્તિ પર થતા જ આત્મચૈતન્યનું પરિસ્પંદન થાય છે)—એ રીતે ચારે અંગો પરસ્પર સંકળાયેલાં છે.

આ પરથી જિજ્ઞાસુને એટલું જ્ઞાન થઈ જવું જોઈએ કે (જે આત્મા જડ કર્મથી મિશ્રિત છે તે આત્માના વિકાસ માટે કેવળ તત્ત્વજ્ઞાનની વાતો જ કરવાથી આત્મભાન થવું અશક્ય છે. આત્મભાન માટે તો જડ કર્મના આવરણો દૂર થાય તેવી શુદ્ધ પ્રવૃત્તિ આદરવી જોઈએ.) પરંતુ આ સ્થળે એક વાત ખાસ યાદ રાખવાની છે, અને તે એ છે કે (અદૂષિત) પ્રવૃત્તિદ્વારા તેનામાં શક્તિ અને સંયોગોની જેમજેમ અનુકૂળતા થતી જાય તેમતેમ આત્મલક્ષ્ય વચ્ચે લોકાકર્ષણ—સિદ્ધિઓ વગેરેનું પ્રલોભન—પણ વધતું જાય. તેવા પ્રસંગે સાધક પ્રલોભનમાં ન સપડાતાં એક આત્મલક્ષ્ય રાખી વિકાસ-શ્રેણિએ આગળ ધપે.

## કર્મબંધહેતુવિચાર

[૪] કર્મ એ સંસારપરિભ્રમણનું કારણ છે. તે કઈ જાતની ક્રિયાઓથી થાય છે તે હવે સુધર્મસ્વામી સ્પષ્ટ કરતાં કહે છે, કે "હે જંબૂ! મેં કર્યું (૧), મેં કરાવ્યું (૨), મેં બીજા કરનારને અનુમોદન આપ્યું (૩), હું કરું છું (૪), હું કરાવું છું (૫), કે કરનારે ઠીક કરે છે તેમ માનું છું (૬), હું કરીશ (૭), હું કરાવીશ (૮), કે હું બીજા કરનારને અનુમોદન આપીશ (૯), એ રીતે નવ ભેદોને

મન, વચન અને કાયા એ ત્રણ યોગોએ ગુણતાં ૨૭ ભેદ થયા. એ રીતે કર્મબંધનના કારણભૂત ક્રિયાઓના ભેદો અને પ્રભેદોથી દરેક પુણ્યપાપની તથા ધર્માધર્મની વ્યવસ્થા માનવી જોઈએ; અને આ રીતે કર્મસમારંભોને—કર્મબંધનના કારણભૂત ક્રિયાભેદોને જાણવા જોઈએ.

[૫] (જેઓ ઉપરના ભેદોને યથાર્થ નહિ જાણતાં મતિભ્રમથી માત્ર કોઈ એક સિદ્ધાંત જ સ્વીકારી લે છે અથવા ક્રિયાનાં શુભાશુભ ફળોને જાણવાની ચેષ્ટા કર્યા વગર) મૂઢતાથી જડ ક્રિયા કર્યા કરે છે તે અજ્ઞાતકર્મા જીવ ખરેખર આ દિશાવિદિશાઓમાં પરિભ્રમણ કરે છે, અથવા સર્વ દિશા અને સર્વ અનુદિશાઓમાં પરિભ્રમણ કરે છે; નાના પ્રકારની યોનિઓ (પશુ, કીડા, પંખી, નરક અને એવી હલકી ગતિઓ)માં ઉત્પન્ન થાય છે, અને અનેક પ્રકારનાં દુષ્કર્મ-જન્ય અણગમતા સ્પર્શ વગેરેનાં દુઃખોનો અનુભવ કરે છે.

**નોંધઃ**—ઘણાયે જીવાત્માઓ એમ માનતા હોય છે કે આપણે પોતે જ જો અઘટિત કાર્ય કરીએ તો પાપ લાગે. બીજા આપણે માટે કરે તેમાં આપણને શું? આ વાત એકાંત હોવાથી તેનો અહીં અસ્વીકાર છે. જૈનદર્શન સાક્ષાત્ કર્મ અને પરંપરાગત કર્મ ઉભયને સ્વીકારે છે. કેટલીક ક્રિયાઓ એવી પણ હોય છે કે જે કરવાથી અલ્પ પાપ કે પુણ્ય બંધાય અને કરાવવાથી કે અનુમોદન આપવાથી વધુ બંધાય. વળી ઘણી ક્રિયાઓ એવીયે હોય છે કે જે કરવાથી જ વધુ પાપ કે પુણ્ય બંધાય. તે જ રીતે દરેક ભેદ માટે સમજવું. આ રીતે સંયમ અને વિવેકપૂર્વક (અનેક દષ્ટિબિંદુથી) પાપપુણ્યાદિનો ઉકેલ લાવવો જોઈએ.

[૬–૭–૮] આથી ખરેખર એ ક્રિયાઓમાં ભગવાને પરિજ્ઞા (વિવેક) સમજાવેલ છે. આ જીવિતવ્યને લંબાવવા માટે, સુયશની પ્રાપ્તિ અર્થે, સત્કાર, સન્માન, પૂજનાદિ ભોગવવા અર્થે, જન્મમરણના બંધનથી મુક્ત થવા માટે અને દુઃખોને દૂર કરવા માટે આ વિશ્વમાં પાપની ક્રિયાને લોકો અંધપરંપરાએ આચર્યે જાય છે. શાણા સાધકે તેનો બરાબર વિવેક સમજવાની જરૂર છે. આખા લોકની ક્રિયાઓનો ઉપરના વર્ણનમાં સમાવેશ થાય છે.

**નોંધઃ**—અહીં સૂત્રકારે સમસ્ત લોકમાં થતી ક્રિયાઓ સાથે વિવેકનો સંબંધ બતાવી એ સમજાવ્યું છે કે ગૃહસ્થ કે ત્યાગી કોઈ પણ સાધક કોઈ પણ ક્રિયામાં સહજ પણ વિવેક ન ચૂકે. વિવેક ચુકાયો એટલે એ ક્રિયા ગમે તેટલી ઉચ્ચ કોટિની હોય તોયે હિંસા થઈ ચૂકી સમજવી. આથી એમ ફલિત થયું કે વ્યવહારમાં કે ધર્મમાં, કોઈ પણ શુભ ક્રિયાને નામે કે અન્યના પરોપકાર તેમજ દેવની ઉપાસના કે ગુરુની ભક્તિના બહાને પણ સૂક્ષ્મ હિંસાયે ક્ષમ્ય નથી. હિંસા કોઈ પણ નિમિત્તરૂપે થતી હોય, પણ હિંસા એ હિંસા જ છે અને તે અધર્મ છે. તેથી કોઈ પણ ધર્મક્રિયામાં અધર્મને સ્થાન ન હોવું ઘટે. તોયે સૂત્રકાર કહે છે કેઃ—ધર્મને નામે પણ લોકો અધર્મ કરતા હોય છે અને અમે ધર્મ કરીએ છીએ એમ માનતા હોય છે. આનું કારણ સાચા વિચારની ખામી અને અંધ અનુકરણથી ટેવાયેલી વૃત્તિ જ છે.

[૯] આ સંસારમાં પૂર્વોક્ત બધા કર્મસમારંભો (ક્રિયાઓ)ને જે જ્ઞ પરિજ્ઞાથી જાણી પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી ત્યાગ (વિવેકપૂર્વક સમજી અને વિવેકપૂર્વક ત્યાગ) કરે છે તે જ પરિજ્ઞાતકર્મા (વિવેકયુક્ત સંયમી) મુનિ ગણાય છે.

## ઉપસંહાર

હું કોણ? ક્યાંથી આવ્યો? અહીં આવવાનું શું પ્રયોજન? એ સદ્‌વિચારનાં પૂર્વચિહ્નો છે. વિચાર પછી યોગ્યતા જાગે છે. યોગ્યતા એટલે વિકાસની જિજ્ઞાસા. ધર્મ એ વિકાસનું અવલંબન છે. અહિંસા એ ધર્મનું મુખ્ય અંગ છે, અને તે વિવેકદ્વારા સુસાધ્ય છે. સંયમ પણ વિવેકપૂર્વક પાળવાથી યથાર્થ પળી શકે છે—અથવા કહો કે સત્યાસત્યનું જ્ઞાન થયા પછી જ વૈરાગ્ય, સંયમ તથા ત્યાગાદિની આરાધના થાય છે. આશય કે વિવેક એ અપૂર્વ વસ્તુ છે. આથી સૌથી પ્રથમ સૌ કોઈ જીવાત્માઓને એની આરાધના ઇષ્ટ થાઓ.

એમ કહું છું

શસ્ત્રપરિજ્ઞાઅધ્યયનનો પ્રથમ ઉદ્દેશક પૂર્ણ થયો.



# દ્વિતીય ઉદ્દેશક



## પૃથ્વીકાય



મનુષ્ય કે પ્રગટ અને વિકસિત ચેતનાવાળાં મોટાં જીવ-જંતુઓને ન મારવાં એટલેથી જ કંઈ અહિંસાની સંપૂર્ણ આરાધના થઈ જતી નથી. અહિંસકને તો પોતાના પ્રત્યેક ઉપયોગી પદાર્થ વાપરતાં, હાલતાં, ચાલતાં અને એવી સર્વ ક્રિયાઓ કરતાં કરતાં અહિંસાનું સ્મરણ રહેવું જોઈએ.

પૃથ્વી, જળ, અગ્નિ, વનસ્પતિ ઇત્યાદિ સ્થાવર જીવો પણ ચૈતન્યવંત છે, તે અહીં ક્રમશઃ સમજાવે છે.

ગુરુદેવ બોલ્યાઃ-

[૧] પ્રિય જંબૂ! જો; આ સંસારનાં પ્રાણીઓ—લોકો બિચારાં કેવાં વિષયકષાયાદિથી બધી રીતે હીનતામય, દુઃખમય, દુર્બોધમય અને અજ્ઞાનમય જીવન ગાળી રહેલાં દેખાય છે! તેઓ પોતાના અજ્ઞાનથી આતુર (અધીરા) થઈ આ સંસારની ક્લેશભઠ્ઠીમાં પોતે સળગે છે, અને બીજાં (તેની નિકટ રહેલાં બીજાં પ્રાણી)ઓને પણ પરિતાપ ઉપજાવે છે.

**નોંધઃ**—કષ્ટ એટલે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલી પરિસ્થિતિ કે અજ્ઞાન-જન્ય ક્રિયાઓનું કટુ પરિણામ. અજ્ઞાનથી માત્ર અજ્ઞાનીને કષ્ટ થાય છે.

એવું નથી, અજ્ઞાનીનું અજ્ઞાન બીજાઓને પણ પીડે છે. વ્યક્તિ એ સમષ્ટિનું અંગ છે. વ્યષ્ટિની પ્રત્યેક ક્રિયાનો સમષ્ટિ સાથે ગાઢ સંબંધ છે.

[૨] જંબૂ; જો ! આ સંસારમાં પૃથક્પૃથક્ સર્વ સ્થળે આ ભિન્નભિન્ન પ્રકારનાં પ્રાણીઓ વસે છે તેને પરિતાપ ન થાય એ રીતે સંયમી પુરુષો સંયમને જાળવીને જીવન નિર્વહે છે.

[૩]જ્યારે ઘણા તો "અમો ત્યાગી પુરુષો છીએ" એ પ્રમાણે કહેવડાવનારા પણ વિવિધ પ્રકારનાં શસ્ત્રોથી પૃથ્વી સંબંધી કર્મના સમારંભ (અતિ પાપકર્મ) કરીને પૃથ્વી પર શસ્ત્રપ્રહારો કરે છે, અને તે જીવોની હિંસા કરતાં કરતાં બીજાં પણ તદાશ્રિત રહેલાં અનેક પ્રાણીઓની હિંસા કરી નાખે છે.

**નોંધ:**—આ ત્યાગી જીવન માટે ઉદ્દેશીને સંબોધાયેલાં વચનો છે. જૈનદર્શનમાં સૂક્ષ્મ જીવોને પણ સ્વેચ્છાપૂર્વક ન દૂભવે તે અણગાર કહેવાય છે. અણગારોને પૂર્ણ સંયમી અને સતત નિરાસક્ત જીવન ગાળવાનું જૈનશાસનનું ફરમાન છે. ગૃહસ્થજીવનમાં પણ આદર્શરૂપે આની ઉપયોગિતા છે જ.

[૪] હે શિષ્ય ! ભગવાન મહાવીરે આ પરિજ્ઞા સમજાવતાં કહ્યું છે, કે જે શ્રમણ, જીવનના નિર્વાહ માટે, વંદન, સન્માન કે પૂજનની પ્રાપ્તિને અર્થે, ભ્રમથી માની લીધેલા સિદ્ધાંત પ્રમાણે, જન્મમરણથી મુક્ત થવા માટે કે દુઃખના (પ્રનિધાન) નિવારણ સારુ સ્વયં પૃથ્વીકાય જેવા સૂક્ષ્મજીવોની હિંસા પોતે કરે છે, બીજા પાસે કરાવે છે અથવા હિંસા કરનારને અનુમોદન આપે છે, તે હિંસા તેના અકલ્યાણની અને અબોધની જનની બને છે; અર્થાત્ કે તેથી અશ્રેય અને અજ્ઞાન વધે છે.

**નોંધ:**—શ્રમણભગવાન મહાવીરના સમયમાં કેટલાક સાધુઓ પોતાને સાધુઓ તરીકે ઓળખાવતા હતા, અને આરંભનાં કાર્યો જાતે કરતા હતા, કરાવતા હતા, અથવા તેવાં કાર્યોમાં રસ લેતા હતા; વળી ધર્મનિમિત્તે થયેલી હિંસા એ હિંસા નથી, એમ પણ પ્રજાને

સમજાવવાનો પ્રયત્ન કરતા હતા. ઉપરના કથનમાં એ સમજાવવામાં આવ્યું છે કે હિંસા એ હિંસા જ છે, અને તે ધર્મનિમિત્તે પણ ક્ષમ્ય ન હોઈ શકે. જેઓ પોતાને ધર્મિષ્ઠ કહેવડાવે છે તેના પર તેટલો જ અહિંસક રહેવાનો બોજો વધે છે. આથી તેનું જીવન ખૂબ સંયમી હોવું જોઈએ, અને પોતાની જીવનક્રિયામાં સૂક્ષ્મ જીવો તરફ પણ પ્રતિક્ષણે ઉપયોગમય રહેવું જોઈએ.

[૫] સર્વજ્ઞદેવ કિંવા શ્રમણવરો (જ્ઞાની જનો) પાસેથી આત્મ-વિકાસઅર્થે આદરવાયોગ્ય ઉપયોગી જ્ઞાન પામીને આ વિશ્વમાં કેટલાક ભવ્ય જીવો જાણી શકે છે કે હિંસા એ કર્મબંધનનું કારણ છે, મોહ તથા આસક્તિના કારણભૂત છે, અને નરક જેવી દુર્ગતિના પણ કારણભૂત છે. પરંતુ જેઓ અતિ અતિ આસક્ત થયેલા જીવો હોય છે તે ભિન્નભિન્ન પ્રકારનાં શસ્ત્રોદ્વારા પૃથ્વીકર્મના સમારંભથી પૃથ્વી શસ્ત્રને આરંભીને અવિવેકથી બીજાં પણ અનેક પ્રકારનાં પ્રાણીઓની હિંસા કરે છે. તે બધા ખાવાપીવા તથા કીર્તિ વગેરે મેળવવાના મોહમાં જ મૂંઝાઈ પડેલા જાણવા.

નોંધ—સૂત્રકાર કહે છે કે:-પોતે સંપૂર્ણ અહિંસક બની, અહિંસાની ભાવનાનો સર્વત્ર પ્રચાર કરવો, એ ત્યાગીની ફરજ છે. તોયે કેટલાક પામર સાધકો સમાજમાં પોતાનું સ્થાન ટકાવવા માટે તે સમાજની માન્યતામાં ભ્રમ હોય અને પછી કદાચ તે વાત તેઓને સમજાય તોયે પોતાની જવાબ-દારી સમજીને તે ભ્રમ દૂર કરવાને બદલે તેને વધારવાનું કાર્ય કરે છે: તેઓ ત્યાગી ન ગણાય. જેને કીર્તિ, પૂજા કે ખાનપાનનો મોહ ન હોય, સત્ય ખાતર જીવનના બલિદાનની પણ તૈયારી હોય, તે જ ત્યાગી. અહીં કોઈને એમ પ્રશ્ન થાય કે પૃથ્વીકાય જેવી સૂક્ષ્મ અહિંસા પર આટલો ભાર શા માટે? તેનો ઉકેલ સૂત્રકાર આ પછીના સૂત્રમાં આપે છે:-

[૬] આ સાંભળી જંબૂસ્વામી આશ્ચર્યપૂર્વક પોતાના ગુરુદેવને પૂછે છે, કે પૂજ્યપાદ! પૃથ્વીના જીવોને તો નેત્ર, નાસિકા, કાન, જીભ, વાણી કે વિકસિત મન નથી, તો તેને દુઃખનું વેદન કેમ થતું હશે?

ગુરુદેવે કહ્યું:—આત્માર્થી શિષ્ય ! જેમ કોઈ જન્મથી જ અંધ, બધિર હોય તે માણસના કોઈ પગ, ઘૂંટણ, જાંઘ, ઢીંચણ, સાથળ, કેડ, નાભિ, ઉદર, પાંસળી, પૂંઠ, છાતી, હૃદય, સ્તન, ખંભા, ભુજા, હાથ, આંગળી, નખ, ડોક, દાઢી, હોઠ, દાંત, જીભ, તાળવું, લમણા, કપાળ, કાન, નાસિકા, આંખ, ભમર, મસ્તક વગેરેને કોઈ (ભાલા વગેરેથી) છેદે, ભેદે, મારે કે કષ્ટ ઉપજાવે તો તે કહી ભલે ન શકે છતાંય અવ્યક્ત વેદના તેને અવશ્ય થાય. તે જ રીતે જે જીવોને દુઃખ વ્યક્ત કરવાનું સાધન નથી તેને પણ દુઃખ તો થાય છે જ.

**નોંધ**—હિંસાથી પરજીવોને જે પીડા થાય છે તે ઘણીયે વાર દેખાતી નથી, અથવા જોવાય છે તો તેની દરકાર ભાગ્યે જ થાય છે. છતાં હિંસકભાવનાની અપેક્ષાએ તે હિંસા કરનારની વૃત્તિનું પતન તો જરૂર થાય જ છે.

[૭] જે હિંસકવૃત્તિવાળા જીવો હોય છે તેમને પોતે હિંસાનો પ્રયોગ કરતા હોવા છતાં પણ હિંસકક્રિયાઓનું ભાન રહેતું નથી (પરંતુ આરંભનું પાપ તેને અવશ્ય લાગે છે). પરંતુ જે પુરુષો હિંસકવૃત્તિથી નિવૃત્ત થયેલા હોય છે તે સૂક્ષ્મ કે સ્થૂળ શસ્ત્રનો પ્રયોગ કરતા નથી અને તેઓ હિંસાના પરિણામને જાણી તેનો વિવેક કરી શકે છે (તેથી તેને નિબિડરૂપે આરંભનું પાપ લાગતું નથી).

**નોંધ**—(જે વૃત્તિની મન પર અસર વિશેષ રહેતી હોય તે વૃત્તિ પછી ટેવરૂપે થઈ જાય છે. અને તે ટેવરૂપે થઈ ગયા પછી મનુષ્ય હમેશા એમા જ વલખા મારે છે. અને આ રીતે એથી વિવેકનો નાશ અને અનર્થની પરંપરા નોતરાતી જાય છે.)

[૮] આ માટે આ બધુ જાણીને શાણો સાધક પૃથ્વીશસ્ત્રનો (પૃથ્વીકાયની હિંસાનો) પોતે પ્રયોગ ન કરે, અન્યદ્વારા ન કરાવે અને કરનારને અનુમોદન પણ ન આપે.

[૯] ય આ રીતે પૃથ્વીકાયના જીવો સંબંધીહિંસાની ક્રિયાઓને પણ જે જ્ઞ પરિજ્ઞાથી જાણી પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી ત્યાગે છે તે ખરેખર વિવેકયુક્ત સંયમી મુનિ ગણાય છે.

નોંધઃ—ઉપરની બીનાઓ અણગાર ત્યાગીને ઉદ્દેશીને લખાયેલી છે. કારણ કે ગૃહસ્થ સાધકને જીવન ટકાવવા માટે પૃથ્વી આદિ સ્થાવર જીવોની હિંસા અનિવાર્ય છે છતાં હિંસા એ તો હિંસા જ છે, અને હિંસામાં પાપ પણ છે. માત્ર અધિક યોગ્યતાવાળા જીવોની ઘાતની અપેક્ષાએ આ પાપ અલ્પ ગણી શકાય, જોકે તેના પરિણામનો વધુ આધાર આસક્તિની તીવ્રતા કે મંદતા પર નિર્ભર છે. એટલે ગૃહસ્થ ગણાતા સાધકે પણ આવી વાતોમાં વિવેકપુરઃસર આસક્તિને ઓછી કરતાં શીખવું જોઈએ.

એમ કહું છું.

શસ્ત્રપરિજ્ઞાઅધ્યયનનો દ્વિતીય ઉદ્દેશક સમાપ્ત થયો.

# તૃતીય ઉદ્દેશક

## જલનિકાય



જલનિકાયના જીવોની સમીક્ષામાં પ્રથમ અણગારની યોગ્યતા સ્પષ્ટ કરે છે, અને તેવા ઉચ્ચ અધિકારને પામેલો સાધક જો એક સામાન્ય સ્ખલનામાં પણ બેદરકારી સેવે તો તે અધિક સ્ખલનાઓ કરવાને ટેવાય છે એમ માનસશાસ્ત્રના નિયમથી સિદ્ધ કરે છે.

આકસ્મિક સ્ખલના થવી એ જુદી વાત છે, અને સ્ખલના તરફ બેદરકાર થવું કે રહેવું એ જુદી વાત છે. આ વિવેક શીખી લેવાય તો તેવો જાગરૂક સાધક સ્ખલનાની નવી પરંપરાથી છૂટીને પૂર્વસ્ખલનાઓને નિવારી શકે છે એ સ્પષ્ટ કરતાં—

ગુરુદેવ બોલ્યા:—

[૧] હે જંબૂ! હું કહું છું તે સાંભળ:— જે જીવનપ્રપંચથી મુક્ત થઈને અગારી મટી અણગાર થયો છે, જેનું અંતઃકરણ અને કાર્ય સરળ બની ગયાં છે, જે મોક્ષમાર્ગ તરફ વળ્યો છે અને માયા (દગા, છળ, કપટ)ને જે આચરતો નથી, તે અણગારે પોતે જે શ્રદ્ધાથી, જે ભાવનાબળથી ત્યાગમાર્ગ અંગીકાર કર્યો છે તે જ ભાવથી જીવનના

અન્તપર્યંત પોતાના જડ સંસર્ગજન્ય પૂર્વસ્વભાવની અધીનતામાં ન ફસાતાં ત્યાગમાર્ગનું યથાર્થ પાલન કરવું જોઈએ. આ મોક્ષના મહામાર્ગમાં વીરો જ ચાલ્યા છે અને પાર પામ્યા છે, અને તેમણે જ તે માર્ગને આરાધ્યો છે. એમાં શંકા જેવું કંઈ નથી.

**નોંધઃ**—(૧) જેવા વિચારો હોય તેવું જ બોલે, અને જેવું બોલે તેવું જ ચાલેઃ અર્થાત્ કે મન, વચન અને કાર્યની એકવાક્યતા એ સાધુતાનું પ્રથમ લક્ષણ છે. ત્યાગ ગ્રહણ કરી સતત જાગૃત રહે તે સાધુ. કારણ કે સમર્થ આત્માઓ માટે પણ પૂર્વસંસ્કારોને લઈને નિર્બળતા થવી સંભવિત છે.

(મન જ્યારે પૂર્વસંસ્કારોને અધીન થાય ત્યારે જીવાત્માનાં સામર્થ્ય, ત્યાગ અને શક્તિ ક્ષણભરમાં નાબૂદ થવાનો સમય આવી પડવાનાં ઘણાં દષ્ટાંતો મળી આવે છે. મલિનતાની સહજ અસર પણ ત્યાગની પવિત્રતા અને ચારિત્રની સુવાસને વટલાવી મૂકે છે. સહજવીરતા વિના મુક્તિમાર્ગની યોગ્યતા નથી—બાહ્ય દ્વંદ્વોમાં બહારની વીરતા, આંતરદ્વંદ્વોમાં આંતરિક વીરતા. બહારની વીરતા કરતાં આંતરિક વીરતા કોટિગણી કઠિન અને દુઃસાધ્ય છે. બાહ્ય વીરતામાં સન્માન, સામ્રાજ્ય, હક્ક વગેરે મેળવવાનું હોય છે, આંતરિક વીરતાના માર્ગમાં ઊલટું ઘણાં વર્ષોથી સંઘરી રાખેલું એ બધું—અહંત્વ, મમત્વ, આસક્તિ વગેરે ફગાવી દેવાનું હોય છે એ વીરનાં શસ્ત્રો પણ જુદાં છે. તે હાથમાં નહિ, પણ હૈયામાં ધારણ કરાય છે. એવો અહીં ભાવ છે.)

[૨] હે જંબૂ! આ રીતે જૈનશાસનની આજ્ઞાથી (વીતરાગના વચનથી) સંસારને ઓળખી પોતે નિર્ભય બને, અન્યને (જલનિકાયાદિ જીવોને) પણ નિર્ભય બનાવે.

**નોંધઃ**—તે જ સાચો નિર્ભય છે કે જેનાથી સૌ કોઈ નાનામોટા જીવોને અભય મળે છે. પોતાનાથી જ્યારે કોઈ ભય ન પામે તેનો નિઃસ્વાર્થી અને નિર્વિકારી પ્રેમ અખંડ વહે, ત્યારે જ નિર્ભયતા પ્રાપ્ત થાય. નિર્ભય દશા પ્રાપ્ત કરવાનું ધ્યેય એ સર્વોત્તમ અને કાર્યકારી ધ્યેય છે જે નિર્ભયતામાં અસંયમ અને સ્વચ્છંદતા છે તે નિર્ભયતા ભયાનક છે. અને એ નિર્ભયતા બહાર દેખાતી હોય તોયે એ નિર્ભયતા નથી, પણ મહાન ડરપોકતા છે.

[૩] અહો જંબૂ! સાંભળ, હું તને કહું છું:—આ સંસારમાં નાના પ્રકારનાં પ્રાણીઓ વસે છે. તે બધાં ચૈતન્યવાળાં છે. તે વિષે શંકાને સ્થાન ન હોવું જોઈએ. તેમજ આત્માના અસ્તિત્વ વિષે પણ સંશય રાખવાનું કારણ નથી. જે સંસારના સંબંધમાં (આ બધું દેખાય છે તે છે કે કેમ?) એવો સન્દેહ રાખે છે, તે આત્માના અસ્તિત્વ માટે પણ શંકાશીલ બને છે. અને જે આત્મા વિષે શંકાશીલ બને છે, અથવા તો બીજા જીવોનો જે અપલાપ કરે છે, તે પોતાના આત્માનો પણ અપલાપ કરે છે. તથા પોતાના આત્માનો જે અપલાપ કરે છે, એ બીજા જીવોનો પણ અપલાપ કરે છે. (કારણકે જીવ અને જગતનો ગાઢ સંબંધ છે.) તે એ લોક વિષે પણ શંકાશીલ બને છે. (એમ કરવું એ વિકાસમાર્ગમાં બાધારૂપ છે તેમ જાણી આત્મપ્રતીતિ પર અડગ રહેવું.)

નોંધઃ—પ્રત્યેક નાનામોટા પ્રાણીમા આત્મા છે. આપણામાં પણ આત્મા છે. આપણો આત્મા જેમ નાના કર્મવશાત્ ભિન્નભિન્ન પ્રકારની દેહાદિ સામગ્રી પામ્યો છે તેમ સંસારના ઇતર પ્રાણીઓના સબધમા પણ છે. તેથી આપણે જો સાચા સુખની પ્રાપ્તિ કરવી હોય, તો તે એને દુઃખ પહોચાડવાથી નહિ પણ સુખ આપવાથી થઈ શકે.

અનેક જ્ઞાની પુરુષોએ આત્મપ્રતીતિનો સાક્ષાત્ અનુભવ કર્યો છે, અને આપણે પણ અનુમાનથી તેનું અસ્તિત્વ જાણી શકયા છીએ. એથી કદી અને કોઈ સંયોગોમા નાસ્તિક બનવાની આવશ્યકતા નથી.

[૪] પ્રિય જબૂ! સંયમી પુરુષો જ્યારે આ રીતે મન સમાધાન કરી વિવેકપૂર્વક વર્તે છે, ત્યારે કેટલાક પોતાને ત્યાગી કહેવડાવવા છતાં ભિન્નભિન્ન પ્રકારનાં શસ્ત્રોથી જલાદિ જીવો પર ક્રિયાનો સમારંભ કર્યા કરે છે, અને એ જલાદિ સમારંભમાં (અવિવેકી દૃષ્ટિથી) બીજા પણ અનેક જીવોની હિંસા કરી નાખે છે.

નોંધ—જળમા અનેક જીવો છે તે વૈજ્ઞાનિક શોધથી જગજાહેર થઈ ચૂકયું છે. વૈજ્ઞાનિકોએ વનસ્પતિમા હાસ્ય, શોક, ભય, ક્રોધ, રાગ, અહંકાર

એવીએવી લાગણીઓનો સ્પષ્ટ અનુભવ કરાવ્યો છે. એ પરથી હવે ચર્મચક્ષુથી પ્રત્યક્ષ ન દેખાવા છતાં સ્થાવર જીવોમાં ચૈતન્ય છે એ સિદ્ધ કરવાપણું આ વિજ્ઞાનયુગમા રહ્યું નથી.

[૫] હે શિષ્ય! ભગવાન મહાવીરે આ સંબંધમાં પરિજ્ઞા સમજાવતાં કહ્યું છે કે કોઈ શ્રમણ જીવનના નિર્વાહ માટે, વંદનાદિ અર્થે, જન્મમરણની મુક્તિ સારુ, કે દુઃખના નિવારણ સારુ જલકાયના જીવોની હિંસા સ્વયં કરે છે, બીજા પાસે કરાવે છે, અથવા હિંસા કરનારને અનુમોદન આપે છે, તો તે હિંસા તેના અહિતને અને અજ્ઞાનને જન્માવે છે.

[૬] સર્વજ્ઞ ભગવાન કિંવા અન્ય જ્ઞાની જનો પાસેથી આત્મવિકાસઅર્થે આચરવાયોગ્ય ઉપયોગી વસ્તુ પામીને આ વિશ્વમાં કેટલાક ભવ્ય જીવો જાણી શકે છે કે હિંસા એ કર્મબંધનનું, મોહનું અને નરકાદિ દુર્ગતિનું કારણ છે. પરંતુ જેઓ અતિ અતિ આસક્ત થયેલા હોય છે તે લોકો ભિન્નભિન્ન પ્રકારનાં શસ્ત્રોથી જલકાયના મહારંભદ્વારા જલના જીવો પર તેનું હિંસક શસ્ત્ર અજમાવીને બીજાં પણ અનેક પ્રકારનાં પ્રાણીઓની હિંસા કરી નાખે છે.

[૭] જંબૂ! જલ પોતે જેમ ચેતનવંત છે તેમ એને આશ્રયે બીજા પણ અનેક જીવો રહેલા હોય છે. જિનશાસનમાં આ વસ્તુ સ્પષ્ટતાથી સમજાવી છે. એ વિવેક સાધુજનોએ ભૂલવો ન જોઈએ. અને શસ્ત્રપરિણત નિર્દોષ જલથી તેમણે જીવન ચલાવવું, પરંતુ સચેત જલ ન વાપરવું જોઈએ. * એમ કરવાથી એમના પર હિંસાનું અને પ્રતિજ્ઞાભંગ થવાથી ચોરીનું પણ દોષારોપણ થાય છે.

[૮] કેટલાક શ્રમણો એમ કહે છે કે અમને પીવા માટે તે કલ્પ્ય છે, વિભૂષાઅર્થે પણ કલ્પ્ય છે. એમ કહી તેઓ અનેક પ્રકારનાં શસ્ત્રોથી જલાદિની સ્વયં હિંસા કરે છે. આ વાત ભિક્ષુ શ્રમણ માટે યોગ્ય નથી.

---

* જુઓ 'ભિક્ષુપ્રતિજ્ઞાઃ' દશ૦ ૪ થું અધ્યયન.

[૯] હું ખરું કહું છું કે જંબૂ! જે અજ્ઞાની અથવા હિંસક-વૃત્તિવાળા જીવો હોય છે તેમને પોતે હિંસાનો પ્રયોગ કરવા છતાં પણ હિંસકક્રિયાઓનું ભાન હોતુ કે રહેતું નથી. પરંતુ જે પુરુષો હિંસકવૃત્તિથી નિવૃત્ત થયેલા હોય છે તે જ સૂક્ષ્મ કે સ્થૂળ હિંસાનો પ્રયોગ કરતા નથી, અને હિંસાના પરિણામને જાણીને તેઓ તેનો વિવેક પણ કરી શકે છે. આથી ઉપયોગવંત સાધકને આરંભના દોષો સ્પર્શતા નથી.

[૧૦] માટે શાણો સાધક જલકાયના આરંભને કર્મબંધનનું કારણ જાણીને જલકાયનો આરંભ પોતે ન કરે, બીજા પાસે ન કરાવે અને કોઈ કરતો હોય તો તેને અનુમોદન પણ ન આપે. આ રીતે જલકાયના જીવોની હિંસાને અહિતકર જાણીને જે શ્રમણવરો વિવેકપુરઃસર સંયમ રાખે છે, તે ખરેખર પરિજ્ઞાતકર્મા (વિવેકી) મુનિ કહેવાય છે. એમ શ્રમણ ભગવાન મહાવીરે ભિક્ષુસંઘને ઉદ્દેશીને કહ્યું છે, તે હું તને કહું છું.

## ઉપસંહાર

જલમાં પણ ચેતન છે. જલ વિના જીવનનિર્વાહ શક્ય નથી. એટલે ગૃહસ્થ સાધક પોતાના ધર્મની મર્યાદા જાળવી વિવેકપૂર્વક એનો ઉપયોગ કરે.

એમ કહું છું.

શસ્ત્રપરિજ્ઞાઅધ્યયનનો તૃતીય ઉદ્દેશક સમાપ્ત થયો.

## ચતુર્થ ઉદ્દેશક

### અગ્નિકાય

સત્યશુશ્રૂષક શિષ્ય ! સાંભળ; હું કહું છું. એમ સુધર્મ-સ્વામી જંબૂસ્વામીને ઉદ્દેશીને બોલ્યાઃ

[ ૧ ] હે જંબૂ! ભગવાન મહાવીરના શબ્દોમાં કહું છું કે જિજ્ઞાસુએ આ સંસાર અને તેમાં રહેલાં પ્રાણીઓ વિષે શંકાશીલ ન થવું અને આત્માના અસ્તિત્વ વિષે પણ શંકાશીલ ન થવું.

જંબૂએ પૂછયુંઃ–ગુરુદેવ ! એમ કરવાથી શી હાનિ થાય ?

ગુરુદેવે કહ્યુંઃ–આત્માર્થી શિષ્ય ! જેઓ સંસાર વિષે શંકાશીલ બને છે, તે આત્માના અસ્તિત્વમાં પણ શંકાશીલ બને છે. અને જે આત્માના અસ્તિત્વમાં શંકાશીલ રહે છે, તે સંસારના ચરાચર જીવોના અસ્તિત્વ વિષે પણ શંકાશીલ બનતા જાય છે.

નોંધઃ—આત્મા અને સંસારનો અન્ય પ્રાણીગણ આ જગતમાં પ્રત્યક્ષ વિદ્યમાન દેખાય છે. જુઓઃ ઘાટીલું શરીર, પુષ્ટ ઇંદ્રિયો, અને મનોહર અંગોપાંગો હોવા છતાં એક વસ્તુ વિના ક્ષણવારમાં તે સડવા માંડે છે; તેમાં મનોહરતાને બદલે બેડોળતા આવે છે; આકર્ષણને બદલે ઘૃણા થાય છે. જે ચૈતન્ય વિના સઘળું નિરર્થક છે, એ વસ્તુ કઈ? તેનું જ નામ આત્મા. જે ચૈતન્ય વિના સઘળું નિરર્થક છે, એ આત્માના ઉત્કર્ષ માટે સૌ જીવો

શક્તિ અને સાધનોના પ્રમાણમા સતત પ્રયત્ન કરે છે. આ રીતે તેનું અસ્તિત્વ અનુમાનથી સ્પષ્ટ થાય છે. તે વિષે શકા કરવાનુ કશુ પ્રયોજન નથી.

આત્માના અસ્તિત્વમા જેઓ અશ્રદ્ધાશીલ થશે, તેઓ પુણ્ય, પાપ, ધર્મ, અધર્મ વગેરેમા પણ અશ્રદ્ધાશીલ થશે. અને તે અશ્રદ્ધા આવ્યા પછી તો ગમે તેવા અત્યાચારી પાપકર્મ કરવા છતા તેનુ હૃદય તેને ડખશે નહિ, અને તે માનવ મટી રાક્ષસ બનશે આથી આત્માનું અસ્તિત્વ, ધર્મ, અધર્મ, પાપ, પુણ્ય, સદ્‌ગુણ, દુર્ગુણ ઇત્યાદિનો વિવેક કરી જિજ્ઞાસુ વિકાસમાર્ગમા આગળ ધપે.

[૨] જમ્બૂ બોલ્યા-ગુરુદેવ! જે આત્મા નિત્ય છે તેની પરિપૂર્ણ સાધના માટે આપે અહિસાનો ગજમાર્ગ બતાવ્યો, પણ એ જીવનમા સાધ્ય કેમ બને ?

ગુરુદેવ બોલ્યા-પ્રિય જમ્બૂ! ભગવાન એમ બોલ્યા હતા કે જે આ × દીર્ઘલોકના શસ્ત્રની પરિસ્થિતિનો રહસ્યવેત્તા છે, તે અશસ્ત્ર (સંયમ)નો રહસ્યવેત્તા છે, અને જે સયમનો રહસ્યવેત્તા છે, તે જ આ મહાસસારમાં હિંસાના સાધનોનો રહસ્યવેત્તા છે. સારાંશ કે, જે અહિંસાનું રહસ્ય જાણે છે, તે જ સયમનું રહસ્ય જાણે છે. અને જે સયમનુ રહસ્ય જાણે છે, તે જ અહિસાનું રહસ્ય જાણે છે.

**નોંધઃ**—જે આ મહાસસારમા હિંસા તરફ બેદરકાર રહેતો નથી, તે જ સાચા સયમનો રહસ્યવેત્તા છે. અને જે સયમનો જાણકાર છે, તે જ સાચી અહિંસાનો આરાધક છે. આ રીતે અહિંસા અને સયમનો પરસ્પર પોષ્ય પોષક ભાવ છે. અસયમી કદી અહિંસક રહી શકે નહિ, અને હિંસક કદી સયમી બની શકે નહિ. ઇંદ્રિયસયમ, વાણીસયમ અને મનસયમ એ અહિંસકભાવ—પ્રેમભાવ—જનક છે.

[૩] મોક્ષાર્થી જમ્બૂ! સદા જિતેન્દ્રિય, સદા અપ્રમત્ત અને સયમી એવા વીર મહાપુરુષોએ આ જ સમળ શસ્ત્રોદ્વારા આત્મા પર

---

× કોઈ ટીકાકાર અહીં પ્રકરણવશાત્ દીર્ઘલોકનો અર્થ વનસ્પતિ કરે છે અને તેનુ શસ્ત્ર અગ્નિ કલ્પે છે

વિજય મેળવીને વીતરાગભાવની પરાકાષ્ઠાના અખંડ, અનંત અને સ્થિર સુખનો યથાર્થ સાક્ષાત્કાર કર્યો છે.

**નોંધઃ—**આગળ વિચાર, વિવેક અને વૈરાગ્ય એ ત્રણ વિકાસનાં સાધનો બતાવ્યાં હતાં. અહીં જિતેન્દ્રિયતાથી જાગૃતિ ઉત્પન્ન થાય, અને જાગૃતિ પછી સંયમનું યથાર્થ પાલન થાય એમ બતાવી વિચાર, વિવેક અને વૈરાગ્ય પછી આ બીજાં અંગો ક્રમશઃ વિકાસનાં સાધનો છે, એમ બતાવ્યું છે. સિદ્ધ મહાપુરુષોની અનુભવેલી આ અનુપમ રસાયણો છે. ધીમેધીમે અને ક્રમપૂર્વક એમનું સતત સેવન કરવાથી અનંત જીવો નિરાબાધ આરોગ્યદશાને પામ્યાં છે. આ રસાયણો જુગજુગજૂની હોવા છતાં સડતી નથી. જેમ અમૃત અમર કરે છે અને પોતે પણ અમર રહે છે, તેમ આ બધાં વિકાસમાર્ગનાં અમર અમૃતસમાં અંગો છે.

[૪] જંબૂ બોલ્યાઃ—ગુરુદેવ ! ઘણા જીવો મોક્ષાર્થી હોવા છતાં આ સંસારમાં અનેક પ્રકારે દંડાય છે, દુખાય છે, ચિંતાથી બળે છે અને રોગોથી પીડાય છે, તેનું શું કારણ હશે ?

પ્રિય શિષ્ય ! મોક્ષાર્થી હોવા છતાં જે પ્રમત્ત દશામાં આવી જાય છે તે ખરેખર આવી શિક્ષાનો અધિકારી જ છે. (કારણકે જ્યાં સુધી પ્રમાદરૂપ કાતીલ ઝેરનું ટૂંકું પડળ છે ત્યાં સુધી શાન્તિરૂપ અમૃતનાં બિંદુઓ સ્પર્શતાં જ નથી, અને કદાચ ભાવનારૂપે સ્પર્શે છે તોપણ તેની અંતઃકરણ પર સ્થાયી અસર રહેતી નથી. ) માટે મેધાવી સાધક 'જે કાર્ય મેં પૂર્વકાળે પ્રમાદથી કરી નાખ્યું તે હવે નહિ કરું,' એવી હૃદયપૂર્વક ભાવના ભાવી સતત જાગરૂક રહે.

**નોંધઃ—**મદ, વિષય, કષાય, નિંદ્રા અને વિકથા એ પાંચ પ્રમાદો કહેવાય છે. તે કાતીલ ઝેરો છે. તે તરફ જે બેદરકાર રહે છે, તે દંડાય છે, પીડાય છે અને અનંતવાર આધ્યાત્મિક મૃત્યુ પામે છે.

અમૃતનું આસ્વાદન મળો યા ન મળો, પરંતુ સૌથી પહેલાં ઝેરના સંસર્ગથી છૂટવાનું મન તો કોને ન થાય !

[૫] જંબૂએ કહ્યું:–ગુરુદેવ! અહિંસકવૃત્તિ એ પ્રમાદરૂપી ઝેરને રોકવાના સાધનરૂપ છે એમ આપે સૌથી પ્રથમ જ કહ્યું છે. હવે પૃથ્વી અને પાણી સિવાય આ વિશ્વમાં ઇતર જીવો ક્યા ક્યા છે, તેનું સંક્ષિપ્ત વર્ણન કરવા કૃપા કરો.

સુધર્મસ્વામીએ કહ્યું કે:–અગ્નિકાયના જીવોનું અહીં વર્ણન કરું છું. તેની પણ હિંસા કરવી ન ઘટે. છતાં કેટલાક પોતાને સાધુ કહેવડાવનારાઓ પણ અગ્નિકર્મના મહારંભદ્વારા અગ્નિના જીવો પર શસ્ત્રો ચલાવે છે અને તેમને તથા તેમને આશ્રયે રહેલા કીડા, ઉધઈ અને એવા નાનામોટા કૈંક જીવોને હણી નાખે છે, એ યોગ્ય નથી.

**નોંધ:**—મોટામોટા અગ્નિના સમારંભો કરીને પંચ ધૂણી ધખાવવામાં ધર્મ થાય છે, જલશુદ્ધિથી પાપનો નાશ થાય છે, આવીઆવી અનેક માન્યતાઓ તે કાળમાં બહુ પ્રચલિત હતી. ભગવાન મહાવીરે જલ, અગ્નિ ઇત્યાદિમાં પણ ચૈતન્ય છે એમ બતાવી તેની હિંસામાં ધર્મ હોઈ જ શકે નહિ એવું સ્પષ્ટ સમજાવ્યું છે. તેને લગતી ઉપલી બીના છે.

[૬] તેથી જ ભગવાને ત્યાં આ જીવિતવ્ય નિભાવવાનો વિવેક સમજાવ્યો છે. છતાં કોઈ વંદન, માન કે સત્કાર માટે, અથવા જીવન માટે, કર્મબંધનથી મુક્તિ માટે કે શારીરિક તથા માનસિક દુઃખના નિવારણને માટે (ધર્મનિમિત્તે) સ્વયં અગ્નિનો સમારંભ (હિંસા) કરે છે, બીજાઓદ્વારા કરાવે છે કે કરનારને અનુમોદન આપે છે, તો તે વસ્તુ તેના હિતને બદલે હાનિકર્તા અને જ્ઞાનને બદલે અજ્ઞાનજનક નીવડે છે.

[૭] ભગવાનો કિંવા જ્ઞાની પુરુષોના સસર્ગથી રહસ્યને પામીને તેમાંના કેટલાકને આવું જ્ઞાન થઈ જાય છે કે "જેઓ વિવિધ પ્રકારનાં શસ્ત્રોથી અગ્નિકર્મનો સમારંભ કરી અગ્નિના જીવો પર શસ્ત્રનો આરંભ કરે છે, અને તેને લઈને તદાશ્રિત રહેલા અનેક જીવોને હણી નાખે છે, તેમને તે વસ્તુ ખરેખર બંધન, આસક્તિ, માર અને નરકના કારણભૂત છે. આમ છતાં પણ આસક્ત લોકો હોય છે, તેઓ તો અજ્ઞાનમાં મૂંઝાઈને એવું અધાર્મિક કાર્ય કરી જ નાખે છે."

[૮] ગુરુદેવ! અગ્નિસમારંભમાં અગ્નિ સિવાય બીજા ક્યા જીવોની હિંસા થાય છે તે કૃપા કરી સમજાવો.

પ્રિય શિષ્ય! સાંભળ; અગ્નિના આરંભથી પૃથ્વી, ઘાસ, પાંદડાં, લાકડાં, છાણ અને કચરાને આશ્રયે રહેલાં નાનાંમોટાં અનેક જીવજંતુઓ તથા પતંગિયા વગેરે ઊડતા જીવો અગ્નિ જોઈને જ્યારે અગ્નિમાં પડી જાય છે ત્યારે તેમાંના કેટલાક જીવો તો તુરત ખાખ જ થઈ જાય છે અને કેટલાક સંકુચિત થઈ પછી મૂર્છિત થાય છે અને મૂર્છિત થયા પછી ત્યાં જ મરી જાય છે.

[૯] પરંતુ આ વિવેક હિંસા કરનારને હોતો જ નથી. જે અહિંસક રહેવા માગે છે, તેને જ આ બધો વિવેક હોય છે.

**નોંધઃ**—અવિવેકી ક્ષણેક્ષણે પાપપરંપરા વધારે છે જ્યારે વિવેકી સાધક કાર્ય કરવા છતાં વિવેકદ્વારા જ પાપને ઘટાડે છે.

[૧૦] આ રીતે બુદ્ધિમાન શ્રમણ હિંસાનું પરિણામ જાણીને સ્વયં અગ્નિકાયના જીવોનો આરંભ ન કરે, અન્યદ્વારા ન કરાવે અને કરનારને અનુમોદન પણ ન આપે. આ રીતે અગ્નિકાયના જીવોની હિંસાનું દુષ્પરિણામ જે જાણે છે તે પરિજ્ઞાતકર્મા ( વિવેકી ) શ્રમણ કહેવાય છે.

એમ કહું છું.

શસ્ત્રપરિજ્ઞાઅધ્યયનનો ચતુર્થ ઉદ્દેશક પૂર્ણ થયો.

# પંચમ ઉદ્દેશક

## વનસ્પતિકાય

[૧] જંબૂ! જે બુદ્ધિમાન અને સાવધાન સાધક અભયને યથાર્થ રૂપે ઓળખીને 'કોઈ પ્રાણીજીવને નહિ દૂભવું' એવો નિશ્ચય કરે છે અને હિંસાદિ કાર્યોથી તથા સંસારનાં બંધનોથી વિરક્ત થાય છે તે જ જૈનસંઘનો અણગાર (ત્યાગી) શ્રમણ કહેવાય છે.

નોંધઃ—અભયની બીના અગાઉના ઉદ્દેશકમાં આવી ગઈ છે.

[૨] જંબૂ બોલ્યાઃ—ગુરુદેવ! કર્મના બંધનનું તથા જરામરણ-રૂપ સંસારચક્રનું મૂળ કારણ શું હશે?

ગુરુદેવે કહ્યુંઃ—શબ્દાદિ વિષયો—કામગુણો—એ સંસારનું કારણ છે અને સંસાર એ વિષયોનું કારણ છે.

નોંધઃ—વસ્તુતઃ અહીં કારણનો ઉદ્દેશ ઉપાદાન કારણ નહિ પણ નિમિત્ત કારણ પૂરતો છે.(સંસારનું ઉપાદાન (મૂળ) કારણ તો આસક્તિ જ છે, અને વિષયો તો માત્ર નિમિત્ત (ગૌણ—આનુષંગિક) કારણો છે. પરંતુ નિમિત્ત કારણો પણ ઉપાદાનના ઉત્તેજક તો છે જ. આથી નિમિત્ત કારણોથી સાવધ રહેવું એ સાધકની સાધનાનું પ્રથમ લક્ષ્ય હોવું ઘટે.)

[૩] ભગવન્! વિષયો સંસારનું કારણ શી રીતે બની શકે?

આત્મનિષ્ઠ જંબૂ! ઊંચી, નીચી, તીરછી અને પૂર્વાદિ દિશાઓમાં જઈને કે રહીને આ જીવાત્મા અનેક પદાર્થોના સંસર્ગમાં આવે

છે. ત્યાં તે ભિન્નભિન્ન પ્રકારનાં રૂપોને જુએ છે તથા વિવિધ શબ્દોને સાંભળે છે. અને તેથી તે આવી રીતે દેખેલી સ્વરૂપવતી વસ્તુ પર અને સંભળાયેલા મંજુલ શબ્દો પર મોહિત બને છે, આસક્ત થાય છે. આ આસક્તિ એ જ સંસાર છે.

આથી વિષયોનો સંયમ એ વીતરાગની આજ્ઞા છે. જે સાધક વિષયોમાં સંયમ નથી રાખતા તે વીતરાગની આજ્ઞાની બહાર છે. કારણકે ભોગોમાં તૃપ્તિ નથી. છતાં આસક્તિવશાત્ વારંવાર તે વિષયવ્યામૂઢ જીવ પ્રમાદી (ભૂલોનો ભંડાર) બની તથા સદ્વર્તનથી વિમુખ થઈ ગૃહસ્થાશ્રમમાં સંતપ્ત રહે છે અને ગૃહસ્થાશ્રમને પણ બગાડે છે.

નોંધ–વિષયોના દર્શનથી ગુપ્ત વિષયવાસના જાગી ઊઠે છે; વિષયવાસના ઉદ્ભવવાથી ગાઢ આસક્તિ થાય છે; અને ગાઢ આસક્તિને પરિણામે જડતા આવે છે. જ્યાં જડતા છે, ત્યાં ચૈતન્યનો હ્રાસ છે અને સંસારની વૃદ્ધિ છે.

વીતરાગતા પ્રાપ્ત કરવાની સાધનાનો પ્રારંભ વિષયવિરક્તિથી થાય છે. આથી એ સાધના કરવી ને વીતરાગની આજ્ઞા આરાધવી એ બંને સમાન છે.

[૪] જંબૂએ કહ્યું: ગુરુદેવ! અહિંસકવૃત્તિ એ પ્રમાદરૂપી ઝેરને રોકવાના સાધનરૂપ છે, એમ આપે સૌથી પ્રથમ જ કહ્યું છે. હવે પૃથ્વી, પાણી અને અગ્નિ સિવાય આ વિશ્વમાં ઇતર જીવો ક્યા ક્યાં છે, એમનું સંક્ષિપ્ત વર્ણન કરવા કૃપા કરો

સુધર્મસ્વામીએ કહ્યું:–વનસ્પતિકાયના જીવોનું અહીં વર્ણન કરું છું. તેમની પણ હિંસા કરવી ન ઘટે. છતાં કેટલાક પોતાને સાધુ કહેવડાવનારા મનુષ્યો પણ વનસ્પતિકાયના મહારંભદ્વારા વનસ્પતિના જીવો પર શસ્ત્રો ચલાવે છે અને તેમને તથા તેમને આશ્રયે રહેલા કીડા, ઊધઈ અને એવા નાનામોટા કૈંક જીવોને હણી નાખે છે.

[૫] તેથી ભગવાને ત્યાં આ જીવિતવ્ય નિભાવવાનો વિવેક સમજાવ્યો છે. છતાં કોઈ વંદન, માન, સત્કાર, જીવન, જન્મમરણથી મુક્તિ અને શારીરિક તથા માનસિક દુઃખના નિવારણને માટે

(ધર્મનિમિત્તે) સ્વયં વનસ્પતિસમારંભ (હિંસા) કરે છે, બીજાઓ-દ્વારા કરાવે છે કે કરનારને અનુમોદન આપે છે, તો તે વસ્તુ તેના હિતને બદલે હાનિકર્તા અને જ્ઞાનને બદલે અજ્ઞાનજનક જ છે.

[૬] જ્ઞાની ભગવાનો કિંવા જ્ઞાની સત્પુરુષોના સંસર્ગથી રહસ્ય પામીને તેમાંના કેટલાકને આવું જ્ઞાન થઈ જાય છે કે 'જેઓ વિવિધ પ્રકારનાં શસ્ત્રોથી વનસ્પતિકાયનો સમારંભ કરી વનસ્પતિના જીવો પર શસ્ત્રનો આરંભ કરે છે અને તેને લઈને તદાશ્રિત રહેલા અનેક જીવોને હણી નાખે છે, તેમને તે વસ્તુ ખરેખર બંધન, આસક્તિ, માર અને નરકના કારણભૂત છે. આમ હોવા છતાં જે આસક્ત લોકો છે, તેઓ અજ્ઞાનીની જેમ એવું અધાર્મિક કાર્ય કરી જ નાખે છે.

[૭ અ] જિજ્ઞાસુ બુદ્ધિથી શ્રી જંબૂએ પૂછ્યું કે ગુરુદેવ! વનસ્પતિમાં કેવું ચૈતન્ય છે તે મને કૃપા કરીને સમજાવો.

ગુરુદેવે કહ્યું:—એને હું આપણા પોતાની શરીરરચના સાથે તુલના કરી સમજાવીશ.

જુઓ; આ આપણું શરીર જેમ જન્મવાના સ્વભાવવાળું છે, તેમ આ વનસ્પતિના જીવો પણ જન્મે છે. આપણે વધીએ છીએ, તેમ તે પણ વધે છે. જેમ આપણામાં ચૈતન્ય છે, તેમ તેમનામાં પણ છે. જેમ આ શરીર કાપવાથી સુકાય છે, તેમ વનસ્પતિ પણ કાપવાથી સુકાય છે. જેમ શરીરને આહારાદિની જરૂર છે, તેમ એમને પણ આહારની જરૂર છે. જેમ આ શરીર અનિત્ય છે, તેમ તેમનું શરીર પણ અનિત્ય છે. આપણું શરીર જેમ અશાશ્વત છે, તેમ તે પણ અશાશ્વત છે. જેમ આ શરીરની હાનિવૃદ્ધિ થાય છે, તેમ તેમની પણ હાનિવૃદ્ધિ થાય છે. માટે જ તે સજીવ છે.

**નોંધ:**—વનસ્પતિશરીરમાં ચૈતન્ય છે તે વાત હવે વિજ્ઞાનથી સિદ્ધ થયા પછી વિશેષ કશું કહેવાનું રહ્યું નથી.

[૭ બ] આવું કેટલીકવાર જાણવા છતાં અસંયમીને આવો વિવેક હોતો જ નથી. જે અહિંસક રહેવા માગે છે, તેને જ આ

વિવેક હોય છે. અથવા જેઓ વનસ્પતિકાયનો સમારંભ કરે છે, તેમને જ આરંભ લાગે છે. જે તેનો સમારંભ કરતા નથી, તેને પાપ લાગતું નથી—એ રહસ્યને પ્રત્યેક સાધક વિચારે.

નોંધઃ—(પાપનો મુખ્ય સંબંધ વૃત્તિ સાથે છે, ક્રિયા સાથે નહિ —એવો આ ગાથાનો સાર છે.)

[૯] આ રીતે બુદ્ધિમાન શ્રમણ હિંસાનું પરિણામ જાણીને સ્વયં વનસ્પતિકાયના જીવોનો આરંભ ન કરે, અન્યદ્વારા ન કરાવે, અને કરનારને અનુમોદન પણ ન આપે. આ રીતે વનસ્પતિકાયના જીવોની હિંસાનું દુષ્પરિણામ જે જાણે છે, તે પરિજ્ઞાતકર્મા (વિવેકી) શ્રમણ કહેવાય છે.

એમ કહું છું.

શસ્ત્રપરિજ્ઞાઅધ્યયનનો પંચમ ઉદ્દેશક સમાપ્ત થયો.

## ત્રસ જીવો

પ્રિય જંબૂ ! હવે હાલતાચાલતા—ત્રસ જીવોના ભેદો કહું છું તે સાંભળ.

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] અંડજ—ઈંડાથી ઉત્પન્ન થયેલાં પક્ષીઓ; (૨) પોતજ—થેલીથી ઉત્પન્ન થયેલા ઘોડા, હાથી, વગેરે; (૩) જરાયુજ—ગાય, ભેંસ વગેરે પશુઓ; (૪) રસજ—રસથી ઉત્પન્ન થયેલા કીડાઓ; (૫) સ્વેદજ—પરસેવાથી ઉત્પન્ન થયેલા જૂ વગેરે જીવો; (૬) સંમૂર્છિમ—યોનિ સિવાય ઉત્પન્ન થયેલાં કીડી, માખી, વગેરે; (૭) ઉદ્ભિજ્જ—ભૂમિ ફોડીને નીકળનારાં તીડ વગેરે પ્રાણીઓ; અને (૮) ઔપપાતિક—ઉત્પાતથી જન્મેલા દેવ તથા નરકયોનિના જીવો.

વહાલા શિષ્ય ! આ આખાયે સંસારમાં હાલતાચાલતા બધા જીવોનો સંક્ષિપ્ત વર્ણવેલા એ આઠ ભેદોમાં સમાવેશ થઈ જાય છે. મંદ અને અજ્ઞાની પ્રાણીઓ આ સંસારમાં પરિભ્રમણ કર્યા કરે છે.

[૨] પ્રિય શિષ્ય ! આસપાસની પરિસ્થિતિનો ગંભીર વિચાર કરીને, ખૂબખૂબ મંથન કરીને મેં બરાબર જાણ્યું છે કે બે ઇંદ્રિયાદિ બધાં પ્રાણીઓ, વનસ્પતિ વગેરે બધાં ભૂતો, પંચેન્દ્રિયાદિ સર્વ

જીવો અને પૃથ્વી વગેરે બધાં સત્ત્વોને માત્ર સુખ જ પ્રિય છે; અસુખ જરાયે પ્રિય નથી. દુઃખથી તે ત્રાસે છે. તેઓ હમેશાં મહાભયથી ઉદ્વિગ્ન રહે છે, અને સુખની શોધ પાછળ પ્રયત્નશીલ છે.

**નોંધઃ**—સમસ્ત સંસારના ભિન્નભિન્ન વર્ગોને જીવોની ભૂત, સત્ત્વ, પ્રાણી અને જીવ એવી ચાર સંજ્ઞાઓ આપી છે. એક સૂક્ષ્મ જીવડાથી માંડીને હાથી જેવા મહાન પ્રાણી સુધી સૌ કોઈને એકસરખી સુખની જ અભિલાષા છે. દુઃખ કોઈયે વાંચ્છતું નથી. ઉપાયો પણ સુખપ્રાપ્તિ અર્થે જ અજમાવે છે. પછી સુખનું મૂળકારણ મળે નહિ, ને સુખ શોધવા જતાં દુઃખ મળી જાય, તો તે જુદી વાત છે!

[૩] વિષય અને કષાયાદિ રિપુઓથી પીડાયેલા—વશ થયેલા—કેંક પામર જીવો પોતાના સ્વાર્થ માટે આતુર બની બીજાઓને પીડા આપી રહ્યા છે. પરસ્પરના ત્રાસથી તે બિચારા અહીંતહીં જુદા-જુદા સ્થળે ત્રાસતા ફરે છે. જો; આ સંસારમાં કેવી વિચિત્રતા લાગે છે!

**નોંધઃ**—(કર્મ, માયા કે મોહના પ્રાબલ્યથી સ્વાર્થની તંતુજાળમાં ફસાયેલા જીવો કેવાં વલખાં મારે છે? પોતાના ચૈતન્યને વેચીને પણ જડના તે કેવા ગુલામ બની રહ્યા છે? તેણે પોતાના હાથે ભયની કેવી ભયંકર ભૂતાવળો ખડી કરી દીધી છે? હવે પરસ્પરના ચૈતન્યને ચગદે છે, કનડે છે, ખૂંદે છે. શું સાચે જ આ તેના અંતઃકરણનો અવાજ હશે? ભય, શોક, ખેદ, ચિંતા, ભાગનાશ અને આ બધું તેમને કોણ કરાવી રહ્યું છે? આનો પ્રત્યુત્તર પોતે જ છે. પોતા સિવાય બીજો કોઈ પણ એનો ઉત્તર આપી શકે તેમ છે?)

જંબૂએ કહ્યું:—ગુરુદેવ! અહિંસકવૃત્તિ એ પ્રમાદરૂપી ઝેરને રોકવાના સાધનરૂપ છે, એમ આપે સૌથી પ્રથમ જ કહ્યું છે. હવે પૃથ્વી, પાણી, અગ્નિ અને વનસ્પતિ સિવાય આ વિશ્વમાં ઇતર જીવો કયા કયા છે, એમનું સંક્ષિપ્ત વર્ણન કરવા કૃપા કરો.

[૪] સુધર્મસ્વામીએ કહ્યું કેઃ—ત્રસકાયના જીવોનું અહીં વર્ણન કરું છું. તેમની પણ હિંસા કરવી ન ઘટે. છતાં કેટલાક પોતાને સાધુ

કહેવડાવનારાઓ પણ ત્રસકાયના મહારંભદ્વારા ત્રસ જીવો પર શસ્ત્રો ચલાવે છે, અને તેમને તથા તેમને આશ્રયે રહેલા નાનામોટા કેક ઇતર જીવોને હણી નાખે છે.

[૫] તેથી ભગવાને ત્યાં આ જીવિતવ્ય નિભાવવાનો વિવેક સમજાવ્યો છે. છતાં જેઓ વંદન માન, સત્કાર, જીવન, જન્મ-મરણથી મુક્તિ અને શારીરિક તથા માનસિક દુ:ખના નિવારણને માટે (ધર્મનિમિત્તે) સ્વયં ત્રસસમારંભ (હિંસા) કરે છે, બીજાઓદ્વારા કરાવે છે, કે કરનારને અનુમોદન આપે છે, તેમને તે વસ્તુ તેના હિતને બદલે હાનિકર્તા અને જ્ઞાનને બદલે અજ્ઞાનજનક જ છે.

[૬] જ્ઞાની ભગવાનો કિંવા જ્ઞાની સત્પુરુષોનો સંસર્ગથી રહસ્ય પામીને તેમાંના કેટલાકને આવું જ્ઞાન થઈ જાય છે, કે "જેઓ વિવિધ પ્રકારનાં શસ્ત્રોથી ત્રસકાયનો સમારંભ કરી ત્રસ જીવો પર શસ્ત્રનો આરંભ કરે છે અને તેને લઈને તદાશ્રિત રહેલા અનેક જીવોને હણી નાખે છે, તેમને તે વસ્તુ ખરેખર બંધન, આસક્તિ, માર અને નરકના કારણભૂત છે. છતાં જેઓ આસક્ત હોય છે, તે લોકો એવું અધાર્મિક કાર્ય કરી જ નાખે છે."

## ત્રસ જીવોની હિંસાનાં કારણો

[૭] ઘણાયે મનુષ્યો હાલતાચાલતા જીવોને જોઈ શકે છે, એમનાં બહુમૂલાં જીવનનું મૂલ્ય આંકી શકે છે; પોતાવત્ તે બધાયે સુખનાં કામી છે તેમ પણ તે સમજવાની બુદ્ધિ ધરાવે છે. છતાં પોતાને કે પરને હાથે થતી હિંસા તે કેમ નિભાવી લેતા હશે? શું ખરેખર તેઓ ઘાતકી હશે? ના; તેમાંના ઘણાખરાનાં અંતઃકરણ તો દયામય હોય છે. તે પોતાનાં બાળબચ્ચાંનું પ્રેમ અને વાત્સલ્યથી રક્ષણ કરે છે. છતાં ગુરુદેવ! આમ થવાનું શું કારણ હશે?

ગુરુદેવે કહ્યું:—વહાલા જંબૂ! તું કહે છે તે યથાર્થ છે. તેઓ પોતે ઘાતકી નથી બનવા ચાહતા, પરંતુ સ્વાર્થની અતિમાત્રા તેમને આવી પરિસ્થિતિમાં મૂકે છે.

તેમાંના કેટલાક અજ્ઞાની અને વહેમી જીવો ત્રસ જીવોને દેવદેવી-ઓના ભોગનિમિત્તે પણ મારે છે. [ જંત્રમંત્રદ્વારા સોનાનો પુરુષ બનાવવાની સ્વાર્થેચ્છાથી યુવાન પુરુષને પણ મારી નાખે છે.] કોઈ ચામડાંને માટે, કોઈ માંસને માટે, કોઈ લોહી માટે, કોઈ હૃદય માટે, કોઈ તેમાંનું પિત્ત કાઢવા માટે, કોઈ ચરબી માટે, કોઈ પાંખો, પૂંછડાઓ, વાળ કે સિંગડાં માટે, કોઈ દાંત, દાઢ, નખ, નસ, હાડકાં કે હાડકાંની મિંજાઓ માટે, કેટલાક ઇરાદાપૂર્વક તો કેટલાક નિરર્થક રીતે હિંસા કરી નાખે છે. કેટલાક પૂર્વકાળનાં વેરને લઈ ને હિંસા કરે છે, કેટલાક 'મને મારે છે' એમ માની પ્રતિહિંસારૂપે હિંસા કરે છે, અને કેટલાક ભવિષ્યમાં આ મને મારશે એવી ભ્રાન્તિથી પણ હિંસા કરે છે.

નોંધઃ—પંચેન્દ્રિય પ્રાણીઓ અને પશુઓ જેવા ઉપયોગી જીવોને લગભગ રૂઢિ અને વહેમનિમિત્તે કે રસાસ્વાદનિમિત્તે હણી નાખવામાં ક્રૂરતા કરવામા અજ્ઞાનનું જ આધિપત્ય વિશેષ હોય છે. અજ્ઞાન જેટલો અનર્થ કરે છે તેટલો કોઈ વસ્તુ નથી કરતી.

[૮] આવું કેટલીકવાર જાણવા છતાં અસંયમીને આવો વિવેક હોતો જ નથી. જે અહિંસક રહેવા માગે છે તેને જ આ વિવેક હોય છે.

[૯] આ રીતે બુદ્ધિમાન શ્રમણ હિંસાનું પરિણામ જાણીને સ્વયં ત્રસકાયના જીવોનો આરંભ ન કરે, અન્યદ્વારા ન કરાવે અને કરનારને અનુમોદન પણ ન આપે. આ રીતે ત્રસકાયના જીવોની હિંસાનું દુષ્પરિણામ પણ જે જાણે છે, તે પરિજ્ઞાતકર્મા (વિવેકી) શ્રમણ કહેવાય છે.

એમ કહું છું.

શસ્ત્રપરિજ્ઞાઅધ્યયનનો ષષ્ઠ ઉદ્દેશક સમાપ્ત થયો.

## સપ્તમ ઉદ્દેશક

### વાયુકાય

ગત છ ઉદ્દેશકોમાં પૃથ્વી, જલ, અગ્નિ, વનસ્પતિ અને ત્રસકાયનું વર્ણન કર્યું. આ પ્રકરણમાં વાયુકાયના જીવોનો ઉલ્લેખ છે. સામાન્ય રીતે પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ. વનસ્પતિ અને ત્રસ એવો ક્રમ હોય છે, પરંતુ બીજા જીવોની અપેક્ષાએ ભિક્ષુ સાધકદ્વારા પણ હાલતાંચાલતાં કે બીજી ક્રિયાઓ કરતાં વાયુકાયની હિંસા થઈ જવી અશક્ય પરિહારરૂપ હોઈ વાયુકાયનું પ્રકરણ અંતિમ રાખવામાં આવ્યું છે.

ગુરુદેવ બોલ્યા :—

[૧] જે માનસિક અને શારીરિક વેદનાનો ચિકિત્સક હોય છે, તે સમર્થ આત્મા સૂક્ષ્મ હિંસાને પણ અહિતકર જાણીને વાયુકાયના જીવોની હિંસાનો પરિહાર કરી શકે છે.

કારણ કે હે જંબૂ! જે પોતાને થતાં સુખદુઃખનું બરાબર નિદાન કરે છે, તે જ બીજા જીવોને થતાં સુખદુઃખનું નિદાન કરી શકે છે. અને જે બીજા જીવોનાં સુખદુઃખની લાગણીને જાણી શકે છે, તે જ પોતાની લાગણીને સમજી શકે છે. કારણ કે પોતે અને પર એ બન્ને પરસ્પર સમાન છે.

નોંધ:—પોતાનું ચૈતન્ય અને અન્ય જીવોનું ચૈતન્ય એકસરખું છે. કર્મોની અસર પણ ઓછાવત્તા સ્વરૂપમાં સૌ જીવોને તેવા જ રૂપે થતી રહે

છે. આટલું જે વિચારી શકે છે, તે બીજાના ભોગે પોતાનું સુખ કદી વાંચ્છતો નથી. અન્યને દુ:ખ ઉપજાવી પ્રાપ્ત કરેલું સુખ એ સુખ નથી, પણ સુખાભાસ છે. જ્યારે અન્યને શાંતિ પહોંચાડવાથી કદાચ સંકટ પ્રાપ્ત થાય, તો-પણ તેના ગર્ભમાં સુખ જ છે.

[૨] આવું જાણી અહીં મોક્ષમાર્ગનાં સાધનો (જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ)ને પામેલા સંયમી પુરુષો સૂક્ષ્મ જીવોનીયે હિંસા કરી પોતે જીવવા માગતા નથી.

[૩] પરંતુ બીજા સંયમીઓને જોઈ કેટલાક પોતાને ત્યાગી કહેવડાવવા છતાં પણ વાયુકાયના મહારંભદ્વારા વાયુના જીવો પર શસ્ત્રો ચલાવે છે; અને તેમને તથા તેમને આશ્રયે રહેલા બીજા નાના-મોટા કૈંક જીવોને હણી નાખે છે.

[૪] ત્યાં ભગવાને આ જીવિતવ્ય નિભાવવાનો વિવેક સમજાવ્યો છે. છતાં જેઓ વંદન, માન કે સત્કાર માટે, ઉદરનિર્વાહ માટે, જન્મમરણથી મુક્ત થવા માટે અને શારીરિક તથા માનસિક દુ:ખના નિવારણને માટે [ધર્મનિમિત્તે] સ્વયં વાયુસમારંભ (હિંસા) કરે છે; બીજાઓ દ્વારા કરાવે છે કે કરનારને અનુમોદન આપે છે, તેમને તે વસ્તુ તેમના હિતને બદલે હાનિકર્તા અને જ્ઞાનને બદલે અજ્ઞાનજનક જ છે.

[૫] જ્ઞાની ભગવાનો કિંવા જ્ઞાની સત્પુરુષોના સંસર્ગથી રહસ્ય પામીને એ સાધકોમાંના કેટલાકને આવું જ્ઞાન થઈ જાય છે, કે "જેઓ વિવિધ પ્રકારનાં શસ્ત્રોથી વાયુકાયનો સમારંભ કરી વાયુના જીવો પર શસ્ત્રનો આરંભ કરે છે અને તેને લઈને તદાશ્રિત રહેલા અનેક જીવોને હણી નાખે છે તેમને તે વસ્તુ ખરેખર બંધન, આસક્તિ, માર અને નરકના કારણભૂત છે. છતાંય જેઓ આસક્ત છે તે લોકો એવું અધાર્મિક કાર્ય કરી જ નાખે છે."

[૬] પ્રિય શિષ્ય જંબૂ! હું તને કહું છું કે:—તે વાયુના જીવોની સાથે બીજાં પણ ઊડતાં મચ્છર ઇત્યાદિ પ્રાણીઓ છે. તેઓ વાયુની સાથે એકઠાં થઈને પડે છે અને વાયુની હિંસા કરતાં તે પણ પિડાય છે, મૂર્છિત થાય છે અને મૃત્યુ પામે છે.

[૭] આવું કેટલીકવાર જાણવા છતાં અસંયમીને આવો વિવેક હોતો જ નથી. જે અહિંસક રહેવા માગે છે તેને જ આ વિવેક હોય છે.

[૮] ઉપર કહ્યા પ્રમાણે છ જીવકાય (છ પ્રકારના જીવો)ની હિંસાથી કર્મબંધન થાય છે તે જાણવા છતાં જેઓ આવા આચારમાં રમતા નથી અને આરંભાદિ (હિંસક) કાર્યોમાં આસક્ત હોવા છતાં 'અમો સંયમી છીએ' એમ બોલે છે તથા સ્વચ્છંદાચારી થઈ આરંભમાં તલ્લીન થઈ રહે છે તેઓ આઠે કર્મોનાં બંધન બાંધે છે.

નોંધઃ—(આસક્તિ આઠે પ્રકારનાં કર્મબંધનનું મુખ્ય કારણ છે.)

[૯] માટે સંયમધનવાળા સાધકે સાવધાન અને સમજવાન થઈને આવા ન કરવા યોગ્ય પાપકર્મને આચરવું નહિ.

[૧૦] એમ જાણીને બુદ્ધિમાન પુરુષે છ કાયના જીવોની હિંસા કરવી નહિ, કરાવવી નહિ અને કરનારને અનુમોદન પણ આપવું નહિ. આવા આરંભમાં જેને સંપૂર્ણ વિવેક હોય તે જ આરંભત્યાગી મુનિ કહેવાય છે.

## ઉપસંહાર

જીવનું અસ્તિત્વ, કર્મબંધન અને મુક્તિ ઇત્યાદિ તત્ત્વો બતાવી તથા જીવનવિકાસ સારુ વિચાર, વિવેક અને સંયમ એ ત્રણ અંગોનું વર્ણન આપી આ અધ્યયનમાં ભાવહિંસાથી છૂટવાના સફળ અને સરળ ઉપાયોનું નિદર્શન કર્યું છે. કારણ કે, અહિંસા એ જ એક પ્રકારનો સંયમ છે. અથવા બીજી રીતે એમ પણ કહી શકાય કે અહિંસા માત્ર સંયમથી જ સાધ્ય છે. કોઈને પ્રત્યક્ષ મારવું એ દ્રવ્યહિંસા છે અને અવિવેક, માનસિક દુષ્ટતા, વૈરવૃત્તિ, ઈર્ષ્યા વગેરેને આશ્રય આપવો તે ભાવહિંસા છે. ભાવહિંસા દ્રવ્યહિંસામાં પરિણમે છે, અને એમ આત્મપતન થાય છે.

કારણ કે જીવમાત્ર પોતારૂપ છે, તેથી બીજાને હણવાથી પોતે જ હણાય છે. વાસનામાં બંધ છે અને વિરતિમાં મુક્તિ છે. તે ભાવના આપી, નાનામોટાં બધાં પ્રાણીઓમાં ચૈતન્ય છે માટે સૌ તરફ અનુકંપા રાખો; પ્રેમની પરબો માંડો; વિવેકથી જીવો અને વિકાસપંથમાં આગળ ધપો.

એમ ભગવાન મહાવીરનો વિશ્વબંધુત્વનો સંદેશ આપતા શ્રી સુધર્મસ્વામી જંબૂસ્વામીને ઉદ્દેશીને અધ્યયનને અંતે બોલ્યા કે,

એમ કહું છું.

એ પ્રમાણે શસ્ત્રપરિજ્ઞા નામનું પ્રથમ અધ્યયન પૂર્ણ થયું.

# લોકવિજય

૨

પ્રથમ અધ્યયનમાં મોક્ષમાર્ગના મૂળસાધન—અહિંસા—નું સૂક્ષ્મ વર્ણન થયું. હવે બીજું અધ્યયન લોકવિજયનું આવે છે.

લોક એટલે સંસાર. પતિપત્નીનો સંબંધ, માબાપ અને બાળકનો સંબંધ; મિત્ર, સંપત્તિ, વૈભવ ઇત્યાદિનો સંસર્ગ એ બાહ્ય સંસાર: અને તેના સંસર્ગથી ઉત્પન્ન થતા અહંતા, મમતા, આસક્તિ, વિકાર, સ્નેહ, વૈર એ બધા ભાવોની આત્મા પર અસર થાય તે આભ્યંતર અથવા ભાવસંસાર. ભાવસંસાર દ્રવ્યસંસારના હેતુભૂત છે, જોકે રાગાદિ રિપુઓ પર વિજય મેળવવો તે જ સાચો લોકવિજય છે. પરંતુ દ્રવ્યસંસાર (બાહ્યસંસાર)ની નિવૃત્તિ એ પણ એક સાધન છે, અને તે સાધનાની ભાવના પણ ભાવકષાયોના મંદપણાને લઈને જ ઉદ્ભવે છે. તેમ ધારી આ અધ્યયનના પ્રથમ ઉદ્દેશકમાં સ્વજનસુતાદિના સંબંધનો વિવેક સમજાવે છે.

## પ્રથમ ઉદ્દેશક

### સંબંધમીમાંસા

(ઋણાનુબંધથી સંબંધો યોજાય છે. ભિન્નભિન્ન સ્થળેથી આવેલા જીવો પરસ્પરના સમાન તત્ત્વને લીધે માતા, પિતા,

પત્ની, ભગિની, પુત્રરૂપે જોડાય છે. આવા સંબંધો જો કેવળ કર્તવ્યસંબંધરૂપે રહે તો તેમાં વિકાસને સ્થાન છે જ. પણ માયાજાળમાં ફસેલા જીવો ઋણાનુબંધને નામે પ્રાયઃ મોહસંબંધ જ પોષતા હોય છે. મોહસંબંધ અને કર્તવ્ય-સંબંધ છેક જ ભિન્નભિન્ન છે, એની દિશાઓ પણ જુદી-જુદી છે.]

કર્તવ્યસંબંધમાં ઋણ પૂરું થયે નિકટ સંબંધીનું શરીર છૂટે કે સંધાય તોય ખેદ, શોક કે હર્ષ જેવું કશું બનતું નથી; પણ મોહસંબંધમાં ઇષ્ટના સંયોગથી ને અનિષ્ટના વિયોગથી ખેદ, શોક અને પરિતાપ કે હર્ષની અસર થાય છે. કર્તવ્યસંબંધ બદલો ઇચ્છતો જ નથી; મોહસંબંધ ઇચ્છે છે. એથી જ કર્તવ્યસંબંધમાં બંધન નથી; મોહસંબંધમાં બંધન છે જ. માટે મોહસંબંધ છોડીને કર્તવ્યસંબંધને સમજી, એ ઋણ ચુકવવાની તૈયારી કરી, સંબંધમાત્રથી પર થવાનો આદર્શ રજૂ કરતા—

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] अ પ્રિય જંબૂ! જે શબ્દાદિ વિષયો (કામગુણો) છે, તે સંસારના મૂળ હેતુભૂત છે; અને જે સંસારનું મૂળ (હેતુ) છે, તે વિષયો છે. આથી જે વિષયાર્થી હોય છે, તે પ્રમાદી બની અતિ પરિતાપથી પરિતપ્ત રહ્યા જ કરે છે.

**નોંધઃ**—વિષયો, જે પરંપરાથી સંસારનું મૂળ થાય છે તે ક્રમ આ પ્રમાણે છે:— શબ્દાદિ વિષયોથી કામેચ્છા—વાસનાને વેગ મળે છે. વાસનાથી ચિત્તનો વિકાર થાય છે. વિકૃત ચિત્તવાળો જીવાત્મા વિષયોપભોગમાં વાસ્તવિક આનંદ ન હોવા છતાં ચૈતન્યરસ—આનંદ—ની પ્રાપ્તિ અનુભવવાને આતુર બને છે. આ આતુરતા, આ મુગ્ધતા, આ આસક્તિ, આ મોહાદિ સ્થિતિ તે જ સંસારનું મૂળ. આ રીતે વિષયો ક્રમશઃ સંસારના મૂળભૂત બની રહે છે.

[૧] ब હે જંબૂ! મારી મા, મારો બાપ, મારો ભાઈ, મારી બહેન, મારી સ્ત્રી, મારા પુત્રો, મારી પુત્રી, મારા મિત્ર, મારાં સગાં,

મારાં સંબંધી, મારા જનણીતા, મારાં (વિવિધ પ્રકારનાં હાથી, ઘોડા, શયનાદિ) સાધને, મારી દોલત, મારું ખાનપાન અને મારાં વસ્ત્રો એવાએવા અનેક પદાર્થોની વળગણુમાં ફસાયેલા લોકો જીવનના અંત સુધી ગાફલ બની આસક્તિથી જ કર્મબંધન કરતા રહે છે.

**નોંધઃ**—વળગણુ એટલે આસક્તિ. જ્યાં સુધી આસક્તિના ગાઢ સંસ્કારો છે, ત્યાં સુધી સંબંધો મોહસંબંધ બને છે; કર્તવ્યસંબંધ બનતા નથી. મોહ અને મમતાનો વેગ નરમ પડ્યા પછી જ મોહસંબંધ છૂટી શકે છે. એક જ કર્મ—જે મમત્વભાવથી કરાયેલું હોય છે અને નિર્મમત્વથી કરાયેલું હોય છે તેમા ઘણું જ અંતર પડે છે. આસક્તિથી જે કર્મબંધન થાય છે, તે નિરાસક્તિથી થતું નથી.

[૨] આસક્તિથી સાધનો અને સંપત્તિ માટે રાત્રિદિવસ ચિંતા કરતા, કાળઅકાળની કશી પરવા કર્યા વિના રાગસંબંધમાં અને ધનાદિમાં અતિ લુબ્ધ બની, વિષય સામે જ ચિત્ત રાખીને નિર્ભયપણે વિશ્વમાંથી લૂંટફાટ મચાવવા મંડી પડે છે અને અનેક પ્રકારે વારંવાર હિંસા કરી નાખે છે.

**નોંધઃ**—આસક્તિ એ પરિગ્રહ વધારવાના હેતુરૂપ છે. અને પરિગ્રહવૃત્તિ જેમજેમ વધે તેમતેમ પ્રેમ, પ્રમોદ, મૈત્રી, મધ્યસ્થતા વગેરે ઉચ્ચ ગુણો વિનાશ પામે અને સ્વાર્થ, પ્રપંચ, ઠગાઈ વગેરે દોષોનો જન્મ થતો જાય. આ દોષોથી પ્રથમ માનસિક, પછી વાચિક અને કાયિક હિંસા થવાનો પણ સંભવ રહે. આથી જેને સાચા અહિંસક બનવાની ઇચ્છા હોય તેણે સૌથી પ્રથમ આસક્તિનું દ્વાર ધીમેધીમે બંધ કરતાં શીખવું જોઈએ. પરિગ્રહી કદાચ કાયાથી અહિંસક હોઈ શકે કે રહી શકે. પરંતુ તેના હૃદયમંદિરમાં માનસિક હિંસાની વૃત્તિનો ભગાર તો અવશ્ય હોય જ.

[૩] ગુરુદેવ! આસક્તિ કેમ ઘટે?

અહો જંબૂ! એનો પ્રથમ ઉપાય વિચાર અને બીજો ઉપાય સંયમ છે. જો; પ્રથમ તો આ સંસારમાં મનુષ્યોનું આયુષ્ય પણ ઘણું ટૂંકું છે. વળી તે દરમ્યાન જરાઅવસ્થા આવતાં કાન, નાક, જીભ અને સ્પર્શેન્દ્રિયનું જ્ઞાન ઘટતું જાય છે. આવી એકાએક

જરાવસ્થા જોઈ તે વખતે તે પ્રાણી દિઙ્મૂઢ બની જાય છે. (કશું સૂઝતું નથી, એ વાતને ખૂબખૂબ વિચાર.)

**નોંધઃ**—યૌવન અતિ ચંચલ છે. થોડા જ દિવસો પહેલા જેના અંગમાં યુવાનીની મસ્તી અને આંખમાં યુવાનીનું નૂર હોય તે જ થોડા દહાડા જતા હીન, દીન અને ક્ષીણ બની જાય છે. યુવાન વય જ ચૈતન્યવિકાસ સાધવાની સાધનાનું વય છે. તે ગયા પછી જરાવસ્થામાં શરીર પણ પરવશ સમું બની રહે છે.

[૪] વળી જરાવસ્થાવાળો તે વૃદ્ધ જેની સાથે વસે છે તે જ સગાંઓ વૃદ્ધાવસ્થામાં એને તરછોડે છે, કિંવા તજે છે. અથવા તો, તે પોતે પોતાના કુટુમ્બીઓની નિંદા કરવા મંડી પડે છે; કિંવા કુટુમ્બને નિરાધાર બનાવી પરલોકપ્રયાણ કરી જાય છે. સારાંશ કે, હે જીવ! તે કુટુમ્બ તને દુઃખમાંથી બચાવનાર કે આશ્રય આપનાર નથી, અને તું પણ તેમને બચાવવા કે આશ્રય આપવા સમર્થ નથી. વળી વૃદ્ધવયમાં તો આ જીવ હાસ્ય, ક્રીડા, મોજશોખ કે શણગારને લાયક પણ રહેતો નથી.

**નોંધઃ**—અહીં જે ક્ષેત્રમા જીવ જોડાયેલોછે એ ક્ષેત્રને લગતી વાસ્તવિક વિચારણા છે.

[૫] હે જંબૂ! એમ જાણી ધીર અને ધીમાન પુરુષ આ ઉત્તમ અવસર પામીને તુરત જ વિચારમાર્ગની અભિમુખ થઈ સંયમી બને છે, ઘડીભર પણ પ્રમાદ કરતો નથી. કારણ કે તે જાણે છે કે આ સમય, યૌવન અને વય એ બધું ધસારાબંધ કૂચકદમ કર્યે જાય છે. (આવી વિચારણાથી આસક્તિ ઘટે છે.)

[૬] પણ જેઓ આવો વિચાર નથી કરતા, તેઓ અસંયમથી જીવવા માટે આતુર બની ગાફલ થઈ વિશ્વમાં કોઈએ નથી કર્યું તેવું હું કરીશ એમ ગર્વથી સરસાઈ મેળવવા માટે કૈંક પ્રાણીઓને ભેદે છે, મારે છે, કાપે છે, લૂંટે છે, પ્રાણવિહૂણાં બનાવે છે. તેની લક્ષ્મી ઝૂંટવી લે છે ઇત્યાદિ અનેક પ્રકારે મન, વાણી અને કર્મથી પોતાના પ્રસંગમાં આવતા જીવોને ત્રાસ આપતા રહે છે.

**નોંધઃ**—મોહસંબંધથી વિચાર અને વિવેકબુદ્ધિ નષ્ટ થઈ અસંયમ, કીર્તિ લાલસા અને હિંસાદિ દોષો કેમ સંભવે છે? એનું આમાં ચિત્ર છે.

[૭] હે જંબૂ! (પરંતુ આમ સતત પ્રયત્ન કરવા છતાં જો ઐહિક અર્થપ્રાપ્તિ ન થાય તો 'સગાંનું હું પોષણ કરીશ' એવાં અહંકારનાં વચનો નિષ્ફળ જાય છે) અને પહેલાં કે પછી તેના કુટુમ્બને જ ઉલ્ટું તેનું પોષણ કરવું પડે છે. અથવા માનો કે કદાચ (અર્થપ્રાપ્તિદ્વારા) કુટુમ્બીજનનું તે પોષણ કરે તોપણ (તેથી શું?) તેઓ કોઈ તેને બચાવી શકનાર નથી તેમ તે પોતે પણ તેઓને બચાવી શકનાર નથી.

**નોંધઃ**—કુટુંબના ઋણને બહાને જીવ મોહસંબંધ કેવી રીતે પોષે છે! એ આમાં સ્પષ્ટ કર્યું છે.

[૮] આવી રીતે પરિગ્રહભાવનાવાળા પુરુષો પોતાનું આવું અનર્થજન્ય ધન, આગળ ઉપર પોતાને અને પોતાના કુટુમ્બને કામ લાગશે એમ ધારીને, સંગૃહીત કર્યે જાય છે; પરંતુ અંતે એકદા તેમને પોતાને પણ રોગોની પ્રાપ્તિ થઈ જાય છે. તેથી તેનો ઉપભોગ પોતે સુધ્ધાં લઈ શકતા નથી, તો ભવિષ્યની તો વાત જ શી?

**નોંધઃ**—પુત્ર કે કુટુમ્બને અર્થે ધન ભેગું કરી આપવામાં જ માત્ર કર્તવ્યધર્મ પૂર્ણ થઈ જતો નથી. આપેલું ધન પણ જો સંસ્કારો ન હોય તો ધૂળમાં મળે છે. અને સંસ્કારો હોય તો નિર્ધનતા હોવા છતાં પ્રભુત્વ પ્રાપ્ત થાય છે. એટલે તે સારુ પરિગ્રહ વધાર્યે જવો એ કેવળ ભ્રમમૂલક માન્યતા છે.

[૯] આવે સમયે ધન પણ કામ લાગતું નથી. અને જેની સાથે તે વસે છે (જેને માટે અર્થસંગ્રહ કરે છે), તે સગાંઓ જ કંટાળીને પહેલાં કે પછી એને તરછોડી મૂકે છે, અથવા તે પોતે રોગોથી કંટાળીને તેને તજી દે છે. અને કદાચ તેવું ન બને તોપણ હે જીવ! તે બધાં તને અથવા તું પોતે સગાંને કદી બચાવી શકવાને સમર્થ નથી જ, એ વાતને પુનઃપુનઃ ચિંતવ.

[૧૦] વળી પ્રત્યેક પ્રાણી પોતપોતાનાં સુખ અને દુઃખનાં પોતે જ નિર્માતા અને ભોક્તા છે તેવું જાણીને તથા પોતાની ઉમ્મર

ચાલી જતી જાણીને ( ભવિષ્ય પર આધાર ન રાખતાં ), અહો પંડિત આત્મન્ ! તું સ્વયં જ અવસરને ઓળખ.

**નોંધઃ—** 'હું જ કરું છું તો ચાલે છે, નહિ તો આ બધાંનું શું થાય!' એ માત્ર મિથ્યા અભિમાન છે. અને તે જાતના માની લીધેલા કર્તવ્યધર્મની ઓથમાં એક મહાસ્વાર્થનો શત્રુ છુપાયેલો છે. તેનું મૂળ શોધીને અપ્રમત્ત રીતે શુભ અને શુદ્ધ પ્રયત્ન કરતા રહેવું એ જ પુરુષાર્થનો હેતુ છે.

આવો અવસર, આવી યોગ્યતા, આવાં સાધનો પુનઃ પુનઃ પ્રાપ્ત થતા નથી. જે પદાર્થથી આજે દુઃખનું વેદન થાય છે, તે જ પદાર્થથી ભવિષ્યમા સુખનું વેદન થવાનું છે. સત્પુરુષાર્થ કરો.

[૧૧] અહો સાધકો ! જ્યાં લગી કાન, આંખ, જીભ, નાક અને કાયાની વિજ્ઞાનશક્તિ મંદ પડી નથી ત્યાં લગી જ આત્માર્થ સિદ્ધ કરવા પ્રયત્ન કરવો યોગ્ય અને કાર્યકારી છે. ( આ વાતને વિચારો અને તમારા આત્માને ક્ષણેક્ષણે સમજાવો. )

## ઉપસંહાર

સ્વજન, ધનાદિનો સંબંધ નાશવંત છે. નાશવંતની આસક્તિમા શાશ્વત સુખ નથી. શાશ્વત સુખ એ સૌ કોઈનું ધ્યેય છે. તે તેમાં ઉપલબ્ધ નથી થતું. તેથી જ અસંતોષનો અનુભવ થાય છે. સંબંધની આસક્તિથી મમત્વ થાય છે, અને એ મમત્વથી અહંકારની વૃદ્ધિ થાય છે. માટે સંબંધોની આસક્તિથી વેગળા રહેવું અને નિરાસક્તભાવે સત્કર્મ કરતા રહેવું એ જ સમુચિત છે.

એમ કહું છું.

લોકવિજય અધ્યયનનો પ્રથમ ઉદ્દેશક સમાપ્ત થયો.



## દ્વિતીય ઉદ્દેશક

### સંયમની સુદૃઢતા

**સંયમની ભાવના તરફ અભિરુચિ થયા પછી કે સંયમની સાધનામાં ગયા પછી સંયમપ્રત્યે કદાચ અરતિ–અપ્રેમ ઉત્પન્ન થાય તો શું કરવું? તે બતાવતા શ્રી સુધર્મસ્વામી જંબૂસ્વામીને ઉદ્દેશીને બોલ્યાઃ—**

[૧] અહો જંબૂ! બુદ્ધિમાન સાધકને ત્યાગમાર્ગમાં કદાચ કોઈ સારાંમાઠાં નિમિત્તથી અરુચિ ઉત્પન્ન થાય તો તે તેને દૂર રાખે. તેમ કરવાથી કર્મબંધનથી ઘણા જ અલ્પકાળમાં મુક્ત થવાય છે.

નોંધઃ-(સાધનાનો માર્ગ કપરો છે. ઘડીમાં પ્રલોભન, ઘડીમાં વિપત્તિ, એવાંએવાં અનેક પતનનાં નિમિત્તો ખડાં થાય છે. ઘડીમાં પ્રશંસા તો ઘડીમાં નિંદા, એવાં અનેક કારણો ઉપસ્થિત થાય છે, ત્યાં નટની જેમ એક લક્ષ્ય પર સમભાવ રાખી જે સાધક જીવન નિર્વહે છે તે તરત જ પાર ઊતરે છે. પરંતુ જે નિમિત્ત કારણોની આંટીમાં સપડાય છે તેની ગૂંચવણનો પાર રહેતો નથી.)

[૨] કેટલાક અજ્ઞાની મૂઢ જીવો પરિષહ કે ઉપસર્ગ આવતાં વીતરાગદેવની આજ્ઞાથી ઊલટું વર્તીને સંયમથી ભ્રષ્ટ થઈ જાય છે.

[૩] અમો અપરિગ્રહી રહી શકીશું એમ બોલી કેટલાક દીક્ષિત થવા છતાં વીતરાગની આજ્ઞાથી ભ્રષ્ટ થઈ, મુનિવેશને લજ્જાવીને, કામભોગોનું સેવન કરતા રહે છે. તથા (તે મેળવવાના ઉપાયોમાં રચ્યાપચ્યા

રહી ) મોહમાં વારંવાર ખૂલ્યા રહે છે. તેઓ નથી આ પાર કે નથી પેલે પાર.

**નોંધઃ**—મુનિવેશ હોવાથી તે ગૃહસ્થી નથી, અને મુનિપદની જવાબદારી પ્રમાણે ન વર્તતા હોવાથી તે મુનિ પણ નથી.

[૪] ખરેખર તે જ વિમુક્ત પુરુષો છે કે જેઓ સંયમનું સદા પાલન કરે છે. વળી જેઓ નિર્લોભથી લોભને જીતી પ્રાપ્ત થતા કામભોગોને પણ વાંછતા નથી, અને પ્રથમથી જ લોભને નિર્મૂળ જેવો કરીને પછી જ ત્યાગી બને છે, તેવા પુરુષો કર્મરહિત બની સર્વજ્ઞ અને સર્વદર્શી થાય છે. આવું વિચારીને જે લોભને ચાહતા નથી, તે જ ખરેખર અણગાર કહેવાય છે.

**નોંધઃ**—લોભ એ સર્વ દોષોનું મૂળ છે. તે તરફની આસક્તિ ઘટે ત્યારે જ સાધુતા આવે. આવી શુદ્ધ સાધુતા જ વિકાસને સાધ્ય કરાવી આત્મસાક્ષાત્કાર અને વિશ્વનો સાક્ષાત્કાર કરાવી શકે છે. એ દૃષ્ટિએ અહીં લોભનું સ્થાન પ્રથમ આપ્યું છે.

[૫] અજ્ઞાની જીવો કાળ કે અકાળની કશી દરકાર રાખ્યા વિના, વિત્ત અને વનિતામાં ગાઢ આસક્તિ રાખી, રાતદિવસ (ચિંતાની ભઠ્ઠીમાં) સળગ્યા કરે છે અને વગરવિચારે વારંવાર હિંસકવૃત્તિથી અનેક દુષ્કર્મો કરી નાખે છે.

**નોંધઃ**—આસક્તિ અને મધ્યસ્થતા બન્ને વિરોધી વસ્તુ છે. આત્માના સહજ ગુણનો આસક્તિથી લોપ થાય છે; અને સમજ, કાર્યદક્ષતા તથા એવા અનેક ગુણોને ધારણ કરનારો સાધક પણ અક્ષમ્ય એવી ઘણી ભૂલો કરી બેસે છે. આથી આસક્તિને દૂર કરવી એ સાધનાનું મુખ્ય અંગ હોવું ઘટે.

[૬] એવી સ્ખલનાનાં મુખ્ય કારણો કયાં છે તે બતાવતાં ગુરુદેવ કહે છે કે, અહો જંબૂ! આત્મબળ, જ્ઞાતિબળ, સ્વજનબળ, મિત્રબળ, પ્રેત્યબળ, દેવબળ, રાજબળ, ચોરબળ, અતિથિબળ, કૃપણબળ તથા શ્રમણબળ ઇત્યાદિ અનેક પ્રકારનાં બળોની પ્રાપ્તિને માટે હિંસાદિ કાર્યમાં પ્રવર્તે છે. ઘણીવાર આ કાર્યથી પાપનો ક્ષય થશે અથવા પરલોકમાં સુખ મળશે એવી વાસનાથી પણ ઘણા અજ્ઞાની આવાં આરંભનાં કાર્યો કરે છે.

**નોંધઃ**—અહીં આત્મબળ એટલે શરીરબળ અને પ્રેત્યબળ એટલે ભવાંતર જતાં થતું બળ લેવાનું છે.

[૭] માટે બુદ્ધિમાન સાધક એવાં કાર્યો માટે પોતે જાતે હિંસા ન કરવી, અન્યદ્વારા પણ ન કરાવવી, અને હિંસા કરનારને અનુમોદન પણ ન આપવું.

[૮] આ માર્ગ આર્યો (વીતરાગ દેવો)એ બતાવ્યો છે; માટે ચતુર પુરુષોએ પોતાનો આત્મા ઉપરની વૃત્તિથી ન લેપાય તેમ આ માર્ગમાં વર્તવું જોઈએ.

## ઉપસંહાર

આત્મસાક્ષાત્કાર ન થયો હોય ત્યાં સુધી વૃત્તિના પૂર્વઅભ્યાસોને લઈને તે સાધકને ડગુમગુ સ્થિતિ થવાનો ભય રહે છે. આવે સમયે જે પુરુષોએ એ પરમરસ ચાખ્યો છે તેમનાં વચનો પરની અપૂર્વ શ્રદ્ધા અને તેવા સત્પુરુષોની આજ્ઞાની આરાધના એ જ અપૂર્વ અવલંબન બને છે.

એમ કહું છું.

લોકવિજય અધ્યયનનો દ્વિતીય ઉદ્દેશક સમાપ્ત થયો.

## તૃતીય ઉદ્દેશક

### માનત્યાગ અને ભોગવિરક્તિ



સંયમમાં અરતિ થવાનું કારણ અજ્ઞાન, લોભ અને કામ છે. તેનું વર્ણન બીજા ઉદ્દેશકમાં આપી સૂત્રકાર હવે લોભથી બીજા અંકના માનકષાય (અહંકાર) તથા ભોગત્યાગ વિષે કહેવા માગે છે.

ગુરુદેવ બોલ્યાઃ-

[૧] હે જંબૂ! આ જીવાત્મા ભૂતકાળમાં ઘણીવાર ઉચ્ચ ગોત્રમાં ઉત્પન્ન થયો છે અને અનેકવાર નીચ ગોત્રમાંયે ઉત્પન્ન થયો છે. એમાં કશીયે ન્યૂનતા કે અધિકતા નથી (કારણ કે બન્ને સ્થિતિમાં કર્મવર્ગણાનાં પુદ્ગળો તો છે જ.), એમ જાણીને જરાયે અહંકાર કે દીનતા ન કરવી; અને કોઈ પણ મદના સ્થાનની વાંછના પણ ન કરવી. જે જેનો મદ કરે છે તે તે જ સ્થિતિમાં જઈ હીનતા પામે છે. આવું સમજતાં કયો વિદ્વાન પોતાના ગોત્રનો ગર્વ કરશે? અથવા કઈ વસ્તુમાં આસક્તિ ધરશે?

**નોંધઃ**—ગોત્રનો અર્થ કુળ થાય છે, તેમ ગતિ પણ થાય છે. ઉચ્ચ કે નીચ કુળમાં જન્મવું કે ઊંચીનીચી ગતિમાં જવું તે ભવભ્રમણની દૃષ્ટિએ સમાન છે. ખરી રીતે તો જીવ માત્ર સમાન જ છે. કોઈ ઊંચ કે નીચ નથી. જે ઉચ્ચતાનું અભિમાન કરે છે, તેનો આત્મા અભડાય છે; અને પોતાની નીચી સ્થિતિ માની પામરતા ધરે છે, તે પણ પોતાની મેળે દુઃખિત થાય છે.

[૨] માટે બુદ્ધિમાન પુરુષ ઉચ્ચપણાનો હર્ષ કે (નીચપણાનો) રોષ ન કરે. અને બધા જીવોને સુખ પ્રિય છે એમ જાણી સૌ સાથે વિવેકપૂર્વક વ્યવહાર કરે. વળી એ યાદ રાખે કે જીવ પોતાના પ્રમાદથી જ આંધળાપણું, બહેરાપણું, મૂંગાપણું, કાણાપણું, ઠૂંઠાપણું, કૂબડાપણું, વાંકાપણું તથા કાબરાપણું વગેરે પામે છે; અનેક યોનિઓમાં જન્મ ધરે છે; અને અનેક પ્રકારના ભયંકર સ્પર્શો (દુઃખો)ની યાતના વેઠે છે.

નોંધઃ—ઈશ્વર, શક્તિ કે બીજું કોઈ કોપ કરીને જુદાંજુદાં દુઃખ આપે છે તેવું કશું નથી. જીવાત્મા પોતે પોતાની જ ભૂલોથી દુઃખી થાય છે. આથી ભવિષ્યમાં ભૂલ ન થાય તે રીતે વિવેકપૂર્વક જે રહે છે તે સ્વયં કુદરતની કૃપા મેળવી શકે છે. આસક્તિ કે ફળનો મોહ રાખ્યા વિના સત્કર્મો કરવાની આમાં પ્રેરણા છે.

[૩] આ જાતની કર્મરચનાના સ્વરૂપથી અજ્ઞાણ જીવાત્મા આ સંસારમાં રોગથી પિડાઈને અને અપકીર્તિને પામીને જન્મમરણના ચક્રમાં ફસાતો રહે છે.

[૪] ક્ષેત્ર તથા પદાર્થોમાં મમત્વવાળા દરેક જીવને જીવન અને સુખ અતિ પ્રિય લાગે છે. છતાં કર્મના પરિણામે એને મરણ અને દુઃખ બન્ને સહવાં પડે છે.

[૫] કદાચ શુભ કર્મવશાત્ તેવા બાળજીવોને વિવિધ પ્રકારનાં વસ્ત્રો, મણિ, આભૂષણ, સુવર્ણ અને સ્ત્રી આદિ પદાર્થો મળે તોય એને મેળવીને એમાં જ તેઓ સતત આસક્ત બની રહે છે.

નોંધઃ—જ્યાં આસક્તિ છે, ત્યાં સુખદ સાધનોની હાજરી હોય તોય માનસિક દુઃખ તો છે જ.

[૬] એવા સંપૂર્ણ બાળ અને મૂઢ બનેલા જીવો વિપર્યાસ પામીને એમ બકતા ફરે છે કે 'આ જગતમાં તપશ્ચર્યા, યમ કે નિયમ કશાયે કામનાં નથી.'

નોંધઃ—ઇંદ્રિયદમન, મનોદમન, સંયમ એ બધાં આત્મવિકાસનાં મુખ્ય અને ઉપયોગી અંગો છે. એમના પાલનથી શારીરિક અને માનસિક તંદુરસ્તી રહે છે; અને શરીર અને મન સ્વસ્થ રહેવાથી વિકાસમાર્ગમાં આગળ વધી

શકાય છે) એટલે કોઈ પણ સાધકને માટે યમનિયમો વગેરેની ખૂબ આવશ્યકતા છે. પરંતુ મોહ અને આસક્તિ એવી વસ્તુ છે કે જે સમર્થ આત્માને પણ એક પામર જેવો બનાવી મૂકે છે. આથી તે પોતે ઇંદ્રિયોનો ગુલામ બની જાય છે અને યમનિયમ આચરી શકતો નથી. એટલે તેથી શું થવાનું છે? તે શા માટે જોઈએ? આ તો એકાંત મૂર્ખતા છે. શરીરને કષ્ટ આપવાથી શું વળે? આવા વિચારો પોતે સેવે છે અને એનો પ્રચાર પણ કરે છે. પરંતુ તેમનો આ પ્રલાપ બહુ અંશે સ્વચ્છંદ અને પામરતાથી જ યુક્ત હોવાથી પ્રજા પર તેનો પ્રભાવ પડતો નથી, અને તેથી તે સત્ય કે સૈદ્ધાંતિક વસ્તુ તરીકે નિશ્ચિત કે સ્થાયી રહેતો નથી.

[૭] પરંતુ જે પુરુષો સાચા અને શાશ્વત સુખના ઇચ્છુક છે, તેઓ આવા સ્વચ્છંદી અને અસંયમી જીવનને ઇચ્છતા નથી. તેઓ તો જન્મમરણના મૂળને શોધી (તેથી છૂટવા માટે) સંયમ પાળવામાં જ દઢ રીતે ઉદ્યમવંત રહે છે.

[૮–૯–૧૦] કાળનો કશો ભરોસો નથી. બધા જીવો લાંબા આયુષ્યને તથા સુખને ચાહે છે અને જીવવા માગે છે. મરણ અને દુઃખ બધાંને અપ્રિય (પ્રતિકૂળ) અને જીવન તથા સુખ બધાંને પ્રિય લાગે છે.

પ્રયત્નોથી મેળવે છે કે કેમ ? તે એક પ્રશ્ન છે. અને તેથી જ તેવી અર્થ-પ્રાપ્તિથી ઇચ્છાની વાસ્તવિક તૃપ્તિ થતી નથી.

[૧૨] આવી ધ્યેયશૂન્ય પ્રવૃત્તિથી પણ કદાચ તેમની પાસે વિવિધ પ્રકારનાં સંપત્તિ અને સાધનો વધુ એકઠાં થઈ જાય તોપણ અંતે તેને તેના ભાયાતો જ વહેંચી ખાઈ જાય છે; કાં તો ચોરો ચોરી જાય છે, કાં તો રાજા લૂંટી લે છે, કાં તો વ્યાપારમાં ખોવાઈ જાય છે, અથવા તો અગ્નિથી બળી જાય છે.

નોંધઃ—બાહ્ય વસ્તુનો સંસર્ગ ક્ષણિક છે, કારણ તેનો સંબંધ કેવળ શરીર સાથે છે. સાધનરૂપે પદાર્થો મેળવવા એ જુદી વસ્તુ છે અને તેને જ સાધ્ય માની આસક્તિ રાખવી એ જુદી વસ્તુ છે. પદાર્થોની આસક્તિમાં અધર્મ અને પરિતાપ સિવાય બીજું કશુંયે નથી. પરિણામે પોતે પતન પામે છે અને પદાર્થો પોતાને પંથે પ્રયાણ કરે છે. આ રીતે સાધન અને સાધ્ય બન્ને ખોવાય છે.)

[૧૩] એમ નિરર્થક રીતે પરવસ્તુ માટે એ બાળજીવો ક્રૂર કર્મ કરીને (એકઠું કરેલું ધનાદિ લૂંટાઈ જતાં તેવા દુઃખથી ઊલટા જાગૃત થવાને બદલે) વધુ વિપર્યાસ પામે છે.

નોંધઃ—એમનું ધ્યેય નશ્વર પદાર્થોને મેળવવાનું ન હોવા છતાં નાશવંતને નિત્ય માની એ પ્રયત્ન કરે છે. નથી તો એ પદાર્થોને મેળવવામાં સુખ, કે નથી એમની પ્રાપ્તિમાં કે ભોગમાં સુખ. એવા એ જીવોને વહેલામોડો અનુભવ તો થાય જ છે. વળી નાશવંતનો નાશ થવો એ એનો સ્વભાવ પણ છે, તોય એમના વિયોગે એ રડે છે, એ જ જગતની અજ્ઞાનતાનું નવલું આશ્ચર્ય !

[૧૪] આ બધું મુનિદેવે (વીર પ્રભુએ) અનુભવપૂર્વક જણાવ્યું છે.

[૧૫] આ વાત સ્પષ્ટ હોવા છતાં જેઓ માત્ર સ્વચ્છંદી અને અસંયમી છે તેઓ આ વાત સ્વીકારી શકતા નથી. કારણ કે, એ અનૌઘતરા એટલે કે સંસારનો પ્રવાહ તરી શકવાને અસમર્થ હોય છે. માત્ર તેઓ વિષયની લાલચુ વૃત્તિવાળા હોઈ સંસારરૂપી સમુદ્રમાં ગોથાં ખાધા કરે છે. તેઓ નથી આ પાર જઈ શકતા, કે નથી પેલી પાર પહોંચી શકતા.

**નોંધઃ**—અજ્ઞાનીની શક્તિ સ્વચ્છંદમાં પરિણમે છે, અને વૃત્તિનો સ્વચ્છંદ એ તાત્વિક અસંયમ છે.

[૧૬] વળી કેટલાક એવા પણ અજ્ઞાની જીવો હોય છે કે જેઓ સંયમ ગ્રહણ કરવા છતાં સંયમમાં સ્થિર રહી શકતા નથી. તે અજાણ જીવો અસત્ય ઉપદેશ પામીને કે આપીને અસંયમમાં જ રક્ત રહે છે.

**નોંધઃ**—અહીં સંયમના સ્વાંગને લગતી બીના છે. જ્યાં સ્વચ્છંદ હોય ત્યાં સંયમનો દંભ હોઈ શકે; સંયમ નહિ!

[૧૭] તત્ત્વ સમજનારને કંઈ આ ઉપદેશ (સત્અસત્ની સમજાવટ) આપવાની આવશ્યકતા નથી. (કારણ કે તે સમજુ હોવાથી પોતે સીધે માર્ગે ચાલે છે.)

[૧૮] પરંતુ જે બાળ–અજ્ઞાની હોય છે તે વિષયોમાં રક્ત બની વિષયોનું સેવન કરતાં કરતાં અને એમાં ભોગેચ્છા શાંત ન થતાં દુઃખો વધારીને દુઃખોના જ ચક્રમાં ભમે છે એમને સારુ આ ઉપદેશ છે.

**નોંધઃ**—આ બે સૂત્રોમાં જિજ્ઞાસુને જ ઉપદેશની આવશ્યકતા છે એમ સૂત્રકાર બતાવે છે. સ્વચ્છંદીને અપાયેલો ઉપદેશ અનર્થકારી નીવડે છે, અને જિજ્ઞાસુ ઉપદેશકને સ્વયં શોધી લે છે.

## ઉપસંહાર

અહંકાર અનિષ્ટ તત્ત્વ છે. તે જ પ્રમાણે પામરતા, દીનતા પણ અનિષ્ટ તત્ત્વ જ છે. તે બન્ને થવાનું કારણ ધનપ્રાપ્તિ, ધનહાનિ, ભોગોની પ્રાપ્તિ અને ભોગહાનિ વગેરેથી ટકતી અશ્રદ્ધાજન્ય માઠી ભાવનાઓ જ છે. માટે ધનપ્રાપ્તિ, સાધનપ્રાપ્તિ તથા ઉચ્ચતાની કે ઉચ્ચ ક્ષેત્રની પ્રાપ્તિ શા માટે, એનું ફળ શું, વગેરે જાણી ભ્રાન્તમાર્ગને છોડી સાચા માર્ગે ચાલવું કે ચાલવા પ્રયત્ન કરવો, એ જ ઉત્તમ છે.

એમ કહું છું.

લોકવિજય અધ્યયનનો તૃતીય ઉદ્દેશક સમાપ્ત થયો.

## ચતુર્થ ઉદ્દેશક

### ભોગોથી દુઃખ શા માટે ?

કામભોગોથી આસક્તિ, આસક્તિથી કર્મબંધ, કર્મબંધથી આધ્યાત્મિક મૃત્યુ, આધ્યાત્મિક મૃત્યુથી દુર્ગતિ અને દુર્ગતિથી દુઃખ; આ રીતે કામભોગ એ દુઃખનું મૂળ છે.

ગુરુદેવ બોલ્યાઃ–

[૧] હે જંબૂ! કામભોગોની આસક્તિથી રોગો ઉત્પન્ન થાય છે.

**નોંધઃ**—(વિષયો તરફની ગાઢ આસક્તિને કારણે ચિત્તતાપ સતત રહ્યા કરે છે. ચિત્તગ્લાનિને લીધે સ્થાનાસ્થાન કે નીતિઅનીતિનો ખ્યાલ કર્યા વગર એ જીવ વિષયો મેળવવા અર્થે ફાવાં મારવા માંડી પડે છે.) એવા કુપ્રયત્ન, કુસંગ તથા ચિત્તગ્લાનિને પરિણામે શારીરિક રોગો પણ અવશ્ય જન્મે છે; અને એ રીતે 'भोगे रोगभयं' સૂત્ર સાર્થક થાય છે.

[૨] એવે વખતે જેની સાથે તે વસે છે તે સ્નેહીઓ જ તેને અવગણે છે. અથવા (સેવાશુશ્રૂષા ન થતાં) તે (રોગિષ્ટ) તેમને અવગણે છે.

**નોંધઃ**—એવા જીવની ખોટી પ્રવૃત્તિથી કે રોગથી સ્નેહીઓનો સ્નેહ સુકાઈ જાય છે અથવા તો એના પ્રત્યે અણગમો જાગે છે.

[૩] વળી કદાચ સ્નેહીઓ સ્નેહાધીન રહે તોપણ તેઓ તેને રક્ષણ કે શરણ આપી શકનાર નથી. અને તે જ રીતે તે પોતે પણ

તેમને રક્ષણ કે શરણ આપી શકવા માટે સમર્થ નથી. પોતપોતાનાં સુખદુઃખો સૌ જીવોને પોતપોતાને જુદાંજુદાં ભોગવવાં પડે છે.

**નોંધઃ**—અહીં આસક્તિજન્ય પરિણામને અનુલક્ષીને કહ્યું છે.

[૪] આ સંસારમાં કેટલાએક જીવો એવી પ્રકૃતિના હોય છે કે જેમને (મૃત્યુના કિનારા સુધી સતત) ભોગની જ વાંચ્છા રહ્યા કરે છે. તેમને થોડીઘણી જે કાંઈ ધનપ્રાપ્તિ કે ભોગપ્રાપ્તિ થઈ છે તે ભોગવવા માટે તેમાં તે મન, વાણી અને કાયાથી ખૂબ આસક્ત થઈ જાય છે.

**નોંધઃ**—ભોગની તીવ્ર આસક્તિ પ્રાપ્ત પદાર્થોનો સંતોષપૂર્વક ઉપયોગ કરવા દેતી નથી, પણ સંગ્રહવૃત્તિને જ વધુ ને વધુ પોષે છે.

[૫] અને એ ધન ભવિષ્યમાં કામ લાગશે તેમ માની તેનું રક્ષણ કરવા માટે બીજાં ઘણાં સાધનો રોકે છે. છતાં તેનું એકઠું કરેલું ધન કોઈ ને કોઈ રીતે નાશ પામે જ છે. કાં તો તે ધન તેના ભાગીદારો વહેંચી લે છે, અથવા ચોર ચોરી લે છે; કાં તો રાજાઓ જ લૂંટી લે છે અથવા નાશ પામે છે, કિંવા અગ્નિથી બળી જાય છે.

**નોંધઃ**—સંગ્રહવૃત્તિનું પરિણામ પોતાની હાજરી કે ગેરહાજરીમાં કેવું આવે છે, એનું ચિત્ર અહીં રજૂ કર્યું છે.

[૬] એ રીતે કુટુંબાદિકના અર્થે ક્રૂર કર્મ કરીને એકઠું કરેલું ધન પણ આ રીતે પોતાને બદલે પારકાને ત્યાં ચાલ્યું જતાં તેને ખૂબ દુઃખ થાય છે, અને દુઃખના ભારથી મૂઢ થઈને તે વારંવાર વિપર્યાસ પામે છે.

**નોંધઃ**—આ સૂત્ર પોતાના ભવિષ્ય માટે કુટુંબનિમિત્તે કે બીજા કોઈ નિમિત્તે પણ સંગ્રહવૃત્તિને પોષવાની સખ્ત મના કરે છે.

[૭] માટે હે ધીર પુરુષો ! તમારે વિષયની આશા લાલસાઓથી દૂર રહેવું.

નોંધઃ—વિષયોની આશા એટલે આસક્તિ અને લાલસા એટલે પરિગ્રહ; એ બન્ને ઝેર છે. એ ઝેરના સંસર્ગથી આત્માનું મૃત્યુ થાય છે.

[૮] તમે જાતે જ આશારૂપ શલ્ય અંતઃકરણમાં રાખીને હાથે કરીને દુઃખી થાઓ છો.

નોંધઃ—આશાથી ચિત્ત સંતપ્ત રહે છે, એથી તેને શલ્યની ઉપમા આપી છે. શલ્ય નાનું હોવા છતાં હૃદયના કોમળ ભાગમાં ચૂભવાથી ક્ષણેક્ષણે ચિંતા, ખેદ, દુઃખ વગેરે ઉત્પન્ન થયા કરે છે.

[૯] પૈસાથી ભોગોપભોગો મળે અને ન પણ મળે.

નોંધઃ—જે જડ સંસ્કૃતિ ધનને ભોગપ્રાપ્તિનું સાધન માને છે એને પણ આ સૂત્ર જવાબ આપે છે કે ધન કે પદાર્થો મળ્યા પછી પણ જેનામાં સંગ્રહવૃત્તિ નથી એ જ એનો ઉપયોગ કરી શકે છે, બીજો નહિ. વળી એથી ભોગોપભોગનાં સાધનો મળે તોય શું? શરીરસ્થિતિ ખરાબ હોય તો ભોગોથી વંચિત જ રહેવું પડે, અથવા તો મેળવેલુંય વેડફાઈ જાય. અને કદાચ ભોગો ભોગવવા મળે તોપણ ભોગથી સુખ થાય છે, એ તો માત્ર ભ્રાન્તિ જ છે. પ્રાપ્ત થયેલા એ ક્ષણિક સુખના ગર્ભમાં અનંતગણું દુઃખ છે તેનો અનુભવ ક્યાં દૂર છે!

[૧૦] છતાં જે જીવાત્માઓ મોહની આંધીથી અંધ થયેલા છે તે અનુભવ થવા છતાં આવી સીધી અને સરળ વાત સમજી શકતા નથી એ જ વિશ્વની વિચિત્રતા છે.

[૧૧] ઊલટા, સ્ત્રીઓમાં આસક્ત થયેલા જનો એમ પણ બોલે છે કે "સ્ત્રીઓ જ એક સુખ મેળવવાનું સ્થાન છે."

નોંધઃ—જેઓ સ્ત્રીને ભોગ ભોગવવાના પદાર્થરૂપ માને છે, તેઓ ખરેખર સ્ત્રીજાતિનું અને પોતાના આત્માનું હડહડતું અપમાન કરે છે.

[૧૨] પણ ખરું જોતાં તો આ ભ્રાન્તિમૂલક માન્યતા છે. અને ખરેખર આવી આસક્તિ તેવા મૂઢ જીવોને દુઃખ, મોહ, મરણ, નરક અને તિર્યંચગતિના કારણભૂત બને છે.

નોંધઃ—અગિયારમું અને બારમું સૂત્ર સ્ત્રીજાતિનું સન્માન અને પુરુષજાતિની મર્યાદા સૂચવે છે. (કોઈ પણ પદાર્થનો આસક્તિપૂર્વક ઉપયોગ કરવો એ ભોગ છે. ભોગવૃત્તિ દુઃખ જન્માવે છે, અને આત્માને હણે છે.)

[૧૩] પરંતુ મોહથી મૂઢ થયેલા જીવો પોતાના વાસ્તવિક ધર્મને જાણી શકતા નથી.

[૧૪] આથી અનંતજ્ઞાની તીર્થંકર દેવે પ્રથમથી જ કહ્યું છે કે કંચન અને કામિની (પરિગ્રહ અને અબ્રહ્મચર્ય) એ મહામોહનાં નિમિત્તભૂત છે. માટે શાણા સાધકે તેવાં નિમિત્તોમાં ગાફેલ બનવું નહિ.

**નોંધઃ**—તેરમું અને ચૌદમું સૂત્ર પદાર્થોનો ત્યાગ કે વૃત્તિનો સંયમ શા અર્થે છે તે સ્પષ્ટ કરી દે છે. આથી એ સિદ્ધ થયું કે વાસનાનો વેગ પ્રદીપ્ત થાય તેવાં નિમિત્તોથી બચવાનો પ્રયત્ન કરવો તે તો આવશ્યક જ છે. પરંતુ તેટલેથી કંઈ પતી જતું નથી. તે વાસનાનાં મૂળને નાબૂદ કરવા માટે પણ સતત માનસિક પ્રયત્ન ચાલુ રાખવો જોઈએ. એટલે કે સાધકે પ્રતિક્ષણે અપ્રમત્ત રીતે જાગ્રત રહેવું જોઈએ.

[૧૫] એ રીતે કુશળ પુરુષે અપ્રમાદથી મોક્ષ અને પ્રમાદથી થતા મરણને વિચારીને તથા શરીરને ક્ષણભંગુર જાણીને પ્રમાદ દૂર કરવો.

[૧૬] ભોગોમાં કંઈ તૃપ્તિ નથી માટે એ કશા કામના નથી. ઓ મુનિ! કામભોગેચ્છા મહાભયંકર છે એમ વિચાર.

**નોંધઃ**—આ પંદરમા અને સોળમા સૂત્રમાં વિષયોના વલણ તરફ વળતા મનને આત્મમગ્ન કરવાનો પ્રયોગ બતાવ્યો છે.

[૧૭] વળી સંયમી મુનિએ કોઈ જંતુને પીડા ન આપવી.

**નોંધઃ**—આ રીતે ભોગવિરક્તિ અને અહિંસા એ સંયમનાં મુખ્ય અંગો બને છે. ગાઢ આસક્તિથી થતી ક્રિયા એ ભોગ છે, અને આત્મોપયોગ ચૂકી વૃત્તિને વહેતી મૂકવી એ હિંસા છે. આ તીવ્ર આસક્તિ અને હિંસાના વલણથી દૂર રહેવું એ જ સંયમ.

[૧૮] જેઓ આવો સંયમ પાળતાં કશો ખેદ નથી પામતા એવા અપ્રમાદી અને પરાક્રમી મુનિ જ વખણાયેલા છે.

**નોંધઃ**—અહીં સુધી જે સંયમની વ્યાખ્યા આપી તે સંયમમાં અખંડ જાગૃત અને સત્પુરુષાર્થી રહેવું એ આદર્શ મુનિત્વની મર્યાદા છે.

[૧૯] એવો મુનિ સાધક પોતાનાં સંયમનિર્વાહનાં સાધનો પાસેથી નિર્દોષ રીતે મેળવે. કદાચ કોઈ આપે ન આપે તો તેના

કોપ ન કરે. થોડું મળ્યાથી તેની નિંદા ન કરે, અને નકાર કરે તો ત્યાંથી તુરત જ પાછો વળે. અને આપે તોપણ તુરત જ પોતાને સ્થાને પાછો વળે.

**નોંધઃ**—આ સૂત્રમાં સંયમાર્થે સાધનોનો ઉપયોગ કરવામાં દોષ નથી એમ સૂચવી ભોગ અને ઉપયોગનો ભેદ બતાવ્યો છે. છતાં સંયમીને સાધનો મળે કે ન મળે, તોય રાગ કે દ્વેષ ન થાય અને સમતા રહે એ એના સંયમની કસોટી છે. બીજી પ્રજાની ફરજ છે કે સંયમીને ઉપયોગી સાધનો પૂરાં પાડવાં; પણ પ્રજા એ ફરજ ચૂકે, તોય સાચો સંયમી એનું દુઃખ મનમાં ન લાવે, તેમજ સંયમનાં સાધનો મેળવવા માટે ગૃહસ્થના અતિસંસર્ગમાં ન આવે.

[૨૦] મુનિરાજ આવું મુનિત્વ પાળે.

## ઉપસંહાર

ભોગ અને ઉપયોગ બન્ને ભિન્ન વસ્તુ છે. એક આસક્તિ વધારે છે, બીજું આસક્તિ ઘટાડી સંયમનાં દાન કરે છે. એકમાં સ્વચ્છંદ છે, બીજામાં વિવેક છે. એથી જ ભોગો દુઃખજનક બને છે, ને સંયમ સુખપ્રેરક બને છે.

એમ કહું છું.

લોકવિજય અધ્યયનનો ચતુર્થ ઉદ્દેશક સમાપ્ત થયો.

## પંચમ ઉદ્દેશક

### ભિક્ષા કેવી મેળવવી ?

આહારની પણ વૃત્તિ પર અસર થાય છે. તેથી નિર્દોષ વૃત્તિ રાખવા માટે સાધકને ખોરાકની પણ શુદ્ધિઅશુદ્ધિનો વિવેક કરવાની ખૂબ આવશ્યકતા છે. અહીં શ્રમણ સાધકે કેવી રીતે ભિક્ષા અને ઉપકરણો [સંયમપાલનનાં સાધનો] મેળવવાં તે સ્પષ્ટ કરે છે.

ગુરુદેવ બોલ્યા:—

[૧] જંબૂ ! લોકો પોતાને માટે તથા પોતાના પુત્ર, પુત્રી, વહુઓ, નાતજાત, ધાયમાતા, રાજા, દાસ, દાસી, નોકરચાકર, પરોણા કે સગાંસંબંધીઓ માટે ખાવાપીવા સારુ પ્રભાત કે સાયંકાળે જુદા-જુદા પ્રકારનાં શસ્ત્રોથી આરંભો કરે છે અને ઘણુંઘણું સંઘરી પણ રાખે છે.

નોંધઃ—સંગ્રહમાં ધનાદિ અને ખાદ્ય પદાર્થો બન્નેનો સમાવેશ છે. ખાદ્ય પદાર્થોમાં ખરાબ થવાનો—સદોષ થવાનો ભય છે, અને ધનાદિ સંગ્રહ એ પરિગ્રહનું કારણ છે. આથી ઉપર એમ કહ્યું કે જગતના લોકો ખાવાપીવા કે ભોગવવા માટે આરંભ અને પરિગ્રહ બન્ને પ્રકારની વૃત્તિઓથી જકડાયેલા રહે છે. ગૃહસ્થોની સંગ્રહવૃત્તિનો મુનિને ચેપ ન લાગે, તેવી જાગૃત અવસ્થા રાખવા માટે ઉપરનું સૂચન છે.

[૨] માટે આવે પ્રસંગે સંયમમાં ઉદ્યમવંત, આર્ય, પવિત્ર, બુદ્ધિમાન, ન્યાયદર્શી અને સમયજ્ઞ તથા તત્ત્વજ્ઞ અણગારે દૂષિત આહાર લેવો નહિ, લેવડાવવો નહિ તથા લેનારને પ્રશંસવો નહિ.

**નોંધઃ**—ઘર અને ઘરનું મમત્વ ન હોય તે અણગાર; જેનું અંતઃકરણ નિર્મળ હોય તે આર્ય; જેની બુદ્ધિ પરમાર્થ તરફ ઢળે તે આર્યપ્રજ્ઞ; અને ન્યાયમાં જ જેનું સતત રમણ હોય તે આર્યદર્શી; અને સમયને યોગ્ય ક્રિયા કરનાર હોય તે સમયજ્ઞ કહેવાય છે. આ બધાં વિશેષણો સાર્થક છે, અને તેટલી વધુ જવાબદારીનાં સૂચક છે.

[૩] ભિક્ષુ સાધક બધાં દૂષણોથી દૂર રહી નિર્દોષપણે સંયમનું પાલન કરે.

**નોંધઃ**—અહીં ભિક્ષાને લગતી બીના છે.

[૪] વળી મુનિ ક્રયવિક્રય (લેવુંવેચવું)નું કાર્ય પોતે કરે નહિ, કરાવે નહિ કે કરનારની પ્રશંસા પણ કરે નહિ.

**નોંધઃ**—પ્રસ્તુત પ્રસંગ ભિક્ષાગ્રહણનો હોવાથી પોતાના નિમિત્તે ખરીદેલી કે વેચેલી વસ્તુ મુનિ સાધકે ગ્રહણ ન કરવી એમ કહેવાનો સૂત્રકારનો આશય છે. અન્યથા પણ કોઈ વસ્તુ લેવી કે વેચવી એ મુનિધર્મ માટે સંગત નથી. કારણ કે તેમ કરવામાં મમત્વ, બંધન, પરિગ્રહ વગેરે દોષોનો સંભવ રહે છે.

[૫] પ્રિય જંબૂ! એવો મુનિ પોતાની શક્તિ, પોતાની ઉપયોગી આવશ્યકતા; ક્ષેત્ર, કાળ, અવસર, જ્ઞાનાદિના વિનયને તથા પોતાનાં શાસ્ત્ર, પરમતનાં શાસ્ત્ર અને અન્યના અભિપ્રાયને જાણનારો, પરિગ્રહની મમતા દૂર કરનારો તથા નિરાસક્ત ભાવે યથાકાળ અનુષ્ઠાન કરનારો બની રાગ અને દ્વેષનાં બંધનોને છેદીને મોક્ષના માર્ગમાં આગળ ધપે છે.

**નોંધઃ**—અહીં અવસર આપીને કાલ જોઈને જ કાર્ય કરવાનું સૂચવ્યું છે. એક જે કાર્ય કોઈ કાળ માટે આદરણીય હોય છે તે જ કાર્ય બીજા કાળમાં ત્યાજ્ય થઈ જાય છે. જો કાળને ન ઓળખે તો તે કાર્ય રૂઢિમય થઈ અનિષ્ટ ઉત્પન્ન કરે. વળી પોતાની શરીરશક્તિ જોઈને જ યોગ્ય રૂપે ધર્માચરણ કરવું તેમાં પણ

અહીં કહ્યું છે. આથી જૈનદર્શનમાં વિવેકની પળેપળે આવશ્યકતા બતાવી છે, એમ સ્પષ્ટ દેખાય છે. સ્વદર્શનનાં શાસ્ત્રો અને પરદર્શનનાં શાસ્ત્રોનું અધ્યયન કરવું, માનસિક ભાવોનું અવલોકન કરવાની શક્તિ મેળવવી, એ પણ મુનિ માટે અતિ આવશ્યક છે, એમ અહીં બતાવ્યું છે.

[૬] વળી, મુનિએ વસ્ત્ર, પાત્ર, કંબલ, રજોહરણ, સ્થાનક અને આસન વગેરે સંયમનાં સાધનો પણ ગૃહસ્થ પાસેથી નિર્દોષ રીતે ગ્રહણ કરવાં જોઈએ.

**નોંધઃ**—આ રીતે પ્રથમ આહાર અને પછી બીજાં સાધનો કે જે સંયમને માટે ઉપયોગી છે તેમની પણ શુદ્ધિ બતાવી બહારનાં નિમિત્તોથી સાવધાન રહેવા સંયમીને સૂચવ્યું છે.

[૭] વળી મુનિને આહારાદિ જે કંઈ મળે તેમાં પણ તે વિવેકપૂર્વક પરિમિત જ ગ્રહણ કરે.

**નોંધઃ**—ગૃહસ્થને બોજો થાય કે તેને ફરીથી તે પદાર્થ ઉત્પન્ન કરવાની તકલીફ લેવી પડે તે રીતે કોઈ પણ પદાર્થ ગ્રહણ ન કરે, તેમ કહી અહીં ભિક્ષુસાધકના નિર્દોષ જીવનનું વર્ણન કર્યું છે.

[૮] આત્માર્થી જંબૂ! વળી ત્યાં પણ ભગવાને કહ્યું છે કે મુનિ, "આહારાદિનો મને કેવો લાભ મળ્યો છે હું ખરેખર લબ્ધિવાળો છું" એવું અભિમાન ન ધરે અને યાચવા છતાં ન મળે તો ખેદ પણ ન કરે. પદાર્થ મળતાં સંગ્રહ કરી ન રાખે, તેમજ પરિગ્રહની વાંછના પણ ન રાખે. સારાંશ કે પોતાના આત્માને પરિગ્રહવૃત્તિથી હંમેશ દૂર રાખે.

**નોંધઃ**—જૈનદર્શનમાં અભિમાન તથા પરિગ્રહવૃત્તિના ત્યાગ પ્રત્યે કેટલું સૂક્ષ્મ લક્ષ અપાયું છે, તે ઉપરનું સૂત્ર વાંચતાં જણાઈ રહે છે.

[૯] આ માર્ગ આર્યપુરુષોએ બતાવ્યો છે. એમાં પ્રવર્તનાર કુશળ પુરુષો કર્મબંધનથી બંધાતા નથી.

**નોંધઃ**—અહંતા અને મમતા મુખ્યત્વે કર્મબંધનનું કારણ છે.

[૧૦] અહો જંબૂ! વિષયવાંછનાથી દૂર રહેવું ઘણું વિકટ કામ છે. વળી જીવિત પણ વધી શકતું નથી. માટે સાધકે સતત

જાગ્રત રહેવું ઘટે. ખરેખર જે જીવ સતત વિષયવાંછના કર્યા કરે છે, તે વિષયોનો વિયોગ થતાં ક્ષણેક્ષણે શોક કરે છે, ઝૂરે છે, લાજ છોડી દે છે અને પીડાય છે.

નોંધઃ—પશુપક્ષીની યોનિમાં જે વિષયેચ્છા હોય છે તે મનુષ્યયોનિમાં મનોવિકાર થતાં વિષયવાંછનાનું સ્વરૂપ લે છે. એ સંસ્કારો જેટલું દૃઢ સ્વરૂપ પકડે તેટલો જ એમનો ત્યાગ અશક્ય બને છે. પછી વિષયોનો વિયોગ એવા જીવની કેવી વિકૃતિ કરે છે, તેનો આ ચિતાર વિચારવાજોગ છે.

[૧૧] જે સંસારની વિચિત્રતાને જાણે છે તે પુરુષ લોકના ઊંચા, નીચા કે તીરછા ભાગને જાણે છે. (અર્થાત્ કે લોકમાં જીવો કેમ ઉત્પન્ન થાય છે, તેનો વિવેક જાણી શકે છે.)

નોંધ—એક જ પદાર્થ એકને ઇષ્ટ લાગે છે, બીજાને તે જ અનિષ્ટ લાગે છે, એકને જે મિત્ર લાગે છે તે જ બીજાને શત્રુ લાગે છે. એકનું જ્યાં બંધન છે, ત્યાં બીજાની મુક્તિ છે. આ બધી સંસારની વિચિત્રતાને જે જાણે છે, તે લોકના ઊંચા, નીચા અને તીરછા ભાગને એટલે કે લોકમાનસની વિવિધ પ્રકૃતિઓને પણ જાણી શકે છે. અહીં અવલોકનબુદ્ધિનું રહસ્યસૂચન છે.

[૧૨] વિષયોમાં અતિ આસક્ત જીવો સંસારમાં પરિભ્રમણ કરે છે. માટે મનુષ્યજીવન જેવો પ્રાપ્ત થયેલો આ ઉત્તમ અવસર જાણીને જે વિષયાદિની આસક્તિથી દૂર રહે છે, તે જ વીર અને તે જ પ્રશંસનીય છે. આવા વીર પુરુષો જ સંસારમાં બંધાઈ રહેલા બીજા જીવોને બહારનાં તથા અંદરનાં બંધનોથી મુક્ત કરી શકે છે.

નોંધઃ—જેઓ પોતે જ મુક્ત થવાના માર્ગમાં હોય છે તે જ અન્યને મુક્ત કરી શકે છે. આથી વિશ્વને ઉપકારક થઈ પડવાની ઇચ્છાવાળો સાધક પ્રથમ પોતે જ સુધરે. અહીં સાચી વીરતા અને સાચી સ્વતંત્રતા શામાં છે, તે સમજાય છે.

[૧૩] આ શરીર જેમ બહારથી અસાર છે, તેમ અંદરથી પણ અસાર છે; અને જેમ અંદરથી અસાર છે, તેમ બહારથી પણ અસાર છે.

**નોંધઃ**—આ સૂત્ર ખૂબ ઊંડું વિચારવાજેવું છે. વિષયાસક્તિને રૂઢ થયેલું વલણ જે જાતની અવલોકનબુદ્ધિથી ઘટે છે તેની દિશા અહીં બતાવી છે. માણસ શરીરને દેખે છે, અથવા તો બહારની નાશવંત જડ વસ્તુઓને દેખે છે, અને તેના ઉપર એ આકર્ષાય છે. એને લાગે છે કે પોતાને આકર્ષી શકે એવું કોઈ તત્ત્વ આ શરીરમાં યા તો જડ વસ્તુમાં છે; અને એને શોધવા તથા સ્પર્શવા તે મથે છે. ઉપરનું સૂત્ર કહે છે કે શરીર જેવું બહાર દેખાય છે તેવું જ અંદર છે. એટલું જ નહિ પણ તે અસાર—સારવગરનું છે; અને મને આકર્ષનાર તે એ શરીર નથી, પણ મારી વૃત્તિનું એ શરીરમાં પડેલું એ માત્ર પ્રતિબિંબ છે. આ રીતે પોતાના પ્રતિબિંબને—પડછાયાને—બહાર કલ્પીને જ્યારે સ્પર્શવા મથે છે, ત્યારે પોતે તથા પોતાનું પ્રતિબિંબ જે આયનામાં પડે છે તે આયનો, એમ બન્ને વિકૃત થાય છે. એટલે જ કોઈ ફિલસૂફે કહ્યું છે કે Beauty is to see not to touch. (સૌંદર્ય જોવા માટે છે ભોગવવા માટે નહીં.)

[૧૪] અર્થાત્ કે પંડિત સાધક આ શરીરની અંદર રહેલ દુર્ગંધી પદાર્થો તથા શરીરની અંદરની સ્થિતિઓ—જે હમેશાં શરીરની બહાર મળાદિકને ઝરતી રહે છે તેને જોઈ આ શરીરની યથાર્થતા સમજીને તેનો ઉપયોગ કરે.

**નોંધઃ**—શરીર કે જડ પદાર્થની આસક્તિને લીધે ભોગો ભોગવાય છે, પણ એ ક્ષણિક સુખનાંય જનક એ બાહ્ય પદાર્થો નથી.

[૧૫] આ બધું યથાર્થ જાણીને તેવા બુદ્ધિમાન પુરુષે બાળક જેમ મુખમાંથી પડતી લાળને ચૂસે છે, તેમ લાળ ચૂસનાર (વમેલા ભોગોને ચાહનાર) ન થવું અને સ્વાધ્યાય, ચિંતનાદિ તરફ વિમુખ ન રહેવું.

**નોંધઃ**—બાળકના મુખમાંથી જેમ લાળ પડે તેમ ઊગતા સાધકને અનેક ઇચ્છનીય અને અનિચ્છનીય વૃત્તિઓ તો આવ્યા જ કરે. પણ એ વૃત્તિઓને બાળકની લાળ માફક ચૂસી ન જાય પણ ફેંકી દે. અર્થાત્ વમવા જેવી ખોટી વૃત્તિ જાગે તેને મૂર્ત સ્વરૂપ ન આપતાં, શરીર જેમ બાહ્ય અને આંતરિક અસાર છે તેમ તજ્જન્ય વૃત્તિને પણ અસાર તેમજ મલિન સમજીને તુરત જ વમી નાંખે. મનુષ્ય અકાર્યને જ્યારે અકાર્યરૂપે જુએ છે ત્યારે જોયા પછી પણ કર્મને દોષ આપે છે, પણ ખરી રીતે ત્યાં એના સાચા પુરુષાર્થની જ ખામી છે.

[૧૬] "આ કીધું અને આ કરશું" એવી ચિંતાવાળો સાધક પુરુષ વ્યાકુળ રહે છે, અતિમાયાવી બને છે. વળી તે એવો લોભ પણ કરે છે કે જે લોભદ્વારા તે પોતાના આત્માનો જ વેરી બની દુઃખોને વધારે છે.

**નોંધઃ**—સ્વાધ્યાય અને આત્મચિંતન અનાસક્તિનાં જનક છે એમ સમજતો સાધક ક્રોધાદિ દોષો જન્માવતો નથી.

આસક્તિનું વલણ જ ક્રોધ, માન, માયા અને લોભને વધારનારું છે. એટલે જે સાધક પેટ માટે એ દોષો સેવવા પડે છે એમ માને છે તેનું એ અજ્ઞાન છે એવો ઉપરના સૂત્રનો ભાવ છે. અનુભવ પણ એમ જ કહે છે કે જેને વ્યક્તિત્વનું ભાન છે તે નિર્દોષ શ્રમથી સાધનો જરૂર મેળવે છે અને શરીર, મન તથા આત્માને સ્વસ્થ રાખી શકે છે.

[૧૭] હે જંબૂ! એમ પણ કહેવાય છે કે અતિ આસક્તિવાળો પુરુષ આ ક્ષણભંગુર શરીરને પણ જાણે તે અજર અમર હોયની, તેમ તેના માટે હંમેશાં ચિંતાતુર રહ્યા કરે છે. શાણો સાધક એવા પુરુષને દુઃખી જાણીને પોતે તેવા પદાર્થોમાં આસક્તિ ન રાખે.

**નોંધઃ**—શરીર ધર્મનું સાધન છે તેમ જાણી તેને સ્વસ્થ અને નિરાબાધ રાખવું એ સાધકનું અનિવાર્ય કર્તવ્ય છે. પરંતુ આસક્તિથી કાંઈ દેહાદિની સ્વસ્થતા રહી શકતી નથી. માટે વ્યામોહ ન રાખતાં શરીર માત્ર એક ઉપયોગી સાધન છે એમ સમજીને જ તેનો ઉપયોગ કરવો જોઈએ.

[૧૮] મૂઢ જીવો કે જે વસ્તુસ્વરૂપના જ્ઞાનથી અજાણ છે તે ઇચ્છા અને શોકનાં અનેક દુઃખો ભોગવે છે. માટે જ હું કામપરિત્યાગ વિષે જે ઉપદેશ આપું છું, તે ધારી રાખો.

**નોંધઃ**—ત્યાગ અને અનાસક્ત ભાવનાઓની સમજણમાં કેટલીયે વખત ખૂબ ગેરસમજ થયેલી દેખાય છે. ઘણા સાધકો એમની વાસ્તવિકતાને સમજી શકતા નથી. અહીં એની સ્પષ્ટતા ખૂબ સુંદર છે. ત્યાગની ઉત્પત્તિ અને મર્યાદાને નહિ સમજવાને કારણે લોકો ઘણીવાર ધાર્મિક ઊંડા રહસ્યોથી દૂર રહી જાય છે.

મૂળ વાતમાં તો ક્યાંયે ક્રિયા પોતે એકાંત રીતે નિષેધવાયોગ્ય કે આરાધવાયોગ્ય નથી; કારણ કે મુખ્યત્વે ક્રિયામાં ધર્મ કે અધર્મ નથી, પણ

વૃત્તિમાં છે, ભાવનામાં છે. ક્રિયા પછવાડે જે વૃત્તિ હોય તે જ શુભઅશુભ કર્મો યા તો આત્મવિકાસ કરનાર અને આત્મવિકાસને અવરોધનાર છે. એટલે કે વૃત્તિ જ ક્રિયાને કિંમત આપે છે. એટલે એ વૃત્તિને—લાલસાને મારીને અનાસક્તભાવે ક્રિયા કરવાનું શાસ્ત્રકારે પહેલાં ફરમાવ્યું; પણ ક્રિયાનાં સાધનો અને શક્તિ હોવા છતાં ક્રિયા તરફથી વાસના કાઢી લઈને વિરક્ત ભાવે ક્રિયા કરનાર કોઈ વિરલા—યોગી જ હોઈ શકે. માટે જ ઉત્સર્ગમાર્ગરૂપે વિકાસ પ્રતિ લઈ જવા સારુ ત્યાગમાર્ગની સુંદર યોજના ફરમાવી. કારણકે ક્રિયા કરતાં કરતાં માણસ ક્રિયાના પરિણામ અને ભાવના તરફ ખેંચાઈ જાય છે, અને એને આસક્તિ વળગે છે. માટે ક્રિયા એવી સ્વીકાર્ય હોવી ઘટે કે જેમાં આસક્તિ ન વળગે અને નિરાસક્ત વૃત્તિ કેળવાતી જાય, વિકાસ ન રુંધાય પણ વૃદ્ધિ પામે, અને શુભ ભાવના વધે. અને જે ક્રિયાથી આમ ન બને તે ક્રિયાનો ત્યાગ કરનાર તે ત્યાગી. એને આત્મવિકાસમાં આડખીલી કરનાર ક્રિયા ત્યાજ્ય હોય. આ રીતે બાકીની શુભ ક્રિયાઓ કરતાં કરતાં ત્યાગી આસક્તિ નષ્ટ કરી જ્યારે અનાસક્ત બને ત્યારે તેનો ત્યાગ ફલિત થયો છે એમ ગણાય. ત્યાગનું સ્થાન સાધનપૂરતું અને સાધનની કિંમત ઉપયોગિતાપૂરતી છે. જે ત્યાગમાંથી અનાસક્તિ જન્મે તેનું નામ ત્યાગ. એ રીતે જોતાં ત્યાગનો કે નિરાસક્તિનો ઉદ્દેશ ભિન્ન નથી, પણ એ બન્ને વચ્ચે માત્ર ભૂમિકાભેદ છે. ક્રિયાના ત્યાગથી વૃત્તિના ત્યાગનું કાર્યક્ષેત્ર જેટલું સરલ થઈ શકે છે, તેટલું ક્રિયાઓનાં પ્રત્યક્ષ ખડાં થતાં નિમિત્તો વચ્ચે સરલ થઈ શકતું નથી. એટલે જ ત્યાગ એ જૈનદર્શનમાં રાજમાર્ગ ગણાયો છે. આ ઉપરથી ત્યાગ અને ક્રિયાકાંડોનું મહત્ત્વ અને સાધનાની મર્યાદા સર્વ કોઈ જિજ્ઞાસુ સમજી લે અને એનાં પરિણામ અને ઉપયોગનો પણ વિચાર કરે.

[૧૯] પરમાર્થ ન સમજવા છતાં પંડિતપણાનું અભિમાન ધરી બકવાદ કરનારા, કેટલાક વેશધારી શ્રમણો કામવિકાર શમાવવાના ઉપદેશક થઈ વર્તે છે, અને જાણે અમે કંઈ અપૂર્વ કાર્ય કરીશું એવો ડોળ ધારીને ફરે છે, પણ તેમ ન કરતાં ઊલટું તેઓ નાનામોટા જીવ-જંતુને હણનારા, કાપનારા, ફોડનારા, લૂંટનારા, ઝૂંટનારા તથા પ્રાણથી રાહત કરનારા બને છે, એ શોચનીય છે.

એવા અજ્ઞાનીઓ જેને ઉપદેશ આપે છે કે સંસર્ગમાં આવે છે તે કર્મથી બંધાય છે ને એ પોતે પણ બંધાય છે; માટે એવા બાળ-

જીવોની સોબત ન કરવી, એટલું જ નહિ પણ જે તેવાઓની સંગતિ કરતા હોય તેમની પણ સોબત કરવી નહિ. જેઓ ગૃહવાસ ત્યાગી શ્રમણ થાય છે તેમને તો આવી રીતે હિંસાથી કાયચિકિત્સા કરવાનો ઉપદેશ કરવો યોગ્ય નથી.

**નોંધ:**—આ ગાથા સાથે એ વખતના કાળબળનો સંબંધ છે પણ તે અત્યારના પ્રસંગે સમયોચિત તો છે જ. પંડિતપણું અને પરમાર્થનું સમજવું એ ભિન્ન વસ્તુ છે. જેણે માત્ર ગોખ્યું કે વાંચ્યું જ નહિ પણ અનુભવ્યું છે તે તેટલો એટલે કે પોતાના અનુભવપૂરતો જ ઉપદેશ દેવા યોગ્ય છે, એમ કહી અહીં ઉપદેશકનું અને સત્પુરુષનું લક્ષણ આંક્યું છે. કામવિકારનું શમન અને ચુસ્ત અહિંસા એ બે સંતનાં મુખ્ય લક્ષણો છે. એવા સંતનો જ સત્સંગ કે ઉપદેશ ઉપકારક બની શકે.

## ઉપસંહાર

શુદ્ધ વૃત્તિ રાખવી એ શુદ્ધ જીવન જીવવાનું મૂળ છે, અને શુદ્ધ જીવન જ સાચા સુખનું જનક છે.

એમ કહું છું.

લોકવિજય અધ્યયનનો પંચમ ઉદ્દેશક સમાપ્ત થયો.

## પષ્ઠ ઉદ્દેશક

### લોકસંસર્ગ રાખવો, પણ મમત્વ છોડવું.

સંગ બંધન નથી, પણ મમત્વ બંધન છે.

સંયમી મનુષ્યને પણ ઊંડુંઊંડું મમત્વ હોય છે. મમતા મમત્વબુદ્ધિમાંથી જન્મે છે. માટે તે પર કાબૂ લાવવા પ્રયત્ન કરવો ઘટે.

ગુરુદેવ બોલ્યા—

[૧] વહાલા જંબૂ! પૂર્વોક્ત વસ્તુસ્વરૂપને જાણીને સંયમાભિમુખ થયેલો સાધક સ્વયં થોડું પણ પાપકર્મ ન કરે અને અન્યદ્વારા પણ ન કરાવે.

[૨] જે કોઈ (પ્રથમ અધ્યયનમાં વર્ણવેલા) ૭ કાયના જીવો પૈકી એક કાયના આરંભમાં પ્રવર્તતા હોય તે ૭ કાયનો આરંભ કરનાર ગણાય છે.

નોંધઃ—જે ૭ પ્રકારના જીવો પૈકીના કોઈ એકને પણ હણવાની બુદ્ધિ રાખે છે, કે હણે છે, તે છએ કાયનો વિઘાતક ગણાય છે. કારણ કે હિંસકવૃત્તિ એ એવી વસ્તુ છે કે આજે તે નાની હિંસા કરતો હશે તો કાલે મોટી હિંસા પણ કરી નાખશે. અને જો હિંસકવૃત્તિ હશે તો તેને લઈને તે સાધક સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય કે અપરિગ્રહની આરાધના પણ નહિ કરી શકે.

[૩] પોતાના સુખને માટે દોડધામ કરતા બાળજીવો પોતાનાં હાથે જ દુઃખ ઉત્પન્ન કરીને મૂઢ બની દુઃખી થાય છે તથા પોતે જાતે

કરેલા વ્રતનિયમનો પ્રમાદથી ભંગ કરે છે, અથવા તો વિચિત્ર દશાઓ ભોગવે છે, કે જે દશા અત્યંત ભયંકર અને દુઃખદ છે. આવું જાણીને મુનિ સાધક પરને પીડા ઉત્પન્ન થાય તેવું કાંઈ પણ કાર્ય ન કરે. આ જ પરિજ્ઞા (સાચો વિવેક) કહેવાય, અને આવી પરિજ્ઞાથી જ ક્રમપૂર્વક કર્મક્ષય થાય છે.

**નોંધ:**—સુખનું યથાર્થ મૂળ શોધ્યા વિના જેઓ સુખ માટે દોડધામ કરે છે, તેમને સુખની પ્રાપ્તિને બદલે એકાંત દુઃખની ગર્તામાં ગબડવું પડે છે. તાત્પર્ય એ છે કે સાધકમાં જેમજેમ વિવેકશક્તિની જાગૃતિ થાય છે તેમ-તેમ તે સ્વયં અહિંસક બનતો જાય છે.

[૪] અહો જંબૂ! જે મમત્વબુદ્ધિને છોડી શકે છે, તે જ મમત્વ છોડી શકે છે. અને જેને મમત્વ નથી, તે જ મોક્ષમાર્ગનો જાણકાર સાધક સમજવો.

**નોંધ:**—જ્યાં સુધી મમત્વની વૃત્તિ અંતઃકરણ સાથે જડાયેલી છે, ત્યાં સુધી કોઈ પણ પદાર્થને જોઈને આસક્તિ થવાની જ. અર્થાત્ પદાર્થ પોતે કંઈ આસક્તિનો જનક નથી આથી પદાર્થ પ્રત્યે વેર રાખવું એ કંઈ વિકાસનો માર્ગ નથી, અને પદાર્થોથી દૂર રહેવું એ કંઈ બહુ કપરું કામ પણ નથી. સારાંશ કે પદાર્થ પ્રત્યે કાબૂ લાવવાના પ્રયત્ન સામે જ તે કાર્ય પણ વૃત્તિ પર કાબૂ લાવવા અર્થે જ છે તે ધ્યેય ન ભૂલવું ઘટે.

(બાહ્ય પદાર્થોનો ત્યાગ સાધનાની પ્રાથમિક ભૂમિકા માટે ઉપયોગી છે. કારણ કે પ્રથમ તે પરથી ચિત્તવૃત્તિને હટાવવાનો પ્રયોગ કરવો, અને પછી તે ચિત્તવૃત્તિની આંતરિક વાસનાનું રહસ્ય સમજી તે પર વિજય મેળવતા જવું, એ સાધકના વિકાસનો સાચો માર્ગ છે.)

[૫] આ પરથી હે જંબૂ! હું એમ કહેવા માગું છું કે આ બધું જોઈને બુદ્ધિમાન સાધક લોકસ્વરૂપને જાણીને લોકસંજ્ઞાઓ દૂર કરી વિવેકપૂર્વક પોતાના પંથમાં વિચરે.

**નોંધ:**—ઘણા સાધકો વૈરાગ્યપૂર્વક સાધનામાર્ગમાં જોડાય છે, ત્યારે પદાર્થો પર તેને જરાયે આસક્તિ નથી એવો અનુભવ થાય છે. છતાં કોઈ પ્રસંગ એવો આવી પડે છે કે તેનો કોઈ ને કોઈ પદાર્થ પર મમત્વભાવ

સહસા જાગી ઊઠે છે. આવે પ્રસંગે તેને પોતાને પણ આશ્ચર્ય થાય છે કે આ શું? પરંતુ તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. એમ થવું એ મમત્વ-બુદ્ધિનું પરિણામ છે. જ્યાં સુધી વૈરાગ્યના પ્રબળ વેગનું આચ્છાદન હતું ત્યાં સુધી તે મમત્વબુદ્ધિનો પ્રકાશ પદાર્થ પર પડતો નહોતો, અને તેથી પદાર્થ પ્રત્યે તે વૃત્તિ મનને પ્રેરી શકતી નહોતી; પણ તે વૈરાગ્યનું આવિષ્કરણ દેખાય તો તે જરાયે અસ્વાભાવિક નથી.

વૈરાગ્ય એ જિજ્ઞાસાનું સૌથી પ્રથમ ચિહ્ન છે. તે પ્રગટ્યા પછી જે સાધક પૂર્ણતા ન માની લેતાં મમત્વબુદ્ધિના સ્વરૂપને સમજી તેના પર કાબૂ લાવવાનો પુરુષાર્થ આદરે છે તે શીઘ્ર આગળ ધપે છે. આ સ્થળે સંસારનો સર્વસામાન્ય પ્રવાહ જે તરફ ઢળી રહ્યો હોય છે અને જેણે રૂઢિનું પણ સ્વરૂપ લીધું હોય છે તેના તરફ પણ લક્ષ ન આપતાં પોતાનો પંથ કાપવો, એ જ સાધક માટે ઇષ્ટ અને આચરણીય છે.

લોકસંજ્ઞામાં કીર્તિ, મોહ, અહંકાર, વાસના વગેરેનો સમાવેશ થાય છે. ધર્મિષ્ઠનાં ઉત્તમ ધર્મકાર્યો પણ આવી વૃત્તિના ધ્યેયથી નિષ્ફળ જાય છે અને વિકાસના માર્ગે આગળ ધપેલા સાધકનું પણ આવી લોકસંજ્ઞાના અંધઅનુકરણથી પતન થતાં વાર લાગતી નથી.

[૬] હે જંબૂ! સંસાર તરફની વૃત્તિના ગાઢ કે આછા સંસ્કારો પ્રત્યેક સાધકમાં હોય છે. તેથી તેવા કોઈ મોહક વસ્તુના નિમિત્ત-દ્વારા તે તાજા થતા સાધનાના માર્ગમાં અરતિ (કંટાળો) ઉત્પન્ન થાય છે તોપણ તે કંટાળાને વીર સાધક પોતાના મન પર લાવતો નથી, તેમજ પ્રલોભન ઉત્પન્ન કરનારા પદાર્થો પર આસક્તિ પણ ધરતો નથી. પરંતુ તેવા પ્રસંગે તે સાવધાન અને સ્વસ્થ થઈ સમતાયોગનો સાધક (બધી વસ્તુ પ્રત્યે તટસ્થ વૃત્તિવાળો) બની કોઈ પણ પદાર્થ પર રાગવૃત્તિને ઉત્પન્ન થવા દેતો નથી.

નોંધ:—જેવો વૃત્તિનો વેગ નીચેની બાજુ પર ઢળવા માંડ્યો કે તુરત જ સાધકે સાવધાન થઈ સમભાવી બનવું જોઈએ. તેવી ડામાડોળ સ્થિતિમાં જો તે કોઈ એક બાજુ તરફ ઢળી જાય તો કાબૂ ગુમાવી બેસતાં વાર લાગતી નથી, અને એકવાર પણ જો અંતઃકરણ વૃત્તિને અધીન થઈ ગયું તો પછી

કાબૂમાં લાવવા માટે શતગણો પુરુષાર્થ કરવા છતાંયે કેટલીક વાર નિષ્ફળ થઈ જવું પડે છે. આથી આવા નાજુક પ્રસંગે જરા પણ ગાફેલ બનવું એ સાધક માટે ભયંકર વસ્તુ છે. )

[૭] અહો સાધકો! ( તમારા પંથમાં ) મનોહર મોહક શબ્દ, સ્પર્શ ઇત્યાદિ વિષયો ઉપસ્થિત થવાના છે, પરંતુ તેવા પ્રસંગે એવા પતિત જીવનના મોહથી તમો અલગ રહેજો અને તે પ્રસંગને સહી લેજો. ( અર્થાત્ તમારી વૃત્તિ પર એને અડકવા ન દેશો. )

[૮] અ વહાલા જંબૂ! જો (આ દુઃખદ સંસારમાં પણ કેટલાંક ) મુનિરત્નો સંયમને આરાધીને માનસિક, વાચિક અને કાયિક કર્મરૂપ શરીરને આત્માથી પૃથક્ કરતાં રહે છે, અર્થાત્ કે દેહભાવથી છૂટવાનો પ્રયત્ન કરે છે.

[૮] વ આત્માર્થી જંબૂ! સત્પુરુષાર્થી અને તત્ત્વદર્શી તે મહાપુરુષો લૂખા સૂકા પદાર્થોનું સેવન કરે છે.

**નોંધઃ**—પોતાની આવશ્યકતાઓ હળવી કરી ખાવા, પીવા, પહેરવા વગેરેમાં બહુ અલ્પ પદાર્થોથી પોતાનું જીવન ચલાવી શકે છે અને છતાં અધિક અને મૂલ્યવાન પદાર્થોનો ઉપભોગ કરનારા કરતાં તેને અધિક આત્મસંતોષ મળી રહે છે.

[૯] એવા સાધક મુનિઓ સંસારના પ્રવાહને તરી શકે છે. અને આવા પુરુષો જ સંસારથી પાર પામેલા, પરિગ્રહથી મુક્ત થયેલા અને ત્યાગી જનો તરીકે ઓળખાયા છે. એમ કહું છું.

**નોંધઃ**—માત્ર જ્ઞાનની અને તત્ત્વની વાતો કરનારા જ તત્ત્વજ્ઞ, તત્ત્વદર્શી, ત્યાગી કે તારક કહેવડાવી શકે નહિ, તેમનું વર્તન અને ચારિત્ર પણ તદનુસાર હોવાં જોઈએ. ત્યારે જ તેમને સાચા તત્ત્વદર્શી, ત્યાગી અને સંસારના તારક તરીકે ગણી શકાય.

[૧૦] પણ તીર્થંકર દેવોની આજ્ઞાને ન માનતાં જે સાધકો સ્વચ્છંદથી વર્તે છે તે ખરેખર મુક્તિની પ્રાપ્તિ માટે અયોગ્ય ઠરે છે; અને તેવા સાધકો વિજ્ઞાનથી પણ અપૂર્ણ રહેવાથી કોઈને સીધો પ્રત્યુત્તર પણ

આપી શકતા નથી, તેથી શરમાઈને, ભયભીત થઈ પોતાનું જીવન કષ્ટમાં જ પસાર કરે છે.

**નોંધઃ**—લોકનું તત્ત્વજ્ઞાન સમજવું, સંયમમાર્ગમાં મન, વાણી અને કર્મને જોડી દેવાં, નિમિત્તો મળવા છતાં સંયમમાં કંટાળો કે વિષયોમાં રાગ ન ધરવો અર્થાત્ સમસ્થિતિમાં રહેવું તથા તપસ્વી જીવન ગાળવું, એ જ વીતરાગની આજ્ઞાનું પાલન કર્યું ગણાય. વિજ્ઞાનનો આમાં બહુ સુંદર અર્થ છે. જેણે જગતના બનાવો, પદાર્થો અને અવયવોને ઊંડાણથી નિહાળ્યા છે તથા તેમાં રહેલાં ભિન્નભિન્ન તત્ત્વોને વિવિધ દૃષ્ટિબિંદુથી અવલોક્યાં છે એવો સાધક સાચા તત્ત્વને સમજી શકે, અને પચાવી શકે અને તે જ વસ્તુને તેના સત્ય સ્વરૂપે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની અપેક્ષાએ બીજાની પાસે રજૂ કરી શકે.

[૧૧] માટે જેઓ વીતરાગની આજ્ઞાના આરાધક બની દુનિયાની જંજાળ (આંતરિક તથા બાહ્ય મમત્વ)થી પર થાય છે, તેઓ જ સાચા વીર પુરુષો હોવાથી વખણાયા છે. અને તે જ કર્મબંધનથી છૂટવા માટેની યોગ્યતાવાળા હોવાથી સિદ્ધ થાય છે.

[૧૨] અહો જંબૂ! અનુભવી મહાપુરુષોનો કહેલો (ઉપર્યુક્ત) જ માર્ગ ન્યાયમાર્ગ છે. આથી (તે જ્ઞાની પુરુષોએ) મનુષ્યોનાં દુઃખ ઉત્પન્ન થવાનાં જે કારણો બતાવ્યાં છે, તેમને જે કુશળ સાધકો જ્ઞ પરિજ્ઞાથી જાણીને પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી ત્યાગ કરે છે તે પુરુષો જ અન્ય જનોને દુઃખનાં કારણો સમજાવી એમનો પરિહાર કરવાનું કહી શકે છે.

**નોંધઃ**—ન્યાયમાર્ગનો નિશ્ચય થયા પછી જ તેને આદરી શકાય. આથી પ્રથમ વિવેકપૂર્વક વસ્તુરહસ્ય સમજવા પ્રયાસ કરવો. કારણકે યથાર્થ આદરવામાં સમજાયા પછી બહુ મુશ્કેલી ઊભી થઈ શકતી નથી. અને જે પોતે આદરનાર છે, તે જ બીજાને તે માર્ગે લાવવા સમર્થ બની શકે છે. માટે તેવા પુરુષો જ ઉપદેશ આપવા સારુ યોગ્ય ઠરે છે.

[૧૩] એ રીતે પ્રથમ પોતે કર્મનું યથાર્થસ્વરૂપ જાણી પછી જ સર્વ રીતે ઉપદેશ આપવો ઘટે.

[૧૪] જે પરમાર્થદર્શી છે તે મોક્ષના માર્ગ સિવાય બીજે ક્યાંય રમતો નથી, અને જે મોક્ષમાર્ગ સિવાય બીજે સ્થળે રમતો નથી તે જ પરમાર્થદર્શી છે.

**નોંધ:**—જેની દૃષ્ટિનું વિષ દૂર થવાથી અમૃતનો ઉદ્‌ગમ થયો છે, તેને પોતામાંથી જ આનંદ મળે છે. આથી તેનું લક્ષ્ય તે સિવાય ક્યાંય ઠરતું જ નથી, અને જેનું લક્ષ્ય ને માર્ગમા જ જોડાઈ ગયું છે તે જ સાચો પરમાર્થદર્શી છે.

## ઉપદેશકોને જ્ઞાતવ્ય વાતો

[૧૫] સાચો ઉપદેશક સાધક જેવો ઉપદેશ કુલ, રૂપ અને ધનથી અધિકતાવાળાને આપે છે તેવો ઉપદેશ એક સામાન્ય (રાંક) મનુષ્યને પણ આપે છે.

**નોંધ:**—શ્રીમંત, રાજા, દલિત, ગરીબ, પતિત વગેરે સૌ પર સાચો ઉપદેશક સમભાવી હોય છે. તેની દૃષ્ટિમાં આ ઊંચ, આ નીચ, આ અધિક, આ અલ્પ કે આ પતિત એવી લેશમાત્ર ભેદબુદ્ધિ હોતી નથી તેમ સમજવું છે. કારણ કે સર્વ પર એકસરખો સમભાવ એ જ મુનિનું લક્ષણ છે.

કોઈ આનો અર્થ એવો ન કરે કે સૌને એક જાતનો ઉપદેશ જ આપવો; કારણ કે તેમ કરવાથી તેનું પરિણામ અનિષ્ટ આવે. ત્યાં જેની જેવી યોગ્યતા અને ભૂમિકા હોય તે જ પ્રમાણે કહેવું જોઈએ. એમ સ્પષ્ટ કરતાં કહે છે કે:—

[૧૬] અહો જંબૂ! (ઉપદેશકે શ્રોતાજનનો અભિપ્રાય, ધર્મ, વિચાર વગેરે જાણીને પછી જ ઉપદેશ કરવો જોઈએ. અન્યથા અજાણપણાથી તેની યોગ્યતાથી વિરુદ્ધ કહેવાઈ જાય તો) તે કદાચ કોપાયમાન થાય, અથવા હણવા પણ ઊઠે, માટે ઉપદેશ આપવાની રીતિ જાણ્યા સિવાય ઉપદેશ આપવામાં પણ કલ્યાણ નથી.

[૧૭] અહો જંબૂ! "શ્રોતા કઈ જાતનો છે? કયા મત, પંથ કે ધર્મને માને છે? કયા દેવને નમે છે?" (ઇત્યાદિ બાબતો જાણીને ઉપદેશ આપવો.) એવી રીતે સત્યઉપદેશ આપીને સંસારના ઊર્ધ્વ, અધો કે તિર્યગ્ ભાગમાં (સંસારનાં બંધનોથી). બંધાયેલા જીવોને જે પરાક્રમી પુરુષો છોડાવી શકે છે, તે આલોકમાં વખણાયા છે.

**નોંધઃ**—જે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ તથા સ્વશાસ્ત્ર અને પરશાસ્ત્રનો જાણનાર હોય તેવો દીર્ઘદૃષ્ટિ, સમદર્શી અને જ્ઞાની પુરુષ જ ઉપદેશક થવાને યોગ્ય છે.

આમાં લખાયેલા ધર્મ, મત, પંથ અને દેવનો અર્થ એમ દેખાય છે કે અનુક્રમે શ્રોતાનું સાધ્ય, તેની માન્યતા, સાધ્યને પહોંચવાનો માર્ગ અને એની પૂજ્યપાત્ર વસ્તુ શી છે તે સમજીને, તેનું ધ્યેય જાણીને, તેના યોગ્ય વિકાસ માટે માનસશાસ્ત્રથી અવલોકીને, તેની શક્તિ અનુસાર ઉપદેશ અપાય તે યોગ્ય ગણાય. જો એ ઉપદેશથી સાધકનું હિત ન સધાયું હોય, એનો વિકાસ ન થયો હોય, તો ઉપદેશકે માનવું ઘટે કે ઉપદેશમાં ક્યાંક ભૂલ છે, અને એમ જાણી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ અનુસાર એ ક્રિયાની રીતભાત રાખવી જોઈએ.

[૧૮] આવા સત્પુરુષો હંમેશાં પોતાના જીવનમાં જ્ઞાન અને ક્રિયા બન્નેને વણીને હિંસાથી (દૂષિત જીવનથી) લેપાતા નથી.

**નોંધઃ**—વિવેક અને સદ્વર્તન એ બન્નેનું સહકારીપણું દૂષણથી બચાવે છે.

[૧૯] જે પુરુષ કર્મને દૂર કરવામાં નિપુણ છે અને બંધ તથા મોક્ષના સ્વરૂપને યથાર્થ રીતે જાણી શકે છે તે જ ખરેખરો પંડિત જાણવો.

**નોંધઃ**—જે જ્ઞાન બંધનથી મુક્ત કરવામાં સહાયક થતું નથી, તે સાચું જ્ઞાન નથી; અને તેવા પંડિતો પોથા પંડિત તરીકે ગણાય છે. એ સ્વ કે પર એકેયનું ભલું કરી શકતા નથી.

[૨૦] જેઓએ બંધ તથા મોક્ષના સ્વરૂપને યથાર્થ રીતે જાણ્યું છે, અને જે (ઘાતિ) કર્મને કાપવામાં સફળ થયા છે, તે કુશળ પુરુષો (કેવળી ભગવાનો)ને તો પછી બંધન અને મુક્તિ જેવો પ્રશ્ન જ રહેતો નથી. (કારણ કે તેઓએ પોતાની સાધના પૂર્ણ કરી લીધી છે.)

[૨૧-૨૨] શાણો સાધક, આવા સાધનાસંપૂર્ણ પુરુષે જે માર્ગે પ્રવર્ત્યા હોય તે માર્ગે પ્રવર્તે, અને જ્યાં ન ચાલ્યા હોય ત્યાં ન ચાલે, તેમજ હિંસા તથા લોકસંજ્ઞાને જાણીને તે બન્નેનો પરિહાર કરે.

**નોંધઃ**—આ બે વાક્યોનો સંબંધ છે. જનતાને અંધ અનુકરણ કરવાની ટેવ હોય છે. અને ઘણા લોકો એક વખતના એક ક્ષેત્રના કોઈ હેતુપૂર્વક ઉપદેશેલા વિકાસમાર્ગના સાધનને ત્રિકાલાબાધિત સાધન માનીને ગતાનુગતિક ચાલતા હોય છે. એને આપણે રૂઢિ કહીએ છીએ. જોકે સાધન ત્રિકાલાબાધિત હોઈ શકે નહિ, પણ લોકસમૂહ સાચા જ્ઞાનના અભાવે એ માર્ગને જડપણે વળગી રહે છે; એટલું જ નહિ પણ તેના મોહ ખાતર તેમાં સત્યનું આરોપણ પણ કરે છે. જ્યારે અહીં શાસ્ત્રકાર કહે છે કે લોકસંજ્ઞાએ રૂઢિમત સ્વીકારેલો માર્ગ એ વિકાસનો રાજમાર્ગ છે એવું નથી, પણ સર્વજ્ઞના ઉપદેશેલા જે માર્ગમાં આત્મવિકાસઇચ્છકો જતા હોય એ માર્ગે સાધકે જવું ઘટે. હિંસાથી મોક્ષ મળે છે, સ્વર્ગ મળે છે એવી વેદધર્મને નામે પ્રચલિત માન્યતા અને રૂઢિગત વ્યવહારની સામે આમાં પ્રતિકાર છે.

તમારું કે તમે કહો છો એ જ સાચું નહિ; પણ સત્પુરુષોએ દેખ્યું છે તે જ સાચું છે, અને સાધકે તેને પોતાનું કરવું રહ્યું. સાચા સાધકે લોકરૂઢિના સારાસારને અને ઉપયોગિતાને વિચારીને જો એ વિકાસના માર્ગે અડચણરૂપ હોય તો તજવી જ રહી. સર્વજ્ઞના વચનમાં જ શ્રદ્ધા રાખવી ઘટે, કારણ કે જેને અનુભવ હોય તે જ સન્માર્ગ બતાવી શકે. પણ એ વચન સર્વજ્ઞનું છે કે નહિ? તે એમ કહી શકે કે નહિ? એનો તોડ કાઢીને એમને નામે ઉપદેશેલાં સત્યોને વિવેકબુદ્ધિની ગળણીએ ગાળવાં જોઈએ.

[૨૩–૨૪] પ્રિય જંબૂ! ખરી વાત તો એ છે કે તત્ત્વજ્ઞ પુરુષોને ઉપદેશની અથવા વિધિનિષેધની આવશ્યકતા જ નથી. પરંતુ જે અજ્ઞાની (આત્મસ્વરૂપથી અજાણ) જીવો હોય છે તેઓને માટે જ તે ઉપયોગી વસ્તુ છે. કારણ કે તેઓ જે ભૂમિકા પર છે ત્યાં આસક્તિપૂર્વક આશા, ઇચ્છા અને વિષયોનું સેવન કરતા રહે છે. અને આ રીતે તેઓ દુઃખોને કોઈ પણ પ્રકારે ઓછું નહિ કરતાં ઊલટા વધુ દુઃખી થઈ શારીરિક અને માનસિક દુઃખોના જ ચક્રમાં ફર્યા કરે છે.

## ઉપસંહાર

મમતા એટલે મારાપણું. મમત્વબુદ્ધિ એટલે મારાપણાનો આરોપ.

આત્મા અને જડ એ બન્નેનું પારસ્પરિક મિશ્રણ એ જ સંસાર. વિભાવિક દશાને લઈને આત્મા પોતાના પરમાત્મસ્વરૂપને એક નાના સરખા

## શીતોષ્ણીય

### ૩

શીત અને ઉષ્ણ એ બન્ને શબ્દો મળીને શીતોષ્ણ એવો સમાસ થાય છે. તે સંબંધી વીગત આમાં હોવાથી આ અધ્યયનનું નામ શીતોષ્ણીય પડ્યું છે.

શીત અને ઉષ્ણ એ બન્ને ભિન્ન અને પરસ્પરવિરોધી ગુણો દેખાય છે. પરંતુ તે બન્નેને વેદનારું મન તો એક જ છે. જે તત્ત્વ ઠંડીનો અનુભવ કરાવે છે, તે જ તત્ત્વ ઉષ્ણનો અનુભવ કરાવે છે.

જે વસ્તુ સુખને જન્માવે છે, તે જ વસ્તુમાંથી દુઃખ પણ જન્મી શકે છે. આ અનુભવ જીવમાત્રને સ્વાભાવિક થાય છે. પરંતુ શીત અને ઉષ્ણ, સુખ અને દુઃખ, એ બન્નેથી પર એવી કોઈ સહજ સ્થિતિ પણ કોઈ વાર ચિત્ત અનુભવે છે. સાધકને એવો અનુભવ થતાં અને સૂક્ષ્મ રીતે અવલોકતાં તે જાગૃત થઈ જાય છે, અને આ અનુભવમાં જ સાચો આનંદ છે એવી એને પ્રતીતિ પણ થતી જાય છે.

જૈનદર્શનમાં આ સ્થિતિનો સમભાવયોગ તરીકે નિર્દેશ છે. વિકાસની સાધનાનો સમભાવ એ જ પાયો છે.

# પ્રથમ ઉદ્દેશક

## નિરાસક્તિ



**સમભાવની સ્થિતિમાં રહેલો સાધક, વિષયો કદાચ સાંનિધ્યમાં આવી પડે તોયે વિષયોનો લેપ લાગવા દેતો નથી. રાગ અને દ્વેષનો વિષયો સાથેનો સંબંધ એ સાધકને બરાબર જ્ઞાત હોય છે. આવી સાધનાને નિરાસક્તિયોગની સાધના કહી શકાય. સંયમ અને પદાર્થત્યાગની પાછળ આ વૃત્તિ તરફ સાવધાન રહેવાનું આ ઉદ્દેશકમાં સૂચવતા** *.

ગુરુદેવ બોલ્યા:–

[૧] ( અમુનિઓ ) અજ્ઞાની જનો ( જાગૃત હોય તોયે ) સદા સૂતેલા છે. (મુનિઓ) જ્ઞાની જનો સદાયે ( આત્માભિમુખ ) જાગૃત છે.

**નોંધ:**—નિદ્રા બે પ્રકારની હોય છે:—(૧) દ્રવ્યનિદ્રા (૨) ભાવનિદ્રા, દ્રવ્યનિદ્રા કેવળ દેહ તથા ઇંદ્રિયોના શ્રમનિવારણાર્થે છે. તે નિદ્રાથી સૂનારને શીઘ્ર જાગૃતિ છે. પરંતુ જેઓ ભાવનિદ્રામાં સૂતેલા છે, તેઓ જાગતા દેખાવા છતાંયે સુષુપ્ત છે. અજ્ઞાનથી પ્રાપ્ત થયેલી ચૈતન્યની સુષુપ્તિ એ ભાવનિદ્રા છે. આ સંસારના પ્રાણીઓ લગભગ ભાવનિદ્રાથી સૂતા છે. કોઈ કોઈ વિરલ મહાપુરુષો અજ્ઞાનનો અંધકાર દૂર થવાથી જાગૃત દેખાય છે. બાકી આખો સંસાર દીર્ઘ નિદ્રામાં સૂતો છે, અને એવી ગાઢ સુષુપ્તિ હોવાથી જ તેની સામે આ વિશ્વની નાટ્યશાળામાં જન્મ, જરા, મૃત્યુ, રોગ, દુઃખ, સંકટ એવાં અનેક અનુભવપૂર્ણ નાટકો ભજવાયે જાય છે. છતાં **पश्यन्नपि न पश्यति।** આંખ ખુલ્લી હોવા છતાંયે તેઓ જોઈ શકતા નથી, એટલે કે મેળવવાયોગ્ય અનુભવ મેળવી શકતા નથી. આનું નામ જ ભાવનિદ્રા છે.

[૨] અહો લોકો ! સંસારમાં અજ્ઞાન એ જ દુઃખ છે અને અજ્ઞાન એ જ અહિતકર્તા છે, એમ જાણો.

**નોંધઃ**—જગતમાં બધાં દુઃખો અને અહિતોનું મૂળ જો કોઈ હોય તો વસ્તુસ્વરૂપના સાચા સ્વભાવના જ્ઞાનની ગેરહાજરી જ છે.

[૩] સંસારનું આવું સ્વરૂપ જાણી જ્ઞાની પુરુષ સંયમનાં જે બાધક શસ્ત્રો અજ્ઞાનીને પીડે છે તેમનાથી દૂર રહે.

**નોંધઃ**—હિંસા, અસત્ય, અબ્રહ્મચર્ય અને પરિગ્રહ એ સંયમને માટે શસ્ત્રો છે, તે જ અજ્ઞાનના ઉત્પાદક છે. આથી જ્ઞાની પુરુષો એમના સંસર્ગથી હમેશાં દૂર રહે છે અને જેઓ એમનાથી દૂર રહે છે, તે જ મુનિ અને તે જ જ્ઞાની જનો કહેવાય છે.

[૪] જે સાધકને શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ બધા સુંદર કે અસુંદર પ્રાપ્ત થવા છતાં તે બન્ને વચ્ચે સમાન ભાવ (રાગદ્વેષરહિતપણું) રાખી શકે છે, તે જ સાધક ચૈતન્ય, જ્ઞાન, વેદ (શાસ્ત્રીય જ્ઞાન), ધર્મ તથા બ્રહ્મનિર્વિકલ્પનો જાણકાર જાણવો, અને તેવો જ સાધક વિજ્ઞાનબળથી લોકસ્વરૂપને જાણી શકે છે તેમજ તેવો જ સાધક મુનિ કહેવાય છે એમ સમજવું. એવા ધર્મના જાણકાર સરળ મુનિઓ સંસારચક્ર તથા આસક્તિનો રાગાદિ સાથે શો સંબંધ છે, તે જાણે છે. અને સુખ તથા દુઃખની જરા પણ પરવા ન કરતાં સંયમમાર્ગમાં ઉપસ્થિત થતાં સાનુકૂળ અને પ્રતિકૂલ પ્રસંગોને સમભાવે વેદી લે છે. તેવા ધીર મુનિઓ જ જાગૃત રહી વૈર, વિરોધ, વૈમનસ્યાદિને દૂર કરીને દુઃખોથી પણ મુક્ત થાય છે.

**નોંધઃ**—જૈનદર્શન વિશ્વદર્શન છે એની ભાવના આમાં નીતરે છે. જૈન સાધુ કેવો હોય ? કોને કહેવાય ? એ આમાં સ્પષ્ટ છે. ચૈતન્યને જાણવું કે જ્ઞાની કહેવડાવવું, વેદાંતના અભ્યાસી કે ધર્મના ધુરંધર દેખાવું અને નિર્વિકલ્પ બ્રહ્મમય સ્વરૂપની સ્થિતિમાં હોવાનું માનવું, એ પહેલાં એને માપવાનું જે માપક યંત્ર છે તે અહીં બતાવ્યું છે. એ બધા ગુણો કે ભિન્ન ગુણો ધરાવનાર એ છે કે જેને સુખ અને દુઃખ પ્રત્યે સમભાવ છે, જે કર્તવ્ય કરતાં છતાં નિરાસક્ત છે, એને જે કહો તે; મુનિ કહો, જ્ઞાની કહો, સાધુ કહો, આ

ધર્મનો કહો, કે અન્ય ધર્મનો કહો. ત્યાં ગમે તે હોય માત્ર વ્યક્તિની પૂજા નથી, ગુણની છે. વ્યક્તિનો આગ્રહ નથી, ગુણનો છે. ત્યાં વિશ્વના બધા તત્ત્વોને દાખલ થવાનો અવકાશ છે. એ સાધુ કેવો હોય ? એને આ સંસારના બધા ચકરાવાના મૂળ રૂપે આસક્તિ જ છે એવું જ્ઞાન હોય, સંસારચક્ર કેમ ફરે છે તેનું ભાન હોય. તે વિરલ પુરુષ પોતાના માર્ગમાં આવતા પ્રસંગોને એ સુખદ હોય કે દુઃખદ પણ તટસ્થભાવે હસતે મુખે સ્વીકારી લે. આવા સાધુને જૈન સાધુ કહેવાય.)

[૫] પણ જરા અને મૃત્યુના સપાટામાં સપડાયેલા અને તેથી હમેશાં મહામોહથી મૂંઝાઈ ગયેલા પુરુષો ધર્મના રહસ્યને જાણી શકતા નથી.

બુઢાપો અને મૃત્યુ આવતાં એ દશા રખે જતી રહેશે એ બીકથી પદાર્થ પ્રત્યેનો માત્ર મોહ જ નહિ પણ મહામોહ જાગે છે, અને મહામોહમાં પડી એ જીવાત્મા અક્રાંતિયાની જેમ પદાર્થના સ્વરૂપનો નહિ પણ પદાર્થનો જ ઉપભોગ કરવા મંડી પડે છે. આ જ સંસારના જીવોની વિહ્વળતાનું મૂળકારણ.

જ્યારે એ જીવાત્માને બુઢાપો, યુવાની અને મૃત્યુ એ બધી સ્થિતિઓ પોતાનું નહિ પણ પોતાના વેષ્ટન (દેહ)નું પરિવર્તન માત્ર છે, એવી તીવ્ર પ્રતીતિ થશે, અથવા બીજી રીતે કહીએ તો પોતાના શુદ્ધ ચૈતન્યમય અને અવિનાશી સ્વરૂપની તેને જ્યારે ઓળખાણ થશે, ત્યારે એ પદાર્થો પ્રત્યે ઉપયોગ કરવા છતાં સહેજે નિરાસક્ત રહી શકશે. આવી સ્થિતિ એ જ ધર્મના વાસ્તવિક રહસ્યવેત્તા સાધકની સ્થિતિ છે એમ જાણો.

દેહ અને આત્માની ભિન્નતાના સાચા જ્ઞાનના અભાવથી મહામોહ થઈ જે વ્યાકુળતા જન્મે છે, તે વ્યાકુળતાનું રહસ્ય જાણ્યા વિના અંત નથી. માટે એ રહસ્ય સમજીને સંયમમાર્ગમાં પ્રવેશાય તો જ એ સંયમ વિકાસનો સંપૂર્ણ સાધક નીવડે.

[૬] (આ સંસારમાં મોહ એ જ વિહ્વળતાનું કારણ છે માટે એવાં ) વિહ્વળ પ્રાણીઓને જોઈને મુનિ સાવધાનતાથી સંયમમાં પ્રવર્તમાન થાય.

[૭] હે બુદ્ધિમાન્ મુનિ! ( મોહથી ભાવનિદ્રા અને તેથી ઉત્પન્ન થતું દુઃખ ) એવું જાણીને તું વિહ્વળ થવાની ઇચ્છા ન કરીશ ( અર્થાત્ કે સાવધાન રહેજે ).

**નોંધઃ**—મહામોહના કારણે જે વિહ્વળતા જન્મે છે તેનું મૂળ કારણ દેહ અને આત્માની ભિન્નતાનું અજ્ઞાન છે, એ વાત સમજીને સાધકે સંયમમાર્ગમાં પ્રવર્તમાન થવું ઘટે, અને એવો સાધક જ સંયમના રહસ્યને સમજી શકે એવું ઉપરના સૂત્રમાં પ્રતિપાદન છે. અનુભવ પણ એમ જ કહે છે કે જ્યાં સુધી આત્માના વિશુદ્ધ સ્વરૂપની પ્રતીતિ ન થાય ત્યાં સુધી સહજસંયમની જાગૃતિ થતી નથી, અને સંયમની સહજસ્ફુરણા વિના જે સંયમ દેખાય છે તે સંયમ આત્મવિકાસમાં સીધી રીતે સાધક નીવડી શકતો નથી.

[૮] હે જંબૂ ! શાણા સાધકે સઘળાં દુઃખ આરંભથી થાય છે એમ જાણી જાગૃત થવું, કારણ કે પ્રમાદી અને માયાવી (કષાયવંત) પ્રાણી વારંવાર ગર્ભમાં આવી જન્મમૃત્યુના ચક્રમાં પડે છે. પણ જે સાધક જન્મ-મૃત્યુથી ડરીને શબ્દાદિ વિષયોમાં રાગદ્વેષ ન ધરતાં સરળ (સમભાવી) થઈને વર્તે છે તે ખરેખર મૃત્યુના ભયથી મુક્ત થાય છે.

**નોંધ**—જે ક્રિયા પ્રમાદ અને કષાયથી જન્મે તે ક્રિયા જ આરંભ ગણાય. વૃત્તિને જોયા વગર માત્ર ક્રિયા ઉપરથી જો આરંભનું માપ કઢાય, તો તે બરાબર નથી એવો અહીં આશય છે.

વિષયોનું ખેંચાણ પણ એ પ્રમાદ અને કષાયના કારણે જ છે, જોકે કદીકદી એ વિષય :(ચિત્તવિકારજન્ય) દેહભાવમે લઈને ક્ષણિક સુખ જન્માવે છે ખરો. પરંતુ એ સુખનું પરિણામ તો ક્ષયકર જ છે. જડના ગાઢ સંસર્ગથી એ જડજન્ય સુખ તરફનું આકર્ષણ કુદરતી રીતે રહે છે, તે આકર્ષણથી આરંભાદિ પાપક્રિયાઓ થાય છે. અને એ જડજન્ય સુખમાં તૃપ્તિ ન મળતાં જીવન લંબાવવાની ઝંખના ઉગ્ર સ્વરૂપે કાયમ રહે છે. એથીજ મૃત્યુનો ભય છે. આ રીતે મૃત્યુને તે જ સુખે ભેટી શકે છે, કે જે મૃત્યુના સ્વરૂપને અને સાંસારિક પદાર્થોના સંબંધને યથાર્થ જાણે છે; અને જે મૃત્યુના સ્વરૂપને જાણે છે તે જ મૃત્યુના ભયથી નિર્ભય બને છે અને જન્મમૃત્યુથી મુકાય છે.

[૯] જે પુરુષો પર (વિષયાસક્તિ)થી થતાં દુઃખોને જાણે છે, તે વીર પુરુષો આત્મસંયમ જાળવીને વિષયો સાથે નહિ ફસાતાં પાપકર્મોથી દૂર રહે છે.

**નોંધ**—જ્ઞાન એટલે સ્વભાવ અને પરભાવની ભિન્નતાનું ભાન. અને એવા સાચા જ્ઞાન વગર સાચો વૈરાગ્ય જાગતો નથી, અને સાચા વૈરાગ્ય વગરનો ત્યાગ પાપકર્મોથી બચાવી શકતો નથી, એમ કહેવાનો સૂત્રકારનો આશય દેખાય છે.

[૧૦] જે વિષયોપભોગના અનુષ્ઠાનને શસ્ત્રરૂપે જાણે છે તે અશસ્ત્ર (સંયમ)ને જાણે છે, અને જે સંયમને જાણે છે તે વિષયોપભોગના અનુષ્ઠાનને શસ્ત્રરૂપે જાણે છે.

**નોંધ:**—વિષયોપભોગજન્ય સુખનો અનુભવ એટલે આત્માનું પતન. આથી વિષયાસક્તિ, પછી તે ગમે તે ઇંદ્રિયનો વિષય હોય, એ આત્માને હણવાનું શસ્ત્ર છે. તેને જે યથાર્થ સમજે છે, તે જ સંયમને આરાધે છે અને સંયમનો સાચો આરાધક હોય છે; તે જ વિષયાસક્તિથી પર રહી શકે છે. એટલે કે વિષયાસક્તિ જ ભવભ્રમણનું કારણ છે, વિષયો નહિ. આ ઉપરથી એમ ફલિત થયું કે વિષયાસક્તિ અને સંયમ એ બન્ને એકીસાથે રહી શકતાં નથી.

[૧૧] હે જંબૂ! અકર્મા સાધકને સંસારસંબંધ રહેતો નથી. કર્મથી જ સઘળી ઉપાધિઓ જન્મે છે.

**નોંધ:**—આધ્યાત્મિક શબ્દોની પરિભાષામાં અનેક શબ્દોના સંબંધમાં ખૂબ જ ગોટાળો થતો આવ્યો છે અને થાય છે. ઉપરના સૂત્રમાં જો સ્પષ્ટતા કરવામાં ન આવે તો કર્મ શબ્દ સંબંધમાં તેમ જ થાય. આસક્તિથી જન્મતી ક્રિયા એ જ કર્મ અને નિરાસક્તિથી થતી ક્રિયા એ જ ધર્મ. આથી જ જૈનદર્શનમાં ધર્મની વ્યાખ્યા પણ 'વસ્તુનો સ્વભાવ એ જ ધર્મ' એ રીતની છે, અને આ રહસ્યનો વેત્તા સાધક જ સંયમી છે એમ પણ ઉપરના સૂત્રમાં સૂત્રકાર સ્પષ્ટ વદ્યા છે. હવે અકર્મા શબ્દ મૂકીને એમ કહેવા માગે છે કે જે અકર્મા એટલે કે નિરાસક્ત હોય છે તેને સંસારનો સંબંધ સ્વાભાવિકતયા રહેતો જ નથી.

સંસાર એટલે આસક્તિપૂર્ણ વ્યવહાર. માટે જ તેનો સંબંધ ઉપાધિમય હોય એ સ્વાભાવિક છે; અને તેથી સૂત્રકાર મહાત્મા પણ તે જ વદે છે કે કર્મથી એટલે કે આસક્તિપૂર્ણ ક્રિયાથી જ ઉપાધિઓ જન્મે છે.

સામાન્ય રીતે આવાં રહસ્યપૂર્ણ અને સ્યાદ્વાદથી છલોછલ સૂત્રો જો આપણે તે સમયની પરિસ્થિતિને અનુલક્ષીને ઉચ્ચારાયેલાં સમજીને તેના અર્થોનો ઉકેલ ન લાવીએ તો અર્થને બદલે કેટલીક વાર અનર્થ જ થાય.

આ જ સૂત્રમાં રહેલા કર્મ શબ્દનો કેવળ ક્રિયા એટલો અર્થ જ કાઢીએ તો ક્રિયાથી છૂટેલાને સંસારનો વ્યવહાર રહેતો નથી એમ અર્થ નીકળે અને જો એ જ અર્થ નીકળે તો ઠેઠ મુક્ત થયા સિવાયનો કોઈ પણ એવો જીવાત્મા ન નીકળે કે જે ક્રિયાત્મક ન હોય. અને મુક્ત દશા એટલે તો સિદ્ધ

દશા. આ દશા માટે તો પ્રયોગ જ ન હોઈ શકે. એટલે સૂત્રમાં અકર્માનો અર્થ નિરાસક્ત સાધક જ સમુચિત રીતે ઘટે છે અને આગળ આવતાં સૂત્રો તે જ અર્થ અહીં પ્રસ્તુત છે એમ સ્પષ્ટ કરે છે.

[૧૨] આ રીતે સાધક, કર્મનું યથાર્થ સ્વરૂપ જાણીને અને હિંસકવૃત્તિને કર્મનું મૂળ સમજીને તેનાથી દૂર રહે.

**નોંધ:**—આસક્તિપૂર્વકની ક્રિયા એ કર્મ છે, અને આસક્તિવાળી વૃત્તિ એ કર્મનું મૂળ છે. એટલે કે જે ક્રિયામાં હિંસકવૃત્તિ કે આસક્તિ હોય તે જ ક્રિયા અત્રર્મરૂપે પરિણમે છે. અને તીવ્ર કર્મબંધન કરે છે. એવો આ સૂત્રમાં આશય છે. કર્મ શબ્દના આગળ કરેલા અર્થનું આ સૂત્ર આ રીતે વધુ સમર્થન કરે છે.

[૧૩] આ બધું સ્વરૂપ વિચારી ( કર્મથી દૂર થવાના ) સર્વ ઉપાયો ગ્રહણ કરી શાણો સાધક રાગ અને દ્વેષ એ બન્નેનો મૂળમાંથી પરિહાર કરે.

**નોંધ:**—વિષયો અને વિષયો તરફ ઢળતી વૃત્તિ, પદાર્થો અને તેને ભોગવવાની કંખના એ બધાનાં ભેદોનું રહસ્ય જાણી આસક્તિવાળી વૃત્તિ કે જેથી રાગ અને દ્વેષ જન્મી સંસારને વધારે છે તે તરફ ખૂબ સાવધાન રહેવું ઘટે.

[૧૪] કારણ કે બુદ્ધિમાન સાધક સમજે છે કે રાગ અને દ્વેષ એ બન્નેય અહિતકર છે. સંસારના લોકો તેનાથી જ દુઃખમય દેખાય છે. પ્રત્યેક સાધકે આવું સમજીને જ લોકસંજ્ઞાથી દૂર રહી સંયમમાં પરિક્રમણ કરવું ઘટે.

**નોંધ:**—જ્યાં રાગ દેખાય છે ત્યાં દ્વેષ છે જ એમ માનવું. કારણ કે રાગ અને દ્વેષ બન્નેનું ઉત્પત્તિસ્થાન એક જ છે. જ્યાં રાગદ્વેષ છે ત્યાં સંસાર છે જ, અને સંસાર છે ત્યાં દુઃખ પણ છે જ. હૃદય સાથે આટલો નિશ્ચય થયા પછી દુઃખથી આત્યંતિક નિવૃત્તિ ઇચ્છનાર સાધક લોકોની પ્રવૃત્તિ તરફ ન ઢળતા કે સ્વપર પ્રત્યે મોહ, વાસના કે રાગ ન ધરતા કેવળ પ્રેમમય જીવન બનાવે. સત્ય પ્રત્યેનો પ્રેમ જાગ્યા પછી અનુકંપા, સંયમ, ત્યાગ, અર્પણતા અને નિર્ભયતા એ બધું ક્રમશઃ જન્મે છે જ.

## ઉપસંહાર

દુઃખનું કારણ અજ્ઞાન છે. સ્વ અને પરની ભેદબુદ્ધિનો વિવેક એ જ્ઞાન છે. અને આવો જ્ઞાની આસક્તિ એ જ દુઃખનું કારણ છે એમ જાણી નિરાસક્તિ કેળવવા માટે સંયમને આરાધે છે.

એમ કહું છું.

શીતોષ્ણીય અધ્યયનનો પ્રથમ ઉદ્દેશક સમાપ્ત થયો.

## દ્વિતીય ઉદ્દેશક

### ત્યાગમાર્ગની આવશ્યકતા

ક્યો માર્ગ ગ્રહણ કરવાથી વિભાવિકતા ટળે? તેના પ્રત્યુત્તરમાં હવે સૂત્રકાર ત્યાગમાર્ગની આવશ્યકતા સમજાવે છે. વ્રતોની આમાં વિચારણા સહેજે સમજાય છે. પહેલા સૂત્રમાં અહિંસા શા માટે એ બતાવ્યું છે. કોઈ પણ સાધક કે જે વિશ્વનું એક અંગ છે, તે પ્રમત્ત બની વિશ્વનાં બીજાં કોઈ પણ પ્રાણીને પીડીને પોતાનો વિકાસ ન સાધી શકે. જે સુખ પોતે વાંચ્છે છે તે બીજાને પણ જોઈએ છે. બીજાને દુઃખે પોતાનું સુખ ન સાધી શકાય, આમાં વ્યક્તિ અને સમાજનો શું સંબંધ છે તેનું આબેહૂબ બયાન છે.

વ્યક્તિના વિકાસમાં સમાજનું પણ હિત છે જ, પછી તે પ્રત્યક્ષ હોય કે પરોક્ષ હોય! કારણ કે વ્યક્તિત્વની પરાકાષ્ઠા સુધી વ્યક્તિ અને વિશ્વનો સંબંધ રહે જ છે. આ વાતની —એટલે કે વિશ્વબન્ધુત્વભાવભર્યા અહિંસાના ઊંડા સિદ્ધાંતની—ઉપેક્ષા કરીને કોઈ ગૃહસ્થ કે ત્યાગી સાધક પોતાનો વિકાસ ન સાધી શકે.

સંસારના જીવોને સુખ પ્રિય છે—એમ વિચાર કરી તું તેવું તારું વ્રત ન બનાવ. બંધનથી મુક્ત થવાનો આ એક ઉત્તમ માર્ગ છે. એમ જાણીને તત્ત્વદર્શી સાધક પાપકર્મ ( હિંસા ) કરતો નથી.

**નોંધઃ**—(જન્મ અને જરાના દુઃખનું નિરીક્ષણ એટલે કે કર્મના અવિચળ સિદ્ધાંતનું નિરીક્ષણ. જે ક્રિયારૂપે પરિણમે છે તેનું પરિણામ તે ક્રિયાના કર્તાને અવશ્ય ભોગવવું પડે છે; અને તે કર્મને લઈને જ જન્મ, જરા એટલે કે સંસારપરિભ્રમણ છે. તે વાતને સમજવી અને ઉપયોગમય જીવન બનાવવું. પોતાના સાચા સુખને મેળવવાની ચાવી અહિંસક વૃત્તિ અને અહિંસક વર્તનમા છે. આ રીતે અહિંસા એ સત્યાર્થીનું સાધન બની રહે છે.)

[૨] વળી હે મુનિ સાધક ! જેઓ જીવહિંસાદિ આરંભ અને ગાઢ પરિગ્રહાદિના કાદવમાં જીવનારા અને આ લોક તથા પરલોકમાં માત્ર કામભોગ પ્રાપ્ત કરવાની લાલસાવાળા છે, તેઓ લાલસાદ્વારા કર્મમળને એકઠો કરે છે અને કર્મમળને લઈને વારંવાર ગર્ભમાં ગમન કરે છે. માટે તેની જાળમાં તું ફસા મા.

**નોંધઃ**—અહીં આ લોક અને પરલોકમાં કામભોગો મળવાથી સુખની પ્રાપ્તિ થાય છે એવી ખોટી સમજણ ઉપરથી કામભોગો મેળવવાની લાલસા રાખતા જીવો અનેક પ્રકારના હિંસાદિ આરંભ કરે છે એ વાત તો સ્પષ્ટ છે જ; પણ જે લાલસાના પોષણ માટે પ્રાણી જાતની હિંસામાં પણ યજ્ઞ કે કર્મકાંડને નામે ધર્મના ઇજારદારો જે ધર્મ બતાવે છે, પારલૌકિક સુખની લાલચ આપે છે તેની અવાસ્તવિકતા સિદ્ધ કરીને સૂત્રકાર કહેવા માંગે છે કે:-જીવાત્માની સાથે પરલોકમાં ક્રિયા કે ક્રિયાનું ફળ નથી આવતું, પણ ક્રિયા કરતી વખતે કે ક્રિયા કર્યા પછી જે સંસ્કારો વૃત્તિ ઉપર સ્થાપિત થાય છે, તે જીવાત્મા સાથે રહેલો સંસ્કારોનો સમૂહ જ આવે છે; અને તેને આપણે કર્મ તરીકે ઓળખીએ છીએ.

[૩] વળી અજ્ઞાની અને કામગુણોમાં આસક્ત પુરુષો હાસ્યવિનોદ ખાતર બીજાનો પ્રાણ હરી લેવાની ચેષ્ટા કરી નાખે છે, તેથી એવા બાળજીવો સાથે સોબત ન કરવી. કારણ કે તેમ કરવાથી પરિણામે અનેક જાતની ઉપાધિ (ખરાબી) ઉત્પન્ન થાય છે.

**નોંધઃ**—પ્રમાદ અને આસક્તિ જ હિંસાનું મૂળ છે. પ્રમાદી કે આસક્ત બને તેવી ક્રિયા કરતાં પણ કર્મબંધન કરવાનો જ, એવો અહીં આશય છે. કારણ કે આસક્તિને પોષવાથી ચૈતન્યમય અંશોમાં જડતા ભળે છે. જડતા વધવાથી નિર્દયતા વધે છે, વૃત્તિ કઠોર થાય છે, બીજાના પ્રાણના ભોગે પણ તેને મજા સૂઝે છે અને બીજાના દુઃખમાં પણ તે આનંદ જુએ છે. એવા ક્રૂર મનુષ્યો જ્ઞાનીની દૃષ્ટિએ બાળ ગણાય છે. તેમના સંગથી પોતાના દોષો સાધકને સાધનામાર્ગમાં સ્થિર ન થવા દે, એવો સંભવ ગણાય. કારણ કે આંદોલનોની અસર વ્યાપક હોય છે, માટે દુષ્ટ આંદોલનોથી સાધકે બચતા રહેવું ઘટે.

[૪] આથી ખરો તત્ત્વદર્શી સાધક પોતાના પરમધ્યેયને અનુસરીને આવા અપાયોથી ( બાધક કારણોથી ) ચેતતો રહી પાપ-કર્મ કરતો નથી.

[૫] પણ હે ધીર પુરુષો ! તમે મૂળકર્મ તથા અગ્રકર્મના ભેદને વિવેકબુદ્ધિથી સમજજો. એમ કરવાથી કર્મોના પરિચ્છેદને અનુભવી તમે સહજ નિષ્કર્મદર્શી—નિષ્કર્મા બની જશો.

**નોંધઃ**—પાપકર્મ શબ્દથી પાપક્રિયા એટલો જ પરિમિત અર્થ ઘટાવ-વાનો સામાન્ય રીતે સ્વભાવ થઈ પડે છે, એટલા ખાતર સૂત્રકાર મહાત્મા પોતે જ પાપકર્મની વાસ્તવિક વ્યાખ્યા સમજાવવા કહે છે, કે "કર્મો બે પ્રકારના છેઃ મૂળ કર્મ અને અગ્રકર્મ."

કેટલીક વખત ક્રિયા પરથી જ ધર્મ કે અધર્મની વ્યાખ્યા બાંધી લેવાની હોય છે. સૂત્રકાર અહીં કહે છે કે તેમ નથી. ક્રિયા પોતે એકાંતધર્મ કે અધર્મયુક્ત નથી. ((૧) જે ક્રિયા પાછળ આસક્તિ હોય છે તે જ મૂળકર્મ એટલે મોહનીય કર્મ—મૂળિયાવાળી આસક્તિપૂર્વકની ક્રિયા; (૨) અને અગ્ર-કર્મ એટલે મોહનીયથી ઇતર કર્મો કે જે ક્રિયા પોતે ભલે શુભ કે અશુભરૂપે દેખાતી હોય, પરંતુ જેની પાછળ આસક્તિ ન હોય; તે મૂળિયાવાળી નહિ, પણ કેવળ અગ્ર એટલે ટોચવાળી ક્રિયા કહેવાય. આવી ક્રિયાઓ જ્યાં સુધી સાધક-જીવન છે ત્યાં સુધી રહેવાની જ; પણ તેમની પાછળ આસક્તિ નહિ હોવાથી તેવી અગ્રકર્મવાળી ક્રિયાઓમાં આત્મવિકાસ રૂંધાતો નથી, એટલું જ નહિ પણ તેવી ક્રિયાઓને લીધે બંધાતા કર્મોનો અંત પણ શીઘ્ર આણી શકાય છે.)
એવા ભેદજ્ઞાનના અનુભવ પછી જ સાધક વિધિનિષેધોના રહસ્યને ઉકેલી શકે

છે, અને નિરાસક્ત બની શકે છે. કર્મોના ઊંડા ભેદને સમજ્યા વગર નિરાસક્તિ અસંભવનીય છે. પણ એ નિરાસક્તિ લોકસંસર્ગ અને પદાર્થોના સંગમાં રહીને કેળવવી એ કંઈ ઉત્સર્ગમાર્ગ નથી; પણ અપવાદમાર્ગ છે. એ અપવાદમાર્ગે કયો સાધક જઈ શકે છે તે આગળના સૂત્રમાં સમજાવે છે.

[૬] આ રીતે કર્મભેદનો જ્ઞાતા તે સાધક મરણથી મુકાય છે. જેને (સંસારના) ભયનું પણ સંપૂર્ણ ભાન થઈ ચૂક્યું છે, તે મોક્ષનો દ્રષ્ટા બની લોકમાં રહેવા છતાં એકાંત—રાગદ્વેષરહિત સમભાવે જીવી, શાંત, સમિતિ (ઉપયોગ)વંત, જ્ઞાનવંત અને સદા પુરુષાર્થી બની, કાળની પરવા ન કરતાં વીરતાપૂર્વક આગળ ધપે છે.

નોંધઃ—આવો કર્મભેદનો જે જ્ઞાતા હોય છે તેના જીવનમાં સમભાવ, સંતોષ, ઉપયોગમયતા, વિવેકબુદ્ધિની જાગૃતિ અને સતત પુરુષાર્થ વગેરે ગુણો સહજ વણાઈ ગયા હોય છે. અને તે જ પદાર્થોના સંગમાં રહેવા છતાં પણ નિરાસક્ત રહી શકે. એની એક પણ ક્ષણ આત્મલક્ષવિહોણી ન હોય. એની એક પણ ક્રિયા કુદરતના નિયમથી વિરુદ્ધ ન હોય. એને જીવન અને મૃત્યુ બન્ને દશા સમાન હોય. આ બધું હું જ કરું છું એવું સ્વપ્નમાંયે ભાન ન હોય. એવા નિરાસક્ત પુરુષનું આખુંયે જીવન કુદરતના નિયમોને અધીન થઈ વહેતું હોય અને એવો પુરુષ જ વિષયોના સંગમાં હોવા છતાંયે વીરતાપૂર્વક આગળ વધી શકે છે.

[૭] (અહો સાધકો! આ સાધનામાર્ગમાં આગળ ધપતાં તમને વૃત્તિ ડગે તો?) પૂર્વે પાપકર્મ બહુ કર્યાં છે તેમ માની હવે તમે સત્યમાર્ગ પર વધુ ને વધુ ધૈર્ય ધારણ કરો. સંયમમાં લીન રહેલા બુદ્ધિમાન સાધકો બધાં (પૂર્વકૃત અને પશ્ચાત્કૃત) દુષ્ટ કર્મોનો નાશ કરી નાખે છે.

નોંધઃ—છઠ્ઠા સૂત્રમાં સદુપયોગી એવો જ્ઞાનયોગી સંગમાં પણ નિર્લેપ રહી શકે છે તે વાત કહી. એટલે કે જ્ઞાનયોગ પછી જ્ઞાનમાર્ગ અને ત્યાગમાર્ગ તથા ત્યાગમાર્ગ પછી નિરાસક્તિની જે ક્રમિક ભૂમિકાઓ છે, તેને બદલે જ્ઞાનમાર્ગથી જ નિરાસક્તિની નવીન શ્રેણી બતાવી. હવે આ સૂત્રમાં કહે છે કે જેના પૂર્વઅધ્યાસો ગાઢ હોઈ લાલસા અને વાસનાના સંસ્કારો જાગૃત થવાને

પૂરે છે. હિંસા પણ આવા કારણોથી જન્મે છે. અહિંસા એ વિકાસનું મૂળ છે, એથી એટલે અંશે ત્યાગની આવશ્યકતાની વધુ પુષ્ટિ કરે છે; અને કહે છે કે ચાળણીમાં જેમ નીર ભરાતું નથી તેમ સુખાભાસમાં સુખ કલ્પવાની આશા પણ પૂરી શકાતી નથી.

[૯] લોભવશ તેવાં કર્મો કરીને પણ આખરે (ભાન થતાં તે માર્ગને છોડી) કેટલાયે સાધક જીવો પછીથી સંયમમાર્ગમાં ઉદ્યમવંત થયા છે. (તેનાં અનેક દૃષ્ટાંતો છે.) માટે જ જે જ્ઞાની સાધકે એકવાર ભોગની વાંછના તથા અસત્યાદિ દોષોનો ત્યાગ કર્યો છે તે સાધક (અનેક પ્રકારનાં પ્રલોભન મળવા છતાં) મળેલા ભોગોને નિઃસાર જાણીને ફરીથી સેવવાની (સ્વપ્નમાંયે) ઇચ્છા કરે નહિ.

નોંધઃ—સાચા સુખની પ્રાપ્તિ માટે ત્યાગમાર્ગ એ રાજમાર્ગ છે. જેણે બાહ્ય પદાર્થોમાં સુખ માન્યું હતું તેવા અનેકોને પણ સુખપ્રાપ્તિ માટે એ સ્વીકારવો પડ્યો છે એમ કહીને અહીં એનું વધુ પ્રતિપાદન કરે છે.

જૈનદર્શન કહે છે કેઃ—ભરત વગેરે અનેક ચક્રવર્તીઓ છ ખંડના અધિપતિઓ હતા, તોપણ તેમાં તેમને આત્મસંતોષ મળ્યો નહિ, અને તેઓ તૃષ્ણાની બેડીને તોડી આખરે મુક્ત થયા ત્યારે જ સુખના અધિકારી બન્યા. આવો જેનો નિશ્ચય છે તે કામભોગોની સામગ્રીમાં હોવા છતાં અલિપ્ત રહેવા પ્રયત્ન સેવે છે. અને તે છૂટ્યા પછી તો કદી તેમની તરફ દૃષ્ટિ સુધ્ધાં ફેરવતા નથી, કારણ કે તેમને અનંત જ્ઞાની જનોના અને પોતાના અનુભવ પરથી તેનું સ્વરૂપ યથાર્થ સમજાઈ ગયું છે.

[૧૦-૧૧] પ્રિય સાધકો! સંસારના પ્રત્યેક પ્રાણીને જન્મ અને મરણ લાગુ પડ્યાં છે (પછી તે દેવ હો કે પશુ પ્રાણી હો!). એમ જાણી સંયમમાર્ગને અંગીકાર કરો. અર્થાત્ કે કોઈ પણ જીવને ન દૂભવો, અન્યદ્વારા ન દુભાવો, અને જે કોઈ દૂભવે તેને અનુમોદન ન આપો.

[૧૨] અને સ્ત્રીઆદિમાં આસક્તિ ન લાવતાં વાસનાજન્ય સુખ (સુખાભાસ)ને ધિક્કારો (ન ઇચ્છો). તેમજ જ્ઞાન, સંયમ ઇત્યાદિ ગુણો પ્રાપ્ત કરીને પાપકર્મોથી હંમેશાં દૂર રહો.

[૧૩] વળી હે પરાક્રમી સાધકો ! ક્રોધ અને ક્રોધના કારણરૂપ અહંકારને પણ હણી નાખો, અને લોભથી પણ અતિદુખથી ભરેના નરક જેવી અધમગતિમા જવુ પડશે તેમ સમજી હે મોક્ષાર્થી સાધકો ! હિંસકવૃત્તિથી દૂર રહી શોકસતાપ ન કરો

[૧૪] તેમજ હે ધીર સાધકો ! ( બાહ્ય અને આતરિક ) પરિગ્રહને અહિતકર્તા જાણીને તેને તુરત જ દૂર કરો અને આ સસાર ( વિષયવાસ્નારૂપ )ના પ્રવાહને પણ અહિતકર જાણીને ઇંદ્રિયોને કાબૂમા લાવવાનો પ્રયત્ન કરો આ મનુષ્યજીવન જેવા ઉચ્ચ જીવન પર અને સાધકની ભૂમિકા સુધીના ઉચ્ચપદ પર તમે આવી પહોચ્યા છો, તો કોઈ પણ નાના કે મોટા પ્રાણીઓના પ્રાણને ન દૂભવો આ પ્રમાણે સમસ્ત લોકનુ કલ્યાણ ઇચ્છનાર શ્રવણભગવાન મહાવીર સાધકોને સબોધીને બોલ્યા હતા તે જ વસ્તુ હે પ્રિય જબૂ ! હુ તને સ્પષ્ટ રૂપે કહું છુ.

**નોંધ** —પહેલાના નવ સૂત્રોમા ત્યાગની આવશ્યકતા અને અનિવાર્યતાના સબધમા શાસ્ત્રકારે કહ્યા પછી ત્યાગી કેવા હોય, સયમીનુ જીવન કેવુ હોય, વગેરેનુ ૧૦ થી ૧૪ સૂત્રમા નિરૂપણ કર્યું છે એમા સત્યને ધ્યેય રૂપ બનાવી સયમ આરાધવા કહે છે અને એ સયમ એટલે ત્યાગમાર્ગમા જવા પહેલાની સ્થિતિ અને એમાયે અહિંસાનુ સર્વોત્કૃષ્ટ સ્થાન વગેરે સ્વરૂપ બતાવ્યુ છે

તેમજ સ્ત્રીઆદિમા આસક્તિ ન લાવવાનુ કહી વાસનાજન્ય સુખોનો વિરોધ કરતા સૂત્રકારે બ્રહ્મચર્યનુ નિરૂપણ કર્યું છે, અને છેવટે સયમમા આ પારો પણ જે પરિગ્રહની વૃત્તિ હતી તેનો પરિહાર, એટલે કે આતરિક, વાસનાનો ત્યાગ કરવા અને એ ત્યાગમાર્ગમા સ્વાદાદિ વિષયો તરફ જતી ઇંદ્રિયો પર જય કરવાની વ્યવહારુ સાધના બતાવી છે

## ઉપસંહાર

આ પ્રમાણે સત્યલક્ષીપણુ, અહિંસા, બ્રહ્મચર્ય, અપરિગ્રહ અને ઇંદ્રિય જય એ ચારે મુખ્ય વ્રતોના પાલનની આવશ્યકતાનો ઉદ્દેશ બહુ સુદર રીતે સમજાવવામા આવ્યો છે

એમ કહુ છુ

શીતોષ્ણીય અધ્યયનનો દ્વિતીય ઉદ્દેશ સમાપ્ત થયો.

## તૃતીય ઉદ્દેશક

### સાવધાનતા

આ અધ્યયનના પ્રથમ ઉદ્દેશકમાં સંયમ અને ચિત્તવૃત્તિનો સંબંધ સમજાવી સુખ અને દુઃખ એ બન્ને લાગણીથી પર એવા કોઈ ( આનંદના ) સંવેદનનો સાચો માર્ગ દર્શાવ્યો, અને બીજા ઉદ્દેશકમાં આસક્તિથી વિરામ પામવા માટે ત્યાગમાર્ગની આવશ્યકતા અને ત્યાગનું સ્વરૂપ આપ્યું. હવે સૂત્રકાર મહાત્મા ત્યાગ એટલે નિષ્ક્રિય રહેવાની દશા નથી, પરંતુ પળેપળે ઉપસ્થિત થતાં અનેક પ્રલોભનો અને સંકટો વચ્ચે માનસને સમતોલ રાખવાની અથવા તો સત્ક્રિયામાં જાગૃત રહેવાની ભૂમિકા છે એમ સમજાવી ત્યાગનો ગૂઢ ઉદ્દેશ આ ઉદ્દેશકમાં વધુ સ્પષ્ટ કરે છે.

સંકટ સહેવાં અને પાપકર્મ ન કરવાં, એટલે કેવળ નિષ્ક્રિય બનવાનું નથી. દેહને નિષ્ક્રિય રાખ્યું એમ માનીએ તોયે કંઈ મનથી નિષ્ક્રય રહેવાતું નથી. એટલે ત્યાં પણ સક્રિયતા તો છે જ. માટે અધર્મની ક્રિયા છોડી ધર્મક્રિયામાં રક્ત રહેવું જોઈએ. એક ક્ષણે એક જ ઉપયોગ હોય. અધર્મની ક્રિયા અને ધર્મક્રિયા એકીસાથે ન હોય. જ્યાં યોગ છે, ત્યાં પ્રવૃત્તિ તો છે જ. આથી નિર્વૃત્તિ એટલે નિષ્ક્રિયતા નહિ, પણ નિર્વૃત્તિ એટલે સત્પ્રવૃત્તિ.

## ગુરુદેવ બોલ્યા:—

[૧] હે જંબૂ! અવસર મળેલો જાણીને કોઈ પણ ત્યાગી પ્રમાદ ન કરે.

**નોંધ:**—પદાર્થોથી કે વિષયોથી વેગળા રહ્યા એટલે ત્યાગ થઈ ગયો, એવી ભ્રાન્તિ ઘણાખરા શાણા ગણાતા સાધકોમાં પણ પ્રવર્તતી હોય છે. સૂત્રકાર મહાત્મા અહીં એ ભેદ ટાળી નાખે છે અને સમજાવે છે કે પદાર્થોનો ત્યાગ એટલે કેવળ નિમિત્તોનો ત્યાગ. તે ત્યાગ ઉપાદાનની—સત્ત્વની સશુદ્ધિ અર્થે ઉપયોગી નીવડે એટલા માટે છે. તેથી હવે તો સાધનાનો ઉત્તમ અવસર મળેલો જાણી ઊલટું બેવડી રીતે જાગૃત રહેવું ઘટે, એટલે કે ક્ષણ પણ પ્રમાદ ન કરવો ઘટે.

પ્રવૃત્તિમાનને નિષ્ક્રિયતા તેટલી નથી પીડતી, જેટલી નિવૃત્તિમાનને પીડે છે. સર્વત્ર નિર્વૃત્તિને ઇચ્છતો સાધક જો ઇંદ્રિયો અને ચિત્ત પર સાવધાની ન રાખે તો પૂર્વની અધ્યાસેલી અને બીજરૂપે રહેલી વાસનાઓને તે બમણા જોરથી બહાર લાવે છે. એટલે નિવૃત્ત સાધકને ચિત્તના ધર્મો પર ખૂબ જ લક્ષ્ય રાખવું રહ્યું. અનુભવ પણ એમ જ કહે છે કે જે સાધકો પદાર્થત્યાગને ત્યાગ કલ્પી ગાફેલ રહ્યા છે—પ્રમત્ત થયા છે તેઓને પસ્તાવું જ પડયું છે. પદાર્થો—વિષયોનો ત્યાગ એટલે ત્યાગનો સંકલ્પ જમાવવો તે. સંકલ્પબળ પછીની સાધનાથી સહજત્યાગ પર જવું એ જ ત્યાગની સિદ્ધિ ગણાય.

[૨] તેમજ જેમ પોતા તરફ જુએ છે, તેમ બીજા તરફ જુએ. એ દૃષ્ટિ પ્રાપ્ત કર્યા પછી એ ન કોઈને હણે કે ન અન્યદ્વારા કોઈને હણાવે.

**નોંધ:**—અહીં જે અહિંસાનું પ્રતિપાદન છે તે અહિંસા વિશ્વૈક્યના અર્થમાં છે. ત્યાગી સાધક આત્મવત્ સર્વને જુએ એટલે કે ત્યાગીના માનસની ઊંડાણમાં પણ કોઈએ વ્યક્તિપરત્વે દ્વેષ, તિરસ્કાર કે ઘૃણા ન હોય એટલું જ નહિ; પરંતુ આ મારાથી અધમ છે, હલકો છે, અલ્પગુણી છે એવીયે ભાવના ન હોય. ત્યાગ એટલે એક નાનીશી નિર્ઝરિણીનું વિશ્વના મહાસાગરમાં મળી જવું તે, પોતાના વ્યક્તિત્વનું વિશ્વના વ્યક્તિત્વમાં સમર્પણ કરવું તે. પણ વ્યક્તિત્વ જાગ્યા વિના વ્યક્તિત્વનું સમર્પણ પણ ન સંભવે! એટલે પ્રથમ વ્યક્તિત્વ વિકસે, અને પછી સમર્પણ થાય.

વિશ્વત્વમાં વ્યક્તિત્વને સમર્પી દેવાનો પુરુષાર્થ એ ત્યાગીની સાધના. જેમ નિર્ઝરિણી સાગરમાં મળી ગયા પછી પોતાની સ્વાદિષ્ટતાના રોચક ગુણનીયે અર્પણતા કરે છે, અને સ્વ અને પર જેવું એને કશું રહેતું નથી, તેમ ત્યાગી સાધક પદાર્થો પ્રત્યેની પોતાની માલિકી, મમત્વ, અહંત્વ ઇત્યાદિનો ત્યાગ કરી વિશ્વમાં અર્પણ કરે છે. અને ત્યા એ સમસ્ત ચૈતન્યો સાથે ચૈતન્યસ્વરૂપે એકતા અનુભવે છે. વ્યક્તિરૂપે ભિન્નભિન્ન હોવા છતા આ સ્વ અને આ પર એવી તેની ભેદબુદ્ધિ વિરમી જાય છે. હવે મહાસાગર જેવા મહાવિશ્વમા એક નાનું સરખું આંદોલન પણ તેને અજાણ્યું–અવેદ્ય નથી; એટલે જ એ વિશેષ જાગૃત રહે છે. વિશ્વની પ્રત્યેક ક્રિયા સાથે તેનો સુમેળ છે એમ એ વદે છે, એટલે જ તે મન, વાણી અને કર્મથી સત્યના પ્રયોગો કરી વિશ્વમાં મૂકે છે.

હવે તેને કોઈ પણ ચેષ્ટા વિશ્વથી ગુપ્ત રાખવાનું રહેતું નથી. જે પિંડે છે તે જ બ્રહ્માંડમાં છે, જે પોતામાં છે તેવું જ સર્વત્ર છે એવો એને અપરોક્ષ અનુભવ થવા માંડે છે. આ અપરોક્ષ અનુભવ એટલે અહિંસાની પરાકાષ્ઠાનો સહજ થતો અનુભવ.

[૩] આત્માર્થી શિષ્યે ગુરુદેવને સંબોધીને પૂછ્યું કે ગુરુદેવ! બીજાની કે પરસ્પરની શરમથી દબાઈને કે આસપાસના સંયોગોને અધીન બનીને કેટલાક સાધકો વૃત્તિમાં પાપ હોવા છતાં ક્રિયારૂપે પાપકર્મ કરતા દેખાતા નથી, તો તેને ત્યાગ કહી શકાય?

ગુરુદેવ બોલ્યાઃ પ્રિય શિષ્ય! ત્યાં તો સમતાની ઉપેક્ષા છે. જ્યાં લોકૈષણા છે, ત્યાં સમતા ટકે જ શી રીતે? કારણ કે સમભાવનો સંબંધ આત્મા સાથે છે માટે સાચો સાધક સમભાવથી જ આત્માને પ્રસન્ન રાખે.

**નોંધઃ**—વિશ્વ સાથેનું ઐક્ય એટલે यद्यपि शुद्धं लोकविरुद्धं नाकरणीयम् नाचरणीयम्। જગત શું કહે છે? કેમ ચાલે છે? તેની રાહેરાહે ચાલવામાં ડહાપણ છે એવી દૃષ્ટિ નહિ. જોકે કેટલાક ત્યાગી સાધકો પણ આવું માની પોતાનું ગાડું ગબડાવ્યે જાય છે. અને બાહ્ય રીતે એ પૂર્ણ ત્યાગી પણ દેખાય છે. છતાં બીજાની એટલે બીજા ગૃહસ્થોની શરમથી, પરસ્પરની એટલે સાધકોની પોતપોતામાં શરમ લાગવાથી રખે આ ક્રિયા જોઈ બીજાઓ મને નિંદશે, કે

મારી પૂજા કે પ્રતિષ્ઠામા ક્ષતિ પહોચશે, એવીએવી સમાજૈષણા કે લોકૈષણા ખાતર ડરીને જે પાપકર્મ નથી કરતા તેઓ આદર્શ ત્યાગી નથી. જ્યા સમતા છે. ત્યા જ ત્યાગ છે, જે ત્યાગમા નિર્ભયતા અને સ્વાભાવિકતા નથી તે ત્યાગ વિકાસમા ઉપયોગી નીવડતો નથી, એમ બતાવી સૂત્રકાર મહાત્મા સમભાવની સિદ્ધિ એ જ ત્યાગનુ ફળ છે, તેનુ આ સૂત્રમા સમજાવે છે.

ત્યાગથી પદાર્થો પ્રત્યે તિરસ્કાર ન જન્મે, ઘૃણાયે ન જન્મે, આવેશજન્ય કિંવા લાગણીજન્ય (માની લીધેલો) આનંદ પણ ન જન્મે, પરંતુ આત્માની સમતોલતા જાગે, અને આ સમતોલતા એ જ આત્માના સહજાનંદનો યથાર્થ અનુભવ.

[૪] માટે આવો જ્ઞાનવંત સાધક સમભાવ—આત્માના સમતોલપણાને પોતાનું સર્વોત્કૃષ્ટ ધ્યેય બનાવી કિંચિત્ પણ પ્રમાદ કદી ન કરે, અને આત્મરક્ષક તેમજ સદૈવ ધીર બની દેહને સંયમયાત્રાનુ વાહન અને સાધન સમજી તેનો ઉપયોગ કરે.

**નોંધ**—કેટલાક ત્યાગી અને તપસ્વીઓ જોકે સ્વેચ્છાએ જ કઠિન તપશ્ચર્યાઓથી કિંવા શુષ્કવૃત્તિથી પણ પ્રસન્નતા જાળવી જીવી રહ્યા હોય છે. પરંતુ શુદ્ધ ધ્યેય વિનાનુ એકાંત દેહદમન જીવનમા શુષ્કતા લાવી મૂકે છે. કિંવા વૃત્તિનો પ્રબળ પ્રત્યાઘાત થાય, તો અશ્રદ્ધા જન્માવે છે. ભગવાન બુદ્ધદેવ જેવા કેક ઘોર તપસ્વીઓએ અતિ દેહદમન શુષ્ક જેવાં નીવડ્યાનો અનુભવ જગતને ખોળે ધર્યો છે. એવું જ કંઈક સૂત્રકાર મહાત્મા અહીં સમજાવે છે. દેહપરનો વિલાસ જેમ આત્મઘાતક છે. તેમ દેહ તરફની બેદરકારી પણ જીવનરસને ચૂસનારી નીવડવાનો સંભવ છે. આથી સાધનામા આત્મરક્ષા અને ધૈર્ય બન્નેને સામે રાખી દેહરૂપી સાધન વ્યવસ્થિત, સુઘડ, નિયમબદ્ધ સંયમી અને કાર્યસાધક નીવડે તે રીતે તેને જાળવી રાખવું એ સાધનાનું એક ઉપયોગી અંગ છે. અમુક હદ સુધી શરીરબળ સાથે મનોબળનો પણ સંબંધ છે. એટલે શરીરની તદ્દન ઉપેક્ષા ન કરી શકાય. આ રીતે સાધ્ય-સાધકની યોગ્યતા અને સાધનનો સદુપયોગ એ ત્રિપુટીનુ આબેહૂબ વર્ણન આપ્યુ છે, અને એનો સમન્વય સાધવાનુ સૂચવ્યું છે.

[૫] સાધક અતિમોહક કે સામાન્ય સઘળાંયે રૂપોમાં વિરક્ત રહે—

**નોંધ**:—શરીરરક્ષા માટે ગોપભોગ એ આવશ્યક તત્ત્વ છે.

રસોપભોગ ઇંદ્રિયો અને વિષયોમાં છે એમ માની કોઈ રૂપ કે રસાદિ વિષયોમાં આકર્ષાતાં પહેલા આટલો વિચાર કરે તો સારું. આ સૂત્ર રચી સૂત્રકાર એમ કહેવા માંગે છે કે રૂપ પોતે સૌંદર્ય નથી પણ સૌંદર્યનું પ્રતિબિંબ છે. સૌંદર્ય એ કુદરતની જગદ્વ્યાપી બક્ષીસ છે, અને તે સહજ છે. પદાર્થમાત્રમા તે ખજાનો અખૂટ રીતે ભર્યો છે. પણ જેમ પદાર્થનું પદાર્થત્વ લૂંટાતું કે ખવાતું નથી, તેમ સૌંદર્ય એ કંઈ લૂંટવાની કે ખાવાની વસ્તુ નથી. સૌંદર્ય એ કેવળ નિરક્ષણીય—અનુભવનીય વસ્તુ છે. જેવી રીતે દેહછાયાને પકડવા માટે તેની પાછળ દોડતો મુસાફર જેમજેમ નાસે, તેમતેમ છાયા દૂર ને દૂર થતી રહે છે અને નિરાશા તથા શ્રમથી તે દુઃખિત થઈ જાય છે, તે જ રીતે રૂપમાંથી સૌંદર્ય લૂંટવાની લાલસાવાળા માનવીની દશા થાય છે. આથી જ આ સૂત્રમા સૂત્રકાર મહાત્મા કહે છે કે રૂપમાં રસોપભોગની પ્રાપ્તિ નથી. જે રીતે રૂપ તે જ રીતે ઇન્દ્રિયોના પ્રત્યેક વિષયના સંબંધમાં સમજવું. પણ રૂપ એ આંખનો વિષય છે, અને આંખ એ એક એવી ઇંદ્રિય છે કે તેની ગતિ અને ચપલતા અતિતીવ્ર હોય છે; તેનું આકર્ષણ પણ તેટલું જ ઉગ્ર અને તેને માટે નિમિત્તો પણ પળેપળે તેવાં અને તેટલાં જ મળતાં રહે છે. બીજી ઇંદ્રિયોને જે પ્રલોભનો સહજ નથી હોતાં તેવાં આંખને સહજ રીતે અને વિનાપ્રયત્ને પ્રાપ્ત થઈ પડે છે. બીજી ઇન્દ્રિયોના વેદન પછી પણ મનને તાત્કાલિક અસર પહોંચે જ તેવું કંઈ નિશ્ચિત નથી. પરંતુ આંખ તો સતત જાગૃત હોવાથી એક વસ્તુ જોઈ કે તુરત જ મનમાં તેનું પ્રતિબિંબ પડવાનું, ચિત્ત પર સંસ્કારો જમાવવાનું; અને એકવાર જ્યાં મનનો વેગ છૂટ્યો પછી તો ફરીફરી તે જ તરફ ખેંચી જવાનું. આથી અહીં આંખના વિષયરૂપે રૂપનો પ્રધાનપણે નિર્દેશ કર્યો છે. આ વસ્તુ આખું વિશ્વ વેદી રહ્યું છે; પણ જે જાગે છે તે જ જોઈ શકે છે, તે જ જાણી શકે છે. આવું જાણ્યા પછી બાહ્ય ખોખાં પર રાગ કેમ થશે? એટલે કે વિરાગ જ જન્મશે. આ ભાવનાથી થયેલો વૈરાગ્ય એનું નામ સહજવૈરાગ્ય.

[૬] એ રીતે આગતિ (આગમન) અને ગતિ (ગમન)નું સ્વરૂપ જાણીને (એટલે કે સંસારનું રહસ્ય સમજીને) જે મહાપુરુષોએ (આત્મસમતોલતાની) સાધનાદ્વારા રાગ અને દ્વેષ દૂર કર્યા છે, તે સમસ્ત લોકમાં કોઈથી પણ છેદીભેદી કે બાળી શકાશે નહિ. (છેદાવું, ભેદાવું કે બળવું એ માત્ર દેહધર્મ છે. અને તે દેહભાવથી

ઉત્પન્ન થાય છે. આત્મભાન થતાં દેહભાન જીર્ણ થાય છે, અને દેહ-ભાન નષ્ટ થતા દેહધર્મ આપોઆપ વિરમી જાય છે. તેવા ઉચ્ચ કોટિના સાધકને શસ્ત્રો છેદીભેદી શકતા નથી કે અગ્નિ બાળી પણ શકતો નથી.)

**નોંધ**—પૂર્વસૂત્રોમા લૌકિક વાસનાનુ વાસ્તવિક સ્વરૂપ દર્શાવ્યુ. આ સૂત્રમા આગમન અને ગમન શબ્દથી સસારસ્વરૂપ આપી કોઈ પણ ઋદ્ધિ, સમૃદ્ધિ કે સિદ્ધિની ઝખના કરવી એટલે સસાર વધારવો એમ પારલૌકિક અને ઇહલૌકિક કામનાઓને લગતી વાત સૂત્રકાર વદે છે. ત્યાગ કે તપદ્વારા સ્વર્ગલોક મળે છે તેવી વાસનાપૂર્વક ઘણાયે સાધકો ત્યાગ અને જપતપ કરતા હોય છે. એટલે કે પારલૌકિક સુખના હેતુપૂર્વક ઐહિક સુખનો ભોગ આપતા હોય છે. અને કેટલાક સાધકો તો યોગબળથી તથા ત્યાગ તપશ્ચરણથી સિદ્ધિઓ ઉત્પન્ન કરવાનું ધ્યેય રાખતા હોય છે. અહીં સૂત્રકાર કહે છે કે કોઈ પણ ક્રિયાનું પરિણામ તો આવે જ છે પરંતુ જે ક્રિયા પાછળ લૌકિક સુખ, ઋદ્ધિ, સમૃદ્ધિ કે સિદ્ધિ મેળવવાની ઝખના છે તેમા અર્પણતા કે ત્યાગ છે, એમ કદી ન કહી શકાય. ત્યાગ, તપ અને યોગબળનો એક જ હેતુ હોવો ઘટે, અને તે રાગ અને દ્વેષને ઘટાડવાનો. જ્યા ઐહિક, અલૌકિક કે પારલૌકિક કોઈ પણ સિદ્ધિની ઝખના છે, ત્યા રાગના અંશોના સપૂર્ણ ક્ષયની ભાવના છે એમ ન કહી શકાય.

સમતાયોગની જેમજેમ સાધના થતી જાય, તેમતેમ રાગ અને દ્વેષ ઘટતો જાય, અને રાગદ્વેષ ગયા પછી આત્મવેદન દેહ હોવા છતા આત્મભાવે સહજ રીતે થતુ જાય આવા યોગી પુરુષને કોઈ શસ્ત્રો છેદીભેદી કે બાળી શકતા નથી, એનો અર્થ એ કે દેહ પર થતી તેવી કોઈ પણ અસર તેની આત્મીય એકાગ્રતામા દખલ કરી શકતી નથી આ દશા અધ્યાત્મ યોગીઓની સહજ-દશા છે. યોગીઓ આ ભૂમિકા પર સહજ રીતે હોય છે દેહને લેશ પણ દુઃખ ન થાય તેવી સિદ્ધિઓ તેમને પ્રાપ્ત હોવા છતા પણ તેઓ તેને તુચ્છ ગણે છે. જગતમા તેમની આ સિદ્ધિઓ સ્પષ્ટ દેખાતા તેમની તરફ લોકાર્પણ ખૂબ વધે છે, છતા તેમને મન સિદ્ધિઓ કેવળ તુચ્છ વસ્તુ હોય છે તેઓ કદી તેનો ઉપયોગ કરતા નથી અને કરવા ઇચ્છતા પણ નથી. તેઓ તો કેવળ કર્મ-જન્ય પરિણામને જાણીને દેહકષ્ટને સમભાવે વેદી લે છે એમના આત્મા પર દેહદુઃખની અસર થવા પામતી નથી.

[૭] અહો જંબૂ ! આ જગતમાં કેટલાંક એવાં (અજ્ઞાની) પણ પ્રાણીઓ હોય છે કે જેઓ ભૂત કે ભવિષ્યકાળના બનાવો (પ્રથમ હું કોણ હતો, હમણાં કોણ છું, મારું શું થશે, વગેરે જીવનને ઉપયોગી બાબતો)ને યાદ કરતા નથી અને આ જીવાત્મા પર જડ કર્મની અસરથી શું શું થયું, અને શું શું થવાનું છે, તે વિચારતા પણ નથી. વળી કેટલાક તો એમ જ માને છે કે આ આત્માને જેવું સુખ કે દુઃખ થઈ ગયું તે જ ભવિષ્યમાં થવાનું છે.

**નોંધઃ**—ઘણા સાધકો બુદ્ધિ હોવા છતાં વિચારણા જ કરી શકતા નથી, વિચારણાની તક લેતા નથી કે પૂર્વાધ્યાસોને વશ હોવાથી તે તક મળતી નથી. જે કહો તે, પરંતુ ખરી વાત એ છે કે તેમને નવીન વિચારણાને અભાવે જ માર્ગ મળવો મુશ્કેલ બને છે એવું અનુભવાય છે. ઘણીવાર એક જ વિચારનું કિરણ ઘોર નિદ્રામાંથી જાગૃત કરવા માટે બસ થાય છે. એટલે સૂત્રકાર વિચારની આવશ્યકતા બતાવે છે. અને કેટલીકવાર વિચાર થવા છતાં કર્મના અચળ કાયદાના અવિશ્વાસ કે તેની પદ્ધતિની પૂર્ણ સમજણ વિના જે સ્પષ્ટ માર્ગ મળતો નથી તે બતાવી વિચારની સાથે શ્રદ્ધા અને ઊંડા મનનની આવશ્યકતા પણ સમજાવે છે.

[૮] પણ તત્ત્વજ્ઞ (તથાગત) પુરુષો તેમ નથી કહેતા કે માનતા. (તેઓ તો એમ કહે છે કે કર્મની પરિણતિ—પરિણામ વિચિત્ર હોવાથી કર્માનુસારે સુખદુઃખ થવાનાં.) માટે પવિત્ર ચારિત્રવાળા મહર્ષિ સાધકે એ પૂર્વોક્ત વસ્તુને યથાર્થ વિચારીને કર્મબંધનોનો ક્ષય કરવો જોઈએ.

**નોંધઃ**—અહીં કર્મના અચળ કાયદાનું પ્રતિપાદન છે. કર્મનો સિદ્ધાંત, ગીતાજી પણ કહે છે, કોઈ ઈશ્વર કે શક્તિ પર અવલંબિત નથી, પણ સ્વાભાવિક છે. માનસિક, વાચિક કે કાયિક કોઈ પણ એવી ક્રિયા નથી થતી કે જેનું પરિણામ ન હોય. એટલે 'क्रिया हि फलवति' એ સિદ્ધાંત સર્વવ્યાપક અને સનાતન સિદ્ધ થાય છે. પણ જગતના માનવો કર્મના અચળ કાયદાનો શુદ્ધ સમજણે સ્વીકાર કરતા નથી. શુદ્ધ સમજણપૂર્વકનો સ્વીકાર થયો ત્યારે જ ગણાય કે જ્યારે એ ભાનપૂર્વક જીવન વણાતું હોય. ઘણીવાર એવું બને છે કે કર્મનું પરિણામ સાક્ષાત ન દેખાય. એક માણસ દુષ્ટ કર્મ કરતો હોય છતાં સુખી

દેખાય, જ્યારે એક સત્કર્મ કરતો હોય છતાં દુઃખી દેખાય. પણ આવું તો માત્ર ઉપરના બાહ્ય દેખાવરૂપ કે કર્મના કાળની અપકવતાને લીધે દેખાય છે. વાસ્તવિક રીતે કર્મ તેના કર્તાને છોડતું નથી, સંસ્કારરૂપે તે સ્થાયી રૂપ ધારણ કરે છે, અને જીવાત્માને તેનું ફળ આપે જ છે. ભલે તે આ જન્મમાં આપે કે પછીના જન્મમાં આપે. પણ જીવમાંથી જ્યારે વિલાવિક્તા દૂર થાય છે ત્યારે તેને સ્વાભાવિક સ્થિતિ અને કુદરતનો અચળ કાયદો સમજાય છે. અમુક સ્થિતિએ પહોંચ્યા વગર આ વાત કદાચ ન પણ સમજાય, પરંતુ આપણે ઝેર એ ઝેર છે એમ અનુભવીને જ નથી સમજતા. એવા તો ઘણાયે વિષયો છે કે જેનો જ્યાં સુધી આપણને સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી પણ સ્વીકાર કરવો જ પડે. ભલે સ્વાનુભવ થતાં સુધી એ આપણી શોધનો વિષય રહે; તોયે સમય આવ્યે એ સત્ય આપણને જડવાનું છે, એવી આપણે ખાતરી રાખવી જ પડે કે જેથી એમ કરતાં કરતાં પણ એ શોધ પૂરી થાય.

[૯] યોગી સાધકના મનમાં વળી સુખ શું અને ઉદાસીનતા શું? (છતાં સાધના એ કંઈ સિદ્ધ દશા નથી એટલે) કદાચિત્ એવો પ્રસંગ આવે તો તે પ્રસંગને અનાસક્તભાવે વેદી લે. સાધક હાસ્ય, કુતૂહલ ઇત્યાદિને છોડીને ઇંદ્રિયો, મન, વાણી અને કાયાને, કાચબો જેમ પોતાનાં અંગોને ગોપવી રાખે છે તેમ, હંમેશાં ગોપવી રાખે.

**નોંધઃ**—કાચબો જેમ શરીરને સહસા ન ભેદી શકાય એવી પીઠના રક્ષણતળે દબાવીને બાહ્ય આક્રમણોથી બચે છે એમ બહારની બધી બાજુ સંકેલીને આત્માભિમુખ થવાના સતત પુરુષાર્થને સાધક ઢાલ બનાવી બાહ્ય આક્રમણોથી બચે. કાચબાનું દૃષ્ટાંત શક્તિઓને કેન્દ્રિત કરવાનું અને ઇંદ્રિયજય મેળવવાનું સૂચવે છે.

[૧૦] હે જીવ! તું પોતે જ તારો મિત્ર છે. બહારના મિત્રને ક્યાં શોધી રહ્યો છે? (બહાર શા માટે મિત્રને ઇચ્છે છે?)

**નોંધઃ**—તને જે કંઈ જોઈએ છે, અનંત કાળથી જે ઇચ્છી રહ્યો છે, તે બીજો કોઈ નહિ આપી શકે; તે તને તારામાંથી જ મળશે, અને ત્યાં જ તે ભર્યું છે. જેને શોધે છે, તે તું જ છે. પ્રત્યેક આત્મા અનંતતાને શોધી રહ્યો છે. આત્મસ્વરૂપ સિવાય કોઈ પણ સ્થળે અનંતતા નથી. છતાં અનંત એ

પોતે જ છે, એનું એને ભાન નથી; એટલે એ બહારનું શરણ શોધી રહ્યો છે. અને જેમજેમ એ બહારનું શરણ લેવા મથે છે, તેમતેમ વાસના અને તૃષ્ણામાં ગૂંચાઈને સ્વસ્વરૂપથી તે વેગળો થતો જાય છે. બહારના પદાર્થો અંતવાન છે. અંતવાનમાં અનંતતાનું શોધન એ જ અજ્ઞાન અને એ જ દુ:ખનું મૂળ.

[૧૧] જે કર્મને દૂર કરનાર છે, તે જ મુક્તિ મેળવવાનો અધિકારી છે; અને જે મુક્તિ મેળવવાનો અધિકારી છે, તે જ કર્મને નસાડનાર છે.

**નોંધ:**—પણ આટલું શીખીને કે વાંચીને કોઈ કર્મબંધનથી મુક્તિ મેળવવા ઇચ્છે કે પોતાને મુમુક્ષુ અથવા સત્યાર્થી માની લે, તો તે ત્યાં ભૂલે છે. સૂત્રકાર કહે છે કે જે સત્યાર્થી હોય તે સત્યપુરુષાર્થી હોવો જ ઘટે. વીર્યના સદુપયોગ વિના કર્મથી મુક્તિ તો દૂર રહી, પણ કર્મથી મુક્તિ મેળવવાનો અધિકાર પણ પ્રાપ્ત થઈ શકે નહિ.

[૧૨] હે પુરુષ! તારા આત્માને વિષયમાર્ગમાં (જડજન્ય ભોગાકર્ષણમાં) જતાં રોકી રાખ. એમ કરવાથી તું દુ:ખોથી છૂટી શકીશ.

**નોંધ:**—આટલું બરાબર સમજાયા પછી પણ જ્યાં સુધી સત્ય તરફ વલણ થવામાં બાધક કારણો નડતાં હોય, ત્યાં સુધી સત્યમાર્ગનું વલણ થવું અશક્ય છે; એટલે સૌથી પ્રથમ કયે માર્ગે પુરુષાર્થ કરવો એ અહીં બતાવે છે. વિષયોનું વલણ અને આત્માભિમુખતા એ બન્ને એકસાથે ટકી શકે નહિ. એ બન્ને પરસ્પરના કટ્ટર વિરોધી તત્ત્વો છે. આટલું જાણવા છતાં શાણા ગણાતા સાધકોય અહીં એક યા બીજા પ્રકારે ભુલાવામાં પડે છે. વિષયોના વલણને રસોપભોગ, સૌંદર્યપિપાસા, સ્નેહ, પ્રણય, પ્રેમ અને એવાંએવાં આકર્ષક નામના ઓપ ચડાવી વાસનાજન્ય સંસ્કારોને તે દૃઢ કરતા રહે છે. સૂત્રકાર કહે છે કે એ વિષયમાર્ગના વલણથી પાછા વળો. જોકે પૂર્વાધ્યાસોને લઈને વૃત્તિ તે તરફ ખેંચાય એ સંભવિત છે, પણ એ અધ્યાસોને નવીન દૃષ્ટિથી ફરીવાર અવલોકી શુદ્ધ કરો. વૃત્તિ જાય તોય આત્માને એમાં ન ભેળવો. એ ક્રિયામાં આત્મા જ્યારે ભળે છે, ત્યારે જ પતનનાં પગરણ મંડાય છે અને અધ્યાસો દૃઢ સ્વરૂપ પકડે છે. અને જેમજેમ અધ્યાસો દૃઢ થાય તેમતેમ સંસાર વધે અને રાગદ્વેષ પોષાય.

[૧૩] હે પુરુષ! તું સત્યનું જ સેવન કર; કેમકે સત્યની આજ્ઞાથી જ પ્રવર્તતાં બુદ્ધિમાન સાધકો સંસારનો પાર પામે છે અને ધર્મને યથાર્થ રીતે પાળીને કલ્યાણ મેળવે છે.

નોંધ—તો પછી આત્માને કયા માર્ગે વાળવો એ પ્રશ્ન રહે. એથી આ સૂત્રમા સૂત્રકાર તેનોયે ખુલાસો આપે છે કે સત્ય તરફ વળો. સત્ એટલે હોવું. જે જેમ છે તેમ હોવું એનો અર્થ એ કે વસ્તુ જેવા સ્વરૂપે છે તેવા સ્વરૂપે—તેની ઉપરની ઉપાધિઓ સામે ન જોતા—તેનો મુખ્ય સ્વભાવ નિરખીને, તેના ભાનપૂર્વક વર્તવું; એટલે સત્યમય જીવન બનાવવું. આવા સત્યાર્થીને સત્યમય બનતાની સાથે જ તેનું કલ્યાણ છે. સત્યની પૂર્ણ સાધના એટલે વિકાસની પરાકાષ્ઠા છે. એમ કહીને અહીં મોક્ષ, સ્વર્ગ, મુક્તિ કે તેવું કોઈ પણ ધ્યેય નહિ પણ સત્ય એ જ ધ્યેય હોવું ઘટે એમ બતાવી, બીજા ધ્યેયના બાના હેઠળ વિકૃતિ નભવાનો સંભવ હોઈ કેવળ સત્યને જ ધ્યેય બનાવવા ઉપર ભાર મૂકતા હોય એવું દેખાય છે.

[૧૪] રાગ અને દ્વેષથી કલુષિત થયેલા કેટલાક (કહેવાતા) સાધકો આ ક્ષણભંગુર જીવન માટે કીર્તિ, માન કે પૂજા મેળવવા સારુ પાપકર્મો કરવામાં મશગૂલ રહે છે, અને તે પાપકર્મદ્વારા (પણ) મળેલી કીર્તિ વગેરેથી ખૂબખૂબ ખુશ થાય છે.

નોંધ—સાધનામાર્ગમા જોડાયા પછી વિષયલિપ્સા શમી ગઈ હોય એવા ઘણા સાધકો મળી આવે છે. પરંતુ તેવા સાધકોનેય કીર્તિ, માન, પૂજા કે પ્રતિષ્ઠાનું ભૂત વળગી જાય છે અને તેને સત્યમાર્ગે જતાં પકડી રાખે છે. સૂત્રકાર કહે છે કે એ પણ રાગદ્વેષનું મહાન કારણ છે. એના ફાસામા ફસાયેલો સાધક પણ એક યા બીજા પ્રકારનો સંસાર વધારે છે. સારાશ કે સાધક જીવનનું ધ્યેય કે શ્રેયાર્થીનું લક્ષ્ય કોઈ પણ જાતના બાહ્ય આકર્ષણ તરફ નહિ પણ કેવળ આત્માભિમુખ એટલે સત્ય તરફ જ હોવું ઘટે. આમા ઉપરના સૂત્રનો સંબંધ સમજીએ તો સત્યનુ સ્થાન પહેલું છે, અને તે જ ધ્યેય છે, એમ દેખાયા વગર રહેતુ નથી.

[૧૫] માટે સાધક પોતાના સાધનામાર્ગમાં દુઃખ કે પ્રલોભનો આવી પડતાં વ્યાકુળ ન થાય. અને હે પ્રિય જંબૂ! હું ખાતરીપૂર્વક

કહું છું કે સમદષ્ટિવંત અને મોક્ષાર્થી સાધક લોકમાં રહ્યા છતાં લોક અને અલોક સંબંધીના સર્વ પ્રપંચોથી દૂર રહી શકે છે.

**નોંધ:**—સાધનામાર્ગમાં સાધકને અનેક વખતે અનેક પ્રસંગોમાં ભય અને લાલચો આવ્યા કરે. સૂત્રકાર મહાત્મા કહે છે કે એવે સમયે સાધક વિહ્વળ ન બનતા સંસારનાં આકર્ષણોથી દૂર રહે. જેને સત્યમાર્ગની તમન્ના જાગી છે એને એવા અનુભવો થવા સ્વાભાવિક છે; અને એવા અનુભવો વિકાસના નિમિત્તોનો એક ભાગ છે એમ કહીએ તોપણ ચાલે. જો પ્રલોભનનાં નિમિત્તોમાં મનની ચંચળતા થાય, તો એ ચંચળતાને અધીન થતાં પતન થવું સુલભ થાય છે. આ પતન એટલું તો ભયંકર છે કે તેના સપાટામાંથી ઉન્નત દશા પર જવું અતિ અતિ કપરું છે. આથી જ પ્રલોભનનાં નિમિત્તો કરતાં સંકટનાં નિમિત્તો ઇષ્ટ છે, એવો જ્ઞાનીઓનો અનુભવ છે.

જોકે આવી પરેલાં સંકટોને—કોઈ જાતના માનસિક વૃત્તિના પ્રતિકાર સિવાય—સહન કરવામાં પણ કંઈ ઓછા આત્મસામર્થ્યની અપેક્ષા નથી, એ ભૂલવા જેવું નથી. એક ચાલાક નટ દોર પર ચાલે છે. તેની આસપાસ એક બાજુ ઊંડી અને ભયંકર ખીણ છે, અને બીજી બાજુ પથરાના ડુંગરાઓ છે. આવે જ સમયે તેની કાર્યદક્ષતાની કસોટી થાય છે. જેણે સત્યદષ્ટિ સાધ્ય કરી છે, જેનું એક જ લક્ષ્ય છે, જે બીજાં અનેક નિમિત્તો સામે પસાર થવા છતાં તેમની સામે મીટ સુધ્ધાં માંડતો નથી કે મન પર ભય, રાગ કે વૈરની અસર થવા દેતો નથી, તે જ સાધક સાધનામાર્ગને ધીમેધીમે છતાં નિર્ભય રીતે વટાવે છે.

સાચો મોક્ષાર્થી અને સમદષ્ટિવંત સાધક લોકમાં રહેવા છતાં લોકાલોકના પ્રપંચથી મુક્ત થઈ શકે છે. એમ કહીને સૂત્રકાર એ બતાવે છે કે સંસાર બહાર નથી, સંસાર તો આત્માની સાથે છે. એટલે બાહ્ય સંસારમાં રહેવા છતાં સર્વ પ્રકારના પ્રપંચથી છૂટી શકાય છે. પરંતુ તેને માટે એક તો સાચી દષ્ટિ અને બીજું મોક્ષાર્થીપણું એ બન્ને તત્ત્વો જોઈએ. કેટલાક સાધકોમાં મુમુક્ષુભાવના જાગી હોય છે, પણ સમદષ્ટિ—વિવેકબુદ્ધિ જાગ્રત નહિ હોવાથી તેઓ સત્યમાર્ગે પોતાના પુરુષાર્થને વાળી શકતા નથી. એટલે દષ્ટિમાં સમતા સૌથી પ્રથમ આરાધી લેવી જોઈએ. જેટલું મમત્વ, અભિમાન, બાહ્ય પ્રશંસા અને કૃત્રિમ વસ્તુ પર ઢળતી વૃત્તિથી દૂર રહેવાય, તેટલી જ સમદષ્ટિ સધાય.

## ઉપસંહાર

ત્યાગ પછીયે પ્રમાદ ક્ષમ્ય નથી. સર્વને આત્મસમાન ગણી પ્રત્યેક ક્રિયામાં જવાબદારીપૂર્વક જાગ્રત રહેવું એ અપ્રમાદ છે. સમભાવ પ્રાપ્ત થયા વિના જીવનમાં અપ્રમાદ વણાતો નથી. જ્યા બાહ્ય દૃષ્ટિ છે, ત્યાં શુદ્ધ સમભાવ ટકતો નથી. એટલે સમભાવ એ જ સાધનાનું પ્રધાન લક્ષ્ય હોવુ ઘટે.

દેહસંયમ યાત્રાનું સાધન છે. ઇંદ્રિયો અને મનદ્વારા સાધના સફળ બને છે. એટલે વિષયોના વેગનો સંયમ સાધનામાં પૂર્ણ આવશ્યક છે; અને તે અસ્વાભાવિક પણ નથી. આત્માનંદ ચાખ્યા પછી બાહ્ય દૃષ્ટિ આપોઆપ વિરમી જાય છે.

કર્મના વિચિત્ર પરિણામોને સમભાવી જ સરળતાથી સહે છે. એ જાણે છે કે જે કર્મનો કર્તા છે, તેણે તે ભોગવવાં જ રહ્યા. આત્માર્થીનુ સત્ય એ એક જ લક્ષ્ય હોય. વિષયોના વેગને દબાવ્યા વિના સત્યનું લક્ષ્ય પ્રાપ્ત થવું શક્ય નથી. સમદૃષ્ટિવંત અને મોક્ષાર્થી સાધક સત્યલક્ષી બની સત્યની પૂર્ણતા પામે છે.

એમ કહું છું.

શીતોષ્ણીય નામના અધ્યયનનો તૃતીય ઉદ્દેશક સમાપ્ત થયો.



## ચતુર્થ ઉદ્દેશક

### ત્યાગનું ફળ

શીતોષ્ણીય અધ્યયનના ત્રણ ઉદ્દેશકમાં ત્યાગની આવશ્યકતા, ત્યાગનું સ્વરૂપ અને ત્યાગમાં અપ્રમત્તતાનું સ્થાન એમ ક્રમપૂર્વક વર્ણન આપ્યા પછી હવે સૂત્રકાર ચોથા ઉદ્દેશકમાં ત્યાગનું પરિણામ બતાવે છે.

ત્યાગની ઓળખ અમુક વેશ, અમુક દર્શન, અમુક પંથ કે અમુક સંપ્રદાયથી નથી થતી; કષાયોનું શમન એ જ ત્યાગીના ત્યાગની આદર્શતાનું માપક યંત્ર છે. 'જ્યાં જેટલે અંશે કષાયોની ઉપશાંતતા કે ક્ષય ત્યાં તેટલો જ તે ત્યાગી. જે ત્યાગીનો છાયા કષાયોને હળવા કરવાને બદલે વધારે તે ત્યાગ ત્યાગ નથી.

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] વહાલા જંબૂ! જે સાધક ઉપર વર્ણવેલા ત્યાગનો ઉપાસક હોય છે, તે અવશ્ય ક્રોધ, માન, માયા અને લોભને વમશે જ; અર્થાત્ કે આદર્શ ત્યાગ અવશ્ય તે સાધકના કષાયોને ઘટાડશે જ. એવો (બિન-અનુભવી પુરુષનો નહિ પણ) પોતાના પૂર્વકાલીન સકળ કર્મોનો અંત કરનાર, કર્મના આગમનનું દ્વાર પણ બંધ કરી કર્મબંધનથી સર્વથા

મુક્ત થનાર, અને તેથી જ સર્વજ્ઞપદને પ્રાપ્ત કરનાર સિદ્ધ પુરુષોનો આ સાક્ષાત્ અનુભવ છે.

**નોંધઃ**—જેમ ઝેર પીવાથી મનુષ્ય મરે ને અમૃત પીવાથી અમર બને જ એવા પદાર્થના પરિણામનો અનુભવ થાય છે, તેમ ત્યાગનું ફળ કષાયોના ઘટવાપણારૂપે પરિણમે એવો અનુભવી પુરુષોનો અટલ વિશ્વાસ અને નિશ્ચય છે. જોકે અનંત કાળનો જેની સાથે આ જીવાત્માને સંબંધ છે એ કષાયોનું સર્વથા નાબૂદ થવું તુરત શક્ય નથી, છતાંયે જે ક્રિયા ઓછા કે વધુ પ્રમાણમાં કષાય કે જે સંસારના મૂળ કારણભૂત છે તેની હાનિ કરે તે જ ક્રિયાને ધર્મક્રિયા તરીકે ઓળખી શકાય. જેટલે અંશે સંયમ, ત્યાગ કે તપશ્ચર્યા વધે તેટલે અંશે કષાયો ઘટે જ. તેથી જ વ્યક્તિવ્યક્તિને થતા કષાયોમાં તારતમ્ય હોય છે. એક વ્યક્તિનો ક્રોધ તેને સળગાવે છે, એટલું જ નહિ પણ સમાજ કે દેશને સુધાં દુઃખના નિમિત્તરૂપ બની મહાઅનર્થ જન્માવે છે, ત્યારે બીજી વ્યક્તિ નિમિત્તવશ બની ભૂલથી ક્રોધ તો કરી નાખે છે, પરંતુ સહજ વારમાં તે ક્રોધ શાંત પડી જઈ કેટલીકવાર સ્નેહના રૂપમાં તાત્કાલિક પલટાઈ જાય છે, અને ક્રોધ બદલ તેને ખૂબ પશ્ચાત્તાપ થતો પણ અનુભવાય છે. આનું કારણ તે તે વ્યક્તિની આત્મકલુષિતતા કે આત્મશુદ્ધિ છે.

જૈનદર્શનિકારોએ એક એક કષાયના ચારચાર પેટાભેદો પાડી સમજાવવા પ્રયાસ કર્યો છે. તેના નામો આ પ્રમાણે છે અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની અને સંજ્વલની. આ ભૂમિકાઓ અનુક્રમે તીવ્રતમ, તીવ્રતર, તીવ્ર અને નરમરૂપે હોય છે, એમ આ ચાર કષાયોના સોળ ભેદો સમજવા જેવા છે. આ રીતે કષાયનો ત્યાગ જ પદાર્થત્યાગનો હેતુ બને છે. જેમજેમ ક્રોધાદિ રિપુઓ ઘટે, તેમતેમ અંતઃકરણની શુદ્ધિ થતી જાય છે. અંતઃકરણની શુદ્ધિ પછી જ આત્મસાક્ષાત્કાર થઈ શકે છે, અને આત્મસાક્ષાત્કાર પછી સમસ્ત વિશ્વનો સાક્ષાત્કાર સહજ રીતે થાય છે.

[૨] જે એકને જાણે છે, તે સર્વને જાણે છે, અને જે સર્વને જાણે છે, તે એકને જાણે છે.

**નોંધઃ**—જે સર્વ પર્યાયોથી એકને જાણે છે, તે સર્વને જાણી શકે છે. સર્વ પદાર્થોને સંપૂર્ણ રીતે ત્યારે જાણે છે કે જ્યારે નિજસ્વરૂપને જાણે છે—એમ સમજવું આ ઉપરના સૂત્રનો ભાવાર્થ છે. જે સ્વભાવ એકનો છે, તે જ

સ્વભાવ અનંતનો છે. એકનું વાસ્તવિક સ્વરૂપ જાણ્યા પછી અનંતનું સ્વરૂપ જાણવું સહજ બની રહે છે. તેથી જ સૂત્રકારે અહીં એક અને અનેકનો સુમેળ બતાવ્યો છે. અનંતતા અને એકતામાં શબ્દપ્રયોગના ભેદ સિવાય કશો ભેદ નથી આત્માનું પોતાનું સ્વરૂપ અનંત છે, અને વિશ્વનું સ્વરૂપ પણ અનંત છે. જે પોતાની અનંતતાને પામી ગયો, તે એકતાને પામ્યો છે; અને જે એકતા પામ્યો છે, તેણે અનંતતા પણ સાધી લીધી છે. 'પિંડે સો બ્રહ્માંડે' એ વાક્ય છે તે અક્ષરશઃ આ રીતે સમજી શકાય. વિશ્વ અને વ્યક્તિના ભેદો જ્યાં સુધી અહંત્વ, મમત્વાદિ આગ્રહ છે ત્યાં સુધી જ રહે છે. જ્યાં વ્યક્તિત્વનો આગ્રહ ગયો અને ચૈતન્ય અને જડનો ભેદ સમજાયો, ત્યાં આખાય વિશ્વનો ભેદ ઉકેલાઈ જ ગયો જાણવો; કારણ કે જે સ્વરૂપ ચૈતન્ય અને જડમાં દેખાય છે તે જ વિશ્વમાં છે. સંખ્યા અને બળના ભેદોની તરતમતા જાણવા સમજવામાં જરાયે બાધક નથી.

એક અને સર્વનો આ ભેદ કેવળ અનુભવગમ્ય હોવાથી બુદ્ધિને સર્વથા સંતોષી શકાશે નહિ; છતાંયે તર્કદ્વારા જે કંઈ સમાધાન મળે તે દ્વારા શ્રદ્ધા રાખવી જ રહી. આપણે સામાન્ય રીતે કોઈ પણ પદાર્થના કોઈ એક ધર્મ ગુણને ઇંદ્રિયદ્વારા જાણીએ, એટલે એ પદાર્થ મેં જાણી લીધો એવા શબ્દપ્રયોગ કરીએ છીએ; પરંતુ આ કથન કેવળ ઔપચારિક છે, વાસ્તવિક નથી. જેમકે. નારંગીને આંખથી જોનાર એમ કહી નાખે કે મેં નારંગી જોઈ, પરં નારંગીનું તેણે માત્ર રૂપ જોયું છે; રૂપ ઉપરાંત તે નારંગીમાં રસ, ગંધ સ્પર્શ, ઘનત્વ, લઘુત્વ, ગુરુત્વ, ઇત્યાદિ ઘણાય ગુણો છે, તેમનો તેણે અનુભવ કર્યો નથી, એ સમજાય તેવી બીના છે.

એક ઇન્દ્રિયથી કે સર્વ ઇન્દ્રિયોથી કે મનથી એકીસાથે કોઈ પણ પદાર્થો સંપૂર્ણ પર્યાયો, બધી સ્થિતિઓ અને બધા ગુણો જોઈ કે જાણી શકાય નહિ; કારણ કે પદાર્થના સર્વ ધર્મોનો એકીસાથે નિર્ણય કરવો એ ઇંદ્રિયોનો વિષય નથી. એ જ્ઞાન તેમની શક્તિથી પર છે. જોકે પદાર્થોના બધા ધર્મો મૂળ તો એક જ છે, પણ તે કેવળ આત્મગમ્ય છે, બુદ્ધિગમ્ય નથી. આ એક આત્મસાક્ષાત્કાર એટલે અનંતતાનો સાક્ષાત્કાર.

જ્યારે આત્મા કર્મલેપથી સંપૂર્ણ શુદ્ધ થાય, એટલે કે તે કેવળ જ્ઞાનમય બને, ત્યારે અનંતતાનો સાક્ષાત્કાર થાય. આ કેવળ સંપૂર્ણ જ્ઞાન સ્થિતિ છે. તે સ્થિતિને જો શબ્દોદ્વારા વ્યક્ત કરવી હોય તો સર્વ

શબ્દથી થઈ શકે. વેદજ્ઞાન પણ એ જ કહે છે કે यः सर्वज्ञः स सर्वविद् એટલે કે જે સર્વજ્ઞ છે તે સર્વનો સંપૂર્ણ જ્ઞાતા છે, અથવા જે પદાર્થ-માત્રના સર્વ ધર્મોના જ્ઞાતા છે તે જ સર્વજ્ઞ છે. સારાંશ કે, એક આત્મધર્મની ચાવી હાથ લાગે એટલે બધા પદાર્થોના બધા ધર્મની ચાવી હાથ લાગી જાય. આ વાતને એક સાદા દૃષ્ટાંતથી આ રીતે સમજી શકાય. દા. ત. કોઈ એક માણસ કોઈ એક નગર તરફ જવા માગે છે. તેના માર્ગ વચ્ચે રસ્તામાં અનેક આડાઅવળા માર્ગો ફૂટે છે. પણ પ્રત્યેક સ્થળે પાટિયાં પર તે તે સ્થળોના નામો લખ્યાં છે. નીકળેલો માણસ સાક્ષર હોવા છતા જ્યાં સુધી એ પાટિયાં તરફ જોતો નથી, અને પોતાને જે માર્ગે જવું છે તે ધ્યેયનો મેળ સાધતો નથી, ત્યાં સુધી તે અનેક નાનીમોટી કેડીઓદ્વારા પરિભ્રમણ કરવા છતા ચોક્કસ સ્થળે પહોંચી શકતો નથી; જોકે તે અનેક માર્ગે જવાથી રસ્તે જતાં જતા બીજાં અનેક દૃશ્યોનો અનુભવ કરશે ખરો. પણ તેને અક્ષરો ઉકેલવાની મૂળ ચાવી ન મળે, ત્યાં સુધી તેની ધ્યેયસિદ્ધિ નહિ થાય અને પરિશ્રમ અનંત થશે. પરંતુ જેને એ ચાવી મળી જાય તે કેવળ પોતાના ઇચ્છિત પથે પહોચશે, એટલું જ નહિ બલકે જતાં જતાં માર્ગમા તે બીજા પણ માર્ગોનો અનુભવ કરી શકશે. એ રીતે જેને પદાર્થોના ધર્મને ઓળખવાની ચાવી મળી જાય, તે પોતાના ઇષ્ટમાર્ગે જઈ શકશે. એટલું જ નહિ પણ તે ચાવીદ્વારા એને જગતના વિવિધ પદાર્થો અને તેમના વિવિધ ધર્મોનું સહજ ભાન થશે.

વિજ્ઞાન આજે ભલે ગમે તે સ્વરૂપમા પરિણમતું હોય, પરંતુ વિજ્ઞાનનું ધ્યેય ઉપર કહ્યું તે જ—એટલે કે પદાર્થોના ધર્મની મૂળચાવી શોધવાનું છે. તે ચાવી શોધાઈ ગઈ એટલે એકના એક પદાર્થમાંથી અનેક જુદીજુદી સ્થિતિઓનો અનુભવ અને ઉપયોગ થઈ શકે—જેમ ઘણા શાસ્ત્રના વાચકો આજ સુધી ' शब्दस्य शक्तिरस्ति ' 'શબ્દમા શક્તિ છે' એમ બોલ્યા કરતા હતા, પણ એ શક્તિ ક્યાં છે એનું મૂળ શોધવા વિજ્ઞાને મંથન કર્યું, તો તે પ્રયત્નદ્વારા તે શક્તિ જાણી શક્યું અને એ શક્તિનો વિવિધ ઉપયોગ પણ કરીશક્યું. રેડિયો, ટેલિફોન ઇત્યાદિ શોધો શબ્દશક્તિના પરિચયથી દૃશ્યમાન થાય છે. આ પરથી એમ સમજાય છે કે ભલે કોઈ એક જ વિષયનો અભ્યાસી હોય પણ જો તે વસ્તુની ઉપર રહેલી વિવિધ અવસ્થાઓનું નહિ પણ એ અવસ્થાઓ જેથી ઉત્પન્ન થાય છે તે તત્ત્વનું સ્વરૂપ જાણે, તો તેને પ્રત્યેક પદાર્થના સ્વરૂપને અનુભવવાની મૂળ ચાવી હાથ લાગી જાય. પણ આવું

શોધન વૃત્તિઓના વિરામ સિવાય સુલભ નથી, અને વૃત્તિઓના વિરામ તો વૃત્તિઓના અભ્યાસ વિના જાગે નહિ. આથી વૃત્તિઓના અભ્યાસની યોજનાર્થે જ ધર્મસંસ્થાપકો ધર્મતત્ત્વનું નિરૂપણ કરે છે અને કહે છે.

આ પરથી જે સત્યાર્થી હશે તે વિવિધ પદાર્થોના છીછરાપણાના બાહ્ય સ્વરૂપને જાણવાની માથાફોડમાં ન પડતાં, પદાર્થના આંતરિક મૂળ સ્વરૂપની જાણ માટે પ્રયત્ન કરશે, અને તે ખાતર જીવનનાં જીવનો સમાપ્ત થાય તોયે તેની મૂળ ચાવીની જ શોધ કરશે; અને એકદ્વારા એટલે આત્મદ્વારા આખા અનંત વિશ્વને જાણી લેશે. આ શોધમાં ધર્મતત્ત્વ અદ્ભુત સહાય કરે છે. છીછરાપણામાં ભ્રમણ ન કરાવતાં વસ્તુના મૂળસ્વભાવની ચાવી શોધી આપે તે જ ધર્મ. જૈનદર્શન ધર્મની વ્યાખ્યા પણ એ જ આપે છે, કે વસ્તુનો સ્વભાવ એ જ વસ્તુનો ધર્મ.

**[૩] પ્રમાદીને સર્વથકી (સર્વ પ્રકારે) ભય હોય છે. અપ્રમાદીને (ક્યાંય કોઈ તરફથી) ભય હોતો નથી.**

નોંધઃ—પણ સર્વજ્ઞ થતાં સુધી એટલે કે પૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત થતાં સુધી સાધકને સાધનાનાં સર્વ કાળમાં અપ્રમત્ત રહેવાનું છે. રખે કોઈ સાધક સાધનાને સિદ્ધિ માની ગાફલ બની જાય ! તે ખાતર ફરીથી સૂત્રકાર મહાત્મા અપ્રમત્તતાની આ સૂત્રમાં યાદી આપે છે. અનુભવ પણ એમ જ કહે છે કે જે વૃત્તિની ઠગાઈમાં સાધક બેદરકાર બની જાય, તો અતિ પુરુષાર્થથી પ્રાપ્ત થયેલું ફળ પણ ક્ષણવારમાં ગુમાવી બેસે. અને એવાં દૃષ્ટાંતો પણ ઓછાં નથી. આથી પ્રત્યેક સાધક અપ્રમત્તતાને સતત જાળવી રાખે.

વળી સૂત્રકાર અહીં એક બીજી વાત કહી દે છે તે એ કે પ્રમાદ અને ભય બન્ને સહચારી છે. પ્રમાદ એટલે આત્મસ્વરૂપની સ્ખલના—આત્માની શક્તિનો અવિશ્વાસ જાગવો તે. જેને આત્મવિશ્વાસ નથી, તે કદી કોઈ પણ ક્ષેત્રમાં નિર્ભય ન બની શકે, ન રહી શકે. ત્યાં વહેમ, જડતા, દંભ એ બધુંયે નભે, અને ત્યાં ધર્મ, વ્યક્તિત્વ, સંયમ કે ત્યાગ ન ટકે, એ વાતની અનુભવ પણ સાક્ષી પૂરે છે.

**[૪] જે એકને નમાવે છે, તે અનેકને નમાવે છે; અને જે અનેકને નમાવે છે, તે એકને નમાવે છે.**

**નોંધ:**—જે પોતાને જીતે છે, તે જગતને જીતે છે; અને જેટલે અંશે જે જગતને જીતી શકે છે એમ દેખાયું હોય ત્યાં સમજવું કે તેણે તેટલે અંશે પોતાને જીત્યો હોવો જોઈએ. આમ કહીને સૂત્રકાર બે વસ્તુ કહે છે એક તો આત્મવિશ્વાસની, અને બીજી વૃત્તિવિજયની. આત્માની અનંત શક્તિ છે. તેથી જે આત્માને સાધે છે, તે અનંત શક્તિઓને સાધી લે છે; એટલે કોઈ પણ સાધનાનો હેતુ આત્મપ્રાપ્તિનો જ હોવો ઘટે. આથી એમ પણ ફલિત થાય છે કે જે દ્વારા આત્મપ્રાપ્તિ ન થાય તે માર્ગ સાધનાનો માર્ગ કહી શકાય નહિ. વૃત્તિના વિજય વિના આત્મપ્રાપ્તિ લક્ષ્ય નથી, એટલે જ સંયમ અને ત્યાગમાર્ગ બતાવ્યો. આ રીતે વૃત્તિનો વિજય એ જ ત્યાગનો આદર્શ; અને વૃત્તિનો વિજય થયો એટલે લોકનો વિજય અને આત્માનું દર્શન પણ થયું જ સમજવું. જ્યાં આત્મદર્શીપણું છે, ત્યાં ભય અને ઇચ્છા બન્નેને વિરામ છે, પણ જ્યાં વૃત્તિની અધીનતા છે, ત્યાં સંસારની પરાધીનતા અને દુઃખ બધુંયે છે.

[૫] આથી જ વીર સાધકો સંસાર સંબંધી દુઃખને જાણીને સંસારના સંયોગ જોડનાર તત્ત્વો (આસક્તિ ઇત્યાદિક)ને વમે છે. અને તેને વમીને મહાયાન (એટલે કે ઉત્કૃષ્ટમાર્ગ—સત્યમાર્ગ—સંયમમાર્ગ) તરફ ગમન કરી ક્રમપૂર્વક આગળ ને આગળ વધે છે. (પરમપદ—નિર્વાણને પામે છે.) તેઓને પછી જીવિતની પણ આકાંક્ષા રહેતી નથી.

**નોંધ:**—આ સૂત્રમાં વીર સાધકની વીરતાનો ઉપયોગ સમજાવ્યો છે. પાશવ બળ કે વિલાસમાં વપરાતી વીરતા એ વીરતા નથી, પણ સંસારના મૂળ ઉખેડવાનો પુરુષાર્થ એ જ વીરતા છે. આવી વીરતા સંયમ અને ત્યાગમાં ઉપયોગી છે. અને તે ત્યાગી વીરતાને પરિણામે જીવનેચ્છા કે જેની સંસારના જીવમાત્ર પર અસર હોય છે તેને પણ જીતી જાય છે. જ્યાં સુધી જીવનમાં નાનું પણ ધ્યેય બાકી હોય, ત્યાં સુધી જીવનની ઝંખના વિરમે નહિ; એટલે જીવનની ઝંખનાનો વિજય એટલે ધ્યેયનો વિજય, કિંવા ધ્યેયની સિદ્ધિ. ધ્યેયની સિદ્ધિ પામવી, અને વીરતાની પરાકાષ્ઠાએ પહોંચવું, એ બન્ને એકીસાથે જ સધાતા રહે છે.

[૬] જે એકને ખપાવે છે, તે બહુને ખપાવે છે; અને જે બહુને ખપાવે છે, તે એકને ખપાવે છે.

**નોંધઃ**—પરંતુ આસક્તિ પર વિજય કેમ મળે? તેનો આ સૂત્રમાં ઉત્તર છે. એકને એટલે કે મોહનીયને. જે એક મોહનીયકર્મ પર વિજય મેળવે છે, તે સર્વ પર વિજય મેળવી શકે છે; કારણ કે એક માત્ર મોહનીયકર્મ જ સંસારનું મૂળકારણ અને આત્મપ્રકાશમાં બાધા કરતું પ્રગાઢ આવરણ છે. મોહનીય એટલે મોહને વશ થઈ આત્મા જે કર્મ કરે તે. તેના પર વિજય મેળવ્યા પછી ઇતર કર્મો પર કાબૂ લાવવામાં કશીએ મુશ્કેલી પડતી નથી.

[૭-૮] જે બુદ્ધિમાન સાધક આજ્ઞામાં શ્રદ્ધાળુ છે, તે લોકનું યથાર્થ સ્વરૂપ જાણે છે; જે સંસારનું યથાર્થ સ્વરૂપ જાણે છે, તેને અન્યનો તેમજ અન્યને તેનો ભય રહેતો નથી.

**નોંધ**—અહીં આજ્ઞામાં શ્રદ્ધા હોવાનું સૂચવી સૂત્રકાર મહાત્મા એમ કહેવા માગે છે કે જ્યાં સુધી સત્પુરુષોની આજ્ઞામાં શ્રદ્ધા હોતી નથી, ત્યાં સુધી સાધનામાં નિશ્ચયતા આવતી નથી. આજ્ઞામાં શ્રદ્ધા ન હોય, ત્યાં સુધી અંતઃકરણ ઇચ્છે તોય આજ્ઞાનું યથાર્થ પાલન ન જ થઈ શકે. અર્પણતા વિના આજ્ઞાપાલન ન થાય, અને અર્પણતા તો શ્રદ્ધા પછી જ આવે. તેથી જ અનુભવી પુરુષો ભાખે છે કે, **श्रद्धावान् लभते ज्ञानम्.** આત્મજ્ઞાન શ્રદ્ધાથી જ જન્મે છે. સારાંશ કે શ્રદ્ધા જ સૌથી પ્રથમ અગત્યની વસ્તુ છે. શ્રદ્ધા પછી જ સાચું જ્ઞાન જાગે છે, અને તેવા જ્ઞાન પછી જ શાન્તિ સાધ્ય બને છે.

શ્રદ્ધા એ હૃદયની વસ્તુ છે, તોયે તે સાચી રીતે ત્યારે જ જાગે છે કે જ્યારે સદ્બુદ્ધિના અંશો સર્વ રીતે ખીલ્યા હોય, નિરાભિમાનિતા આવી હોય અને આજ્ઞામાં અર્પણ થઈ જવા જેટલી બુદ્ધિ ઘડાઈ ગઈ હોય. આ વાત ભૂલવી જોઈએ નહિ. સત્પુરુષ, શાસ્ત્ર અને સદ્બુદ્ધિદ્વારા કરેલો નિશ્ચય એ ત્રિપુટીના મેળથી સાચી શ્રદ્ધા જાગે છે, એમ મહાપુરુષો વદે છે. આવી સાચી શ્રદ્ધા કેવળ તર્કબુદ્ધિથી કે કેવળ લાગણીના ઉછાળાથી આવી શકે નહિ. તે માટે શુદ્ધ હૃદય અને સદ્બુદ્ધિ બન્ને તૈયાર જોઈએ, અર્થાત્ કે જિજ્ઞાસા જોઈએ, વૈરાગ્ય જોઈએ અને વિવેક પણ જોઈએ. શ્રદ્ધાદ્વારા સાચું આત્મજ્ઞાન થાય, અને આ થયા પછી જ ભય વિરમે. જે પોતે નિર્ભય બને છે, તેનાથી

જગત પણ નિર્ભય જ બને છે આ સ્થિતિ સહજ આવતી છે, સંપૂર્ણ અહિંસાની છે. માટે, જે અંદર છે તેનું જ બહાર પ્રતિબિંબ દેખાય છે. અંદરની વૃત્તિ જ બહારની ક્રિયાનું મૂળકારણ છે. સ્થિતપ્રજ્ઞ અને ભક્ત સાધક પોતે લોકથી બીતો નથી અને લોક તેનાથી બીતા નથી, કારણ કે તે પોતે નિર્ભય બન્યો હોય છે અને જે પોતે નિર્ભય હોય, તે જ બીજાને નિર્ભય બનાવી શકે છે.

[૯] શસ્ત્રો એકબીજાથી ચડતાઊતરતાં, તેજ કે નરમ તથા તીક્ષ્ણ કે સામાન્ય એમ હોઈ શકે છે, પરંતુ અશસ્ત્રમાં ચડતાઊતરતા પણું કોનું નથી.

નોંધ :—અહીં શસ્ત્રો અર્થાત્ આત્માને બાધા કરનારાં તત્ત્વો, એટલે કે આસક્તિ અને તેનાથી જન્મતા રાગાદિ શત્રુઓ સમજવાના છે. વાસના એ મંદ અને તીવ્ર જન્મે. એક સામાન્ય હોય અને બીજી વિશેષ હોય, એક મંદ હોય અને બીજી તીવ્ર હોય, એમ તેમાં અનેકપણું અને વિવિધપણું હોય છે. પરંતુ અશસ્ત્ર અર્થાત્ કે આત્માની સહજદશામાં તેવું કશું હોતું નથી. આ વસ્તુને નીચેના દૃષ્ટાંતથી બરાબર સમજી શકાશે.

એક માણસ ક્રોધથી, બીજો અભિમાનથી, ત્રીજો ઘૃણાથી, ચોથો વિષયાસક્તિથી, પાંચમો લોભથી એમ વિવિધ રીતે આત્માને હણી શકે છે. તેમ જ એ ક્રોધ, અભિમાન, ઘૃણા, વિષયાસક્તિ અને લોભમાંય વળી તરતમતા બતાવનારાં અનેક કારણો અને ક્રિયાઓ થતી દેખાય છે. પરંતુ આત્માની સહજ દશામાં, સમભાવમાં કે શુદ્ધ પ્રેમમાં તેવા ભેદો નથી. તે તો બધી સ્થિતિમાં ને બધે સ્થળે એક જ સ્વરૂપમાં રહે છે. પ્રચંડ ક્રોધી પણ કોઈ પર ક્રોધી, તો કોઈ પર સ્નેહી, એમ વિવિધ બનશે. પરંતુ સમભાવી કે શુદ્ધ પ્રેમીનું તો સર્વત્ર અને સર્વ સ્થળે તે જ તત્ત્વ દેખાશે. તે શત્રુ પર પણ પ્રેમ અને સમભાવ જ ઢોળશે, અને મિત્ર પર પણ તે જ અમૃત વેરશે. સારાંશ કે પતનના માર્ગોમાં વિવિધતા છે. સહજવિકાસના માર્ગમાં એ જાતની વિચિત્રતા નથી. જ્ઞાની ભગવંત, મૂર્ખ કે કર્મકાંડી કોઈ પણ હો, આત્મવિકાસના માર્ગે જે હોય તે સૌ સમાન છે, ત્યાં ભિન્નતા નથી.

[૧૦] જે ક્રોધને ત્યાગે છે, તે માનને ત્યાગે છે, જે માનને ત્યાગે છે તે માયાને ત્યાગે છે, જે માયાને ત્યાગે છે, તે લોભને ત્યાગે છે, જે લોભને ત્યાગે છે, તે રાગને ત્યાગે છે, જે રાગને ત્યાગે છે, તે

દ્વેષને ત્યાગે છે; જે દ્વેષને ત્યાગે છે, તે મોહને ત્યાગે છે; અને જે મોહને ત્યાગે છે, તે ગર્ભથી મુક્ત થાય છે. જે ગર્ભથી મુક્ત થાય છે, તે જન્મથી મુક્ત થાય છે; જે જન્મથી મુક્ત થાય છે, તે મરણથી મુક્ત થાય છે; જે મરણથી મુક્ત થાય છે, તે નરકથી મુક્ત થાય છે; જે નરકથી મુક્ત થાય છે, તે તિર્યંચગતિથી મુક્ત થાય છે; અને જે તિર્યંચગતિથી મુક્ત થાય છે, તે દુઃખથી મુક્ત થાય છે.

**નોંધઃ**—હવે ત્યાગના ફળનો ઉપસંહાર કરતાં કરતાં સૂત્રકાર કષાયો અને તેનાથી જન્મતી સ્થિતિથી માંડીને ઠેઠ ભવભ્રમણ સુધીનો આખોયે ક્રમ વર્ણવી દે છે.

આ સૂત્રમાં સમસ્ત પ્રાણીસમાજની ગંભીર ચિકિત્સા છે, જડ અને જીવાત્માના સંબંધનું બયાન છે, અને સંસારનાં મૂળભૂત કારણોની રહસ્ય-પૂર્ણ સમીક્ષા છે.

ક્રોધનું સ્થાન અહીં પ્રથમ મૂક્યું છે, તેમાં પણ રહસ્ય છે. ક્રોધને ક્રિયારૂપે જે અનુભવ થાય છે તે પોતે ક્રોધ નથી, પણ ક્રોધનું પરિણામ છે. ક્રોધ એટલે જુસ્સો, આવેશ. આવો આવેશ પદાર્થ પ્રત્યેની આસક્તિના પરિણામથી જન્મે છે. ગીતાજીમાં પણ કામથી ક્રોધ, ક્રોધથી સંમોહ, સંમોહથી સ્મૃતિવિભ્રમ, સ્મૃતિવિભ્રમથી બુદ્ધિનાશ, બુદ્ધિનાશથી આત્મઘાત, આત્મઘાતથી અયુક્તતા, અયુક્તતાથી ભાવનાનો વિધ્વંસ, ભાવનાના વિધ્વંસથી સંપૂર્ણ અશાંતિ અને અશાન્તિથી દુઃખ આ જ ક્રમ છે. પણ આ ક્રમને કોઈ પણ સાધક પગથિયા-રૂપે સમજીને પ્રથમ પહેલે પછી બીજે અને પછી જ ત્રીજે જવાય એમ ન સમજી લે ! કારણ કે આવો ક્રમ સમજનાર ઘણીવાર ભૂલમાં પડે છે. જોકે ઘણા-ખરા માણસોને ઉપલક રીતે જોઈએ એટલે કે ક્રિયા પરથી તપાસીએ તો તે ક્રોધી નથી દેખાતા પણ માની દેખાય છે. કોઈ અભિમાની દેખાય છે. પણ ક્રોધી નથી દેખાતા. પરંતુ આ દેખાતી સ્થિતિ એ વાસ્તવિક સ્થિતિ નથી. તેનામાં જે નથી દેખાતું તે માત્ર નિમિત્તકારણોની ગેરહાજરીને લઈને છે, મૂળકારણના નાશને લીધે નહિ. જો એક ક્ષેત્રનો દુર્ગુણ છે તે નિમિત્ત મળતાં બીજા ક્ષેત્રનો દુર્ગુણ બને એ સ્વાભાવિક છે.

જેનામાં એક સદ્‌ગુણ સ્વાભાવિકતાથી જાગે, તેનામાં બધાંયે ક્ષેત્રોમાં તે સદ્‌ગુણોનો પ્રકાશ પડવો જોઈએ. પછી નિમિત્તોની અપેક્ષાએ ઓછા કે વધુ

પ્રમાણમાં દેખાતું એ જુદી વાત છે. અને જો એમ ન હોય તો વાસ્તવિક વિકાસ ન ગણાય. ધર્મને પણ આવી વિજ્ઞાનબુદ્ધિથી તપાસવો જોઈએ. જે સાધક ધર્મસ્થાનમાં અસત્ય ન બોલે, પણ જીવનવ્યવહારને લગતી ક્રિયાઓમાં એટલે કે કાપડ માપતાં કે માલ લેતાદેતાં જૂઠું બોલે તે સાધકે ધર્મની આરાધના કરી નથી એમ મનાય. એક ક્રિયા થાય એટલે બીજું તેની સાથે ને સાથે જ થાય છે. ઘડિયાળનું એક મુખ્ય ચક્ર ચાલે, એટલે બધા ચક્રો અને તેના કાંટાઓ તેની સાથે જ ફરવાના. તેમ એક ક્રિયામાં સાચી શુદ્ધિ આવે એટલે આખા જીવનમાં શુદ્ધિનો સંચાર થયા વિના રહે નહિ.

[૧૧] માટે બુદ્ધિમાન સાધકે ( આવેશનું મૂળ બાળી આ રીતે ) ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ તથા મોહથી પૃથક્ થઈને ગર્ભ, જન્મ, મરણ નરકગતિ અને તિર્યંચગતિના દુઃખોથી નિવૃત્ત થવું. આ શસ્ત્રોથી વિરમેલા અને અશસ્ત્ર ( ત્યાગ )દ્વારા આગળ વધી સંસારના પાર પામેલા સર્વજ્ઞ પુરુષોનું અનુભવપૂર્ણ વાક્ય છે.

**નોંધઃ**—સર્વજ્ઞનું વચન કહી અહીં સૂત્રકાર સત્પુરુષોની આજ્ઞાની અધીનતા સ્વીકારવાની પ્રેરણા આપે છે, અને એ પરથી એમ પણ ફલિત થાય છે કે સર્વજ્ઞ કે સત્પુરુષોની આજ્ઞા સ્વયં શ્રદ્ધાસ્પદ બની શકે છે. કારણ કે તે આજ્ઞા નિર્વ્યાજ અને નિઃસ્વાર્થ હોય છે. તેમાં કેવળ લોકકલ્યાણનો એક જ ઉચ્ચત્તમ ઉદ્દેશ છે.

[૧૨] એ રીતે પ્રથમ કાર્યોનાં મૂળકારણોને છેદી ( આવતાં કર્મોનાં દ્વારો રોકી ) પછી પૂર્વકૃત કર્મોનો અંત લાવી શકાય.

**નોંધઃ**—સૌ સુખને, આત્મસ્વરૂપને ઝંખે છે, અને તે મેળવવા ભિન્નભિન્ન દિશામાં—કોઈ બાહ્ય ભૌતિક ક્ષેત્રમાં, કોઈ માનસક્ષેત્રમાં અને કોઈ આધ્યાત્મિક ક્ષેત્રમાં એમ ભિન્ન ભિન્ન પ્રયત્નો પણ કરે છે; છતાં જે વસ્તુને એ ઇચ્છે છે તે શાથી નથી મળતું ? એનો સૂત્રમાં સૂક્ષ્મ ખુલાસો છે. એ સૂત્રમાં પ્રથમ કર્મોનાં મૂળ કારણોને છેદવાનું કહી, એમ કહેવા માગે છે કે જ્યાં સુધી બાધક કારણોનો નાશ ન થાય ત્યાં સુધી ઇષ્ટસિદ્ધિ ન થાય, પછી ગમે તેટલી અને ગમે તેવી એ ક્રિયા સુંદર દેખાય તોયે તેમાંથી સંતોષ ન મળે, જેમકે કોઈ ધ્રુવકાંટાને હાથમાં લઈ ગમે તેટલી આકરી પ્રતિજ્ઞાઓ આપે તોયે તે ઉત્તર દિશાભિમુખ રહેવાનો. તેને આંગળી વતી પૂર્વ

દિશાભિમુખ રાખવા પ્રબળ પ્રયત્ન કરો, તોયે તે સ્થાન પર આંગળી હોય ત્યાં સુધી જ તે પૂર્વદિશા તરફ રહે. અને આંગળી લઈ લો એટલે ફરીને તે ઉત્તર દિશા તરફ વળી જવાનો. આ રીતે સેંકડો વર્ષ સુધી કોઈ યત્ન કરે તોયે તેનું મૂળકારણ જાણી તે બાધક કારણ દૂર ન કરાય ત્યાં સુધી તે સ્થિતિમાં ફેર પડે નહિ. પણ જ્યારે તે પહેલાં તેનું બાધક કારણ શોધે, એટલે કે જ્યારે તેને ખ્યાલ આવે કે ધ્રુવકાંટા પર રહેલા લોહચુંબક નામનો ધાતુ ઉત્તર દિશામાં તેને આકર્ષે તેવા તેના ડુંગરાઓ છે. અને તેથી તે દિશા તરફ ખેંચાય છે. અને આમ જાણ્યા પછી તે ધાતુને ઉપરથી દૂર કરે ત્યારે તે મનુષ્ય તે કાંટાને ઇચ્છિત માર્ગે વાળી શકે. તે રીતે જો સાધક પોતાની થતી ભૂલનું મૂળ શોધી તેને દૂર કરે તો જ તે ઇચ્છિત પથે આગળ ધપે અને ધ્યેયની પ્રાપ્તિ કરી શકે.

[૧૭] પશ્યકને ઉપાધિ શી છે? નથી જ અને નથી. તો પ્રયોગ પણ નથી.

**નોંધ:**—હવે સૂત્રોનો ઉપસંહાર કરતાં સૂત્રકાર અહીં પશ્યકનું આબેહૂબ સ્વરૂપ આપે છે. પશ્યક એટલે દ્રષ્ટા, દ્રષ્ટા એટલે દૃશ્ય જોનાર નહિ પણ સ્વરૂપ જોનાર. આને રંગમંડપ પર વેશ ભજવતા નટ સાથે સરખાવીએ તો એમ કહી શકાય કે નટ જેઈએ તો ભૂપતિની ભૂમિકા ભજવે કે ભિખારીની ભૂમિકા ભજવે, પણ બન્ને સ્થિતિમાં તેને પોતે નાટકિયો છે તે સ્વરૂપનું ભાન રહે છે અને રાજા કે ભિખારીના વેશની અસર તેના ઉપર થતી નથી. જે પોતાના સ્વરૂપનું ભાન થયા પછી દ્રષ્ટા બની ગયો છે, તેવા સાધનાસિદ્ધ પુરુષને સારા કે માઠા પ્રસંગો કે દૃશ્યો સાથે સંબંધ હોવા છતાં તેની સારી કે માઠી અસર તેને વળગી શકતી નથી; એટલુંજ નહિ પરંતુ એ સ્થિતિની પ્રશંસા વર્ણવી શકાય તેવી પણ એ સ્થિતિ હોતી નથી. એમ કહી એ સ્થિતિ કેવળ અનુભવગમ્ય છે એમ બતાવે છે. ત્યાગના પરિણામે થતું કષાયોનું શમન આ રીતે દ્રષ્ટા હોવાનું ભાન કરાવે છે.

## ઉપસંહાર

કષાયો એ જ ભવભ્રમણનું મૂળ છે એટલે જેટલે અંશે કષાયોનું શમન તેટલી જ નિરાસક્તિ કે ત્યાગની સફળતા છે. કષાયોના શમનથી આત્મશુદ્ધિ થાય છે. આત્મશુદ્ધિની પરાકાષ્ઠાનું પ્રમાણ સર્વજ્ઞતાની પ્રાપ્તિ. કારણ કે જે એકને

સંપૂર્ણપણે જાણે તે સમસ્તને સંપૂર્ણપણે જાણી શકે, એવો નૈસર્ગિક નિયમ છે. મહાન આત્માઓ જ આ સત્યમાર્ગનો પાર પામી શકે, અને સર્વજ્ઞ બની શકે. જીવિતની આકાંક્ષાનો ત્યાગ, પૂર્ણ નિર્ભયતા અને સત્યની અખંડ આરાધના એ વીરતાનાં લક્ષણો છે. જેની એક માર્ગે શક્તિ હશે તે બીજે માર્ગે પણ વળી શકશે.

જ્ઞાનના મૂળમાં શ્રદ્ધાના અપૂર્વ બળની પ્રાપ્તિ છે. સત્પુરુષદર્શિત સત્યમાર્ગમાં પ્રવર્તવાની તાલાવેલી એ શ્રદ્ધાનું ચિહ્ન ગણાય. શ્રદ્ધાવાનને આત્મોન્નતિનો માર્ગ વધુ સરળ છે.

એમ કહું છું.

શીતોષ્ણીય નામનું તૃતીય અધ્યયન પૂર્ણ થયું.

# સમ્યક્ત્વ

૪

સમ્યક્ત્વ એટલે સાચાપણું. ત્રીજા અધ્યયનમાં ત્યાગ અને ત્યાગના ફળરૂપે સત્પ્રાપ્તિને લગતી બીના આવી. જ્યાં સુધી સત્યથી જિજ્ઞાસા ન થાય ત્યાં સુધી ત્યાગ સંભવે નહિ, એટલે ત્યાગ માટે જે તત્ત્વની આવશ્યક્તા છે. તેમ કહો કે જે તત્ત્વ ત્યાગના પાયારૂપે છે તેમ કહો. પણ તે રૂપે આ અધ્યયનમાં સૂત્રકાર મહાત્મા સત્યને લક્ષ બનાવી તેનાં સાધનો વર્ણવે છે.

## પ્રથમ ઉદ્દેશક

### અહિંસા

પ્રથમ અધ્યયનમાં આપેલી સૂક્ષ્મ અહિંસામાં વિવેક-દૃષ્ટિ મુખ્ય હતી. અહીં આપેલી અહિંસામાં જીવનના સર્વ ક્ષેત્રગતવ્યાપક અહિંસાની મૌલિક દૃષ્ટિ છે. પ્રથમ અહિંસા-

નો વિવેક આવે અને પછી અહિંસાની આચરણીયતા આવે. પણ અહિંસાનું સ્થાન જ પ્રથમ શા માટે ? આ ઉદ્દેશકમાં સત્યના મુખ્ય સાધનરૂપે અહિંસાને લગતી બીના છે. પણ બીજાં વ્રતો કેમ નહિ ? એ પ્રશ્ન પ્રથમ તકે થવા સંભવ રહે ખરો. પણ અહિંસાનું સ્વરૂપ એટલું તો સર્વતોમુખી અને સર્વવ્યાપી છે કે તે પરથી જીવનવિકાસને લગતા બધા પ્રશ્નોના ઉકેલ આવી રહે. એટલે અહિંસામાં બીજાં વ્રતોનો ગૌણપણે પણ સમાવેશ થઈ જાય છે. અને તે જ કારણે તેનું સ્થાન પહેલું છે. તેથી જ સૂત્રકાર એમ પણ કહી દે છે કે જે ધર્મમાં વિશ્વનાં સૂક્ષ્મ કે સ્થૂળ, ચર કે અચર સર્વ પ્રાણીઓ પ્રત્યે સમાનભાવે વર્તવા જેટલી અહિંસાની ઉદાર વ્યાખ્યા હોય તે જ ધર્મ સાચો અને સનાતન હોવાનો દાવો ધરાવી શકે.

અને બીજી તરફ સૂક્ષ્મ જંતુઓ તરફ દયા હોવાનું બતાવનારાઓ માનવજાત પ્રત્યેની હમદર્દીથી પણ દૂર દેખાય છે. આ બન્નેને સૂક્ષ્મ રીતે અવલોકીએ તો કોઈની વૃત્તિ અને ક્રિયા બન્નેમાં હિંસા દેખાય છે, તો કોઈની વૃત્તિ કરતાં ક્રિયામાં વધુ હિંસા દેખાય છે, અને કોઈની ક્રિયામાં કદાચ પ્રત્યક્ષ ન દેખાતી હોય તોયે વૃત્તિમાં હિંસા હોય છે. જ્યાં અહિંસાનું સાચું સ્વરૂપ સમજાયું હોય ત્યાં આવી સ્થિતિ ન હોય, એમ સૂત્રકાર કહે છે.

સામાન્ય રીતે હિંસા એટલે કોઈ જીવને હણી નાખવું એટલી જ વ્યાખ્યા મનાય છે, પણ એ પૂર્ણ નથી એમ અહીં સૂત્રકાર કહે છે. અને તેથી કોઈ પણ જીવ—પછી તે નાનો હોય કે મોટો હોય તેના ઉપર માલિકી રાખવી, મમત્વ રાખવું, કબજો ધરાવવો કે તેની લાગણી દૂભવવી એ પણ હિંસા જ છે. હિંસાની આ સમજણ પછી અહિંસાની વ્યાખ્યા કેટલી ઉદાર હોય એ સહેજે સમજી શકાય. અહિંસાનો ઉપાસક મનથી પણ કોઈની લાગણી દૂભવવા ઇચ્છે નહિ, પોતાના આશ્રયે રહેલા જીવો પર અત્યાચાર ગુજારે નહિ. અધીન રહેલા નોકરચાકર કે પશુઓ પણ પોતાના સમાન સુખ ઇચ્છે છે. તેમનામાંય ચેતનાશક્તિ છે, પ્રાણતત્ત્વ છે, દેહાદિ સામગ્રી છે, વ્યક્ત કે અવ્યક્ત મનઃશક્તિ છે, જીવનેચ્છા છે અને સત્યની જિજ્ઞાસા પણ છે. એમ સમજી પોતાને તેનો માલિક ન સમજે પણ પાલક, પોષક કે પિતા તરીકે સમજે, અને તેના પર બાળક જેવું વર્તન રાખે. એ સાચી અહિંસા છે.

પણ જ્યાં પરિગ્રહની ભાવના, આસક્તિ અને મમતા છે, ત્યાં શુદ્ધ અહિંસા ન સંભવે. જે સાચો અહિંસક હોય તેના પ્રત્યેક કાર્યમાં વિવેકબુદ્ધિ જાગૃત જ હોય, એ કાયર ન હોય તેમ વિલાસીયે ન હોય. કોઈ પણ કાર્યમાં એ પોતાનો સ્વાર્થ બીજાના ભોગે ન સાધે. આ જાતની ભાવના વગરની કહેવાતી અહિંસા એ અહિંસા તો નથી જ.

[૨] આ જ ધર્મ પવિત્ર, સનાતન (જૂનો), અને શાશ્વત (નિત્યવર્તી) છે. અને તેથી જ સંસારનાં દુઃખોને જાણનાર (હિતકારી) તીર્થંકર ભગવાને સાંભળવા તૈયાર થયેલાઓને, નહિ થયેલાઓને, ગૃહસ્થોને, રાગીઓને, ત્યાગીઓને, ભોગીઓને કે યોગીઓને સૌને બતાવ્યો છે.

**નોંધઃ**—વ્યાપક અહિંસાના પાલનમાં સમસ્ત પ્રાણીજાતની રક્ષા અને નિર્ભયતા સમાયેલા હોઈ તેમાં વિશ્વશાન્તિનું મૂળ છે, એમ પ્રથમ સૂત્રથી ફલિત થયું. આ સૂત્ર એમ કહે છે કે આવી જાતના વિશ્વપ્રેમના સંસ્કારોને સ્થાપિત કરાવે એ જ ધર્મ સાચો અને સનાતન ગણાય.

ધર્મની સત્યતા અને પ્રાચીનતા કાળ પરથી નિયત કરવામાં આવે છે, ત્યાં ભૂલ છે. કાળ કે સંયોગો પર ધર્મનું નિર્માણ જ નથી. ધર્મનિર્માણનો આધાર પ્રત્યેક જીવના પૃથક્પૃથક્ જીવનવિકાસ પર નિર્ભર છે. જીવનના ક્ષેત્રો અને ભૂમિકાઓમાં જેમજેમ વિવિધતા દેખાય તેમતેમ તે પાત્ર પરત્વે ધર્મમાં પણ તેવું વૈવિધ્ય હોય, અને હોવું ઘટે.

આથી જ કહે છે કે ધર્મતત્ત્વ કોઈ અમુક ગાધક, અમુક સંપ્રદાય કે અમુક સમાજ માટે જ નથી. સૂર્યના કિરણોની માફક પ્રાણીમાત્રમાં તેનો ચિરાગ સળગે છે. માનવજાતમાં બુદ્ધિ અને પુરુષાર્થનો સ્વાધીન વિકાસ હોઈ તેમાં આ તત્ત્વ વધુ વિકસિત બનવાનો સંભવ છે, અને તેથી તેમને ઉદ્દેશીને અહીં કહ્યું છે કે ગૃહસ્થ કે ત્યાગી, આ મતને માનનારો કે બીજા મતને માનનારો અને ભોગી કે યોગી સૌ કોઈને આ ધર્મનું પાલન એકસરખું અનિવાર્ય બને છે.

જોકે ધર્મ પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, ભૂમિકા તથા માનવપ્રકૃતિને અપેક્ષિત હોઈ તેમાં વિકાસભેદે તરતમતા હોઈ શકે પરંતુ જગતમાં જીવતી કોઈ પણ વ્યક્તિ ધર્મતત્ત્વથી પૃથક્ તો ન જ હોઈ શકે અને રહી શકે.

આ રીતે જીવનમાં જેટલે અંશે ધર્મનું સ્થાન, ધર્મની વ્યાપકતા અને ધર્મની વિવિધતા હોય, તેટલે અંશે અહિંસાનુંયે સ્થાન, વ્યાપકતા અને વૈવિધ્ય હોવા સ્વાભાવિક છે. આથી કોઈ પણ ક્ષેત્ર કે ભૂમિકાએ વસતા વિકાસેચ્છુ માનવને તેનું પાલન સંભાવ્ય અને સુશક્ય બની રહે છે.

[૩] એ ધર્મ ખરેખરો છે, અને માત્ર જિનપ્રવચનમાં જ વર્ણવેલો છે.

**નોંધઃ**—માત્ર જિનપ્રવચન કહેવાનું અહીં એ પ્રયોજન છે કે.—જૈનધર્મ અમુક કુલ, જ્ઞાતિ, કે સમાજ નથી. જૈન શબ્દ ગુણવાચક છે. જિનના ગુણને ધારણ કરે તે જૈન. પછી તે ગમે તે જ્ઞાતિ, કુળ કે સમાજ

હો. અને તેથી જ સમસ્ત જગતની અપેક્ષાએ સૂત્રકારે ધર્મતત્ત્વની વ્યા અહિંસાની વ્યાપકતા વર્ણવી છે. અને એ કાળે જૈનત્વને અનુસરતા વર્ગ સિવાય ઇતર પ્રવર્તતા ધર્મ, મત કે પંથોમાં અહિંસાની આટલી ઉદાર વ્યાખ્યા ન હોય, અને વહેમ, રૂઢિ તથા અજ્ઞાનતાને લઈને દેવદેવીઓ કે એવાં નિમિત્તે થતી હિંસા અધર્મ નથી પણ ઊલટો ધર્મ છે એવા વિકૃત ધર્મનો પ્રચાર થતો હોય, એવો આશય ઉપરના સૂત્રના કાળથી ફલિત થાય છે.

[૪] માટે શાણો સાધક આવા નિર્દોષ ધર્મનું યથાર્થ સ્વરૂપ જાણીને શ્રદ્ધા કર્યા બાદ ( તેના પાલનમાં ) આળસુ ન બને, અને સમજીને ગ્રહણ કર્યા બાદ તે ધર્મનો પ્રાણ જતાં સુધી ત્યાગ ન કરે.

**નોંધ:**—સદોષતા અને ધર્મને લાગતુંવળગતું નથી. જે ક્રિયામાં જે સમયે સદોષતા હોય તે ક્રિયામા તે સમયે ધર્મ ન હોઈ શકે. સૂક્ષ્મ હિંસા પણ ધર્મને નામે ક્ષમ્ય નથી. સંસ્કારિતાને ધર્મ સમજી તેવા સદ્ધર્મ પર શ્રદ્ધા રાખવી એમ કહે છે. આવા ધર્મમાં કોઈ દેશ, ક્ષેત્ર, સંપ્રદાય કે મત બાધિત ન હોઈ શ્રદ્ધા થવી અશક્ય નથી.

આવો ધર્મ જાળવવા છતાં ઉચ્ચકોટિનો જીવનવ્યવહાર જાળવી શકાય છે, એટલે તે ધર્મનું પાલન અશક્ય નથી. માત્ર સાચી જિજ્ઞાસા અને સાચી વિચારણા હોવી ઘટે. એટલું જ કહે છે કે તેવા ધર્મના પાલનમાં "હું ધર્મ સમજતો નથી, મારામા અમુક પ્રકારના આધ્યાત્મિક ગ્રંથોનો અભ્યાસ નથી કે મારામાં ધર્મપાલનની કે ક્રિયા કરવાની શક્તિ નથી" તેવો બચાવ કરવાને અવકાશ નથી. તેવા બચાવના ગર્ભમાં સાચું કારણેય હોતું નથી. આગ્રહ અને પ્રમાદ જ આ જાતનો બચાવ કરાવે છે. એટલે વિકલ્પોના વમળમાં ન ગુંચાતાં સૌ કોઈ કોઈ પણ ક્ષેત્ર કે ભૂમિકામાં રહીને ક્રમપૂર્વક સદ્ધર્મ પાલન કરે. ધર્મપાલનમાં પ્રાણાર્પણની પણ પરવા ન હોવી જોઈએ.

[૫] સાધક દેખાતા રંગરાગમાં ( અંજાઈ ન જતાં ) વૈરાગ્ય ધારણ કરે.

**નોંધ:**—આ સૂત્રમાં અહિંસાના ઉપાસકોએ પદાર્થો પ્રત્યે રાગ ઘટાડવો જોઈએ એમ બતાવ્યું છે. જ્યાં મોહ છે, ત્યાં પ્રત્યક્ષ કે પરોક્ષ હિંસા થવાનો સંભવ છે જ. અહિંસાના સૂત્ર ઉચ્ચારવાથી, કે અહિંસક ગણાતા ધર્મમાં ભળી થોડી બાહ્ય રૂઢિગત ચાલતી અહિંસક ક્રિયાઓ કરવાથી

કરતોયે નથી અને ચાહતાયે નથી. તે પોતાનું જીવન હળવું બનાવી માત્ર પરકલ્યાણના શુભ આશયથી જ પ્રવૃત્તિ સેવે છે, એટલે એની પ્રવૃત્તિ કર્મ-બંધનના કારણભૂત હોતી નથી.

[૮] આત્માર્થી જંબૂ ! મેં ઉપરની ભગવદ્ભાષિત જે જે બીના કહી છે તે દીઠેલી પણ છે, સાંભળેલી છે અને અનુભવેલી પણ છે.

**નોંધઃ**—તત્ત્વદર્શી પુરુષો જે જે ભાવો પોતાના અપરોક્ષાનુભૂત સ્વાનુભવથી જાણે છે, તે જ કથે છે. અને તેવા અનુભવના ઉદ્‌ગારો જ સ્વ અને પર ઉભયને લાભપ્રદ થઈ પડે છે. આ સૂત્રમાંથી કોણ ઉપદેશ આપી શકે, કોનો ઉપદેશ ઉપયોગી, સફળ અને સામાના હૃદય પર વિશ્વાસ જન્માવનાર નીવડી શકે, એ સમજાય તેવું છે.

[૯] જેઓ સંસારમાં આસક્ત થઈને ખૂંચી રહે છે, તે જીવો સંસારમાં વારંવાર પરિભ્રમણ કરે છે.

**નોંધઃ**—અનાસક્તિ અને વિકાસ એ બન્ને એકીસાથે ન ટકી શકે. ધર્મ જો વિકાસનું સાધન હોય તો તેમાં બહિર્મુખ દૃષ્ટિ ન હોવી ઘટે.

[૧૦] માટે તત્ત્વદર્શી ધીર સાધકો એ પ્રમાદીજનોને ધર્મથી અભિમુખ જાણીને અહર્નિશ ઉદ્યમવંત બની સાધનામાર્ગમાં સાવધાનપણે વર્તવું ઘટે.

**નોંધઃ**—અપ્રમાદ એ જ અમૃત છે, એ જ ધર્મ છે. પ્રમાદ એ અધ્યાત્મ મૃત્યુ છે. તે દર્દનો ચેપ એવો ભૂંડો છે કે તેના દર્દીને જ માત્ર નહિ પરંતુ તે દર્દીના સંસર્ગમાં આવનારા પ્રત્યેકને પકડી પાડે છે, અને પતનની ગર્તામાં ધકેલી દે છે. આથી ધર્મમાર્ગને યથાર્થ સમજીને શ્રદ્ધા—દૃઢ નિશ્ચયપૂર્વક પોતાના માર્ગમાં અપ્રમત્ત રહેવું, એ જ સમ્યક્ત્વનું પરિણમન છે.

## ઉપસંહાર

અહિંસાનો જીવનના પ્રત્યેક ક્ષેત્ર સાથે સંબંધ છે. સાચા અને સનાતન ધર્મનું પાલન, અહિંસાની જીવનવ્યાપી આચરણીયાતામાં છે. આવી અહિંસા કે જેનો સંબંધ પ્રત્યેક કર્મ, મન અને વાણી સાથે છે તે જીવનકો

વણાય તો તે દ્વારા કેવળ વ્યક્તિનો જ નહિ પણ સમાજ, રાષ્ટ્ર અને વિશ્વનો પણ વિકાસ છે, અને એ સર્વને માટે અનિવાર્ય હોઈ શ્રદ્ધાસ્પદ બનવી ઘટે.

કૃત્રિમ વિલાસોમાં હિંસાની સંભાવ્યતા છે. હિંસા અને ધર્મ એકી-સાથે હોઇ શકે નહી. બહિર્મુખ દૃષ્ટિ આત્મવિકાસનું આવરણ અને કર્મ-બંધનનું મૂળ છે. એનાથીજ આસક્તિને વેગ મળે છે.

અહિંસાના જીવનવણાટની શક્યતા માટે આસક્તિ અને પૂર્વા-ધ્યાસોથી પર રહેવું આવશ્યક છે. એટલે જાગૃતિ એ જીવનવિકાસમાં ઉપયોગી સાધન બની રહે છે. અને જાગૃતિથી પ્રવૃત્તિમાં અને વૃત્તિમાં શુભ સંસ્કારો સ્થાપિત કરવાની તક સાંપડે છે.

એમ કહું છું.

સમ્યક્‌ત્વ અધ્યયનનો પ્રથમ ઉદ્દેશક સમાપ્ત થયો.



# દ્વિતીય ઉદ્દેશક

## અહિંસા અને ધર્મ

**સૂત્રકાર અહિંસાનું સ્વરૂપ બતાવી અહીં ધર્મ અને વ્યવહારનો મેળ સાધી કહે છે કે જ્યાં અહિંસા નથી ત્યાં ધર્મ નથી.**

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] આત્માર્થી જંબૂ ! સાંભળ; જે આસ્રવ ( કર્મબંધન )ના હેતુઓ છે તે સંવર ( કર્મ રોકવા )ના હેતુઓ પણ થઈ શકે છે; અને જે કર્મ ખપાવવાના હેતુઓ છે તે કર્મ બંધાવાના હેતુરૂપ પણ થઈ પડે છે.

[૨] અથવા તો જેટલા કર્મ ખપાવવાના હેતુઓ છે, તેટલા જ કર્મ બાંધવાના હેતુઓ પણ છે. અને કર્મ બાંધવાના હેતુઓ છે, તેટલા જ કર્મ ખપાવવાના હેતુઓ પણ છે.

**નોંધઃ**—જ્યારે ધર્મમાં કે વ્યવહારમાં નિમિત્તોને જ મહત્ત્વ અપાય, અને એ મહત્ત્વ પણ એટલું વધી જાય કે તેમાં ઉપાદાનને તો લગભગ ભૂલી જ જવાય, ત્યારે ધર્મ જીવનવ્યાપી ક્ષેત્રને બદલે કર્મકાંડો, શુષ્કત્યાગ અથવા એવાં જ કંઈ બાહ્ય આચરણમાં સમાપ્ત થઈ જતો હોય એમ દેખાય છે. વાસ્તવિક રીતે જોતાં કર્મકાંડો તો માત્ર નિમિત્તપૂરતાં છે, અને તેમનો હેતુ ઉપાદાન ( અંતઃકરણસ્થિત સંસ્કારો)ની શુદ્ધિઅર્થે હોવો ઘટે. જે નિમિત્તો

ઉપાદાનની શુદ્ધિમાં ઉપયોગી ન નીવડતાં હોય તે નિમિત્તોને મહત્ત્વ આપવું નિરર્થક ગણાય, એ પ્રતિપાદન આ બન્ને સૂત્રો સચોટપણે કરે છે. સારાંશ કે બહાર દેખાતો સંસાર એ સંસાર નથી, પણ સંસાર તો અંતરની વાસનામાં છે. એટલે બાહ્ય સંસાર એ કાળો કોલસો નહિ, પણ એનો જેવો જે ઉપયોગ કે દુરુપયોગ કરી શકે તેટલી અને તેવી તેના ઉપાદાનની શુદ્ધિઅશુદ્ધિ માટેનું માત્ર નિમિત્ત બને. એટલું જ વિચારવું રહ્યું.

(ઉપરનાં બન્ને સૂત્રો નિરાસક્તિયોગનાં સૂચક છે. मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः) એ ભાવ પણ અહીં બહુ સ્પષ્ટ થાય છે. વિશ્વમાં એક પણ નિરર્થક વસ્તુ નથી. પદાર્થમાત્રમાંથી જ્ઞાન મળે છે.(એક જ પદાર્થ એકને અમૃતરૂપ બને છે, અને બીજાને ઝેર પણ બની શકે છે. મિથ્યાદષ્ટિ જીવ જ્યાં જઈ પાપનાં પોટલાં બાંધે છે, ત્યાં જ સમ્યક્દષ્ટિ જીવ કર્મ બાંધવાને બદલે છોડે છે.) કોશા જેવી લાવણ્યવંતી અને ચતુર વેશ્યાના વિલાસગૃહમાં લાંબા કાળ સુધી અહોરાત્ર વસવા છતાં શ્રી સ્થૂલિભદ્ર નિર્વિકાર રહ્યા. એક તરફ વિકારોત્તેજક વાસનાનું તીવ્ર વાતાવરણ, અને બીજી તરફ શાંતમૂર્તિ યોગીશ્વરની અડગતા. એ બન્નેના ઉગ્ર દ્વંદ્વમાં આખરે યોગી જીત્યા, ને વેશ્યા પર પોતાના સત્ચારિત્રની અખંડ છાપ પાડી. આ રીતે કર્મ-બંધનના સ્થાનમાં કર્મબંધન તોડ્યા એવો ઉલ્લેખ જૈન ગ્રંથોમાં મળે છે. તે જ રીતે કેટલાક જીવો એવા પણ હોય છે કે જે ઉત્તમ કોટિના પવિત્ર વાતાવરણમાં પણ પોતાની ગંદી વાસનાના પ્રબળપણાથી—પાપિષ્ઠ વૃત્તિથી કર્મનાં તીવ્ર બંધન બાંધે છે.

જીવોને આ રીતે કર્મોથી બંધાતા જોઈ તે ક્યો સાધક ઉદ્યમવંત નહિ બને ?

[૪] પ્રિય જંબૂ ! જ્ઞાની ભગવાન સંસારમાં રહેવા છતાં સરલ, બોધી ( મુમુક્ષુ, સુપાત્ર, ભૂમિકાયોગ્ય ) અને બુદ્ધિશાળી પુરુષોને એવી રીતે ધર્મ કહે છે કે જેથી તેઓ કલેશ, શોક અને પરિતાપના સ્થાનમાં તથા ક્રોધાદિ, વિષયાદિ કે નિંદાદિ દુષ્ટ દોષોના વાતાવરણમાં હોવા છતાંયે ધર્માચરણ કરી શકે છે. અહો ! જંબૂ ! આ વાત અનુભવપૂર્ણ સત્ય છે.

**નોંધ:**—ઉપરના સૂત્રમાં બે ભાવના છે. એક તો લોકસંગમાં રહેવા છતાં અનાસક્ત રહી વિકાસ સાધી શકાય છે, અને બીજી ભાવના એ છે કે આવા સંસારીઓને પોતાના વિકાસનો માર્ગ જ્ઞાની જ બતાવી શકે. જેણે અનુભવ્યું છે, જેણે વિવિધ દૃષ્ટિબિંદુઓ પચાવ્યાં છે, જેનામાં અનેકાંતતા છે, અને વિશ્વૈક્ય છે, તેવો પુરુષ જ સાચું જ્ઞાન આપી શકે. ભિન્નભિન્ન વ્યક્તિઓના વિકાસ માટે માર્ગ પણ ભિન્નભિન્ન હોવા જોઈએ. એવો ભાવ આમાંથી સ્પષ્ટ નીકળે છે. સંસારમાં રહેવા છતાં ધર્માચરણ કરી શકાય છે, એમ કહીને અહીં ધર્મ અને વ્યવહારનો સુમેળ સરસ રીતે સાંધ્યો છે. અણગાર કે આગાર કોઈ પણ માર્ગનો આમાં એકાંત આગ્રહ નથી, આગ્રહ માત્ર વિકાસનો છે. પણ એની રીત બતાવનાર પુરુષ જ્ઞાની હોવો ઘટે. જેને લોકમાનસનો વિશાળ અનુભવ નથી, તેવા પુરુષો જો ઉપદેશ આપવા બેસે તો કદાચ અનર્થ પણ થાય, એવો ભાવ સૂત્રકાર અહીં રજૂ કરે છે.

[૫] અહો ! જંબુ ! કેટલું આશ્ચર્ય ! જો આ બધા જીવો મૃત્યુના મુખમાં જઈ પડ્યા છે. આવાં પ્રાણીને માટે મૃત્યુ નહિ આવે એવો તો કશો જ નિશ્ચય નથી. છતાંયે આશાથી તણાતાં, ઊંધાં સ્થાનવાળાં પ્રાણી કાળના મોંઢામાં પડ્યાં પડ્યાં પણ જાણે કેમ કદી મરવું જ ન હોય, તેમ પાપક્રિયાઓમાં મસ્ત—તરબોળ રહ્યા કરે છે, ( કર્મબંધનોથી ) વિચિત્ર જન્મપરંપરા વધારે છે, અને પાછા તેની તે જ આશાની જાળમાં સપડાય છે.

[૬] આ સંસારમાં એવા પણ કેટલાએક ભારે કર્મી (મોહ-મૂઢ) હોય છે કે જેમને નરકાદિ દુઃખ ભોગવવાનો જાણે નાદ જ ન લાગ્યો હોય, તેમ તેવાં અઘોર પાપકર્મો કરી ફરીવાર તેવા સ્થળમાં ઉત્પન્ન થઈ તે પ્રકારનાં દુઃખો વેદ્યા કરે છે.

**નોંધઃ**—પ્રથમ કારાગૃહમાં જતાં મનુષ્ય ડરે છે, પરંતુ જે બેત્રણ કે ચારવાર ગયો હોય તેને પછી એ સાહજ થઇ જાય છે. તેમ જેને અતિ કપરાં દુઃખોનો પરિચય થઈ ગયો હોય તે જીવાત્મા એટલો ટેવાઈ જાય છે કે પછી તેને દુઃખનો ભય જ જાણે ન લાગતો હોય એમ થાય છે. આમ કહેવાનું કારણ એ છે કે જીવાત્માને પોતાનાં કરેલાં કર્મોનો સારોમાઠો અનુભવ વારંવાર થાય છે, છતાં તે પોતાની મૂઢ પ્રવૃત્તિને સુધારવાનો પ્રયત્ન કરતો નથી. તેથી જ્ઞાની પુરુષો એમ અનુમાન કરે છે કે કદાચ તે પરિચયથી ટેવાઈ ગયો હશે (જોકે આ એક ઔપચારિક વાક્ય છે), નહિ તો પોતાની મેળે શા માટે આમ વારંવાર ફસાય? ઘણીવાર કંઈ પણ ન કરવાની આળસુવૃત્તિને કારણે જે જીવો અમે શું કરીએ, અમને અનુકૂળ સંયોગો નથી કે અમે ભારે કર્મી છીએ એવા લૂલા બચાવો કરે છે તેમને આ સૂત્રમાં મીઠું ઉદ્બોધન છે.

[૭] અતિ ક્રૂર કર્મો કરવાથી જીવો અતિ ભયંકર દુઃખવાળા સ્થાનમાં ઉત્પન્ન થાય છે. અને જે જીવો અતિ ક્રૂર કર્મો કરતા નથી તે તેવા દુઃખી સ્થાનમાં ઉત્પન્ન થતા નથી.

**નોંધ**—જીવાત્મા જે પ્રકારનાં કર્મો કરે છે, તેના તેવા આકારમાં ચૈતન્ય વિકૃત થઈ જાય છે; અને તે વિકૃત ચૈતન્ય કર્મોને વશ હોવાથી જે પ્રકારના કર્મોને યોગ્ય વાતાવરણ હોય છે, તેવા તેવા નિકૃષ્ટ (હલકા) સ્થાનમાં એને ચાલ્યાઈ જવું પડે છે. આટલું સ્વરૂપ જાણી જે સાધકો અધમકૃત્ય કરતાં ડરે છે, તે અધમ સ્થાનમાં જવું પડે તેવું કલુષિત માનસ ઘડતા નથી.

[૮] આ પ્રમાણે જે સત્ય શ્રુતકેવળી પુરુષો કહે છે, તે જ સત્ય કેવળજ્ઞાની પુરુષો કહે છે. અને જે સત્ય કેવળજ્ઞાનીઓ કહે છે, તે જ સત્ય શ્રુતકેવળી પુરુષો પણ (આ સંસારના જીવોને સદ્બોધવા માટે) કહે છે.

**નોંધઃ**—જૈનદર્શનમાં દશપૂર્વથી માંડીને ચૌદપૂર્વ સુધીના જ્ઞાનના ધરનાર હોય તે શ્રુતકેવળી કહેવાય છે. આ સત્પુરુષો તીર્થંકર દેવોના ઉપદેશ પ્રમાણે જ પ્રવર્તે છે. તેથી આ સત્પુરુષોની વાણીમાં સર્વજ્ઞ દેવોની વાણીની એકવાક્યતા બરાબર જળવાઈ રહે છે. આવા સમયજ્ઞ અને સદ્‌વર્તનવાળા મહાપુરુષોની શિક્ષાને અનુસરવું એ સાધકનું કર્તવ્ય થઈ પડે છે.

[૯] આ જગતમાં કોઈ શ્રમણો તથા બ્રાહ્મણો સત્ય અને સનાતન ધર્મથી વિરુદ્ધ પ્રલાપ કરે છેઃ જેમકે "અમે દીઠું છે, સાંભળ્યું છે, નક્કીપણે જાણ્યું છે, તથા પ્રત્યેક દિશાથી બરાબર તપાસ્યું છે કે (ધર્મનિમિત્તે) પ્રાણ, ભૂત, જીવ કે સત્ત્વ—એ ચાર પ્રકારના કોઈ પણ વિભાગના કોઈ પણ જીવને, હણવા, દાબવા પકડવા, દુઃખી કરવા કે પ્રાણવિહૂણો બનાવવામાં કંઈએ દોષ થતો નથી."ખરેખર એવો મિથ્યા પ્રલાપ કરવો તે અનાર્યોનું જ વચન ગણાય.

**નોંધઃ**—નાના કે મોટા કોઈ પણ જીવને જરા પણ દૂભવવો તે હિંસા છે. ધર્મને નામેય હિંસા ન હોઇ શકે. આ વાત સાવ સ્પષ્ટ અને સત્ય છે, એમ જાણવા છતાં તે કાળમાં ધર્મનિમિત્તે દેવદેવી પાસે હિંસા કરાવવાનો અજ્ઞાન અને અંધસ્વાર્થી શ્રમણો તથા બ્રાહ્મણો પ્રચાર કરતા હતા. એ વિધિ અદ્યાવધિ મૂર્ખ લોકોમાં સ્વંસાવશેષરૂપે રહી ગઇ છે. તે પ્રથાનો ભગવાન મહાવીરે નાશ કરવા માટે ભરપૂર પ્રયત્ન કર્યો હતો અને સાચી આર્યભાવનાનો પ્રચાર કર્યો હતો, એ ઇતિહાસનો આમાં ધ્વનિ છે. આથી આર્ય અને અનાર્ય એ ગુણનિષ્પન્ન સંજ્ઞા છે, એમ પણ સ્પષ્ટ સમજાય છે.

[૧૦] જે આર્ય સાધકો હોય છે તે તો આ જોઈને આ સ્થળે એવું જ કહે છે કેઃ—અહો દયાપાત્રો! તમારું તે જોવું, સાંભળવું માનવું, નક્કીપણે જાણવું તથા બધાં દૃષ્ટિબિંદુઓથી તપાસી જોવું એ બધું દુષ્ટ (અસત્ય—અનર્થકારી) છે, કારણ કે તમે એવું કહો છો કે "જીવોને મારવામાં કશો દોષ નથી"; પણ આ તમારું કથન અનાર્ય લોકોને અનુસરતું જ છે.

**નોંધઃ**—જાતિથી અનાર્ય ગણાતા લોકો કરતાં ક્રિયાથી જેઓ અનાર્ય છે તે વધુ ભયંકર છે; કારણ કે પેલા તો બિચારા પાપપુણ્ય કે ધર્મ-અધર્મને સમજતા નથી, તેથી જ ભૂલ કરે છે. પરંતુ જેઓ ધર્મને સમજે છે છતાં ધર્મને નામે અધર્મ આદરે છે, તે ખરેખર ઉપર્યુક્ત અનાર્યો કરતાં વધુ દૂષિત છે. અનાર્યમાત્ર પોતે જ પાપ કરે છે અને ડૂબે છે, પરંતુ આર્યને નામે અનાર્યત્વમાં પ્રવર્તનારાઓ પોતે ડૂબે છે અને તેમને અનુસરનારા બીજા પણ અનેકને ડુબાડે છે. આ સૂત્ર એમ કહે છે કે કોઈ પણ હેતુ માટે હિંસા કરવી એ આર્યના સ્વભાવમાં ન હોય.

[૧૧] અને અમે તો કહીએ છીએ, બોલીએ છીએ અને એમ વર્ણવીએ પણ છીએ કેઃ—કોઈ પણ પ્રાણીને કોઈ પણ પ્રયોજનથી મારવું, દુઃખ દેવું, સંતાપવું, પીડવું કે પ્રાણરહિત બનાવવું નહિ, અને એ (અહિંસક) રીતે વર્તવામાં જ દોષ નથી. આ વચન આર્ય-પુરુષોનું છે.

**નોંધઃ**—જે કોઈ મહાપુરુષોએ વિકાસ સાધ્યો છે, તે અન્યનો ભોગ લઈને નહિ પણ અન્યને બચાવીને. આ ભાવનાનો પ્રચાર કરવો અને વર્તવું, એ જ આર્યત્વ છે. એમાં જ આર્ય ધર્મ છે. બીજાનો નાશ કરીને સ્વાર્થાંધ અને અત્યાચારી બનવું અને વિકાસ સાધવો, એ બન્ને વાતો પરસ્પરવિરુદ્ધ છે. આર્યભાવનાનો અહીં અચ્છો પરિચય મળે છે. આર્ય-સંસ્કૃતિ એટલે જૈન કે વેદસંસ્કૃતિ એમ નહિ, પણ આર્ય એટલે તો સંસ્કારી પુરુષ અને આર્યત્વ એટલે સંસ્કારિતા એમ સમજાય છે.

[૧૨] દરેક મતવાળાનાં ધર્મશાસ્ત્રોમાં શું શું કહેલું છે તે બરાબર તપાસીને અમે દરેક જાતના અનુયાયીઓને પ્રશ્ન કરીએ છીએ કે (શાસ્ત્રવાદને બહાને ખોટા ઝગડાઓ મચાવી શા માટે એ મતના સંસ્થાપકોને અન્યાય કરો છો?) હે પરવાદીઓ! વારુ, તમને સુખ અપ્રિય છે કે દુઃખ અપ્રિય છે? જો તમને દુઃખ જ અપ્રિય છે, તો તમારાં જેવાં ચેતનાવાળાં બધાં પ્રાણીઓને પણ દુઃખ જ મહાભયંકર અને અનિષ્ટ છે. તેમ સિદ્ધ થાય છે, માટે તમે તેમ વર્તો.

**નોંધઃ**—આ સૂત્ર એમ કહે છે કે જેવું પોતે ઇચ્છે છે, તેવું જ આખું જગત ઇચ્છી રહ્યું છે. એટલે સ્વ અને પરની એકવાક્યતા સાધવા માટે ધર્મની ઉત્પત્તિ થાય છે, અને તેથી પ્રત્યેક ધર્મ, પછી તે ગમે તે ધર્મસંસ્થાપકોએ નિર્દેશ્યો હોય, પણ જો તે ધર્મ તરીકે ઓળખાતો હોય તો તેમાં અહિંસાનું સ્થાન હોવું જ જોઈએ. વળી દરેક ધર્મના અભ્યાસ અને અનુભવ પછી પણ અમે એમ કહીએ છીએ કે હિંસા એ ધર્મનું લક્ષણ નથી, પરંતુ ધર્મને નામે ઘુસાડી દીધેલો અનર્થ છે. આમ કહી વાસ્તવિક ધર્મ તે છે કે જ્યાં અહિંસાના સિદ્ધાંતનો સંપૂર્ણ આદર છે એમ સચોટપણે ઠરાવે છે

અહીં એ પ્રશ્ન થઈ શકે છે કે જો અહિંસા એ જ ધર્મ હોય તો ધર્મ, પંથ, મત, વગેરે આ બધા ભેદો શા માટે જોઈએ ? વિશ્વ પર એક જ ધર્મ પ્રવર્તે એટલે આ બધી મૂંઝવણ ટળે. પણ આ વસ્તુ જેટલી સુંદર છે તેટલી શક્ય નથી. ભિન્નભિન્ન પ્રકૃતિનાં માણસો માટે ભિન્નભિન્ન સાધનો હોવાં અસ્વાભાવિક નથી. સત્ય એક જ છે, છતાંય તે દશે દિશામાં વ્યાપક છે. પંથ, મત, સંપ્રદાય અને વાડાઓની અનેકતા એ એનાં જ વિવિધ સ્વરૂપો છે. એક કિરણ બીજા કિરણ સાથે લડે તે કરતાં જેટલું ઐક્ય સાધે તેટલું જ તે વિસ્તરે અને અનંતતામાં મળે. આથી જે સાધકો જ્યોતિ અને અનંતત્વના પૂજારી છે, તે ગમે તે વિભાગમાં રહી અને ગમે ત્યાંથી એ મેળવી આગળ ધપે છે. પરંતુ જેઓ એક કિરણમાં જ અનંતતા કલ્પી લે છે, તેઓ કદાગ્રહ અને સાંપ્રદાયિકતામાં ચુસ્ત રહી પોતે ભૂલે છે અને બીજાને પણ ભુલાવે છે. તે સંકુચિતતામાં ન પુરાતાં શાણો સાધક પોતાવત્ સર્વત્ર જુએ અને આગળ ધપે એ સમ્યક્ત્વનો પણ સાર છે.

આ સૂત્રમાં એક વિશેષતા એ તરે છે કેઃ—કોઈ ભિન્ન મતવાળાઓને તેમણે મિથ્યા માન્યા નથી કે પોતાના દર્શનની લાલચમાં પ્રેર્યા નથી. માત્ર તેમની માન્યતામાં જે ભૂલ છે તે માનસશાસ્ત્રની દૃષ્ટિએ કસી બતાવી છે. અહીં જ જૈનદર્શનના સ્યાદ્વાદનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. જે દર્શન જેટલું વ્યાપક હોય તેટલું જ ઉદાર અને સ્વાભાવિક હોય. નૈસર્ગિક દર્શન જેણે પચાવ્યું હોય તેવા મહાપુરુષોને પોતાના અનુયાયીઓ વધારવાની લાલસા ન હોય; પણ તે તો પોતે સત્યની જે અનુભૂતિ લીધી છે, તે અનુભૂતિ જગતને થાળે ધરે છે; જગત તેમાંથી લેવું હોય તેટલું લે. આ બોધપાઠ નૈસર્ગિક ધર્મને માનનાર પ્રત્યેક સાધકે જીવનમાં વણવાયોગ્ય છે.

## ઉપસંહાર

કર્મબંધનનો મુખ્ય આધાર કોઈ બહારનું સ્થાન, ક્ષેત્ર કે ક્રિયા પર નહિ, પરંતુ આંતરિક વૃત્તિ પર છે. બહાર દેખાતી કર્મબંધનની ક્રિયા પણ જ્ઞાની પુરુષોને કર્મસંવર કે કર્મનિર્જરાના કારણભૂત બને છે.

કર્મબંધનનું કારણ સમજી સાધક પુરુષાર્થી બને. મૃત્યુનો ભય રાખવાથી મૃત્યુને જિતાતુ નથી. નિર્ભય જ મૃત્યુને જીતે છે. વીર જ કર્મબંધને છોડી શકે છે, અને વ્યાપક અહિંસાને પણ તે જ પામી શકે છે.

પ્રગટ દશ્યમાન ધર્મ, મત, સંપ્રદાય કે પંથો અહિંસાના પ્રચાર માટે યોજાયા હોવા જોઈએ. માત્ર માનવમાનવ વચ્ચે જ નહિ, પણ સમસ્ત વિશ્વના જીવો સાથે પ્રેમની સાંકળ સાધે તે ધર્મ. એવું જ્યાં ન દેખાય; ત્યાં માનવું કે એ ધર્મ નથી, ધર્મનો વિકાર છે. એ ધર્મવિકાર અધર્મ જેટલો જ અનર્થકારી નીવડે છે, માટે એને સર્વથા દૂર કરવાયોગ્ય છે.

પરંતુ વિકૃત વિચારો કે વિકૃત માન્યતાઓનુ ખંડન સત્યાર્થી સત્યને જાળવીને જ કરે. સત્યાર્થીની શૈલી ખંડનાત્મક ન હોય, પણ મંડનાત્મક જ હોય. તેની કોઈ પણ પ્રવૃત્તિ વિવેકબુદ્ધિ, વચનમાધુર્ય અને અનુકંપા-ભાવથી વંચિત ન હોય. એને અધર્મ પર તિરસ્કાર હોય, પણ અધર્મ કરનાર પર તો પ્રેમ જ હોય. સ્યાદ્વાદનો આરાધક કે સનાતન ધર્મનો સાધક આટલું ધર્મરહસ્ય બરાબર વિચારે.

એમ કહું છું.

સમ્યક્ત્વ અધ્યયનનો દ્વિતીય ઉદ્દેશક સમાપ્ત થયો.

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] અહો સાધક! ધર્મભ્રષ્ટ, અધર્મપ્રચારક કે સદ્ધર્મના વિરોધકના વર્તન તરફ તું કશુંયે લક્ષ ન આપ. જેઓ અધાર્મિકો તરફ ઉપેક્ષાબુદ્ધિ રાખે છે (અને શાંતપણે પોતાના સાધનામાર્ગમાં પ્રવર્તે છે) તે જ સાચા વિદ્વાનો છે.

નોંધઃ—બીજા ઉદ્દેશકમાં વિરોધી મત, ધર્મ કે પંથની ખોટી માન્યતાઓનો વિરોધ કર્યો. પરંતુ એ પરથી કોઈ સાધક વ્યક્તિગત ખંડનાત્મક કે કલુષિત પ્રવૃત્તિમાં ન પડી જાય એટલા માટે આ પ્રથમ સૂત્રમાં ફરી ચેતાવે છે કે તું એમના વ્યક્તિગત વર્તન સામે કશુંય લક્ષ ન આપ. માત્ર સ્વધર્મે સ્થિર થા. એટલે કે આત્માભિમુખ બન.

જે સાધકો વ્યક્તિગત કે સમાજગત ખંડનમાં પડી જાય છે, તે સાધકોની સાધના ખંડિત થાય છે. ચિત્તનાં મળ, વિક્ષેપ તથા આવરણો દૂર કરવા માટે કેવળ તેમણે પોતાનો સ્પષ્ટ ધર્મ નક્કી કરી લેવો એ જ એમનું કર્તવ્ય હોય એમ સૂત્રકાર કહેવા માગે છે. આ અધ્યયન પણ સમ્યક્ત્વનું ચાલે છે.

દેવ, ગુરુ અને ધર્મ પરની શ્રદ્ધાને પણ આટલી મર્યાદા છે. પણ તે રહસ્ય ન સમજતાં જો સાધક વ્યક્તિગત ખંડનમાં પડી જાય, તો અંતઃકરણની શુદ્ધિનું કાર્ય કરવાને બદલે ઊલટો મળ વધે, એટલે બહિર્મુખ દૃષ્ટિને સૌથી પ્રથમ સંકોચી લેવી જોઈએ. તો જ આત્માભિમુખ પ્રવૃત્તિ તરફ વળાય.

અહીં અધાર્મિકોના ત્રણ વિભાગો કલ્પ્યા છે. તેમાં વૃત્તિના પરિણામની તરતમતાનો ઊંડો મર્મ છે. ધર્મભ્રષ્ટમાં અજ્ઞાન અને આસક્તિ બન્ને હોય છે. અધર્મપ્રચારકમાં પ્રાયઃ અજ્ઞાન હોય છે, પણ સદ્ધર્મના વિરોધકમાં માત્ર અજ્ઞાન જ નહિ પણ વૃત્તિની મલિનતા અને શક્તિનો દુરુપયોગ પણ સાથે-સાથે જ છે. તે સૌના તરફ સાધકે ઉપેક્ષા રાખી સ્વલીનતા એટલે કે સ્વાભિમુખ દૃષ્ટિ રાખવી.

[૨] હે સાધક! તું બરાબર વિચારી લે કે જેઓ પાપકર્મને દુઃખનું કારણ જાણી તેવાં અસદાચરણનો ત્યાગ કરવા માટે, શરીર-શુશ્રૂષાની કશીયે દરકાર કર્યા વગર, ધર્મના જાણ અને અંતઃકરણના શુદ્ધ તથા સરળ થઈ, કર્મબંધનને તોડવા પ્રયત્ન કરે છે, તે જ ખરેખર ઉત્તમ વિદ્વાનો છે—એમ પ્રત્યેક તત્ત્વદર્શી પુરુષ કહે છે.

**નોંધઃ**—હવે આંતરિક દૃષ્ટિ પામ્યા પછી શું કરવું એ જણાવે છેઃ— અસત્પ્રવૃત્તિ એ જ પાપકર્મ, અને પાપકર્મનું પરિણામ એ જ દુઃખ. આથી દુઃખના આત્યન્તિક ક્ષય માટે અસત્નો ત્યાગ અને સત્યનો સ્વીકાર કે જે અસદાચરણના ત્યાગથી જ જન્મે છે, તેને જીવનમાં વણવો જોઈએ. આવાં અસદાચરણના ત્યાગમાં જો દેહ તરફ બેદરકાર રહેવું પડે, તોપણ ત્યાં સત્યના શોધકને સત્ય આગળ દેહની કિંમત કશીયે ન હોય. પ્રથમ દેહ એ વિકાસનું અનુત્તર સાધન છે, માટે તે તરફ જરા પણ બેદરકાર ન બનવાનું સૂચવ્યું હતું. અહીં તેની મર્યાદા સૂચવી છે. સાધક દેહની શુશ્રૂષા જરૂર કરે, પણ તે વિકાસને ઉપયોગી હોય ત્યાં સુધી; વિકાસના ભોગે નહિ. આ જ દૃષ્ટિએ વિલાસનિરોધ અને ઇચ્છાનિરોધરૂપ તપશ્ચર્યાની આવશ્યકતા જણાવે છે.

[૩] (હવે તે તત્ત્વદર્શી પુરુષો કેવા હોય છે તે વર્ણવે છે.) એ તત્ત્વદર્શી પુરુષો દુઃખનાશના ઉપાયને તથા મૂળકર્મના સ્વરૂપને જાણવામાં કુશળ, શારીરિક અને માનસિક દુઃખના પ્રબળ ચિકિત્સક (વૈદ્ય) અને યથાર્થ રીતે મિતભાષી હોય છે. તથા તેઓ રૂપપરિજ્ઞાએ (વિવેકબુદ્ધિથી) પદાર્થનું સ્વરૂપ જાણીને (ખરો માર્ગ ગ્રહણ કરી) ખોટાંનો ત્યાગ કરનારા હોય છે.

**નોંધઃ**—તત્ત્વદર્શી પુરુષો માત્ર વિદ્વાન હોય છે, માટે તેમના પર શ્રદ્ધા રાખવી ઘટે, એમ નહિ. પણ તેમણે પોતાનું સાધકજીવન વિકસાવીને અનુભવ પ્રાપ્ત કર્યો છે, માટે તેમનું વચન શ્રદ્ધેય અને આચરણીય છે, એવું બતાવવા માટે સૂત્રકાર તત્ત્વદર્શીના ગુણો વર્ણવે છે. આ રીતે વિદ્વાનની વ્યાખ્યા પણ જે પ્રચલિત છે તે કરતાં જુદી જ દેખાય છે. જ્યાં વર્તન અને વાણીની એકવાક્યતા છે, ત્યાં જ વિદ્વત્તા છે એમ સમજાવ્યું છે. અને આવા તત્ત્વદર્શીઓને જ તત્ત્વ બતાવવાની યોગ્યતાવાળા તરીકે સ્વીકાર્યા છે તેનું કારણ એ છે કે તેવા મહાપુરુષો જ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, વસ્તુ, સ્વભાવ તથા સ્વપરના ભેદજ્ઞાનના અનુભવી હોવાથી સત્યમાર્ગનું યથાર્થનિરૂપણ અને ભાન કરાવી શકે છે.

(૪) માટે આ જગતમાં સત્પુરુષોની આજ્ઞા પાળવાનો ઇચ્છુક પંડિત સાધક અનાસક્ત બની (ઇચ્છાનો નિરોધ કરી), પોતાના આત્માને યથાર્થ જાણીને (સમજપૂર્વક) તપશ્ચરણદ્વારા શરીરને કસે.

**નોંધઃ**—આત્માભિમુખ દૃષ્ટિ પ્રગટાવવા માટે અહીં તપશ્ચર્યાની આવશ્યકતા બતાવી છે. જે ક્રિયાથી નિરાસક્તિ જન્મે, તે ક્રિયાને તપશ્ચર્યા કહેવાય; આથી જ ઇચ્છાનો નિરોધ એ તપ, એવી વ્યાખ્યા સ્પષ્ટ થઈ રહે છે. મહાપુરુષો આ દૃષ્ટિબિંદુથી જ શરીર કસવાનું કહે છે. એટલે કે તપશ્ચર્યાનો હેતુ દેહદમનનો નથી, પરંતુ વૃત્તિદમનનો છે. વૃત્તિદમન એ તપશ્ચર્યાનું માપક યંત્ર ગણાય. જેટલે અંશે વૃત્તિ કાબૂમાં આવે તેટલે અંશે તપશ્ચર્યા સફળ ગણાય.

[૫] માટે હે સાધકો ! તમારી દુષ્ટ મનોવૃત્તિને ( તપદ્વારા ) કૃશ કરો, જીર્ણ કરો.

[૬] કારણ કે જેમ લીલાં લાકડાં કરતાં સૂકાંને અને સૂકાં કરતાં જૂનાં લાકડાંને અગ્નિ જલદી બાળે છે, તેમ જે આસક્તિરહિત અને આત્મનિષ્ઠ અપ્રમત્ત સાધક હશે તેનાં કર્મો જલદી બળશે.

**નોંધઃ**—લીલાં લાકડાંને સૂકાં બનાવવાં, એટલે પ્રથમ તો ક્રિયામાં થતી ભૂલોને પશ્ચાત્તાપ અને સંયમનો તાપ આપવો; પછી નિમિત્તમાત્રના ત્યાગદ્વારા આસક્તિના બીજને જીર્ણ બનાવવું; અને આસક્તિનું બીજ જીર્ણ થયા પછી તેને અગ્નિનો સ્પર્શ કરાવવો, એટલે કે નિરાસક્તિ જગાડવાના પ્રયોગો કરવા. આ ક્રમનું પાલન કરવામાં શ્રમ અલ્પ છે, અને સફળતા સાધ્ય છે. ક્રમના ઉલ્લંઘનમાં સફળતા નથી અને સંતોષ નથી; તો સિદ્ધિની તો વાત જ શી ? આથી અપ્રમત્તતા, નિરાસક્તિ અને આત્મનિષ્ઠા જાળવી આગળ ધપવું ઘટે.

[૭] પરંતુ હે સાધક ! મનુષ્યભવનું આયુષ્ય ( આ સાધનાકાળનો સમય ) બહુ અલ્પ છે. અને કેટલું છે ? તે પણ વિશ્વાસ રાખી શકાય નહિ. માટે ધૈર્યનું સેવન કરી સૌથી પ્રથમ ક્રોધને ( તારા આત્માથી ) દૂર કર.

**નોંધઃ**—ઉપરની વાતને ફરીથી દૃઢ કરવા માટે સૂત્રકારે આ સાતમું સૂત્ર ભાખ્યું છે. અહીં મનુષ્યભવનું આયુષ્ય અલ્પ છે, એમ કહી સતત જાગૃતિ રાખવાનું સૂચવે છે. એક પણ ક્રિયા તેના પરિણામની જાણ સિવાય આદરવી કે આચરવી ન ઘટે. જે ક્રિયાનું પરિણામ વિચારતાં તેમાં સ્વાર્થ,

અભિમાન કે તેવા મહાદોષો જણાય, તે ક્રિયા ભલે તેટલી સુંદર હોય તો-પણ મારે ન કરવી, એવો સાધકમાં જે વિવેક જાગે એ વિવેકનું નામ જ જાગૃતિ. પણ સતત જાગૃતિ રાખવા જતાં સાધકની સામે પોતાની જે ભૂલો દેખાય ને ભૂલો જોઈ તે નિર્બળ, પામર, અશાંતિયો કે ઉતાવળો ન બની જાય ! એટલા માટે સાધકને ફરી ચોંકાવતાં સૂત્રકાર કહે છે કેઃ–જોજે, રખે જાગૃતિની ઘેલછામાં સાહસ કરી બેસતો ! દુષ્ટ વૃત્તિને છૂર્ણ કરવાની સાધનામાં ધૈર્ય રાખજે. ભૂલોને કરનાર કરતાય ઘણીવાર ભૂલો જાણ્યા પછી તેમના ભયથી ભાન ભૂલનાર વધુ ચકરાવે ચડે છે. એ પોતાની સાધનાયે ચૂકે છે અને આત્મ-શ્રદ્ધાયે ગુમાવે છે. માટે ભૂલોને જાણ્યા પછી પણ ભૂલો જલદી નીકળી જાય કે તરત કાઢી નાખું એવાં માનસિક ભૂત કે ભ્રાન્તિમાં ઉતાવળો ન થતાં વિવેકબુદ્ધિથી બધું કરજે, ધીરો થજે. એમ કહી ભૂલોનું મૂળ ક્રોધ છે, આવેશ છે, માટે સૌથી પ્રથમ ક્રોધને તારા આત્માથી અળગો કર, એમ કહ્યું છે.

અહીં માત્ર ક્રોધ માટે કહેલું છે. પરંતુ ક્રોધની સાથે ઇતર પણ આત્મ-શત્રુઓ ગણી લેવા. ક્રોધનું સ્થાન પ્રથમ શા માટે છે ? તે હેતુની વિચારણા આગળના ઉદ્દેશકમા થઈ ગઈ છે.

[૮] આત્માર્થી જંબૂ બોલ્યા:—હે ભગવન્ ! ક્રોધાદિ દોષો દૂર કેમ થઈ શકે ? તેના ઉત્તરમાં ગુરુદેવ કહે છે કે હે સાધક ! આ જગતના જીવો ક્રોધાદિથી કેવાં દુઃખો વેઠી રહ્યાં છે અને વેઠશે તેનું સ્વરૂપ તપાસી તારી સમજની કસોટી કર.

નોંધ:—ક્રોધ એ મૂળદોષ છે. દોષોને દોષો કહેવાથી દોષો ઘટતા નથી, એમ બતાવીને અહીં દોષનિવારણનો સુંદર માર્ગ રજૂ કરે છે. ઘણી વખત સાધક પોતાને ખૂંચતા દોષોને દૂર કરવા ઇચ્છે છે. પણ એને દોષોને દૂર કરવાના માર્ગનો સ્પષ્ટ ખ્યાલ હોતો નથી, તેથી ઘણીવાર દોષો ઘટવાને બદલે વધે છે, એવો અનુભવ થાય છે. કારણ કે તેવા પ્રસંગે એના હૃદયમાં દોષો પ્રત્યેનો અણગમો એટલો વધી જાય છે કે એ વિહ્વળ બની જાય છે. આવી વિહ્વળતામાં દોષો પ્રત્યે ઘૃણા હોય ખરી, પરંતુ વિવેકબુદ્ધિ ન હોય. અને જ્યાં સુધી વિવેકબુદ્ધિદ્વારા વૃત્તિ પર તેની પાકી અસર ન થાય, અર્થાત્ કે વૃત્તિ પલટાય નહિ, ત્યાં સુધી નિમિત્તો ખરી જાય તોયે દોષો ખસી શકે નહિ અને તે એક ક્ષેત્રમાં નહિ તો બીજા ક્ષેત્રમાં દેખાતાં જાય. તેથી પરિણામે સાધના તથા શ્રમ બન્ને નિષ્ફળ જાય.

તેથી દોષોને દૂર કરવા માટે તેઓના ઉત્પત્તિસ્થાનરૂપ ઠેઠ વૃત્તિ સુધી વિવેકબુદ્ધિને પહોંચાડવી જોઈએ. વસ્તુના પરિણામ અને સ્વરૂપની સ્પષ્ટ વિચારણા એ જ વિવેકબુદ્ધિનુ સ્વરૂપ. પરિણામની શુદ્ધ વિચારણા ભૂલથી બચાવે છે. અને કદાચ ચિત્તના તીવ્ર આવેગવશ ભૂલ થઈ જાય તોયે તે ભૂલ વિકાસમા બાધક થતી નથી કે વધતી નથી; કારણકે ભૂલનુ પરિણામ આવતા પહેલા પરિણામનુ તેણે મનદ્વારા વેદન કરી લીધું હોય છે. તેથી તે સમભાવ રાખવા ધારે તો રાખી શકે છે, અને જાગૃત પણ રહી શકે છે. આ સૂત્રમા સ્વરૂપવિચાર પર બહુ ભાર આપ્યો છે. જે પદાર્થ ખૂચતો હોય તેનુ પ્રથમ વાસ્તવિક સ્વરૂપ જુઓ અને તમારી બુદ્ધિની કસોટી કરો.

વસ્તુનો ભોગ કરતી વખતે તેના પૃથક્પૃથક્ અંશોને અવલોકવાની બુદ્ધિના અભાવને કારણે જ વસ્તુ તરફની લાલસા અને વસ્તુવિયોગમા આવેશ કે દ્વેષ જન્મે છે; એટલે સ્વતંત્ર વિવેકબુદ્ધિથી વસ્તુને અવલોકતા શીખો.

[૯] વળી જેઓ કષાયોને ઉપશમાવી પાપકર્મથી નિવૃત્ત થયા છે તે કેવા વાસનારહિત (શાંત) અને પરમસુખમાં નિમગ્ન રહે છે, તેનો પણ અનુભવ કરો.

**નોંધ:**—આ સૂત્રમા તો સૂત્રકાર મહાત્મા ઘણુ કહી નાખે છે. આતરિક કે બાહ્ય કોઈ પણ શાતિનુ મૂળ જગતના બાહ્ય પદાર્થોમા કે શરીરમા નથી. બાહ્ય પદાર્થો કે શરીર જે સુખ, દુ:ખ, શાતિ કે અશાતિ જન્માવે છે, તેનુ કારણ તે નહિ પણ પોતામા રહેલી વૃત્તિ જ માત્ર છે. પરંતુ આ વાત સાભળીને જ બેસી ન રહે. તેને જીવનનો પરમસિદ્ધાત બનાવી સ્વયં અનુભવ કર, એમ પણ તેઓ કહે છે.

સિદ્ધાંત એટલે અંત:કરણની ચોક્કસતા થયા પછી બંધાયેલી માન્યતા. સિદ્ધાત આવે તો તેની પાછળ શક્તિ આવે અને અનુભવ થાય જ. વૃત્તિવિજયના પ્રયોગ કર્યા વિના આ અનુભવ સહજલભ્ય નથી, તોયે તેમ કર્યે જ છુટકો છે, એવો અહીં ધ્વનિ છે. જ્યા સુધી પોતાના શુદ્ધ વિચારોની સ્વયસ્ફુરણા અને તેને વિવેકબુદ્ધિપૂર્વક વળગી રહેવાની વફાદારી ન બને, ત્યા સુધી તે સાધકના જીવનમાં સિદ્ધાત, શક્તિ કે અનુભવ જાગૃત થાય નહિ. અને સ્થિરતા વિનાના લોભીની જેમ એવો સાધક અહીં તહીં જ્યા ત્યા ભમાવો ત્યા નમે. આ રીતે વિચારોની ચોક્કસતા એ વિકાસનુ પ્રાથમિક ચિહ્ન છે.

જગતના મહાપુરુષોની શાન્તિનું બીજ જિજ્ઞાસાપૂર્વક પદાર્થની અવલોકનબુદ્ધિથી ઉત્પન્ન થયું હોય છે, એટલે તે પુરુષોની શાન્તિ પરથી પણ તું શ્રદ્ધા જન્માવી તારા આત્મામાં પણ તેવી જ શાન્તિ ભરી છે તેનો અનુભવ કર; એમ સૂત્રકાર વદે છે.

[૧૦] ઉપરની બન્ને બાજુ તપાસીને બુદ્ધિમાન અને તત્ત્વદર્શી સાધક કદાપિ પ્રબળ નિમિત્તો મળવા છતાંયે કોઈ પર ક્રોધ ન કરે.

**નોંધ:**—અહીં " પ્રબળ નિમિત્તો મળવા છતાં " એ પદ મૂકવાનું પ્રયોજન એ છે કે નિમિત્તો પોતે કંઈ મહાન નથી. નિમિત્તોદ્વારા જે કંઈ ક્રિયા થાય છે તેમાં નિમિત્તોની મહત્તા નથી પણ મુખ્યત્વે ઉપાદાન જ કારણભૂત હોય છે. વૃત્તિ પોતે જ અંતરમાં રહી બહારનાં નિમિત્તો ઊભાં કરે છે અથવા નિમિત્તોને વશ થાય છે. એ વૃત્તિના દૂષિત આવેગનું જ નામ ક્રોધ. એટલે આ ક્રોધ કે વૃત્તિના આવેગને શમાવવો એ જ સાધનાનું ધ્યેય હોવું ઘટે. વિવેકબુદ્ધિ અને આત્માભિમુખતાની પણ એ એક કસોટી છે.

## ઉપસંહાર

પરમાન્યતા કે પરભૂમિકાના ધર્મ તરફ ઉપેક્ષા રાખી સ્વધર્મ પરની શ્રદ્ધા કેળવવી. જે વિદ્યાના સંસ્કારો જીવનનાં સમસ્ત તત્ત્વોને સંસ્કારી બનાવે છે, તે જ સાચી વિદ્યા છે. તત્ત્વદર્શી પુરુષોનાં વચનો પર શ્રદ્ધા રાખવાથી જીવન પ્રફુલ્લ અને વિકસિત બને છે.

આત્માભિમુખ દૃષ્ટિના વિકાસ માટે દેહદમન, ઇંદ્રિયદમન અને વૃત્તિદમન ત્રણેની આવશ્યકતા છે.

જે વિલાસમાં ક્રોધાદિ રિપુઓની ઉત્પત્તિ છે, તે વિલાસ દુઃખદ છે. તમારી સાચી દૃષ્ટિ જાગૃત કરો અને તે દૃષ્ટિથી પદાર્થોને અને જગતને અવલોકો; સમજની કસોટી કરો.

કષાયોની ઉપશમતામાં શાન્તિનું મૂળ છે. જગતના સર્વ મહાપુરુષોએ એ જ માર્ગ સ્વીકાર્યો છે. તમારું પણ એ જ માર્ગે વલણ થઈ કલ્યાણ થાઓ.

એમ કહું છું.

સમ્યક્ત્વ અધ્યયનનો તૃતીય ઉદ્દેશક સમાપ્ત થયો.

# ચતુર્થ ઉદ્દેશક

## તપશ્ચર્યાનો વિવેક

સત્યની આરાધનામાં તપશ્ચર્યાની આવશ્યકતા છે, એમ ત્રીજા ઉદ્દેશકમાં વ્યક્ત કર્યા પછી કહે છે કે તપશ્ચર્યાનો હેતુ ત્યારે જ સરે કે જ્યારે તે સાધક તેટલી યોગ્યતા પર પહોંચ્યો હોય. સંયમ—આવશ્યકતાઓ ઘટાડવી—એ તપશ્ચર્યાનું પ્રાણ સ્વરૂપ છે. તેથી તેની આરાધના કર્યા પહેલાં એટલે કે સંયમી બનવા પહેલાં જે સાધક તપશ્ચર્યા કરે છે તેને તપશ્ચરણનો વાસ્તવિક લાભ મળી શકતો નથી.

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] આત્માર્થી જંબૂ! સાધક વૃત્તિના પૂર્વઅધ્યાસો ( કર્મસંગને લઈને ઘણા કાળથી આત્મામાં રહેલી જડ ભાવજન્ય મમતા)-ની અસરથી નિવૃત્ત થઈને અને માનસિક શાંતિ મેળવીને પછી જ ક્રમપૂર્વક પહેલાં ઓછી, પછી થોડી વિશેષ, એમ અનુક્રમે તપશ્ચરણની વૃદ્ધિ કરી દેહદમન કરે.

નોંધઃ— દેહને કસવાનો પ્રયોગ એટલે દેહદમન. એ પણ તપશ્ચરણનો એક વિભાગ તો છે જ. પણ સંયમ અને ત્યાગને આચરતા સહજ રીતે જે તપશ્ચર્યા થાય છે તે જ વાસ્તવિક છે. જે તપશ્ચર્યા લોકરૂઢિ, અસમંજણ કે એવાં કોઈ નિમિત્તવશ થાય છે તે સફળ નથી બની શકતી. એટલે અંશે તપસ્વીનાં

મન, વાણી અને કર્મમાં ઉપશમ—શાંતિની વૃદ્ધિ થયેલી જણાય, તેટલે અંશે તે તપશ્ચર્યા ફળી ગણાય.

[૨]. અને એટલા માટે વીર સાધક નિશ્ચલ અને શાંત મનથી (જીવનના અંતપર્યંત) સ્વસ્વરૂપમાં પ્રેમ ધારણ કરી, આત્મલીનતા કેળવી, સમિતિ તથા જ્ઞાનાદિ હિતકારક સદ્‌ગુણોને સાથે રાખી હંમેશાં યત્નપૂર્વક રહેવું—વર્તવું.

**નોંધ**—(કર્મ ખપાવવાના પ્રયોગોમાં જે ગુણોની આવશ્યકતા છે તે અહીં બતાવ્યા છે.) ઘડીઘડીમાં જેનું મન અવ્યવસ્થિત બની જાય છે; નિમિત્ત મળતાં ઉશ્કેરાઈ જાય છે, તે સાધક વૃત્તિવિજયના અનુષ્ઠાન કરવા માટે લેશ પણ લાયક નથી. (સાધક હંમેશાં સ્વાભિમુખ એટલે પોતાના મનનો દ્રષ્ટા થઈને રહે. મન પર નિમિત્તોની તે લેશ પણ અસર ન થવા દે. પળેપળે જે સાધક આટલો જાગૃત હોય) તે જ અનુષ્ઠાનાદિમાં પ્રવર્તવાની યોગ્યતા ધરાવી શકે.

[૩] વહાલા મોક્ષાર્થી શિષ્ય! માટે જ જ્ઞાની ભગવાનો કહે છે કે:—મોક્ષાર્થી અને વીર સાધકોને માટે પણ આ માર્ગ બહુ વિકટ છે.

**નોંધ**:—કેક સમર્થ સાધકોએ સાધનામાર્ગમાં પ્રવેશતાં મૂળમાં જ ગોથાં ખાધાં હોય એવા અનેક દૃષ્ટાંતો છે. આથી જ પ્રાથમિક સાધના માટે કડક વિધિવિધાનો અને નિયમો યોજવામાં આવે છે તે સહેતુક છે. કારણ કે વીર પુરુષોની વીરતા અને મોક્ષાર્થીની મુમુક્ષુતા દુષ્ટ વૃત્તિઓના વેગને ઉશ્કેરનારાં નિમિત્તો મળતાં વાર જ ઘણીવાર દબાઈ જતી કિંવા નષ્ટ થતી દેખાય છે. માટે કોઈ સામર્થ્ય કે શક્તિના અહંકારમાં નિયમોનો તિરસ્કાર કરીને સ્વચ્છંદતા ન પોષે પણ સાધનામાં સતત જાગ્રત રહે.

અગ્નિમાં બળી મરવું, પર્વતથી પડીને જીવનનો અંત આણવો કે જીવનભર નિર્વસ્ત્ર અને શુષ્કવૃત્તિથી રહેવું શક્ય છે, પણ પૂર્વઅધ્યાસોથી છૂટવાનો પ્રયત્ન કરવા માટે શુદ્ધ શ્રદ્ધા રાખવી અને વૃત્તિને જીતવી એ વીરોનેય દુઃશક્ય છે, એમ સૂત્રકાર વર્ણવે છે. અનુભવ પણ એ વાતની સાક્ષી પૂરે છે.

[૪] હે સાધકો! અહંકાર અને કામવાસનાને ઉત્તેજિત કરે તેવી રીતે તમારા દેહમાં માંસ અને લોહી ન વધારતાં ઊલટું તપ-

શ્ચર્યાદ્વારા દેહનું દમન કરી જે બ્રહ્મચર્ય (આત્મસ્વરૂપના લક્ષ્ય અથવા કામપરિત્યાગ)માં રહીને શરીરને તપથી દમે છે તે જ વીર પુરુષો મુક્તિ મેળવવાના અધિકારી હોવાથી માનનીય ગણાય છે.

**નોંધ**—વીરતાનો કોઈ અર્થ સમજ્યા વિના શરીરને પુષ્ટ કરવામાં વીરતા માની બેસે માટે સૂત્રકાર કહે છે—શરીરની પુષ્ટિમાંથી વીરતા નથી જન્મતી, પણ વીરતા તો ચૈતન્યનો ગુણ છે. બ્રહ્મચર્ય, મનઃસંયમબળ અને વૃત્તિવિજય પર વીરતાનો આધાર છે. સાચા વીરને માટે વૃત્તિવિજય એ જ સાચો વિજય છે. આથી તે અહંકાર તથા કામવાસનાને જીતવા માટે શરીર અને મન બન્નેને કસે છે. શરીર અને ઇંદ્રિયોનું અતિ પુષ્ટપણું ઘણીવાર વૃત્તિને ઉશ્કેરી મૂકે છે. એટલે આ રીતે કેવળ પૂર્વકર્મો જ નહિ બલ્કે નવાં કર્મો કરી વિલાસમાં સુખ માની વિલાસ વધારી મૂકવો એ આત્મવિશ્વાસની ત્રુટિનું જ પરિણામ છે. આત્મવિશ્વાસ ન હોય ત્યાં ઉત્પન્ન કરવા માટે (બાહ્યત્યાગની પણ આવશ્યકતા છે) એમ કહી અહીં બાહ્યતપની આચરણીયતા બતાવી છે, પરંતુ તે તપ વિવેકપૂર્વક અને ધ્યેયના ભાનપૂર્વક હોવું ઘટે.

સ્મરણ જ રહેતું નથી, અને કદાચ રહે છે તોપણ તે વૃત્તિના આવેશમાં તેને કોરે મારે છે, વૃત્તિનો આવેશ શમ્યા પછી કદાચ તેને ભૂલનું ભાન થાય છે ખરું, પરંતુ તે વખતે એ એમ માનતો હોય છે કે 'હવે તેમ નહિ જ થવા દઉં'. પરંતુ તે માત્ર તેમનું વાણીજલ્પનરૂપે જ રહે છે. કારણ કે વૃત્તિ પર કાબૂ ન લાવવો અને પતનનાં નિમિત્તો વચ્ચે રહેવું એમાં સાધકનો કદીયે વિજય થતો નથી, અને અપવાદરૂપે ઘડીભર થાય તોપણ તેનું પરિણામે તો પતન જ છે—એ વાતમાં જરાયે સંદેહ નથી.

[૬] વહાલા જંબૂ! જેણે પૂર્વભવમાં ધર્મસાધના કરી નથી અને ભવિષ્યમાં ધર્મસાધના થાય તેવી યોગ્યતા પ્રાપ્ત કરી નથી, તે વર્તમાનકાળમાં ધર્મસાધના કરવાને લાયક શી રીતે બની શકે?

**નોંધઃ—**અત્યંત પ્રયત્ન હોવા છતાં ઘણીવાર સાધકની આંતરિક મનોદશા જ એવી વિચિત્ર હોય છે કે તે વૃત્તિવિજયમાં વારંવાર નિષ્ફળતા અનુભવે છે. તેનું કારણ તેનાં પૂર્વકર્મો પણ હોય છે, એવું આ સૂત્રમાં શાસ્ત્રકાર વદે છે. અને કર્મની સળંગ સંકલના આપી દે છે) ક્રિયામાત્રનું ફળ છે એ સિદ્ધાંત નિર્ણિત છે, તો ક્રિયાના ફળ માટે પુનર્ભવ હોવો સહજ રીતે સમજાય છે. આ રીતે સંસ્કારો પર જ ધર્મપાલનનો આધાર છે. એથી સંસ્કારોની શુદ્ધિ કરે તેવી ક્રિયા કરતાં રહીને જ વૃત્તિ પર કાબૂ મેળવવો શક્ય બને છે.

સાધનો અને સંયોગો સુંદર મળવા છતાં જેણે વૃત્તિ પર કાબૂ ધર્યો નથી તે સાધક સાધનામાં બેસે તોપણ સફળ થઈ શકતો નથી. યુગયુગના સતત પ્રયત્ન પછી જ જડવૃત્તિના પળેપળે થતા પરાભવને જીતવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે. સાધનાનો માર્ગ જેટલો બહારથી સુંદર, સરળ અને સહજસાધ્ય લાગે છે તેટલો જ તે ઊંડે જતાં કઠિન અને કપરો અનુભવાય છે. છતાંયે તે માર્ગે ગયા વિના ઇચ્છિતની પ્રાપ્તિ નથી. માટે વહેલામોડા પણ તે માર્ગે ચાલવાનું જ રહ્યું.

[૭] પ્રિય જંબૂ! આ તરફ દૃષ્ટિ દેઃ—પાપિષ્ઠ વૃત્તિદ્વારા આ જીવાત્માને વધ, બંધન ઇત્યાદિ ભયંકર દુઃખો અને અસહ્ય વેદનાઓ ભોગવવી પડે છે, એમ સમજી જે પરમાર્થી અને જ્ઞાની પુરુષો તેની વૃત્તિથી દૂર રહેવા સતત પ્રયત્નશીલ રહે છે તેમનું વર્તન કેટલું સાચું, સુંદર અને પ્રશંસનીય છે!

નોધ —ચારિત્ર્યશાલી પુરુષોનું વાતાવરણ જ તેમની આતરવૃત્તિની પવિત્રતાની સાક્ષી પૂરે છે, હૃદય પવિત્ર થાય એટલે વર્તનમા પવિત્રતા જ આવે એમ કહી સૂત્રકાર બે વાતો કહી નાખે છે (૧) કેટલીકવાર પૂર્વકર્મ માની નવીન પુરુષાર્થથી કેટલાક સાધકો દૂર રહે છે તેમને તત્ત્વદર્શીનું આ દૃષ્ટાત આપી પ્રેરણા આપે છે (૨) જેઓનું વર્તન સુદર અને સાચુ હોય છે તે જ તત્ત્વને સમજ્યા છે એમ માનવુ

[૮] માટે અહો સાધકો ! તમે પણ બહારના પ્રતિબધો કાપી પાપકર્મોથી પર થઈ મોક્ષ (કર્મબધનથી મુક્ત થવા) તરફ લક્ષ્ય રાખી સાધનામા આગળ ધપો

નોધ —બહારના પ્રતિબધો કાપવા એટલે કે પરિગ્રહ તથા વિષયોથી દૂર રહેવું વૃત્તિવિજયની વાત કરવાથી રખે કોઈ બાહ્યત્યાગની આવશ્યક્તા ભૂલે ! માટે અનેકાતી મહાત્મા બાહ્યત્યાગની મહત્તા યાદ કરી આપે છે

[૯] કરેલા કર્મોનું ફળ અવશ્ય મળે જ છે આમ જાણીને તત્ત્વજ્ઞ સાધકો કર્મબધનના હેતુઓથી હમેશા દૂર રહે છે.

નોધ —(ક્રિયાના કર્તાને જ ક્રિયાનુ ફળ ભોગવવુ પડે એ કર્મનો સિદ્ધાત છે અને એ કાયદામા કોઈને માટે કદીયે અપવાદ હોતો નથી જેવુ જે કરે તેવુ તે ફળ પામે જ,) એ સિદ્ધાત તરફ સદા લક્ષ રાખી એટલે કે નાની કે મોટી પ્રત્યેક ક્રિયાના પરિણામને ઊડાણથી વિચારી (સાધક જો ક્રિયામાત્રમા વિવેકબુદ્ધિ ધરાવતો થઈ જાય તો તીવ્ર બધન પડે તેવા કર્મો કરતા તેનુ અતકરણ તેને બચાવી લે છે )

[૧૦] જે સાધકો ખરેખર વીર, સત્પ્રવૃત્તિમા પ્રવર્તનાર, જ્ઞાનાદિ ગુણોમા રમનાર, હમેશા ઉદ્યમવત, કલ્યાણ તરફ લક્ષ્ય ધરનાર, પાપથી નિવૃત્ત થયેલા અને લોકને યથાર્થપણે જોનાર હતા, તે પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ કે ઉત્તર એમ બધી દિશાઓમા રહીને પણ સત્યને જ વળગી રહ્યા હતા

નોધ —આ સૂત્રમા સત્યની કડકતા અને સત્ય પાછળ વળગી રહેવાની દૃઢતા બતાવી છે સત્ય એ સર્વવ્યાપક છે સત્યની સાધના અમુક જ સ્થળે થાય એવુ કઈ બધન સત્યને હોતુ નથી અને જેઓ સત્યને બરાબર સમજે

ઓળખી શક્યા છે, તે અમે ત્યાં અને અમે તેવા સંજોગોમાં પણ સત્યનું પાલન કરી શક્યા છે. સત્યના આગ્રહ ખાતર સર્વ કંઈ તેમણે હોમ્યું છે, સત્યના સિદ્ધાંત પાછળ એમણે જીવનનાં જીવન વિતાવ્યાં છે, પરંતુ સત્યની સાધનામાં તેઓ સહેજ પણ શિથિલ થયા નથી. સત્યવાન સાધકને તેની વૃત્તિ સત્યાગ્રહને બદલે કદાગ્રહમાં પેસી ન જાય તે ખાતર સત્યવાનના સદ્દગુણો વર્ણવતા સૂત્રકાર કહે છે કે સત્યાર્થી સદા સત્યવાન—વીર અપ્રમત્ત, સત્યાર્થી, વિવેકી, આત્માર્થી અને પાપભીરુ હોવો જ ઘટે.

[૧૧] તેવા ઉપર્યુક્ત ગુણોથી યુક્ત સત્પુરુષોનો અભિપ્રાય હું સૌને જણાવું છું કે "તત્ત્વદર્શી પુરુષને ઉપાધિઓ રહેતી નથી."

**નોંધઃ**—સૂત્રકાર સૌ સાધકને અનુભવ પૂર્ણ પ્રતીતિ આપે છે કે તત્ત્વ જાણ્યા પછી ઉપાધિઓ રહેતી નથી. માટે નિશ્ચિત ભાવે વિકાસમાર્ગમાં સૌ પ્રવૃત્ત થાઓ.

## ઉપસંહાર

તપશ્ચર્યામાં પણ વિવેકની આવશ્યક્તા છે. ક્રમ અને વિવેક જાળવવાથી પ્રત્યેક ક્રિયામાં સફળતા મળે છે. જીવનનાં દાન કરતાંયે જિજ્ઞાસા મોંઘી છે. તપશ્ચર્યાથી દેહ કૃશ કરવો સહેલો છે, પણ મર્કટ સમી ચંચળવૃત્તિને કૃશ કરવી કઠિન છે.

દેહ અને ઇંદ્રિયોનું દમન વૃત્તિના ઉશ્કેરાટને દબાવે છે, વિષયોના વેગને રોકે છે, પણ વિષયો તરફ વૃત્તિનું વલણ જ્યાં સુધી રહે ત્યાં સુધી તપશ્ચર્યાની સર્વાંગસિદ્ધિ ન ગણાય.

(પૂર્વકર્મોને બાળવામાં તપશ્ચર્યાનો અગ્નિ સફળ થાય છે, તોયે વર્તમાન કર્મોની શુદ્ધિ પર સતત લક્ષ્ય રાખવું ઘટે.)

સત્યનિષ્ઠામાં વીરતાની કસોટી છે. સત્યનો માર્ગ જ એક અને અજોડ આનંદદાતા છે.

એમ કહું છું.

આ પ્રમાણે સમ્યક્ત્વ નામનું ચતુર્થ અધ્યયન પૂર્ણ થયું.

---

# લોકસાર

૫

લોકનો સાર ધર્મ છે, ધર્મનો સાર જ્ઞાન છે, જ્ઞાનનો સાર સંયમ છે, સંયમનો સાર નિર્વાણ છે, અને નિર્વાણનો સાર આનંદ છે.

## પ્રથમ ઉદ્દેશક

---

### ચારિત્રપ્રતિપાદન

---

વસ્તુસ્વભાવ એ જ ધર્મ. એટલે લોકમાંથી જે કંઈ મેળવવા જેવું હોય તે માત્ર વસ્તુસ્વભાવ. વસ્તુસ્વભાવનું ચિત્તવૃત્તિ પર સંસ્કારરૂપે સ્થાપિત થવું તે જ્ઞાન. જ્ઞાન થયા પછી સત્યની જિજ્ઞાસા જાગે અને સત્યની જિજ્ઞાસા પછી સહજ રીતે જેટલે અંશે પરભાવને ત્યાગી સ્વભાવ તરફ વળવાની ક્રિયા થાય તેનું નામ ચારિત્ર. ચારિત્ર આવ્યા પછી ત્યાગ, તપશ્ચરણ અને એવા અનેક પ્રયોગોદ્વારા વૃત્તિ પર

સંપૂર્ણ વિજય થવો, એટલે કે ચિત્તસંસ્કારોનો સર્વથા ક્ષય થવો તે નિર્વાણદશા. આ રીતે આનંદ, સુખ કે શાન્તિના ધ્યેયે પહોંચવા માટે સદ્ધર્મની આરાધના કરવી ઘટે છે. પરંતુ ધર્મ કોને કહેવો ? એ જ એક મહાપ્રશ્ન છે. જેના સેવનથી વિષયજન્ય સુખની અભિલાષા મંદ પડે અને સાચા સુખની શોધ તરફ મન, ઇંદ્રિયો અને શરીરનું વલણ થાય તે ધર્મ. અને આવું ધર્મમય જીવન એ જ સાચું ચારિત્ર-વાન જીવન.

### ગુરુદેવ બોલ્યાઃ—

[૧] હે જંબૂ! જે કોઈ આ જગતમાં સપ્રયોજન અથવા નિષ્પ્રયોજન જીવોની હિંસા કરે છે, તેઓ પાછા તે જ જીવોની ગતિઓમાં જઈને ઉત્પન્ન થાય છે. એવા તત્ત્વદર્શી જીવોને વિષયજન્ય સુખોથી છોડાવવાં એ ભારે મુશ્કેલ છે. તેવા જીવો કર્મબંધનને લઈને જન્મમરણની પરંપરાથી છૂટી શકતા નથી, અને મોક્ષના માર્ગથી અથવા સત્યસુખથી પણ વેગળા રહે છે. અને ઘણીવાર એવું પણ બને છે કે વિષયસુખને તેઓ ભોગવી તો શકતા નથી, પણ ચિત્તનો વેગ વિષયો તરફ જ હોવાથી તે વિષયોથી દૂર પણ રહી શકતા નથી.

**નોંધઃ**—બીજા પર જે કંઈ હિંસાનો પ્રયોગ થાય છે તેનું ફળ પોતા પર પણ તે જ રૂપે પરિણમે છે—પછી તે સપ્રયોજન હો કે અપ્રયોજન હો, એમ આ સૂત્રનો પૂર્વભાગ કહે છે. તેનો ભાવાર્થ ટૂંકમાં આ છે: માણસ પોતાને હણીને પછી જ બીજાને હણી શકે છે. કોઈ બીજાને હણવા તૈયાર થયેલો દેખાય ત્યારે સમજવાનું કે પ્રથમ તે પોતે જ હણાયો છે. હણાયેલો જ બીજાને હણી શકે એ નૈસર્ગિક નિયમ છે. આત્માભિમુખતાથી સાધક જેટલો દૂર તેટલો જ એ બીજાઓની સાથેના મૈત્રીભાવથી દૂર રહે. અને ત્યાં સુધીની તેની બધી ક્રિયાઓ લગભગ સ્વ અને પરને ઘાતક જ નીવડે. આવી ક્રિયાઓ જેમજેમ ઉગ્ર થાય, તેમતેમ આત્મવ્યાપકતા હણાતી જાય અને આત્મા વધુ વિકૃત બને. આવું વિકૃત ચૈતન્ય પાછું વિકૃત વાતાવરણમાં જ ખેંચાય, અને એ ચૈતન્યને સુખની ઝંખના હોવાથી

તે બાહ્ય વિષયોમા સુખ મેળવવા મથે. પછી વિષયો સાથેનુ આક્રમણ વધુ ને વધુ થવાથી આત્મભાનથી વધુ ને વધુ દૂર થવાપણુ થાય. તેવા જીવોને જ્યા સુધી તત્ત્વભાન—સમ્યક્ત્વ—સત્યપિપાસા જાગે નહિ ત્યા સુધી તેઓ વિષયસુખ ભોગવી પણ શકે નહિ, તેમજ વિષયથી વેગળા પણ રહી શકે નહિ, તેવી સ્થિતિમા હોય છે. અર્થાત્ કે વસ્તુસ્વરૂપનુ સાચુ ભાન જેમના હૃદયસસ્કારો પર સ્થાપિત ન થયુ હોય તેમને પગાણે થયેલો કે કોઈએ કરાવેલો વિષયોનો ત્યાગ ત્યાગરૂપે ફળતો નથી. પણ કેટલીક વાર ઊલટી વિકૃતિ થાય છે માટે તેવા જીવોને પ્રથમ વિષયોનુ વાસ્તવિક સ્વરૂપ બતાવી તેની વૃત્તિનુ વલણ તે પરથી હટાવી લેવાનો પ્રયત્ન કરવો જોઈએ

ચારિત્રગઠન આ રીતે જ થાય છે. ચારિત્ર ક્રિયા પરથી નથી આવતુ પણ વાસ્તવિકતા પરથી આવે છે. આ આખા સૂત્રનો સાર ટૂ ક શબ્દોમા એ નીકળે કે પોતા પ્રત્યેનો અવિશ્વાસ જ અનેક દોષનુ મૂળ અને પોતા પ્રત્યેનો વિશ્વાસ એ જ સર્વ સદ્ગુણોનુ–વિકાસનુ મૂળ. પણ એ વિશ્વાસ વિના શક્તિ ન આવે એટલે જ નિર્બળનો ત્યાગ એ ત્યાગ ન હોઈ શકે પણ ત્યાગનો સ્વાગ હોઈ શકે, અને ત્યાગ વગરનો સ્વાગ તો વધુ પતન કરે. સબળને તો ત્યાગ સહજ હોય. ત્યાગ અને ત્યાગના સ્વાગનુ આટલુ ભેદ રહસ્ય સમજવા યોગ્ય છે

[૨] તત્ત્વદર્શી સ્પષ્ટ જોઈ શકે છે કે જેમ દાભડાની ટોચ પર રહેલુ જળબિંદુ બીજા પાણીના બિંદુ ઉપર પડવાથી અથવા વાયુથી કપિત થવાથી શીઘ્ર નીચે પડવાનો સભવ રહે છે, તેમ અજ્ઞાની જીવોનુ આયુષ્ય અસ્થિર છે

**નોંધ**—પ્રથમ સૂત્રમા વસ્તુનુ વાસ્તવિક અજ્ઞાન એ જ પતનનુ મૂળ કારણ બતાવ્યુ. હવે આ સૂત્રમા આધ્યાત્મિક પતનથી શરીરનુ પણ પતન થાય છે એમ સમજાવે છે. સૂક્ષ્મ શરીરની સાથે સ્થૂલ શરીરનો સબધ તો છે જ. સૂક્ષ્મ શરીર જ સ્થૂળ શરીર સર્જે છે. સ્થૂળ શરીર એ આરસી છે. જે ભાવો સૂક્ષ્મ શરીરમા હોય છે તેનુ પ્રતિબિંબ સ્થૂળ શરીર-રૂપી આરસી મા પડે છે, એમ કહી શકાય આકૃતિના થતા ફેરફારો તેની પ્રતીતિરૂપે છે. વિષયો તરફ ઢળતી વૃત્તિથી જન્મતો ચિત્તનો પરિતાપ દેહ પર કારમી અસર ઉપજાવે તેમા આશ્ચર્ય જેવુ કશુ નથી આ રીતે વાસનાથી વિકૃત થયેલા જીવોનુ આયુષ્ય ક્ષણે ક્ષણે ભયગ્રસ્ત રહે છે. મૃત્યુનો ભય એ પણ મૃત્યુનુ પૂર્વરૂપ છે. જેટલું અજ્ઞાન તેટલો જ મૃત્યુનો ભય વિશેષ.

[૩] તેમ છતાં અજ્ઞાની જનો ક્રૂર કર્મ કરતી વખતે તો ક્ષોભ પામતા જ નથી. પણ જ્યારે તેનું દુઃખદ પરિણામ ભોગવવું પડે છે, ત્યારે તે મૂઢ બની જાય છે અને ખૂબ ખેદ પામે છે. પણ મોહાંધકારને લઈને તેને સન્માર્ગ સૂઝતો નથી, અને વળી મોહની પ્રબળતાથી તે ગર્ભ અને મરણાદિ દુઃખના ચક્રમાં વારંવાર ભમ્યા કરે છે.

નોંધઃ—અજ્ઞાન અનિષ્ટ છે અથવા પ્રત્યેક ભૂલનું મૂળ છે એમ ઉપરનાં બે સૂત્રોમા સમજાવ્યું. પણ ભૂલોનું સ્વરૂપ જીવન સાથે કેવા રૂપે વણાયું હોય છે ને અહીં સમજાવે છે.

ઘણો વખત એવું બને છે કે માણસ બીજાની કે પોતાની ભૂલ જોઈ પોતે ભૂલનું સ્વરૂપ સમજ્યો છે એવી ભ્રાન્તિમાં પડે છે. આને ભ્રાન્તિ એટલા માટે કહેવામાં આવે છે કે પોતાના પર તેવો પ્રસંગ આવે તો તે પોતે પણ તેવી જ અને કેટલીકવાર તો તેથી પણ ગંભીર ભૂલો કરી નાખે છે. તોયે ભૂલ પ્રત્યે એટલો તો તે બેદરકાર હોય છે કે તેને ક્ષોભ સુધ્ધાં થતો નથી. ભૂલ કરી નાખવી જેટલી ભયંકર નથી, તેટલી ભૂલ પ્રત્યે બેદરકારી રાખવી ભયંકર છે. આમ થાય છે તેનું કારણ એ છે કેઃ–ભૂલના સ્વરૂપને એ સમજ્યો જ નથી. અજ્ઞાન તે આનું જ નામ. અજ્ઞાની ભૂલ કરતી વખતે ભૂલને જોતાં નથી એટલું જ નહિ પણ ભૂલનું પરિણામ ભોગવતી વખતેય તેને ભૂલનું મૂળ મળતું નથી. અને તેમતેમ તે વધુ મૂંઝાય છે.

સાધક ભૂલનું સ્વરૂપ સમજ્યો ત્યારે જ ગણાય કે જ્યારે તે ભૂલ ન કરે એવું તેનું જીવન ઘડાઈ જાય. કદાચ આવા સાધકને પૂર્વઅધ્યાસો ભૂલ કરાવી નાખે એવું બને ખરૂં; પણ તેનું પરિણામ જે કંઈ આવે તે બદલ તેને શોક સંતાપ ન હોય. ક્રિયાના ઇષ્ટ કે અનિષ્ટ ફળથી તેને સુખ, સંતાપ કે મૂંઝવણ ન થાય. આ વાત અનુભવ પછી જ સમજાય તેમ છે. ભૂલના સ્વરૂપનું અજ્ઞાન સર્વત્ર દ્રષ્ટિગોચર થતું હોય તેવી સ્થિતિ જ્યાં સુધી હોય ત્યાં સુધી ભૂલોને નાબૂદ કરવાના તે મનુષ્ય ગમે તેટલા ઉપાયો યોજે કે પ્રયત્નો કરે તે બધા નિષ્ફળ જ જવાના; એટલું જ નહિ પણ ભૂલોની પર પરાને વધારનારા થઈ પડવાના. "ભૂલો જ ભૂલનું મૂળ છે" એ સૂત્રનું રહસ્ય વિચારવાયોગ્ય છે.

પ્રથમ સૂત્રમાં વિષય તરફ ઢળતી વૃત્તિને હિંસાનું કારણ બનાવી તે દ્વારા આત્મિક મૃત્યુ શી રીતે થાય છે અને તેનો કર્મ તથા ગતિઓ સાથે શો

સંબંધ છે તે જણાવ્યું. બીજા સૂત્રમાં ડાભડાની અણી પર રહેલા જળબિંદુની ઉપમા આપી તેવા જીવોના દેહની પણ ક્ષણભંગુરતા વર્ણવી અને ત્રીજા સૂત્રમાં એવા અજ્ઞાની જનો ઠેકાણે શાથી આવતા નથી, તેઓ ભૂલને જાણવાનો પ્રયત્ન કરવા છતાં ભૂલથી કેમ છૂટી શકતા નથી, તેનું કારણ બતાવતાં કહે છે કે તેઓમાં સાચી જિજ્ઞાસા જાગી હોતી નથી. અને હવે પછીના સૂત્રોમાં સાચી જિજ્ઞાસાનું સ્વરૂપ શું હોય, અને તે જિજ્ઞાસા પછી નિર્ણય થયે તેનું વર્તન કેવું બને, તેની ચિત્ત સંસ્કારો પર કેવી અસર થાય તે જણાવે છે.

**[૪] જે સંશયને જાણે છે તે સંસારને પણ જાણે છે, અને જેણે સંશય નથી જાણ્યો તેણે સંસારને પણ નથી જાણ્યો.**

**નોંધ**—પોતે જે માર્ગે ચાલે છે ત્યાં ભૂલ થાય છે એવું ભાન થયા પછી તત્ત્વની જિજ્ઞાસા જાગે છે અને એ જિજ્ઞાસા પછી જ્ઞાન થતાં સુધી વચ્ચેની જે સ્થિતિ હોય છે તેને સંશય તરીકે ઓળખવામાં આવે છે. જ્ઞાન પણ ત્યારે જ થાય છે કે જ્યારે અભિમાન ઓછું થવાથી પોતાને એમ ભાન થાય કે પોતે જે કાંઈ માન્યું છે તે સિવાય તેની બહાર બીજું કાંઈક જાણવાજેવું છે અથવા પોતે જે માન્યું છે તે અસત્ય કે સત્યાભાસી છે, તથા સત્ય જાણ્યા પહેલાં પોતે શાંતિ કે સમાધાન મેળવી શકે તેમ નથી માટે સત્ય જાણવું એ જરૂરી છે. અને આવે કારણે પોતાની મૂળ માન્યતામાં જે સંશય થાય તેનો અહીં ઉલ્લેખ છે સંશયને જાણવા અર્થાત્ સંશયના દ્રષ્ટા થવું.

સંશયના દ્રષ્ટા થવાથી જ સંસારના દ્રષ્ટા થવાય છે એટલે કે આત્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી જ સંસારનું જ્ઞાન થાય છે. સંસાર એટલે આંતરિક વાસનામય સંસ્કારો. સંશય એ બુદ્ધિનો વિષય છે. સંશય પછી જ બુદ્ધિ નિર્ણય કરી શકે છે, અને તે નિર્ણય વિના તો પ્રગતિ થઈ શકતી નથી. આથી સંશય એ વિકાસનું અંગ ગણાય છે એ બાધક વસ્તુ પણ નથી, બલ્કે સ્વાભાવિક અને ઉપયોગી વસ્તુ જ છે ઇંદ્રભૂતિ આદિ ગણધરો સંશય પછી જ નિર્ણય પામ્યા હતા. છતાંય કોઈસ્થળે એ સ્પષ્ટ ઉલ્લેખ આવે છે કે—સંશયાત્મા વિનશ્યતિ તેનું શું? એ કથનનું તાત્પર્ય એ છે કે સંશય થવો એ કેવળ બુદ્ધિની જ વસ્તુ છે, અને તેનું ક્ષેત્ર બુદ્ધિ સુધી જ હોવું ઘટે, પરંતુ આત્માને સ્પર્શવું ન જોઈએ. જો આત્માને સ્પર્શે તો કેવળ બુદ્ધિનું જ સામ્રાજ્ય થાય, હૃદય શૂન્ય બનતું જાય અને હૃદયશક્તિ ક્ષીણ થાય, તો બુદ્ધિ સાચો નિર્ણય કરી જ ન શકે અને જ્યાં સત્ય નિર્ણય જ

ન હોય, ત્યાં પ્રવૃત્તિ કે નિવૃત્તિ કશુંયે નિશ્ચિત ક્યાંથી હોય ? અને જ્યાં પ્રવૃત્તિ કે નિવૃત્તિ નિશ્ચિત ન હોય, ત્યાં શાંતિ કે સમાધાન ન હોય એ સ્વાભાવિક છે.

સારાંશ કે જે સંશય પાછળ નિશ્ચય છે તે સંશય ખોટો નથી, પરંતુ જે સંશય પાછળ નિશ્ચય નથી તે તો ખરેખર ત્યાજ્ય છે; અને તે સંશય નથી, પણ વિકલ્પ માત્ર છે. આ વિશ્વના કાર્યકારણની પરંપરા પરત્વે જિજ્ઞાસા થવી એ કંઈ ખોટી વસ્તુ નથી; પરંતુ ઘણી વસ્તુઓ પ્રત્યક્ષ હોય અને ઘણી વસ્તુઓ પરોક્ષ પણ હોય, તેથી જ્યાં બુદ્ધિ ન પહોંચે ત્યાં પાસેના સંયોગો પરથી અનુમાન કરીને પણ નિશ્ચય કરી લેવાનું બાકી રહે છે. એટલે સંશયનો નિર્ણય બુદ્ધિ અને હૃદય બન્નેના સમન્વયથી થવો ઘટે. તે પર જ સાધકના વિકાસની સફળતાનો આધાર છે.

અહીં હૃદય એટલે અંતઃકરણ કે જેના પર આત્માનાં વિશેષ કિરણો છે. તેને ભાવમન તરીકે પણ ઓળખી શકાય. બુદ્ધિ એટલે બહારનું દ્રવ્ય-મન કે જેના પર ભૌતિક અસર વિશેષ હોય છે. બુદ્ધિ એ જ્ઞાનમાં સહાય કરી શકે, પણ જ્ઞાન તો અંતઃકરણની વસ્તુ છે. એટલે બુદ્ધિ એટલે જ્ઞાનનું સાધન અને અંતઃકરણ એટલે જ્ઞાનનું સ્થાન.

**[૫] સંસારના સ્વરૂપનો જાણકાર જે સાધક નિપુણ છે, તે કદી સંસારના સંબંધમાં ફસાતો નથી.**

**નોંધઃ**—[ ટીકાકારો **સાગારિય** શબ્દથી અબ્રહ્મચર્ય એવો અર્થ લે છે. પણ સાગારિય શબ્દનો અર્થ અહીં સંસારસંબંધ–ગાર્હસ્થ્ય વધુ સુઘટિત લાગે છે. ] જે સંશય પછી હૃદયપૂર્વકનો નિર્ણય થાય, વિવેક જાગે અને બંધનથી મુક્ત થવાની તીવ્ર અભિલાષા પણ થાય એવો સંસાર કરનાર સાધક બંધનમાં ફસાય એવી ક્રિયા કરે નહિ, તેમજ વાંચ્છે નહિ, એ સ્વાભાવિક છે.

**[૬] આત્માર્થી જંબૂ! વાસનાની સૂક્ષ્મ અસર જીવો પર દૃઢ રૂપે હોય છે, તેથી કદાચ વાસનામય વિકલ્પો આવે, કિંવા અજાણતાં બંધનનું કાર્ય થઈ જાય તો તે ભૂલને તુરત જ સુધારી લે પરંતુ છુપાવવાનો પ્રયત્ન ન કરે. કારણ કે તેમ કરવાથી તેને બમણું પાપ લાગે છે.**

**નોંધઃ**—આ સૂત્રમાં ભૂલ કરનાર કરતાં ભૂલ છુપાવનારને વધુ દૂષિત ગણ્યો છે. અનુભવ પણ એમ જ કહે છે. એક ભૂલને છુપાવવા માટે સેંકડો ભૂલોના ચકરાવામાં પડવું પડે છે. જાગૃત સાધક પોતાની પ્રત્યેક ક્રિયા ખૂબ ઊંડાણથી વિચારે, તપાસે અને પછી જ કરે; પણ છતાંયે ભૂલ થાય તો તે ભૂલનું પરિણામ આનંદપૂર્વક ભોગવી લે. ચિકિત્સાશાસ્ત્રીઓ એમ કહે છે કે ઊગતો રોગ ન દબાવવાથી વધ્યે જાય તો પછી દેહને જે કષ્ટ વેઠવું પડે છે, તેનાથી કૈંકગણું કષ્ટ નાની ભૂલને નિભાવી લેવાથી વેઠવું પડે છે. માટે એક પણ ભૂલને સાધક જાળી ન કરે.

[૭] આથી વાસનાને રોકવા સારુ સાધક કામભોગોનાં પ્રલોભનો પ્રાપ્ત થવા છતાં તેનાં પરિણામને ખૂબ વિચારીને તેમના પરિચયથી જ દૂર રહે અને ચિત્તને પણ તેથી દૂર જ રાખે. (ખરાબ સંકલ્પ સુધ્ધાં ન થવા દે.)

**નોંધઃ**—આ સૂત્રમાં વાસના રોકવા સારુ બાહ્ય પદાર્થના ત્યાગની અને પદાર્થ પર થતા ચિત્તાકર્ષણને રોકવાની વાત કરી સૂત્રકાર એમ કહેવા માગે છે કેઃ–કોઈ પણ સાધક પદાર્થ ભોગવવા છતાં હું નિરાસક્ત રહી શકું છું એવા અભિમાનથી, કે પ્રલોભન પમાડે તેવા પદાર્થ સાથે વસવાથી પોતાના વિકાસની કસોટી કરું એમ માની, તેવા સંયોગોમાં સ્વયં ન યોજાય— આ વાત ખૂબ વિચારવાયોગ્ય છે. પતન બે રીતે થાય છેઃ એક તો સ્વયં પડવાથી અને બીજું બેદરકારીથી.

બેદરકારીથી કોઈ ઉપરથી પડે તો તેમાં અંગને વધારે જોખમ છે. સ્વયં પડે છે ત્યાં સાવધતા હોવાથી જોખમ અલ્પ છે. તે જ રીતે સાધકના સંબંધમાં સમજવું. જે સાધક જાગૃત હોવા છતાં પૂર્વસંસ્કારોથી ખેંચાઈ જાય છે, તેને દુઃખદ પરિણામનું ભાન હોવાથી એટલું દુઃખ થતું નથી, જેટલું પદાર્થને ખેંચીને ભોગવનારને થાય છે. પહેલામાં ભૂલનું ભાન છે, બીજામાં ભૂલને સત્ય માનવાનું અજ્ઞાન છે. પહેલામાં નમ્રતા છે, બીજામાં મિથ્યાભિમાન છે. પહેલાનું પતન પણ વિકાસ માટે છે; બીજાની પ્રગતિ પણ એવા પતન માટે છે.

[૮] જુઓઃ–કેટલાએક જીવો બિચારા વિષયોમાં અતિ આસક્ત બનીને અધમ ગતિઓમાં તણાયે જાય છે, અને આ સંસારમાં એવા

જે કોઈ આરંભથી જીવનારા હોય છે, તે બધા વારંવાર મોહજાળમાં ફસાઈ પડે છે.

**નોંધઃ**—વિષયાસક્તિનું દુષ્ટ પરિણામ કેટલી હદ સુધી જાય છે, તેની આ સૂત્રમાં સમજણ છે. અન્ય સ્થળે કામથી ક્રોધ અને એમ ઠેઠ આત્મઘાત અને શરીરનાશથી માંડીને સાધનભ્રષ્ટતા સુધીનો ક્રમ વર્ણવાયો છે. તે આ સૂત્રની પુષ્ટિ કરે છે. તેમ આસક્તિથી આરંભ, પાપક્રિયાથી પાપ-પરિણામ અને પરિણામ ભોગવવા માટે જન્મમરણ, એમ આખો ક્રમ ચાલ્યા જ કરે છે. એ જાળમાંથી છૂટવાનો ઉપાય આ આખા ઉદ્દેશકમાં બતાવ્યો છે. પ્રથમ ભૂલના સ્વરૂપને તપાસવું, ભૂલ શાથી થાય છે તેના મૂળને જોવું. આમ કરવાથી ભૂલ થતી વખતે પણ ભૂલનો ખ્યાલ રહેશે. છતાં પૂર્વઅભ્યાસોથી ભૂલ થઈ જાય તો તે ભૂલના પરિણામને પ્રેમપૂર્વક સહી લેવું એ ચારિત્રગઠનનો અતિસરલ અને સુંદર માર્ગ છે.

[૯] વળી કેટલાએક સાધુ વેશધારણ કરનારા હોવા છતાંયે આસક્તિવશાત્ પાપકર્મોની પ્રવૃત્તિ કરીને પરિણામે દુઃખી થાય છે.

**નોંધઃ**—પ્રથમ સામાન્ય સાધકની વાત કરી હવે ત્યાગી સાધકની વાત કરે છે. ચારિત્રગઠનના આ રહસ્યને નહિ સમજનારા જે ત્યાગી હોય છે તેઓ બાહ્ય આરંભને રોકે છે, તોયે આરંભજીવી ગણાય છે, એમ ઉપરના સૂત્રમાં ભાવ છે.

જેઓ આત્મભાવને છોડી પરભાવોમાં શરણ માને છે, તેઓ પાપ-કર્મોમાં વધુ ને વધુ અટવાતા જાય છે. આમ કહીને સૂત્રકાર એ બતાવવા માગે છે કે ચારિત્રગઠન આંતરિક બળથી જ થઈ શકે, આંતરિક બળના સાધન-રૂપે બહારની બધી ક્રિયાઓનો ઉપયોગ ભલે હોય પરંતુ બહારની ક્રિયાના મહત્ત્વની ચાવી તો આંતરિક બળ પર જ હોય. જેટલે અંશે આંતરિક બળ ગુમાવ્યું તેટલે અંશે પામરતા આવી જ; એટલે આંતરિક બળને વિકસાવવા માટે સંયમ, ત્યાગ, વગેરે સાધનો બતાવ્યાં છે. કારણ કે આંતરિક બળના વિકાસથી—ચારિત્રથી જ આત્મશક્તિ ખીલે છે.

[૧૦] હે જંબૂ! તેમના કેટલાક તો વળી ભૂલ જાણવા છતાં તેને સુધારવાને બદલે બીજો જ માર્ગ પસંદ કરે છે. તેઓ સ્વચ્છંદ-

ચારી થઈ એકચર્યા કરે છે. તેની એકચર્યા સ્વચ્છંદથી જન્મી હોય છે. તેની તેમના ગુણો જ પ્રતીતિ આપી દે છે. તેઓ બહુક્રોધી, બહુ માની, બહુ માયાવી, બહુ લોભી, બહુ પાપી, બહુ દંભી, બહુ ઠગારા, બહુ દુષ્ટ વાસનાવાળા, હિંસક અને કુકર્મી હોવા છતાં "હું તો ધર્મ માટે વિશેષ ઉદ્યમવંત થયો છું" એમ બકવાદ કરતા હોય છે. પણ ખરી રીતે "રખે કોઈ મને જાણી જાય" એવા ભયથી તે એકલા થઈને ફરે છે, અને અજ્ઞાન તથા પ્રમાદ બન્ને દોષોથી નિરંતર મૂઢ બની વાસ્તવિક ધર્મને સમજી શકતા નથી.

**નોંધઃ**—બાહ્ય શરણને માનનારો, બાહ્ય વિધિનિષેધોમાં ખૂબ માનનારો સાધક કેટલીક વાર તેમાંથી કડવા અનુભવો મળ્યા પછી ચોંકી ઊઠે છે. અને તેથી એ બધું છોડી પોતા તરફ વળવાનો ભાવ તેનામાં જાગે છે. પણ આ વખતે એક ભુલાવાને છોડી બીજા ભારી ભુલાવામાં પડવાનો ભય આ સૂત્રમાં સૂત્રકાર પ્રગટ કરે છે.

એકચર્યા કરનારના માનસિક દુર્ગુણોનો જે ભંડાર વર્ણવ્યો છે તે મનનીય છે. ઘણી વખત લાગી સાધકને બાહ્ય નિમિત્તોદ્વારા કડવો અનુભવ થાય છે. ત્યારે તે આખી દુનિયા ખરાબ છે, એમ માની તેથી અળગો થવા મથે છે. અને તે એમ માને છે કે-જો હું એકલો રહીશ તો આ બધી માયાફોડ મટી જશે. આવા સાધકનું મૂળ જ કાચું છે. એ ઉપાદાન અને નિમિત્તોનો સંબંધ સમજ્યો જ નથી. નિમિત્તોનું જોર ઉપાદાનને લઈને છે, સંસાર અંતરમાં છે, બહાર માત્ર તેનું પ્રતિબિંબ છે, તેનું તેને જ્ઞાન નથી. એટલે એકટો ઘૂમનાર કરતાંયે તેની નીચી દશા છે. છતાં તેની ભૂલ એમ મનાવે છે કે હું હવે થોડા જ વખતમાં અદ્વિતીય મહાત્મા બની જઈશ. જે કોઈએ નથી કર્યું તે હું કરીશ એમ માને છે. આનું પરિણામ કેવળ અધઃપતનમાં આવે છે. અને વધુ દુઃખનો વિષય તો એ છે કે-તે એકલો બની જવાથી તે ભૂલને સુધારનાર મળવો પણ તેને દુર્લભ થઈ પડે છે. સારાંશ કે એકલીનતા ખોટી નથી. પણ તેનું એકાંત એકલા કે અતડા પડી જવાથી પ્રાપ્ત થતું નથી. પરંતુ વૃત્તિના વિજયથી પ્રાપ્ત થાય છે. જગત બગડી ગયાના જે બળાપા નીકળે છે તેમાં પ્રાયઃ આંતરિક નબળાઈ જ કારણભૂત હોય છે.

[૧૧] હે મનુષ્યો! જેઓ પોતે પાપનાં અનુષ્ઠાનથી નિવર્ત્યા નથી અને પોતે અજ્ઞાની હોવા છતાં મોક્ષ જેવી વસ્તુની મનમાની ડંફાસો હાંક્યા કરે છે, તેવા દુઃખી જીવો બિચારા કર્મમાં જ કુશળ છે; નહિ કે ધર્મમાં. આવા જીવો સંસારના ચક્રમાં ફરવાના અધિકારી બને છે.

**નોંધઃ**—મોક્ષનાં શાસ્ત્ર ભણ્યે કે મોક્ષની વાતો બોલ્યે મોક્ષની પ્રાપ્તિ થઇ જતી નથી. જેઓ મોક્ષના અભિલાષી હોવા છતાં સ્વચ્છંદ, પ્રમાદ, કષાયો અને વિષયવિલાસની ગર્તામાં સબડ્યા કરે છે, તે સંસારે નથી આરાધતા અને મોક્ષ પણ નથી આરાધતા. તેઓ માત્ર આધાર વિના ત્રિશંકુની જેમ વચ્ચે જ લટકી રહે છે—એમ કહેવાનો સૂત્રકારનો આશય છે.

## ઉપસંહાર

ચારિત્રનું ઘડતર આંતરિક બળથી જ થાય છે. આંતરિક બળ કેળવવા માટે સંયમ ઉપયોગી સાધન તો છે જ. વિષયસુખની લિપ્સામાંથી જે હિંસા જન્મે છે તે આધ્યાત્મિક મૃત્યુના અને શારીરિક હ્રાસના કારણભૂત બને છે. ગૃહસ્થજીવનમાંયે સંયમ સુસાધ્ય અને સુશક્ય છે. સંયમમાં સુખ સહજ છે. ભૂલનું ભાન થયે સંયમ સરળ અને સ્વાભાવિક બને છે.

ભૂલનું ભાન ભૂલનું કડવું પરિણામ ભોગવવાથી થઈ શકે છે, એ માન્યતા બરાબર નથી. ક્રિયામાત્ર પરિણામ દેનારી છે, એટલે ક્રિયાનું પરિણામ ભોગવવું એ તો એક નૈસર્ગિક નિયમ જ છે; પરંતુ જેમજેમ જીવ કડવાં પરિણામો ભોગવે.છે, તેમતેમ તેની વૃત્તિમાં વધુ વક્રતા પેસે છે અને ભૂલનું ભાન થવાની તક દૂર ને દૂર જાય છે.

ભૂલનું ભાન જિજ્ઞાસા પછી જાગે છે. નિર્ણય પણ જિજ્ઞાસા પછી સંભવે છે. સાચો નિર્ણય જીવને સ્વયં સંયમને માર્ગે યોજી દે છે.

આરંભ આસક્તિથી જન્મે છે. ત્યાગી પણ આસક્ત હોય તો તે આરંભજીવી છે. અને ગૃહસ્થ પણ સંયમી કે નિરાસક્ત હોય તો તે અનારંભજીવી છે.

એમ કહું છું.

લોકસાર અધ્યયનનો પ્રથમ ઉદ્દેશક સમાપ્ત થયો.

# દ્વિતીય ઉદ્દેશક

## ચારિત્ર ખીલવવાના ઉપાયો

ગત ઉદ્દેશકમાં ચારિત્રગઠનની વિવિધ સમાલોચના કરી, અને આંતરિક બળ ખીલવવાથી જ ચારિત્રનું ઘડતર થાય છે તથા ચારિત્ર વાસ્તવિકતામાંથી જ જન્મે છે એમ સમજાવ્યું. હવે આ ઉદ્દેશકમાં આંતરિક બળ ખીલવવાના ઉપાયો બતાવતા

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] આ વિશ્વમાં જે સાધકો પાપી પ્રવૃત્તિથી નિવર્તેલા છે, તે સાધકો પોતાના શરીરાદિનો નિર્વાહ પણ અનારંભીપણે (નિર્દોષ રીતે) ચલાવી શકે છે.

**નોંધ**—આંતરિક બળ પાપપ્રવૃત્તિથી નિવર્ત્યા વિના ખીલી શકે જ નહિ. એટલે પ્રથમ સૂત્રમાં પાપી પ્રવૃત્તિથી નિવર્તવાનો નિર્દેશ કરે છે. ઉપયોગની શૂન્યતામાં અધર્મ છે, આથી પાપી પ્રવૃત્તિથી નિવર્તવું એટલે ઉપયોગમય જીવન જીવવું. અને ઉપયોગમય જીવન એટલે ધ્યેયયુક્ત જીવન સમજવાનું છે. આવા સાધકને જો સાધનો મળ્યા છે તો સાધનોને ઉપયોગી સામગ્રી મળી જ રહેવાની છે. એવો કુદરતના અચળ સિદ્ધાંત પ્રત્યે વિશ્વાસુ હોઈ શકે, સંયમી રહી શકે અને સાધનો પર સાધનનિષ્ઠા હોવા છતાંયે નિર્દોષ રહી શકે.

[૨] હે સાધક! તું દૂષિત પ્રવૃત્તિથી દૂર રહી પૂર્વગત દોષોને સાધનાદ્વારા દૂર કર્યા કર. "હમણાં જ આ અવસર છે," એમ વિચારી પવિત્ર સંયમ તરફ જ દૃષ્ટિ રાખ. આ શરીર, સાધકજીવન અને સાધનાનાં આવાં અનુકૂળ સાધનોનો સમય ફરીફરી નહિ આવે માટે તેમનું ફરીફરી શોધન કર.

**નોંધઃ**—સાધક સંયમી બન્યા પછી પણ જાગૃત દશાને ભૂલી ન જાય, પૂર્વઅધ્યાસો તેને પુનઃ પોતા તરફ ખેંચી ન જાય, એટલા માટે પળેપળે જાગ્રત રહેવાનું આ સૂત્રમાં સૂચવ્યું છે. ઘણીવાર એવું બને છે કે સાધકજીવનમાં પણ સતત સંયમનું વલણ કંટાળો ઉત્પન્ન કરે છે. અને એ કંટાળો કે પ્રમાદ પણ જાણે કોઈ નિરાસક્તિનો ગુણ હોય તેમ મનાવવા તેની વૃત્તિ તે સાધક પર આક્રમણ કરે છે. આનું મૂળકારણ પૂર્વનો અભ્યાસ જ છે. છતાં તે સાધકને તેવે વખતે તેનું ભાન હોતું નથી. તેથી તે લોકપ્રવાહમાં ખેંચાઈ જાય છે. આ ખેંચાણ કેટલું પતન કરે છે, તે તો અનુભવગમ્ય બીના છે. પરંતુ તે પ્રસંગ ન આવે એમ સૂત્રકાર ઇચ્છે છે. અને તેથી ચોંકાવે છે કે હે સાધક! આ અવસર ફરીફરી નહિ આવે. અને કહે છે કેઃ–એ વાત અહીં શા માટે કહેવામાં આવી છે તેનું પણ તું તારા જીવનમાં શોધન કર. ત્યારે જ તને એનો મર્મ સમજાશે.

[૩] તીર્થંકરદેવે એ માર્ગ બતાવ્યો છે (અને એમ પણ સમજાવ્યું છે) કે બધા જીવોને જુદુંજુદું સુખદુઃખ થાય છે, એમ જાણી (આત્માભિમુખ બનવા માટે) સંયમી સાધકે સાધનાના માર્ગમાં જરા પણ પ્રમાદ ન કરવો.

**નોંધઃ**—જાગ્રત સાધકને પણ અધ્યાસો વશ કરી નાખે તો બીજાનું શું ગજું? એમ માની કોઈ સાધનાના માર્ગે જવામાં નિરાશા ન અનુભવે એ ખાતર સૂત્રકાર તે ગૂંચ ઉકેલી નાખે છે, અને એમ થવાના કારણને સ્પષ્ટ કરી મૂકે છે. "બધા જીવોને સુખ અને દુઃખ જુદુંજુદું થાય છે," એ વાક્યના ભાવાર્થમાં તે વાત સમાવી છે. અનુભવ પણ આ વાતને સ્વીકારે છે કે જે એક વસ્તુ એકને સુખરૂપ હોય છે, તે જ વસ્તુ બીજાને દુઃખરૂપ હોય છે; અથવા ઓછું સુખ કે દુઃખ આપી શકે છે. આટલી વાતને ઊંડાણથી

વિચારાય તો પછી પદાર્થ પોતે સુખ કે દુઃખ આપનાર નથી એ વાત સમજાય, અને વૃત્તિમાંથી પાપ સહેજે છૂટતું જાય.

પૂર્વઅધ્યાસો ક્રિયા કરાવી નાખે એવું બને, તોપણ તે ક્રિયામાં વૃત્તિ પાપી ન હોય એટલે તે ક્રિયા વિકાસમાં બાધક ન નીવડે. જ્યાં સુધી આ વાત હૈયે ન ચોંટી હોય ત્યાં સુધી પૂર્વઅધ્યાસોને લઈને, કે પ્રસંગની અધીનતાને લઈને કે ગમે તે નિમિત્તે જે પાપી ક્રિયા થાય તે સંસ્કારને મૂકતી જાય છે. અને એ કુસંસ્કાર નિમિત્ત મળતાં જ પુનઃ તે સ્વરૂપે આવીને ઊભો રહે છે. આ રીતે ચક્ર ચાલ્યા કરે. એટલે જ્યાં સુધી સમજણના મૂળમાં રહેલી ભૂલ નીકળી શુદ્ધ સમજ ન થાય ત્યાં સુધી જાગૃતિ હોય તોય તે કાર્યકારી નીવડે નહિ.

[૪] જેમ આ વિશ્વમાં જીવોના આશયો ભિન્નભિન્ન છે, તેમ તેમનું દુઃખ પણ ભિન્નભિન્ન છે. માટે મુનિએ કશી પણ હિંસા કે મૃષા ભાષણ જેવા દૂષણને ન સ્પર્શતા, સંયમમાર્ગમાં ઉપસ્થિત થતા કડક સંકટોને પણ સમભાવે સહન કરવાં. અને આ રીતે વર્તનારો મુનિ જ ઉત્તમ પ્રકારનો ચારિત્રશીલ મુનિ ગણાય.

નોંધઃ–(બહાર જે સુખદુઃખ દેખાય છે તે આશયથી જ થાય છે. આ આશયોની ભિન્નતા એટલે કર્મોના પરિણામોનું તારતમ્ય. એના ઉપર જ આખા સંસારનું વિવિધ સ્વરૂપરૂપે મંડાણ છે એમ કહીએ તો ચાલે. પ્રત્યેક વ્યક્તિ ભિન્નભિન્ન આકૃતિ અને સાધનસામગ્રી ધરાવે છે. તેનું કારણ પણ આશયોની ભિન્નતા જ છે. સંસારની આ વિવિધતા એ જ કર્મના અચળ કાયદાની કે નૈસર્ગિક કુદરતી શક્તિના અસ્તિત્વની પ્રતીતિ છે.) જે મુનિ આટલું મનન કરશે તે મુનિ પ્રમાદ કે કષાયને કદાપિ નહિ કરી શકે. કારણ કે જગતના અચળ કાયદાની સાચી પ્રતીતિ નથી થઈ ત્યાં સુધી જ તે પોતાના સ્વાર્થ માટે પુરુષાર્થનો દુરુપયોગ કરે છે, વેડફે છે, બીજાને હણે છે અને પોતે હણાય છે. હિંસા અને મૃષાનું મૂળ નૈસર્ગિકતાનો અવિશ્વાસ જ છે.

જ્યાં સુધી કુદરતના અચળ કાયદા પર સાચક વિશ્વાસ ન બને ત્યાં સુધી તે બીજાનું ભલું કરવાના કોડ સેવે તોયે તે કોડ પૂર્ણ થઈ શકે નહિ. જે જે ક્ષેત્રમાં તે પ્રવેશે તેમાંતેમાં તેનું અભિમાન તેને સતાવ્યા કરે. આ દૃષ્ટિબિંદુ ન સમજાયું હોય ત્યાં સુધી જ દાન અને પરોપકારની મહત્તા છે.

સંયમીનો સંયમ જે સ્વ અને પરનું કલ્યાણ સાધે છે તે દાતા કે પરોપકારી નથી સાધનો. આથી જ પ્રથમ દાન, પછી પરોપકાર અને ત્યારબાદ સંયમનું ઉચ્ચ સ્થાન કલ્પાયું છે.

સંયમમાં કષ્ટ આવે તે સાધકને દુઃખરૂપ નથી લાગતાં, એનું કારણ એ છે કે સંયમની શ્રેણીને અવલંબેલો સાધક કોઈ બીજી જ ભૂમિકામાં ગયો હોવાથી તેને અપૂર્વ ઉલ્લાસ પ્રગટે છે. કદી આવા ઉલ્લાસનો પૂર્વે તેને પરિચય ન હોવાથી તે સ્થિતિને તે શાન્ત દશા માને છે. પણ આ એક સાધનાની ભૂમિકા જ છે. તેનો તેને યથાર્થ અનુભવ ન હોવાથી કોઈ વેળા નિમિત્તવશાત્ જો તેને પૂર્વાધ્યાસો આવીને હેરાન કરે તો તે એકદમ વ્યાકુળ થઈ બેસે છે. પતન થશે તેવા ભયે તે ત્રાસી ઊઠે છે. પણ આ ત્રાસ તેના જીવનમાં કાં તો સાચેસાચું પતન આણે છે, અથવા હતાશતા લાવી મૂકે છે. આ બન્ને સ્થિતિ કનિષ્ટ છે આમાં શક્તિનો અવિશ્વાસ જ કારણભૂત છે. એટલે નિર્ભયતા અને આંતરિક શક્તિ એ બે ચારિત્રગઠનના મૂળભૂત પાયા છે એ જ દૃષ્ટિએ પોતાને થતાં સુખદુઃખ કે બીજાને થતાં સુખદુઃખ જોઈ તે પોતાનો સમભાવ ન ગુમાવે.

[૫] જે સાધકો હાલમાં પોતે પાપમાં પ્રવર્તતા નથી છતાં કદાચ પૂર્વકર્મના ફળસ્વરૂપે તેમને વિવિધ પ્રકારની ઉપાધિઓ આવે તો તે વખતે થતું દુઃખ તેઓ સમભાવપૂર્વક સહન કરે. એમ વીર તીર્થંકર દેવોએ ફરમાવ્યું છે.

**નોંધઃ**—કર્મની સાંકળ ત્રિકાળાબાધિત છે. પુનર્ભવો—પુનર્જન્મોથી તેમની વચ્ચે પરદા પડતા જાય છે. પાછળનાં કર્મોનું આ જીવને જ્ઞાન નથી તેથી જ તે કુદરતની સામાન્ય ક્રિયાથી પણ ચોંકી ઊઠે છે, નિરાશ થઈ જાય છે. જોકે આમ થવું એ પણ અસ્વાભાવિક નથી, કારણ કે વર્તમાનકાળમાં જે ક્રિયા થાય છે તે પણ શુદ્ધ છે કે અશુદ્ધ, વિકાસને પંથે પ્રેરનારી છે કે પતનને પંથે તેનું ય જ્યાં ભાન ન હોય ત્યાં પૂર્વક્રિયાના ફળની પ્રતીતિ કે સહન કરવાની શક્તિ શી રીતે જાગે? પણ આવા સાધકે આપ્તજનો—અનુભવી પુરુષોના (સદ્‌ગુરુના) વચનના અવલંબનથી પણ એટલો વિશ્વાસ મેળવી લેવો જોઈએ કે જે કંઈ થાય છે, તે બધું હેતુપૂર્વક જ થાય છે. ક્રિયાના કર્તાને ક્રિયાનું ફળ ઇચ્છાએ કે અનિચ્છાએ, પરદા સામે કે પરદા પાછળ

આવી મળે છે, તે ભોગવ્યે જ છૂટકો છે. અને એવો નિશ્ચય કરી ધૈર્ય ધારણ કરવું રહ્યું.

[૬] આ શરીર વહેલું કે મોડું પણ અવશ્ય છૂટવાનું અથવા તૂટવાનું. કારણ કે તે અધ્રુવ (અનિયમિત), અનિત્ય, ક્ષણભંગુર, વધવાઘટવાના સ્વભાવવાળું અને નાશવંત છે જ. માટે હે સાધકો! આ દેહસ્વરૂપને અને આ દુર્લભ અવસરને ફરીફરી વિચારો.

**નોંધ:**—અહીં સૂત્રકાર સમભાવ શી રીતે જળવાય તેને લગતા વિચારો આપે છે. શરીર નાશવંત છે, એટલે એ ચાલી જશે; તેવા ભયમાં સાધક વિહ્વળ બનીને ભાન ભૂલે, અજાગૃત–પ્રમત્ત બને, એનું સાધનપૂરતું મહત્ત્વ ભૂલીને સાધ્ય માની બેસે અને વિલાસી બને, તોયે પતનને નોતરે. પણ સૂત્રકાર કહે છે એ દેહના સ્વરૂપને અને દુર્લભ અવસરને ફરીફરી વિચારો.

દેહના સ્વરૂપનું જ્ઞાન એટલે દેહ મળવાના મૂળકારણનું જ્ઞાન. આ જ્ઞાન થતાં સહેજે સમજાશે કે દેહની નશ્વરતા એટલે દેહનો નાશ નહિ, પણ દેહનું પરિવર્તન. માત્ર એના સાધનનો જ ફેરફાર, એનો નહિ. જેને માત્ર આટલું દેહ સંબંધી જ્ઞાન થાય તેને મૃત્યુની ભીતિ સહેજે ટળી જાય. અને નિર્ભય બને.

અને અવસર ઓળખવો એટલે એક પળ નિરર્થક નથી એમ માની અપ્રમત્તતા જાળવવી તે. આવો જ્ઞાની અને અપ્રમત્ત સાધક પણ દેહની શુશ્રૂષા કરશે જ. પણ તે માત્ર દેહને સાધન સમજીને, આત્માનું રક્ષણ કરીને, દેહને સાચવશે; આત્માને વેચીને કે હણીને નહિ.

[૭] જે સાધક ઉપર પ્રમાણે શરીરનું સ્વરૂપ તથા અવસર વિચારીને એવાં ચેતનનાં જ્ઞાન, વિજ્ઞાન, સુખ, આનંદ ઇત્યાદિ ગુણોમાં રમનારો હોય છે, તેવા નિરાસક્ત ત્યાગી સાધકને અનંત સંસારમાં પરિભ્રમણ કરવાનું રહેતું નથી.

**નોંધ:**—પહેલા સૂત્રોમાં દેહની નશ્વરતા બતાવી. જો દેહ પોતે જ નાશવંત છે તો દેહથી મળતું સુખ ક્ષણિક કે નાશવંત હોય તે સ્વાભાવિક છે. પરંતુ આ સૂત્રમાં તો એમ કહેવા માગે છે કે:–સુખ કે આનંદ આપવાનો દેહનો સ્વભાવ જ નથી. વિષયોની આસક્તિને લઈને દેહદ્વારા

[૧૩] જે સાધકો પ્રમાદ સેવે છે, તેઓ ધર્મથી પરાઙ્મુખ થયેલા છે, એમ જાણીને શાણો સાધક અપ્રમત્તપણે વિચરે.

**નોંધઃ**—ક્રિયાથી ધર્મિષ્ઠ ગણાતો છતાં જે સાધક જીવનવ્યવહારમાં ઉપયોગશૂન્ય દશાએ વર્તે છે તેને સૂત્રકાર અહીં સાચા માર્ગનું દર્શન કરાવે છે. પ્રમાદ એ જ પાપ. ઉપયોગશૂન્ય જીવન એ જ પાપ. એવો આ સૂત્રમાં ધ્વનિ છે. જ્યાં ઉપયોગશૂન્યતા છે, ત્યાં નિવૃત્તિને ઓઠે આળસ અને વિલાસ પોષાય છે; અને જ્યાં ઉપયોગમય દશા વર્તે છે, ત્યાં ક્રિયાપરતા હોવા છતાં નિર્વૃત્તિ છે.

[૧૪] એમ ઉત્તમ પ્રકારે આ તીર્થંકરભાષિત ક્રિયાને મુનિ સાધક યથાર્થ રીતે પાલન કરે.

**નોંધઃ**—અપરિગ્રહી વૃત્તિ એ વીરનો સાચો માર્ગ છે એમ કહી પરિગ્રહ અને તે પરની મમતા છોડવાનું આગળનાં સૂત્રોમાં વર્ણવી, ૧૨-૧૩ અને ૧૪મા સૂત્રમાં ક્રમપૂર્વક સમભાવ, જાગૃત દશા અને જિનમાર્ગની શ્રદ્ધાપૂર્વક આરાધના કરવાનું જણાવ્યું છે.

## ઉપસંહાર

સાધુતા અને પરિગ્રહીપણું એ બન્ને વિરોધી ગુણો છે. ઉપયોગમય જીવન એ જ ધર્મ. ક્રિયામાં પ્રગટપણે પાપ ન દેખાય તોયે જ્યાં પરિગ્રહવૃત્તિ છે, ત્યાં આરંભ—પાપ છે જ. પરિગ્રહ અને આરંભથી સંસાર વધે છે. મહાપરિગ્રહ અને મહાઆરંભ અધમ સંસ્કારો અને અધમ ગતિના ઉત્પાદક છે.

સંસારની વિવિધ આશાઓ, તૃષ્ણાઓ અને ઇચ્છાઓથી સુખ અને દુઃખનું નિર્માણ થાય છે. સંયમી સાધક આટલું જાણી બન્ને સ્થિતિમાં સમભાવ જાળવે.

કર્મનો કાયદો કોઈને કોઈ કાળે છોડતો નથી, છોડશે પણ નહિ. સુખ કે દુઃખ મનાય છે તેનું કારણ પણ કર્મની વિચિત્રતા છે. કર્મમુક્તિ આત્મભાન પછી જ સંભવે છે.

આત્મસ્વરૂપની અને દેહસ્વરૂપની ઊંડી વિચારણા પછી નમ્રતા અને પરિગ્રહી વૃત્તિ પણ ઘટે છે.

સત્યમાં શ્રદ્ધા અને સમભાવથી ચારિત્રબળ ખીલે છે અને કર્મબંધન તૂટે છે.

એમ કહું છું.

લોકસાર અધ્યયનનો દ્વિતીય ઉદ્દેશક સમાપ્ત થયો.

# તૃતીય ઉદ્દેશક

## વસ્તુવિવેક

ચારિત્રગઠન અને તેને ખીલવવાના ઉપાયો વર્ણવાઈ ગયા. બીજા ઉદ્દેશકમાં કહેલી નિષ્પરિગ્રહવૃત્તિનો રખે કોઈ દુરુપયોગ કરે ! "મૂર્છા એ જ પરિગ્રહ છે." માટે પદાર્થો ગમે તેવા અને ગમે તેટલા વાપરવાની છૂટ છે. માટે માત્ર મૂર્છા ન હોવી જોઈએ—એમ રખે કોઈ માની લે ! તે ભ્રમનો આ ઉદ્દેશકમાં ઉકેલ આપતાં સ્યાદ્વાદ જેમની નસેનસમાં સહજ વણાયો છે એવા ગુરુદેવ સૌને સંબોધીને બોલ્યા.

ગુરુદેવ બોલ્યા

[૧] જે કોઈ ગૃહસ્થ કિંવા ભિક્ષુ આ જગતમાં નિષ્પરિગ્રહી થાય છે તે બધા તીર્થંકર દેવની વાણી સાંભળી અથવા મહાપુરુષ કે જ્ઞાની પુરુષોનાં વચનો વિચારી, વિવેકવંત બની, સર્વ પ્રકારના પરિગ્રહનો ત્યાગ કરીને જ નિષ્પરિગ્રહી બને છે.

**નોંધ:**—પરિગ્રહ હોવા છતાં, રાખવા છતાં, તે ભોગવવા છતાં હું તો નિરાસક્ત રહી શકું છું કે નિરાસક્ત રહી શકીશ એમ જે બોલે છે કે માને છે, તે પાખંડ, દંભ કે આત્મવંચના સેવે છે—એવો કંઈક ભાવાર્થ આ સૂત્રમાં છે. અનુભવ પણ એમ જ કહે છે કે પરિગ્રહનો સંપર્ક રાખીને નિષ્પરિગ્રહી વૃત્તિ કેળવાઈ શકતી નથી. એટલે નિષ્પરિગ્રહી વૃત્તિ કેળવવા માટે બાહ્ય પદાર્થોનો પરિગ્રહ, તે પર થતો મોહ અને આકર્ષણ સૌથી પ્રથમ તકે છોડવા જરૂરી છે. જેમ કોઈ અગ્નિને હાથમાં રાખી ઠંડક મેળવવાની ઇચ્છા રાખે કે કરોડો જાપ જપે તોપણ ઠંડક ન થવી અને અગ્નિની ઉષ્ણતા સહવી તેને માટે અનિવાર્ય છે. તેમ જ જે સાધક પરિગ્રહના અગ્નિને સાથે રાખીને નિરાસક્તિની ઠંડક શોધે છે તે નિષ્ફળતા અનુભવે છે.

ઘણીવાર એવું બને છે કે એ પરિગ્રહ પાછળ તેનો આશય નીચ, શુદ્ર કે સ્વાર્થી નહિ પણ ઉચ્ચ, ઉદાર, અને પરમાર્થી દેખાતો હોય. માત્ર પરોપકાર અને પરમાર્થ ખાતર તે પદાર્થોનો સંગ્રહ કરતો હોય તોયે તેની પાછળ છુપાયેલી પરિગ્રહવૃત્તિ ફૂલીફાલી આખરે ઉન્નતિ અને યશના શિખરે ચડેલા એ સાધકને પાડવામાં મદદરૂપ બનવાનો સંભવ રહે છે. એટલે જ નિષ્પરિગ્રહવૃત્તિ કેળવવા માટે બાહ્ય ત્યાગની આવશ્યકતા છે. પછી ભલે તે ગૃહસ્થ સાધક હો કે ભિક્ષુ સાધક હો. દરેકને પોતાની યોગ્યતા અને શક્તિ મુજબ પદાર્થત્યાગ કરવો ઉપયોગી નીવડે છે. જોકે એ આવશ્યકતા સૌને અનિવાર્ય છે એમ જાણ્યા પછી પણ બાહ્ય ત્યાગની ભાવના પ્રગટવી એ કંઈ સહજ વસ્તુ નથી. કારણ કે પોતે જે કંઈ ઇચ્છે છે તે બાહ્ય પદાર્થોમાં છુપાયું છે એવો ઘણા કાળનો જીવનો અભ્યાસ છે. એટલે એ કેમ છૂટે ? તેના ઉપાયમાં સૂત્રકાર વિચાર અને વિવેક બતાવે છે. સત્યાસત્યને પારખવાની વિવેકબુદ્ધિ જાગે, એટલે અનંતકાલનો અસત્યને સત્ય માનવાનો અભ્યાસ હોય તોયે છૂટી જાય છે. પરંતુ જ્યાં સુધી એ જાગે નહિ, ત્યાં સુધી તો મનુષ્ય કશું હિતાહિત પણ સમજી શકે નહિ. તો છોડવાની તો વાત જ શી ? આવી વિવેકબુદ્ધિ સદ્‌વિચાર પછી જ આવે છે, એમ ઉપરના સૂત્રમાં સૂત્રકાર વદે છે.

પણ એ વિચાર શબ્દ એટલો તો રૂઢ થઈ ગયો છે કે હાલતાં ને ચાલતાં સૌ કોઈ એનો ઉપયોગ કરી નાખે છે. પણ વિચારનું સ્વરૂપ માનીએ છીએ એટલું સરલ કે સુસાધ્ય નથી. જેને ઘણીવાર વિચ-

ઓળખીએ છીએ તે વિચાર નથી હોતો પણ કેવળ વિકલ્પ હોય છે. જીવનમાં અદ્‌ભુતતા, નવીનતા અને દિવ્યદૃષ્ટિ પ્રેરે એ વિચાર. બાકી તો ઉપરના મન ઉપર આવતા વિચારો એ તો વિકલ્પોમાત્ર છે. છતાં એ વિકલ્પો પર વિચારોનો આરોપ મુકાય છે. એ તો સમુદ્રના ઉપરના ફીણને તરંગ માનવા જેવી ભૂલ છે. તરંગ જેમ જલનું ઊર્ધ્વગમન છે, તેમ વિચાર એ અંતઃકરણનું ઊર્ધ્વકરણ છે. તરંગ જેમ સમુદ્રને આહ્‌લાદિત કરે છે, ઉદાર બનાવે છે, તીરને ભેટવાની તાલાવેલી જગાડે છે અને વેગ આપે છે, તેમ જ વિચારમાં શક્તિ છે. સદ્‌વિચારનું એક કિરણ જીવનમાં જ્યોત જગાવી દે છે. અનેક કાળના અજ્ઞાન અને મોહના તિમિરને તે વિખેરી નાખે છે. જીવનના ગુંચવાયેલા કોકડાને તે ઉકેલી દે છે, અને પ્રત્યેક કાર્યના પરિણામ સુધી પહોંચવાની દિવ્ય શક્તિ સમર્પે છે. જે પરથી ક્રિયાનું મૂળકારણ અને પરિણામ સુધી દૃષ્ટિ પહોંચે તે વિચાર કહેવાય.

પણ આવો ઊંડો વિચાર અનુભવી જનોના પ્રગટદ્યોતન વિના પ્રાપ્ય નથી. આથી જ આપ્તપુરુષોનાં વચનો કે સત્સંગ તેમાં કારણભૂત બનાવ્યાં છે. આપ્તપુરુષ એટલે નિખાલસતા, નિઃસ્પૃહતા અને સત્યની સાક્ષાત મૂર્તિ. નિઃસ્પૃહતા વિના સ્વાનુભવ ન જાગે. બીજાં વચનો અનેકવાર સાંભળ્યા છતાં હૃદયના તાર ન જગાડે, હૃદયે ન સ્પર્શે. પણ સાચા સંતનું એક વાક્ય જીવન પલટી શકે.

સત્સંગની મહત્તા આ દૃષ્ટિએ છે. પરંતુ જ્યાં વ્યક્તિનાં વ્યક્તિત્વને બદલે વ્યક્તિનાં ખોખાં તરફ ઢળવાની ક્રિયા થાય ત્યાં સત્સંગ ફળદાયી ન નીવડે, અને વાસ્તવિક રીતે તો એ સત્સંગ પણ ન કહેવાય. વ્યક્તિરાગમાં બંધાયેલાને મુક્ત કરે, સ્વતંત્ર બનાવે અને પોતાનો અનંત કાળનો પૂર્વગ્રહ-દુરાગ્રહ છોડાવે, તે જ સત્સંગ.

[૨] પ્રિય જંબૂ! તીર્થંકરદેવે સમતાથી (સમતામાં) ધર્મ વર્ણવ્યો છે. તે બોલ્યા છે કેઃ—અહો સાધકો! જે રીતે મેં અહીં કર્મ ખપાવ્યા છે તે રીતે બીજા માર્ગોમાં કર્મ ખપાવવા મુશ્કેલ છે. માટે જ કહું છું કે મારું દૃષ્ટાંત લઈ બીજા મુમુક્ષુઓએ પણ પોતાનું વીર્ય છુપાવવું નહિ.

**નોંધઃ**—પ્રથમ સૂત્રમાં બાહ્ય પદાર્થના ત્યાગની જરૂરિયાત બતાવી અને ત્યાગભાવના ક્યારે અને કઈ રીતે જાગે તેના ઉપાયો વર્ણવ્યા. પરંતુ

ત્યાગના સંબંધમાં કેટલીક વાર ગેરસમજ ઊભી થવાનો સંભવ રહે તેથી તેનો ઉકેલ આ સૂત્રમાં આપવા પ્રયાસ કરે છે.

ધર્મ સમતામાં છે એમ બોલીને સૂત્રકાર કહે છે કેઃ—ત્યાગ સમભાવથી જન્મ્યો હોવો જોઈએ. ત્યાગમાં સમતા જોઈએ જ. આમ કહેવાનો આશય એ છે કેઃ—પદાર્થત્યાગમાં બે ભાવના દેખાય છેઃ એક તો પદાર્થો તરફની ઘૃણા અને બીજી પદાર્થો પ્રત્યેની અતૃપ્તિ. આ ભાવનાના મૂળ ઉપર જ ત્યાગની શુદ્ધિ-અશુદ્ધિનો આધાર છે. જે ત્યાગમાં પદાર્થ પર તિરસ્કાર છે તે ત્યાગમાં શુદ્ધિ કે સમજણ નથી, એમ કહી શકાય. કારણ કે જે વૃત્તિનો આજે પદાર્થ પર તિરસ્કાર છે તે વૃત્તિનો પ્રસંગ આવ્યે સંયમ પર પણ તિરસ્કાર નહિ થાય એની ખાતરી શી? કથિતાશય એ છે કે વૃત્તિના મૂળમાં જે દોષ હોય તે આજે એક જ ક્ષેત્રમાં દેખાતો હોય તોપણ વહેલો યા મોડો એ બીજા ક્ષેત્રમા પણ દેખાવાનો જ. જે સાધકે પદાર્થત્યાગથી સુખ છે એવું મીઠું પ્રલોભન ક્યાંકથી સાંભળી ત્યાગ કર્યો છે અને આજે તેની વૃત્તિનો વેગ સંયમ તરફ વાળવા પ્રયત્ન કરી રહ્યો છે, તે સાધક કદાચ એ માર્ગમાં સુખનો અનુભવ ન કરી શકે અને બીજાં બાધક કારણો નડે; ત્યારે બીજી તરફ ઢળ્યા વગર કેમ રહી શકશે? ત્યાગનો હેતુ વેગની દિશા બદલવાનો નહિ પણ વેગને શમાવવાનો છે. અને એ વેગનું શમન ઊંડી વિચારણા વગર શક્ય નથી. જ્યારે માનવીને ભાન થાય કે પદાર્થોમાં સુખ કે દુઃખ આપવાની શક્તિ નથી. તે તો નિમિત્ત માત્ર છે, મારી વૃત્તિએ જ અજ્ઞાનથી પદાર્થોમાં સુખ કે દુઃખની કલ્પના કરી છે. જેને એક વસ્તુ જોઈએ છે તે વસ્તુ નહિ મળે તો તેને દુઃખ થશે, અગર સુખ મળશે તો ક્ષણિક સુખ થશે. પણ જેને એ વસ્તુ જોઈતી જ નથી એને એ વસ્તુ સંબંધીનું કંઈ પણ સુખદુઃખ થવાનું નથી. સુખ કે દુઃખનું કારણ બહાર નથી પણ મારી સમજણમાં છે—ત્યારે જ સાચો ત્યાગ જન્મશે. એટલે જ સૂત્રકાર કહે છે કે ત્યાગ સમતાથી જન્મવો જોઈએ; અને આ ભાવના પ્રગટ્યા પછી જ વૃત્તિને શુદ્ધ કરવા માટે નિમિત્તોથી દૂર રહેવાની આવશ્યકતા જણાય છે, અને એ સમજણપૂર્વક જે ત્યાગ થાય છે તે ત્યાગમાં સમભાવ હોવાની પૂર્ણ સંભાવના છે.

સર્વજ્ઞ પુરુષોએ સમભાવની પરાકાષ્ઠા પોતે અનુભવી છે. એથી જ તેઓ ધર્મને સમતાથી વર્ણવી શકે છે. સત્યનો અનુભવી જ સત્ય દર્શાવી શકે, બીજા નહિ; એવો ભાવ પણ આ સૂત્રમાં ટપકે છે. આ સૂત્રનો બીજો

આગમા શ્રીતીર્થંકરભગવાનના શ્રીમુખેથી "મેં અહીં કર્મ ખપાવ્યાં છે તે રીતે બીજે ખપાવવાં મુશ્કેલ છે" એમ કહેવાયું છે. એ કથનમાંથી એ સાર નીકળે છે કે આ માર્ગ—સમતાનો માર્ગ જેટલો સરળ છે તેટલો બીજો નથી. અમે સમતાયોગની સાધના કરી કર્મ ખપાવ્યાં છે. તમે પણ ખપાવી શકશો એમ એ જ્ઞાની પુરુષો પોતાના અનુભવની ચોક્કસતા બતાવે છે.

પ્રાણીમાત્રના આશયો જ્યાં ભિન્નભિન્ન છે ત્યાં ક્રિયાની ભિન્નતા હોવી સ્વાભાવિક છે. પણ જે કોઈ જિજ્ઞાસુ કે મુમુક્ષુ સત્યમાર્ગે જવા સારુ તૈયાર થઈ ગયા છે, તેની જિજ્ઞાસાનું આમાં સુંદર ચિત્ર છે. અને અવલંબનની ગૂઢ પ્રેરણા પણ છે. તોયે રખે એ અવલંબનમાં જ અટકી પડે! માટે કહે છે કે જોજો હો, બહારના સાધકનિમિત્તોનેય માત્ર દૃષ્ટાંતરૂપે નિહાળજો, ચાલવાનું તો તમારે જ છે. પુરુષાર્થની ચાવી તમારા હાથમાં છે, એ રખે ભૂલતા.

આ સૂત્રનો છેલ્લો શબ્દાર્થ તો અદ્ભુત છે. એમાં બાખ્યું છે કે બીજા મુમુક્ષુઓએ પણ પોતાનું વીર્ય છુપાવવું નહિ. "બીજા મુમુક્ષુઓ એટલે આ માર્ગને બદલે બીજા માર્ગે જનારાઓ—જેમકે કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ કે એવા હજારો મતો, પંથો અને સંપ્રદાયો. જે ભિન્ન ભિન્ન માર્ગો દેખાય છે તેવા હજારો માર્ગમાંથી ગમે તે માર્ગો લેનારાઓ, ગમે તે પંથના પથિકો, એ સર્વને કહે છે કે તમે જે માર્ગ સ્વીકાર્યો હોય તે ભલે રહ્યો. પણ તે માર્ગને વફાદાર રહેજો. તમારી શક્તિ તેમાં પૂર્ણ જોશથી અજમાવજો, એને ગુંગળાવશો નહિ. અનુભવ પણ એવો છે કે એમાંથી પણ સાચો રાહ પ્રગટે છે.

આ ઉપરથી એ પણ ફલિત થયું કે પોતાનું કથન પૂર્ણ સત્ય હોય તો પણ તેને બધા સ્વીકારે એવો આગ્રહ ન હોવો ઘટે. જે વ્યક્તિ જેટલી વિકસી હશે તેટલું જ સત્ય તેની દૃષ્ટિને સ્પર્શી શકશે. અર્થાત્ કે પરિમિત દૃષ્ટિની અપેક્ષાએ સત્ય પોતે પણ પરિમિત છે, સાપેક્ષ છે. ત્યાં આગ્રહને અવકાશ કેવો? તેથી સત્ય અમુક જ ક્ષેત્ર, માર્ગ કે સ્થાનથી આરાધી શકાય એવું એકાંત નથી. એટલે ગમે તે ધર્મ, મત, પંથ કે સંપ્રદાયમાં સાધક હોય તોયે જો તેનામાં સાચું સત્યાર્થીપણું હશે તો એ ધર્મ, મત, પંથ કે સંપ્રદાય એના વિકાસમાં બાધક નહિ નિવડે. મુખ્યતા સ્થાનની નથી, પણ યોગ્યતા અને મુમુક્ષુભાવનાની છે. એ યોગ્યતા અને ઉચ્ચતા પ્રાપ્ત કરો અને વિકસો

એવી ભાવનાથી જ ગમે ત્યાં રહો પણ વીર્ય છુપાવશો નહિ એમ કહ્યું છે. જૈનદર્શનમાં વિશ્વવ્યાપક દૃષ્ટિ અને અનેકાંતતા કેટલી છે એનું આ પ્રતીક છે.

વીર્યને છુપાવવું એટલે શક્તિ ગુંગળાવવી. શક્તિ તો જીવમાત્રમાં હોય છે. પરંતુ શક્તિને ફેલવાના પ્રસંગોને તે ભાગ્યે જ જોઈ શકે છે. કારણ કે જ્યાં સુધી માનવીના વિચારચક્ષુ ન ખૂલે ત્યાં સુધી તે નિમિત્તો અને સંયોગો જેમ તેને ખેંચે તેમ તે વેગમાં ખેંચાતો રહે છે અને બીજાના વિચારો તથા અનુભવોને પોતાના છે એમ માની બીજાના વારસા પર તે જીવતો હોય છે. પણ જ્યાં સુધી સ્વયં વિચારશક્તિ અને સ્વયં સર્જનશક્તિ ન પ્રગટે ત્યાં સુધી વીર્યોલ્લાસ પ્રગટી શકે નહિ. વિચાર પછી જ શ્રદ્ધા અને શક્તિ બન્ને સ્ફૂરે છે.

પણ વૃત્તિની પૂર્ણ શુદ્ધિ ન થઈ હોય ત્યાં સુધી એ શક્તિ બે માર્ગે વહેવા લાગે છે. આ વખતે સાધકે ખૂબ સાવધાન રહેવાનું હોય છે. આમાંના એક વહેણને જગતના ડાહ્યા પુરુષો શક્તિનો સદુપયોગ કહે છે, અને બીજાને દુરુપયોગ કહે છે. અહીં સૂત્રકાર એ ભાંજગડમાં પડતા નથી. એમની દૃષ્ટિએ તો શક્તિની મહત્તા છે. સદુપયોગ કે દુરુપયોગ એ બન્ને દૃષ્ટિ તો સાપેક્ષ છે. એટલે કહે છે કે "વીર્યને ગુંગળાવો મા." શક્તિને હણવા કરતાં પણ શક્તિને ગુંગળાવવી એ વધુ હાનિકારક છે, આ વાત અનુભવ પછી જ સમજવી સરલ થઈ પડે છે.

*નિમિત્તાધીનો જીવઃ* એ સૂત્રનો નિમિત્તને અધીન થવું એ જાણે જીવનો સ્વભાવ જ કાં ન હોય એવો અર્થ ઘટાવાય છે, અને ઇતર જીવો જ માત્ર નહિ પણ માનવસૃષ્ટિ સુદ્ધાં આ ભાવનામાં ઘસડાયે જાય છે. પછી બુદ્ધિ તથા પુરુષાર્થનાં સ્વતંત્ર સાધનો કે જે પોતે જ સંયોગોને ઘડવા માટે સમર્થ છે તે મળ્યાં હોવા છતાં તેમનો લાભ તેઓ લઈ શકતા નથી. કોઈ માનવ પોતાની સ્વતંત્ર બુદ્ધિ અને સ્વતંત્ર પુરુષાર્થનો ઉપયોગ કરે છે પણ તેનામાં કોઈ પૂર્વસંસ્કારો રહી ગયા હોય ત્યાં સુધી તે સંયોગોની સામે થઈ કૃતેહમંદ નીવડી શકતો નથી. પણ તેની શક્તિનું કોઈ એકાદ બીજ પલ્લવિત થાય અને કાર્ય કરાવી નાખે ત્યારે દુનિયાના ડાહ્યા કહેવાતા લોકો કે જે એક જ માર્ગે જવાના અભ્યાસી હોય છે તેઓને મન આ કાર્ય અને ભાવના નવીન હોવાથી ઝીલી શકતા નથી. અને એવું પણ બને છે કે એ નવીન માર્ગમાં હતાશ કરી નાખે એવાં અનેક નિમિત્તો એ શક્તિના ઉપાસક સામે ખડાં થાય

છે. આવે વખતે એ સાધકની ખરી કસોટી થઈ પડે છે. જો આ સમયે સાધક પોતાની શક્તિ ગુંગળાવી નાખે તો પરિણામ શું આવે એવું જો કોઈ ગણિતશાસ્ત્રી કે માનસશાસ્ત્રી સ્પષ્ટ કરવા બેસે તો તેનો જવાબ આત્મઘાત સિવાય બીજો ન હોઈ શકે. જોકે એ છુપો આત્મઘાત છે, પણ જે છુપું હોય છે તેનામાં આંદોલિત થવાનો વેગ ઊલટો બમણો હોય છે. તે નિયમ વિચારવાજેવો છે. એથી જ સૂત્રકાર મહાત્મા વદે છે કે કોઈ વીર્યને છુપાવશો નહિ. જ્યાં સુધી વિવેકબુદ્ધિ ન જાગે ત્યાં સુધી વીર્યને પ્રગટ કરવામાં તેનો દુરુપયોગ થવાનો ભય તો છે જ. પરંતુ જે વેગ એક તરફ ઢળે છે તે નિમિત્ત મળતાં બીજી તરફ ઢળવાનો જ. શક્તિનો દુરુપયોગ કરનારા પ્રદેશી, દૃઢપ્રહારી કે ચીલાતી જેવા મહાપુરુષોને નિમિત્ત મળતાં સદુપયોગી થતા દેખ્યા છે. પણ શક્તિને છુપાવનારા તો અકાળે કરમાયા છે, એની શાસ્ત્રો સાખ પૂરે છે. એવો અનુભવ કોને નહિ હોય?

[૩] (૧) કેટલાક સાધકો પ્રથમ (સિંહની માફક) ત્યાગ ગ્રહણ કરે છે, અને પછી પણ પતિત થતા નથી. (૨) કેટલાક પ્રથમ તો (વૈરાગ્યપૂર્વક) ત્યાગ ગ્રહણ કરે છે, પણ પછીથી પતિત થાય છે. (૩) કેટલાક પ્રથમ ત્યાગમાર્ગમાં જનારા હોતા નથી. અને પછી પતિત પણ થતા નથી. જે સમગ્ર લોકનું સ્વરૂપ જાણી તદનુસાર વર્તન બનાવે છે તે પણ તેવા જ જાણવા (એટલે કે ઉપરના ત્રીજા વર્ગના જેવા નિરાસક્ત જાણવા). આ બધું ભગવાન વીર મુનિએ અનુભવીને જ કહ્યું છે.

**નોંધઃ**—વીર્યને ન છુપાવવું! એનો રખે કોઈ અવળો પ્રયોગ કરી નાખે! એ સારુ પોતાની શક્તિનું માપ કાઢી શક્તિ અનુસાર સાધના કરવી ઘટે એમ અહીં સૂત્રકાર કહે છે. શક્તિ ઉપરાંતનો ત્યાગ સાંગોપાંગ ટકી શકતો નથી. એ સમજાવવા માટે તે વદે છે કે કેટલાક ત્યાગીનો ત્યાગ સાંગોપાંગ ટકે છે, એટલે કે શુદ્ધ સમજપૂર્વકનો એ સહજ ત્યાગ હોય છે. બીજો વર્ગ પ્રથમ તે માર્ગ અંગીકાર કરે છે, પણ પછી ત્યાગમાં ટકી શકતો નથી. એ શાથી બને છે તેનાં કારણો ઉપર કહેવાઈ ગયાં છે. અને ત્રીજો વર્ગ એવો હોય છે કે પ્રથમથી જ જેને ત્યાગ સહજ હોય છે, તેને પછી પણ પતિત થવાપણું હોતું નથી. અહીં નિરાસક્તિયોગની સહજતા છે.

આ આખા સૂત્રનો સારાંશ એ છે કે જેનામાં નિરાસક્તિ સહજ વણાઈ ગઈ હોય તેવા પુરુષો પદાર્થોનો ઉપયોગ કરવા છતાં, બાહ્ય દૃષ્ટિએ ત્યાગી ન દેખાવા છતાં ત્યાગી જ હોય છે, અને અનેક પ્રલોભનો પણ તેને મહાત કરી શકતાં નથી, પણ આવા પુરુષો વિરલ જ હોઈ શકે. એટલે ત્યાગની આવશ્યકતા સ્વીકારાઈ છે. પણ તે ત્યાગ આંતરિક બળ, શ્રદ્ધા અને ઉત્સાહ-પૂર્વકનો હોવો જોઈએ કે જે સાંગોપાંગ ટકે અને નિરાસક્તિને જીવનમાં વણે. જોકે કેટલાક સાધકોને પ્રથમ ઉત્સાહ કે સાચી સમજ ન હોય તોયે ત્યાગમાર્ગમાં ભળ્યા પછી તે આવી જાય, એવું બને છે ખરું. પણ એ એક અકસ્માત ગણી શકાય. અને તેની પાછળ કુદરતનો કોઈ ગૂઢ સંકેત કે પૂર્વ-પુરુષાર્થ કારણભૂત છે એમ માનવું રહ્યું. સંસારનું સ્વરૂપ શોધીને. જાણીને જે જીવન ઘડે છે તે પણ નિરાસક્ત બની શકે છે એમ છેલ્લે છેલ્લે કહી વ્યવહારમાં પણ ત્યાગ આવશ્યક અને સુશક્ય છે એમ દર્શાવે છે.

[૪] તીર્થંકરદેવની આજ્ઞાનો આકાંક્ષુ અને આસક્તિરહિત વિવેકી સાધક રાત્રિના પહેલા તથા છેલ્લા પહોરે ઉપયોગ (મન, વાણી અને કાયાની એકવાક્યતા)પૂર્વક હમેશાં શીલ (કર્મબંધનથી છૂટવાના કારણરૂપ ચારિત્ર)ને વિચારીને તેને યથાર્થ રતિ (પોતાના જીવનને તપાસે તથા) પાળે.

**નોંધઃ**—તીર્થંકરદેવની આજ્ઞામાં રહેવું એટલે સચ્ચારિત્ર્યને જીવનમાં વણવું એ વાત આગળનાં સૂત્રોમા ચર્ચાઈ ગઈ છે. નિરાસક્તિ અને વિવેક-બુદ્ધિનો સહચારી જ ચારિત્ર આરાધી શકે એમ સાધકનાં વિશેષણોથી અહીં ફલિત થાય છે. પરંતુ ઘણી વાર નિરાસક્ત અને વિવેકી સાધકને પણ જ્યાં સુધી રાગદ્વેષનાં બીજો સંપૂર્ણ રીતે ન બળી ગયાં હોય ત્યાં સુધી જરાયે તે ગાફેલ થાય તો ઘણું સહેવું પડે છે. એટલે અહીં રાત્રિના પ્રથમ અને પાછલા પહોરે ચિંતન કરવાનું કહી સંપૂર્ણ જાગૃત રહેવાનું સૂચવ્યું છે. જો કે અહીં કાળને અપેક્ષીને પ્રથમ અને અંતિમ પળો માટે સાવધાન રહેવાનું સૂચવ્યું છે. પરંતુ ખરી રીતે તો આ વાત પ્રત્યેક ક્રિયાપરત્વે ઘટાડવાની છે. પ્રતિક્રમણક્રિયા કે જેને અનુભવી પુરુષોએ—ગૃહસ્થ હો કે ત્યાગી હો તે બન્નેએ—કરણીય બતાવી છે, તેમાં પણ આ જ જાતનું રહસ્ય સમાયું છે.

નિરાસક્તિ અને વિવેકબુદ્ધિ પ્રાપ્ત થાય ત્યાં યે અહંકાર ન હોવો

જોઇએ, એમ કહેવા સારૂ(ક્રિયા થતાં પહેલાં તે ક્રિયાના પરિણામનો વિચાર અને ક્રિયા થયા પછી તેના ફળનો ત્યાગ આ બન્ને વાત સૂત્રકાર અહીં સાથે કહી નાખે છે. એટલે એનો સારાંશ એ નીકળ્યો કે નિરાસક્તિ અને વિવેક એ માત્ર વાણી કે મનનો વિષય નથી. એનો પ્રત્યેક ક્રિયા સાથે સંબંધ છે. એટલે જ પ્રત્યેક ક્રિયા કરતાં પહેલાં સાધકે તેની જરૂરિયાત, ઉપયોગિતા અને સ્વપરહિતતાનો ખ્યાલ કર્યા વગર ન ચાલે. આ પ્રમાણે ક્રિયાના પરિણામનો અને હેતુનો વિચાર એ વિવેક. અને ક્રિયા કર્યા પછી તેનું જે કંઇ ફળ મળે તેનો ત્યાગ; અર્થાત્ કે તે ક્રિયા જે હેતુએ કરી હોય તે હેતુ સરે કે ન સરે, તેનું પરિણામ સુંદર આવે કે અસુંદર આવે, તોયે ચિત્ત ઉપર કશી અસર ન થાય તેવી સમતા રહે, એવી ચિત્તની સહજદશા થવી એ નિરાસક્તિ.

[૫] સદાચારને નહિ પાળનારાઓની થતી દુર્દશાઓ સાંભળી શાણો સાધક વાસના અને લાલસારહિત બને.

**નોંધ**:—જીવનમકાનમાં ચારિત્રનું ચણતર હોવું જ જોઇએ. તો જ તે રસમય, સૌંદર્યમય અને નિષ્કંપ, અડોલ બને–એવો અનુભવી જનોનો આગ્રહ શા માટે છે, તેનો આ સૂત્રમાં ઉકેલ છે. એક સંસ્કૃતિ એમ પણ માને છે કે વ્યવસ્થા અને નિયમન બન્ને જાળવી પદાર્થોમાંથી બને તેટલાં રસ, સૌન્દર્ય અને કળાનો ઉપયોગ કરવો, એ વિકાસને બાધક નથી. આજે વિજ્ઞાનિક શોધખોળનો આ રીતે ઉપયોગ થતો હોય એમ મનાય છે. વિશ્વમાં આજે આ સંસ્કૃતિનો ખૂબ પ્રચાર પણ થયેલો અને થતો નજરે પડે છે.

પરંતુ મહાપુરુષોનો અનુભવ અહીં જુદું જ વદે છે. તેઓ કહે છે કે અનુભવ પછી અમોએ સિદ્ધ કર્યું છે કે કળા, રસ અને સૌંદર્ય જીવનનું સંવાદન છે. પદાર્થોનું દબાણ તેમાં માત્ર નિમિત્તભૂત છે. તે નિમિત્તથી જે સૂરો નીકળે છે, સંવાદન સાધી જે સંગીત સ્ફૂરે છે, તે અંતરનું છે. બહારથી આવતું દેખાય છે તે શોધના અભાવે જ છે, સ્વાભાવિક તેમ નથી. પદાર્થોમાં સૌંદર્ય, કળા કે રસ ઉત્પન્ન કરવાની શક્તિ નથી. તે તો માત્ર આંતરિક શક્તિથી ખીલેલાં રસ, સૌંદર્ય અને આનંદને બાહ્ય રૂપે પ્રગટ થવાના નિમિત્તરૂપ બની શકે અને તેવું પણ ત્યારે જ બને કે જ્યારે વાસના અને લાલસાના ચિત્ત પર સ્થાપિત થયેલા સંસ્કારોનો એ પદાર્થો પર આરોપ ન હોય. પદાર્થોના બાહ્ય આકાર પર જે મોહ જાગે છે તેનું મૂળ વાસના

છે. અને પદાર્થોને પકડી રાખનારો પરિગ્રહ જાગે છે તેનું મૂળ લાલસા છે. લાલસા અને વાસનાનાં મૂળમાં શાન્તિ અશક્ય છે એમ ફરીફરી સૂત્રકાર કહે છે. એટલે જેટલે અંશે મોહ અને પરિગ્રહ છૂટે તેટલે અંશે સદાચારનું પાલન થાય.

[૬] અહો સાધક! આ અંતરના આત્મશત્રુ સાથે જ યુદ્ધ કર. બીજા બહારના યુદ્ધથી શું વળવાનું છે? આત્મયુદ્ધ કરવા-યોગ્ય જે સામગ્રી હમણાં મળી છે તે ફરીને મળવી ઘણી જ મુશ્કેલ છે.

**નોંધ:**—પરંતુ મોહ અને પરિગ્રહનું સ્વરૂપ જાણ્યા પછી પણ એ સહજ છૂટી જાય તેવાં નથી. પદાર્થોનો ત્યાગ કર્યે કે નિમિત્તોથી બીને દૂર ભાગ્યે પણ એ દૂર થતાં નથી. કિંવા બાહ્ય પદાર્થોની સાથેના યુદ્ધ ખેડ્યે કે તિરસ્કાર કર્યે પણ તે ટળી શકતા નથી, એમ ઉપરનું સૂત્ર સમજાવે છે અને તેનો સાચો માર્ગ બતાવે છે.

ઘણીવાર સાધક પોતાને થતા મોહ અને પરિગ્રહથી કંટાળી બાહ્ય પદાર્થો કે વ્યક્તિઓ સાથે ઘૃણા, તિરસ્કાર, આવેશ કે દ્વેષનાં દ્વંદ્વ મચાવવા મંડી પડે છે, પણ મોહ અને પરિગ્રહ નાબૂદ કરવાનો આ માર્ગ નથી. મોહ અને પરિગ્રહ એ બાહ્ય વસ્તુ નથી, વૃત્તિ સાથે જોડાયલી વસ્તુ છે. બહાર દેખાતા પદાર્થો અને બહારની વ્યક્તિઓનાં શરીરો એ માત્ર આરસી છે, પોતાની જેવી વૃત્તિ હોય તેવું તેમાં માત્ર પ્રતિબિંબ દેખાય છે. પ્રતિબિંબને જ મૂળ માનવું એ કેવો ભ્રમ! પણ આ વાત સાચી રીતે ત્યારે જ સમજાય કે જ્યારે તે સાધકને બહારનાં દેખાતાં બધાં દુઃખોનું મૂળ શોધવાની તાલાવેલી જાગે અને તે આંતરડોકિયું મારતાં શીખે.

[૭] અહો જંબૂ! તીર્થંકરદેવે વિચિત્ર અધ્યવસાયોની જે રીતે સમજ આપી છે તેને તે જ રીતે સ્વીકારવી, કારણ કે કેટલાક બાળ-સાધકો ધર્મને પામીને પણ ભ્રષ્ટ થઈ જાય છે અને ભ્રષ્ટ થઈ ગર્ભાદિક દુઃખ પામે છે.

**નોંધ:**—આંતરડોકિયું મારવું એટલે શું? એની વ્યવહારુ સમજ આ સૂત્રમાં છે. વિવેકબુદ્ધિ જાગે ત્યારે આંતરડોકિયું કરાય. પરંતુ વિવેકબુદ્ધિના સંબંધમાં પણ કંઈ ઓછી ગૂંચ ઊભી થઈ નથી. ડહાપણ અને વિવેકબુદ્ધિને જગતના ઘણા પુરુષો એક માને છે, પણ ડહાપણનું વલણ બહારનાં જગત

તરફ હોય છે અને વિવેકબુદ્ધિનું વલણ પોતાના અંતઃકરણ તરફ હોય છે. એ બન્નેનું આ તારતમ્ય છે.

એક જ ક્રિયાપરત્વે વિવિધ અભિપ્રાયો બાંધી લેવા અને મત જાહેર કરી દેવા એ રીતે જનતાનું માણસ ઘડાયું હોય છે, એટલે તે તરફ જોનાર સાધકનું માનસ પણ તેવું જ ચચલ અને ભીરુ બની રહે છે. આવો સાધક પ્રત્યેક ક્રિયામાં લોકોથી જેટલો ડરે છે તેટલો આત્માથી ડરતા નથી. દંભ, પાખંડ અને આત્મવંચનાનો પ્રારંભ આવા સંયોગવશ જ જન્મે છે. સાધકને પ્રથમ પ્રથમ તો આ સ્થિતિ સાલે છે. તેનાથી દૂર રહેવા તેનું માનસ બળ પોકારે છે. પરંતુ સમાજ કે જનતાની વચ્ચે તેની પ્રતિષ્ઠા બંધાયેલી જે તેણે માની લીધી છે તે જ તેના પગની બેડી બની વિકાસને રૂંધે છે. આ જ દૃષ્ટિએ લોકસંજ્ઞાનો ત્યાગ કરવાનું અનુભવી પુરુષોએ ઠેરઠેર સૂચવ્યું છે. એકાંત-વૃત્તિ, ધ્યાન, પ્રતિક્રમણ એવી એવી ક્રિયાઓ યોજી અધ્યવસાયો (વૃત્તિથી ઊઠતા સંકલ્પવિકલ્પો)ના સમાધાન અર્થે તેનો ઉપયોગ બતાવ્યો છે.

અહીં સૂત્રકાર ભાખે છે કે:—અધ્યવસાયના શુભાશુભ પર કર્મબંધનની નિબિડતા કે શિથિલતાનો મુખ્ય આધાર છે. જે સમજ જ્ઞાની પુરુષોએ આપી છે તેને તે જ રૂપે સ્વીકારવી એટલે કે અમલ કરવો. બીજું બહારનું જોવા કરતાં પ્રતિપળે પોતાની વૃત્તિની ચિકિત્સા કર્યા કરવી. આ સમજ જેમનામાં ન હોય તે વિકાસના માર્ગમાં બાળક છે અને તેઓ સત્યધર્મ પાળી શક્તા નથી. આપીધર્મ એટલે સંસ્કારિતા, એટલી વ્યાખ્યા ફલિત થઈ. જે જીવનમાં સંસ્કારિતા ન હોય તે જીવન જીવન ન ગણી શકાય. એટલે કે માણસ જીવે છે એ જીવન નથી, પણ જ્યાં વિકસે છે તે જીવન છે. જીવન ટકાવવાની પણ આ દૃષ્ટિ હોવી ઘટે. એટલે જ જ્ઞાની પુરુષોએ કહ્યું છે કે "જીવન ટકાવવું સહેલું છે પણ જીવન જીવવું સહેલું નથી."

[૮] આ જિનશાસનમાં જ એવું કહેવાય છે કે જે રૂપાદિ વિષયોમાં આસક્ત થાય છે તે (પ્રથમ કે પછી અવશ્ય) હિંસામાં પ્રવર્તે છે.

નોંધઃ—જીવનનું પતન અધ્યવસાયોની અશુદ્ધિથી થાય છે તે વાત આગળના સૂત્રમાં કહી છે. પણ સૌનું ધ્યેય સુંદર અધ્યવસાયો કરવાનું અને વિકસવાનું હોવા છતાં અશુદ્ધ અધ્યવસાયો કેમ થતા હશે? એ પ્રશ્ન ખૂબ જ

વિચારવા યોગ્ય છે. કોઈને પતન ઇષ્ટ નથી છતાં પતન પામે છે તેના કારણોનો આ સૂત્રમાં ઉકેલ છે.

સૂત્રકાર મહાત્મા એમ કહે છે કે વિષયાસક્તિ અને હિંસા બન્નેનો ગાઢ સંબંધ છે. એટલે કે જ્યારે વૃત્તિમાં વિષયાસક્તિ હોય છે ત્યારે જે ક્રિયા થાય છે તે હિંસાત્મક ક્રિયા જ હોય છે. એ વાતને સાધકો સમજી શકતા નથી. આ વાત જિનશાસનમાં મુખ્યરૂપે કહી છે. એમ વદીને તેઓ જિનશાસનની વિશેષતા બતાવી આપે છે અને એમ પણ સમજાવી દે છે કે સાધકની આ ભૂલ કાંઈ જેવીતેવી નથી. આ ભૂલ જ તેને ગોથાં ખવડાવે છે. વિકાસનો માર્ગ સીધો અને સરળ હોવા છતાં આ ભૂલને લઇને ઊલટો તે ચકરાવે ચડે છે. (આસક્ત પુરુષને ક્રિયા કરે કે ન કરે તોયે બંધન છે, નિરાસક્ત ક્રિયા કરે તોયે બંધન નથી; તે વાત ખરી છે. પણ માત્ર અનુભવગમ્ય છે.)

આજે તો નિરાસક્તિના સંબંધમાં કેટલીક ગૂંચવણ દેખાય છે. નિરાસક્તિને નામે કેટલાક સાધકો દંભ પણ ચલાવતા દેખાય છે. આથી નિરાસક્તિની વ્યાખ્યા જેવી હોય તો તે ઉપરના કથનમાંથી એ નીકળે કે જે નિરાસક્ત છે તે કોઈની લેશ પણ લાગણી દુભાય તેવું કરતો નથી અને તેઇ પણ શકતો નથી. સારાંશ કે નિરાસક્તિ એટલે નૈસર્ગિક જીવન જીવવું તે. કુદરતના અચળ કાયદા પર અખંડ શ્રદ્ધા વિના નૈસર્ગિક જીવન શક્ય નથી. કુદરતના અચળ કાયદા પર શ્રદ્ધા એટલે હાથ-પગ ચલાવ્યા સિવાય, નિવૃત્તિને ઓઠે સુસ્ત જીવન જીવવાનું નહિ, પરંતુ સતત પુરુષાર્થ સેવવાનું હોય છે. કોઇ પણ વૃત્તિની વિવશતામાં ન સપડાતા ક્રિયાત્મક રહેવું એજ પુરુષાર્થ. આવો પુરુષાર્થી દુઃખમાં રુદન પણ નહિ કરે અને સુખમાં મદમાતો પણ નહિ બને. કારણ કે રુદન અને અભિમાન બન્ને નિર્બળતાનાં ચિહ્નો છે. (કે કેવળ શક્તિનો શોધક અને પૂજારી હશે તે જે કંઈ કરશે તે દ્રષ્ટા રહીને જ, કર્તા થઇને નહિ. જ્યાં ક્રિયા પરનું સ્વામીત્વ જાય ત્યાં ક્રિયાના ફળ સામે જોવાય જ નહિ. અને ક્રિયાના ફળ સામે ન જોવાયું હોય ત્યાં ખોટી ક્રિયા કેમ જ થઇ શકે?)

[૯] અહો જંબૂ! મુનિ સાધક તો ખરેખર તેજ જાણવો કે જે લોકોને મોક્ષમાર્ગથી ઊલટી પ્રવૃત્તિ કરતાં દેખી, તેમની દુઃખી દશાને વિચારીને, માત્ર મોક્ષમાર્ગ તરફ જ લક્ષ્ય રાખી પ્રસન્નતાપૂર્વક આગળ જાય છે.

**નોંધ:**—એટલી ઉચ્ચ કોટીએ ગયેલા નિરાસક્ત સાધકોને એ સાધનાના માર્ગે અનેક પ્રકારનાં અનુકૂળપ્રતિકૂળ નિમિત્તો આવી મળે છે. તેવે વખતે પ્રતિકૂળ નિમિત્તોમાં શાંતિ જાળવવી એ તેમને અસુલભ નથી પણ અનુકૂળ નિમિત્તો સહેવાં એ અતિઅતિ કઠિન છે. આ અફાટ વિશ્વમાં અનેક પ્રકારની ઋદ્ધિ, સમૃદ્ધિ કે સિદ્ધિઓ પડી છે. અને તે આવા સાધકને સહજ પ્રાપ્ત થાય છે. પ્રથમ તો જગકલ્યાણના નિમિત્તે તે તેનો ઉપયોગ કરવા પ્રેરાય છે. પરંતુ ઊંડે ઊંડે રહેલું આસક્તિનું બીજ એક યા બીજા પ્રકારે પોતાના માન, પ્રતિષ્ઠા કે વિલાસ પોષવા તરફ તેનું વલણ કરી દે છે અને એવા કેંક ઉચ્ચ ભૂમિકાએ પહોંચેલા યોગી સાધકોના પણ પતન થઈ જાય છે. આ એક વિશ્વસાગરની ભ્રમરી છે. તે ભ્રમરીમાં સપડાયેલો સાધક મેળવેલા આધ્યાત્મિક જીવનનો કેટલીક વાર નાશ કરી નાખે છે.

એથી જ આ સૂત્રમાં કહ્યું છે કે કેવળ મોક્ષ એટલે કે ઇચ્છામાત્રથી મુક્તિ તરફ લક્ષ્ય રાખો. પછી તે ઈચ્છા શુભ હો કે અશુભ હો, એ આસક્તિના રૂપમાં પરિણમ્યા વિના રહેવાની નથી, એ નિશ્ચય છે. ખરી ખૂબી તો એ છે કે ઇચ્છા પોતે ક્ષણિક હોવા છતાં હું તારું સાધ્ય છું, ધ્યેય છું એમ કહી સાધકના મનને મનાવવાનો, ઠગવાનો સતત પ્રયત્ન કરી રહી હોય છે. સાધક બિચારો તે વૃત્તિની વાતને અંતઃકરણના નાદ તરીકે ઓળખી ભૂલની પરંપરા વધારતો જાય છે. પછી પરિણામ શું આવે ? તે સહેજે કલ્પી શકાય તેમ છે. આથી કોઈ પણ ધ્યેય રાખવાની ભાંજગડમાં પડવા કરતાં નૈસર્ગિકતામાં સર્વાર્પણ થઈ જવું એ જ મોક્ષનો સરળ ઉપાય છે. અને તે સિવાયની બીજી પ્રવૃત્તિમાં આખું જગત ઢળતું હોય તોયે પોતે ન ઢળવાની શક્તિ કેળવવી તે પુરુષાર્થ છે. સાધકની જાગૃતિની આ મર્યાદા ચિંતનીય છે. બીજી વાત ઉપરના સૂત્રમાંથી એ પણ ફલિત થાય છે કે બીજા સાધકો મોક્ષમાર્ગથી વિરુદ્ધ પ્રવૃત્તિ કરતા હોય અને બહારના જગતની પૂજા કે પ્રતિષ્ઠા મેળવવા કિંવા પોતાના સેવકો વધારવા પાછળ મચી રહ્યા હોય તોયે તું એમનું એ બધું જોઈને ગભરાઈશ નહિ તથા ખોટું કે અંધઅનુકરણ કરવા પણ પ્રેરાઈશ નહિ. તું માત્ર તારા પોતાનાં કર્મબંધનોથી મુક્ત થવાના એક જ માર્ગ સામે જોયા કરી પંથ કાપ્યે જજે.

[૧૦] સમયજ્ઞ જંબૂ! આવા સાધકો આ પ્રમાણે કર્મના સ્વરૂપને જાણીને "દરેક જીવનું સુખ અને દુઃખ અલગ અલગ છે" એમ

વિચારીને કોઈ પણ જીવને દૂભવતા નથી તેમ સંયમમાર્ગમાં પ્રવતીને ધીંગાઈ (અડબડાટ) પણ કરતા નથી. તેઓ તેથી દૂર રહે છે.

**નોંધઃ**—આટલું રહસ્ય જાણનાર સાધક સ્વયં સંયમી અને અહિંસક બનતો જ્નો હોઈ આ સ્થિતિમાં તેને સહજાનંદનો સાક્ષાત્કાર થાય એ સ્વાભાવિક છે. પણ સૂત્રકાર મહાત્મા ચોંકાવે છે કે હે સાધકો! તમે અહીં સાવધાન થજો, મૌન સેવજો, કશું વદતા નહિ. પોતાની અદ્ભુત દશા કે સ્થિતિનું વર્ણન બીજા પાસે ઝટપટ વ્યક્ત કરી દેવાની ઉતાવળ કરવી, એ અપૂર્ણતાની નિશાની છે. આનંદને વેદી શકાય, વદી ન શકાય. અને સુખ તો પોતે સાપેક્ષ જ રહ્યું; કારણ કે તેનો સંબંધ તો વૃત્તિ સાથે છે. અને વૃત્તિ તો જીવમાત્રની ભિન્નભિન્ન હોવાથી સૌસૌની દૃષ્ટિએ સુખ પણ ભિન્નભિન્ન હોય; તો પછી તે ખટપટમાં શા સારુ પડવું ? માટે સહજ સ્થિતિમાં વર્તતો સાધક કશોય આગ્રહ ન રાખે. તેનાં મન, વાણીઅને વર્તન એકમય હોય. ત્યાં કૃત્રિમતા ન હોય, અને તેથી કદાચ બહારથી તેવું કંઈ આવે તોયે ટકે નહિ. તે પોતામાં જ મસ્ત હોય. તેને જગતનું સારું કે માઠું કશું જોવાની લેશ માત્ર ફુરસદ ન હોય. અને ખરી રીતે તો તેની વિશ્વાભિમુખ દૃષ્ટિ જ ન હોય; તે કેવળ આત્માભિમુખ જ—ઉપયોગવંત હોય. બહાર જુએ તોપણ તેમાંથી તેની દૃષ્ટિ પોતાને યોગ્ય હોય તેટલું જ દેખે.

[૧૧] શાણો સાધક ઐહિક કીર્તિ ખાતર યશોભિલાષી બની સર્વ લોકમાં કોઈ પણ પ્રકારની પાપી પ્રવૃત્તિ ન કરે, અને (બીજો માર્ગ ન પકડતાં માત્ર) મોક્ષ તરફ દૃષ્ટિ રાખી સ્ત્રી આદિમાં વિરક્ત રહી આરંભથી પણ ઉદાસીન રહે.

**નોંધઃ**—સરળ જીવનમાં પણ કૃત્રિમતા કે દૃષ્ટિઅશુદ્ધિ ત્યારે જ સંભવે છે કે જ્યારે યશ એ જીવનનું ધ્યેય બની રહે છે. અને યશ એટલે જગત-અભિમુખ દૃષ્ટિ. જ્યાં બહાર જોવાનું હોય ત્યાં અંતરને ભુલાય એ સ્વાભાવિક જ છે. આરંભ અને આસક્તિનું મૂળ અહીં છે. આ વાત પંડિત ગણાતા સાધકોએ જ્યાં સુધી વિચારી નથી ત્યાં સુધી બીજું બધું કરે તોયે તે એકડાવિનાનાં શૂન્ય જેવું છે. લોટ ખાવો અને હસવું એ બન્ને ક્રિયા જેમ એકસાથે અશક્ય છે, તેમ લોકયશને અભિલાષવો અને આસક્તિથી દૂર રહેવું એ ક્રિયા પરસ્પરવિરોધી છે.

[૧૨] માટે આવા સંયમી સાધકોએ બધી રીતે ઉત્તમ અને પવિત્ર બોધ પામીને ન કરવા યોગ્ય આ પાપકર્મ તરફ કદીયે દૃષ્ટિ ન રાખવી.

[૧૩] જે સમ્યક્ત્વ છે તે જ મુનિપણું (ચારિત્ર) છે અને જે મુનિપણું છે તે જ સમ્યક્ત્વ છે.

**નોંધઃ**—પરંતુ લોકયશની અભિલાષા છોટવી એટલે લોકોથી દૂર ભાગવું, અતડા રહેવું કે તેમના વિચારોને ન પકડવા અથવા લોકો જે માર્ગે જતા હોય તેથી ઊલટે જ માર્ગે જવું, એવો અવળો અર્થ કોઈ ન લઈ લે ! તે ખાતર આ સૂત્રમા સૂત્રકાર કહે છે કે ઉપરના કથનનો અર્થ એ છે કે "જ્યાં સત્ય છે ત્યાં જ મુનિપણું છે. મુનિપણુ લોકના અભિપ્રાયથી પ્રાપ્ત થતું નથી, પણ સત્યનિષ્ઠાથી પ્રાપ્ત થાય છે. આ વાક્ય સાંભળતી વખતે જેટલું સમજવું સરળ પડે છે તેટલું ઊંડું વિચારી જોતા સરળ નથી. સાધક જે જે ક્રિયા કરતો હોય છે તેની સાથે ને સાથે તે જગત પરત્વે શું કહે છે તે પર તાકતો જતો હોય છે. રખે લોકો મને આમ કહેશે, મારી આ ક્રિયા જોશે તો ઘૃણા કરશે વગેરે તે જોયા કરતો હોય છે. જો કે આ ભય કેટલીકવાર એવા સાધકને પરતાં બચાવી લેવામાં કાર્યકારી નીવડે છે ખરો. પરંતુ એમાં પ્રામાણિક તત્ત્વ નથી. સત્યની સાધના માત્ર જ ચરિત્રની સાધનારૂપે બની શકે. એટલે જ્યાં આત્મજ્ઞાન છે, ત્યાંજ મુનિપણું છે એમ જાણવું, એવો ઉપરના સૂત્રનો સાર છે.

[૧૪] તે સમ્યક્ત્વ કે સાધુત્વ ધૈર્યહીન નિર્બળ મનવાળા, વિષયાસક્ત, માયાવી, પ્રમાદી, અને ઘર પર મમત્વ ધરનારા સાધકોથી ધરી શકાય જ નહિ.

**નોંધઃ**—નિર્બળ, ધૈર્યહીન, આસક્ત, દંભી, પ્રમાદી અને પરિગ્રહી સાધક લોક સામે ન જુએ તો ઊલટો વધુ વિકૃત પણ થાય છે, એમ આ સૂત્રમાં સૂચવ્યું છે. લોક સામે જોવું એટલે સમાજદૃષ્ટિ રાખવી એવો અહીં ભાવ છે. જે સાધક અંતઃકરણના અવાજને ઓળખીને તદનુસાર વર્તી શકે છે એને લોકોના અભિપ્રાયની જરૂર નથી. પણ જે સાધક એ કોટીએ નથી પહોંચ્યા, એણે શિષ્ટાભિપ્રાય પર લક્ષ રાખવું ઘટે. અને વાસ્તવિક રીતે તો જ્યાં સુધી સાધકમાં ઉચ્ચ સદ્ગુણો સ્થાયી ન બન્યા હોય, ત્યાં સુધી તે લોકના અભિપ્રાયો સામે ઉપેક્ષાબુદ્ધિ કરવા માગે તોયે તેમ કરી શકતો નથી. એટલે

ઉપર કહેલા દુર્ગુણોના વિજાતીય સદ્‌ગુણોને સૌથી પ્રથમ સ્થાન આપવું જોઈએ. તો જ સમ્યક્ત્વ, સાચાપણું કે મુનિત્વ ટકી શકે.

[૧૫] અહો જંબૂ! મુનિ સાધકો જ સાચું સાધુત્વ ધારણ કરી શરીરને કસે છે અને તેવા સત્યદર્શી ધીર સાધકો ભોજન પણ લૂખું અને હલકું કરે છે. (ખાવાપીવામાં ખૂબ સંયમ જાળવે છે.) એવા પાપી પ્રવૃત્તિથી પર થયેલા મુનિ પુરુષો જ સંસારના તારક, તરીને પાર પામેલા તથા આસક્તિથી સર્વથા મુક્ત હોવાથી મહાપુરુષોએ તેમને મુક્ત તરીકે વર્ણવ્યા છે.

**નોંધઃ**—જોકે આ આખા ઉદ્દેશકમાં નિરાસક્તિની મૂળથી માંડીને સાંગોપાંગ અને વ્યવહારુ મીમાંસા છે, તોયે એનો બધો સાર જાણે આ એક સૂત્રમાં સૂત્રકાર કહી દેતા હોય તેમ લાગે છે. આ સૂત્રમાંથી આટલું ફલિત થાય છે કેઃ—જ્યાં સત્યતા છે ત્યાં જ સાધુત્વ છે. પરંતુ તેવા સાધકનાંયે દેહાદિ સાધના પર જેટલે અંશે મોહ કે મમત્વ ઓછાં હોય તેટલી જ સાધુતા જાણવી.

મોહ અને મમતા દૂર થાય તો જ પાપી પ્રવૃત્તિથી દૂર રહેવાય, અને પાપી પ્રવૃત્તિથી જેટલું દૂર રહેવાય તેટલી જ તેની વૃત્તિમાં નિરાસક્તિ છે એમ કહી શકાય. આવા જ્ઞાની અને અનાસક્ત પુરુષો આ સંસારમાં રહેવા છતાં મુક્ત રહી શકે છે. કારણ કે તેમણે કર્મબંધનોનું મૂળ કારણ દૂર કરી નાખ્યું હોય છે.

(જ્યાં સુધી ચીકાશ અને ભીનાશ હોય ત્યાં સુધી ફેંકેલો કાદવનો લોંદો દીવાલ પર ચોંટે છે પણ સુકાતાં વાર જ એ નીચે પડી જાય છે, તેમ નિરાસક્ત સાધકનું ક્રિયાજન્ય કર્મ તેમાં સ્નિગ્ધતા ન હોવાથી આત્માને બંધનકર્તા થતું નથી.)

## ઉપસંહાર

વિચાર અને વિવેક જિજ્ઞાસાના મૂળ પાયા છે.

વૃત્તિઓમાં વારંવાર ઊઠતા વિકલ્પોની વિચારમાં ગણના થાય છે એ ભૂલ છે.

જીવનમાં અદ્‌ભુત નવીનતા અને દિવ્ય દૃષ્ટિનો સંચાર કરે તે વિચાર

વિચારનું કિરણ અંતઃકરણની ઊંડાણમાં ઝળહળતી ચૈતન્યની જ્યો

સ્ફુલિંગ છે. તે કિરણદ્વારા જીવનની નિગૂઢ ગુહામાં જઈ જે બુદ્ધિ સત્યને ગ્રાહ્ય સ્પષ્ટ કરી આપે છે તેને વિવેકબુદ્ધિ તરીકે ઓળખવામાં આવે છે.

વિચાર અને વિવેક પ્રગટ્યા પછી પરભાવનો ત્યાગ કરી સ્વભાવ તરફ વળવાનો સ્થૂળક્ષેત્રમા ક્રિયાત્મક પ્રયોગ શરૂ થાય છે.

પરિગ્રહના ત્યાગ વિના નિષ્પરિગ્રહી વૃત્તિ કેળવાતી નથી. જે ત્યાગ સમતામાથી નથી જન્મતો, અથવા તો જે ત્યાગથી સમતા નથી જાગતી, તે ત્યાગ વિકાસસાધક નીવડતો નથી.

સત્યને સ્થાન કે ક્ષેત્રના બંધન નથી. અનાસક્ત દશા એ ત્યાગનું ફળ છે. વીર્યને ગુંગળાવવું એ છૂપો આત્મઘાત છે. શીલસંરક્ષણ એ ચારિત્રના ચણતરનો મુખ્ય પાયો છે.

વૃત્તિનાં દ્વંદ્વોમાં વિજય મેળવે એ જ સાચો વિજેતા છે. અધ્યવસાયો પર કર્મબંધનનો મુખ્ય આધાર છે.

જ્યાં આસક્તિ છે ત્યાં કર્મબંધન તો છે જ. જગત તરફ જોવાનું છોડી દઈ આત્મા તરફ વળો. જેનામાં બાહ્ય દૃષ્ટિ નથી, જે વિકાસને માર્ગે છે, તેમાં સહજતા, સરલતા અને સમતા હોય છે.

જ્યાં સત્ય છે ત્યાં આત્મજ્ઞાન છે, અને જ્યાં આત્મજ્ઞાન છે ત્યાં મુનિપણું છે.

એમ કહું છું.

લોકસાર અધ્યયનનો તૃતીય ઉદ્દેશક સમાપ્ત થયો.

---

# ચતુર્થ ઉદ્દેશક



## સ્વાતંત્ર્યમીમાંસા

ત્રીજા ઉદ્દેશકમાં નિરાસક્તિની વ્યવહારુ મીમાંસા કરી સૂત્રકાર હવે ચોથા ઉદ્દેશકમાં સ્વતંત્રતાની વિચારણા આપે છે. સ્વચ્છંદતા અને સ્વતંત્રતા વચ્ચેનો ભેદ જ્યાં સુધી ન ઉકેલાય ત્યાં સુધી સ્વચ્છંદતાને જ સ્વતંત્રતા માની સાધક સ્વચ્છંદ માનસ ઘડ્યે જાય છે.

સ્વચ્છંદતા એ સાધકજીવનનું જીવલેણ દર્દ છે, ઘોર પતન છે. સ્વતંત્રતા પ્રકૃતિ અને વૃત્તિના નિયંત્રણથી જન્મે છે. સ્વચ્છંદતા પ્રકૃતિની પરાધીનતાથી જન્મે છે. સ્વતંત્રતામાં પ્રકૃતિ આત્માને અધીન રહે છે, જ્યારે સ્વચ્છંદતામાં આત્મા પ્રકૃતિને અધીન રહે છે. સ્વતંત્રતામાં નિયમિતતા, વ્યવસ્થિતિ અને વિવેકબુદ્ધિ હોય છે; જ્યારે સ્વચ્છંદતામાં ઉચ્છૃંખલતા, અનિયમિતતા અને જડતા છે. સ્વતંત્રતામાં વિકાસ છે, સ્વચ્છંદતામાં વિનાશ છે.

## ગુરુદેવ બોલ્યાઃ—

[૧] (જ્ઞાન અને વય બન્નેથી) અપરિપક્વ મુનિ સાધક એકલો થઈને ગામોગામ ફરે તો તેનું ફરવું તથા જવું (આગળ વધવું) દુઃશક્ય બને છે.

**નોંધઃ**—ગૃહસ્થ સાધકો માટે પણ ગુરુકુળની પ્રથા પ્રાચીન કાળમાં હતી. આજે ભિક્ષુઓ, સાધુઓ કે સંન્યાસીઓ માટે ગચ્છ, સંપ્રદાય કે મતને નામે ગુરુકુળો પ્રવર્તે છે અને એ બધા સાધકોમાં ગુરુસાંનિધ્યનો મહિમા આજ સુધી ચાલ્યો આવે છે. અહીં તો ભિક્ષુસાધકને ઉદ્દેશીને કહેલું છે. સદ્ગુરુ કે ઉપસાધકનું પાસે હોવું સાધકને અનેક રીતે ઉપયોગી છે, એમાં જરાયે શંકા નથી.

સાધક અને સિદ્ધ વચ્ચેનું અંતર વિચારવાજેવું છે. સિદ્ધ હોય તેની પાસે સાધક હોય તોયે શું, અને ન હોય તોયે શું—તેને તેની પરવા હોતી નથી. જોકે તોય તે સાધકોનું પાસે હોવું બાધક નહિ ગણે. અને સાધકને અવલંબનની ક્ષણે ક્ષણે જરૂર ઊભી હોય છે.

(સાધનાની નાની કેડીની આસપાસ વાસના અને લાલસાની બે મોટી ખાઈઓ છે. પ્રતિપળે પદાર્થોનાં આકર્ષક પ્રલોભનો સાધકની આંખને ખેંચવા પ્રયત્ન કરે છે. ભય અને વહેમની દેખાતી ભૂતાવળો તેને ભડકાવે છે. જો સહેજ પણ ગોથું ખાધું કે ગયા જ સમજવો. આથી તેની પીઠ પાછળ જાગૃતિ આપનાર કે દોરનારની અનિવાર્ય આવશ્યકતા રહે છે. એ દૃષ્ટિબિંદુએ જે કોઈ સાધકની સાધનાના વિકાસમાં નિમિત્તભૂત થાય તે તેના ગુરુ ગણાય. ગૃહસ્થ સાધકને પણ વિકાસમાર્ગમાં માતા, પિતા કે વડીલ અવલંબનરૂપ હોઈ ગુરુજન ગણાય છે. પણ એ અવલંબનનો અવલંબન તરીકે ઉપયોગ કરતાં આવડવો જોઈએ; નહિ તો સાધક અવલંબનને સાધન ન માનતાં તેમાં જ મૂંઝાઈ પડે છે, અને અવલંબનને જ શણગારવા પાછળ શક્તિ વેડફી નાખે છે. આવા સાધકની સ્થિતિ ઊલટી કફોડી અને વિષમ થઈ જાય છે. એટલે જ સૂત્રકારે 'ગ્રામાનુગ્રામ વિચરતા' એ વિશેષણ મૂકી પ્રગતિ-વિકાસની પ્રેરણા આપી છે. અને જ્યાં સુધી સાધક જ્ઞાન અને વયમાં અપરિપક્વ હોય ત્યાં સુધી જ અવલંબનની આવશ્યકતા છે એમ સમજાવી અવલંબનનીયે મર્યાદા સૂચવી છે.

પરંતુ સાધકની આ અપરિપક્વતા પુરુષાર્થી, વ્યવસ્થિત અને નિયામત સાધકની દૃષ્ટિએ સમજવી. અન્યથા સુસ્ત અને જડ પ્રકૃતિવાળાને તો હમેશાં અવલંબન પાસે હોય તોયે અપરિપક્વતા રહેવાની જ છે. આવા પુરુષને તો અવલંબન ઊલટું બાધક નીવડે તથા વહેમ, લાલચ અને પાખંડને વધારે છે. કારણ કે અવલંબન પણ જે સાધક જાગૃત થયો છે તેને જ ઉપયોગી હોય. જાગૃતિ કરાવવાની અવલંબનમાં શક્તિ નથી, તેમ ચલવી પહોંચાડવાનીયે એમાં તાકાત નથી. તે માત્ર પ્રેરણા આપી શકે. જાગવું અને ચાલવું એ કેવળ સાધકની પોતાની સ્વેચ્છાનો પ્રશ્ન છે. અહીં સૂત્રકારે જાગૃત અને પ્રગતિશીલને જ પ્રેરણાની સાચી આવશ્યકતા અને ઇચ્છા હોય છે એ દૃષ્ટિબિંદુ સમજાવ્યું છે.

[૨ अ] (આત્માર્થી શિષ્ય પૂછે છે—ભગવન્! અપરિપક્વ સાધકને એકલા ફરવું કેમ ગમતું હશે? વહાલા જંબૂ! તેઓ તેની પ્રકૃતિમાં પરાધીન અને સ્વચ્છંદી બની ગયા હોય છે તેથી જ તેને એકચર્યા બહુ ગમે છે. અને તેનાં કારણો આ છેઃ–) કેટલાક સાધકો માત્ર વચનદ્વારા જ્ઞાની જનની શિખામણ મળતાં જ આવેશાધીન બની નાખુશ થઈ જાય છે, અને તેઓ વિવેકશૂન્ય ઉચ્છૃંખલ થઈ સાધકસંઘથી છૂટા પડી જાય છે.

[૨ ब] તેવા અજાણ અને અતત્ત્વદર્શી સાધકોને પછીથી આવી પડતી અનેક મુશ્કેલીઓ (કે જેનો તેમને પ્રથમ ખ્યાલ જ હોતો નથી) ઓળંગવી કઠણ થઈ પડે છે. માટે ઓ શાણા સાધકો, તમારે માટે આમ ન થાઓ. એટલા માટે શ્રી વીરજિનેશ્વરોનો આ અભિપ્રાય છે.

**નોંધઃ**—આ સૂત્રના પ્રથમ વિભાગમાં સાધક સહજ મળતી પ્રેરણાને છોડી દેવા કેમ તૈયાર થાય છે તેનાં કારણો જણાવતાં કહે છે કે જો સાધકમાં જિજ્ઞાસુબુદ્ધિ હોય છે તો તે કોઈ પણ સ્થાન, વ્યક્તિ કે બનાવોમાંથી કંઈ પણ લેવા મથે છે અને લે છે. પણ જો સાધક ઉપયોગશૂન્ય—ગાફેલ બને તો બહારનાં દશ્યો તેનાં ચક્ષુ આગળ ખડાં થવાથી પૂર્વાધ્યાસોને લઈને તે સાધક એ નિમિત્તોને વશ થાય છે. જોકે આવા પ્રસંગોમાં જિજ્ઞાસા, વૈરાગ્ય અને

સંયમના પ્રબળ વેગ આગળ શરૂશરૂમાં નિમિત્તોના જોરનો દબાવ થઈ ગયેલો દેખાય છે, પરંતુ પૂર્વાધ્યાસોથી વવાયેલું એ વાસનાનું ઝેરી બીજ ધીમેધીમે વૃત્તિ પર અસર ઉપજાવી બીજા તેવા જ પ્રસંગો મળ્યે ગુપ્ત રીતે વિકસી જાય છે. આ વૃક્ષ ધીમેધીમે સાધકની ચાલુ સાધનામાં ફેર પેડે છે. અને તેથી જ સંકુચિતતા પેસે છે, અહંકારનું ક્રિયામાં દર્શન થાય છે, અને વિકાસ રુંધાય છે.

અહંકાર આવે એટલે વિશ્વ જેવડા અફાટ આત્મસ્વરૂપને તે પુરુષ નાનકડી વ્યક્તિમાં જ શમાવવા મથે છે. જેમજેમ તે માર્ગે શક્તિ વધુવધુ વેડફાય તેમતેમ તે સાધક વિશ્વથી અતડો ને એકલપટો થતો જાય. અને જેમજેમ વિશ્વથી તે અતડો થતો જાય, તેમતેમ તે મોહની અંધારી ખાઈમાં ડૂબતો જાય અને વ્યક્તિત્વ વિકસાવવાને બહાને વ્યક્તિત્વને પોતાને હાથે જ હણતો જાય.

અહીં અજાણ અને અતત્ત્વદર્શી વિશેષણો વાપરી સૂત્રકાર મહાપુરુષે અવલંબનની મર્યાદા સૂચવી છે. એ અનુભવી પુરુષોએ જ આ મર્યાદા સૂચવી છે એવું સૂત્રમાં આવતું કથન " આ વાત ઉપલક દૃષ્ટિએ જોઈને દૂર કરવા જેવી નથી પણ ખૂબખૂબ ચિંતવવા યોગ્ય છે " એમ વદે છે.

[૩] માટે સાધકે હંમેશા સદ્ગુરુદેવે બતાવેલી દૃષ્ટિથી જોવામાં સદ્ગુરુદેવે બતાવેલી અનાસક્તિનું પાલન કરવામાં, સદ્ગુરુનો પુરસ્કાર સ્વીકારવામાં, સદ્ગુરુ પર પૂર્ણ શ્રદ્ધા કેળવવામાં ઉપયોગપૂર્વક વિહરવું. સદ્ગુરુદેવના અભિપ્રાયને અનુસરીને વિવેકપૂર્વક ભૂમંડળ પર વિચરવું એટલું જ નહિ બલકે જતાં, આવતાં, ઊઠતાં, બેસતાં, વળતાં, પ્રમાર્જન કરતાં એટલે કે પ્રત્યેક ક્રિયામાં ખૂબ સંભાળપૂર્વક હમેશાં ગુરુની અનુજ્ઞાપૂર્વક જ વિચરવું.

નોંધઃ—વાસ્તવિક રીતે અહીં આજ્ઞાની આરાધના બતાવી છે. ઘણી વખત સાધક સદ્ગુરુ કે ઉપસાધકોની સાથે રહેવા છતાંય એક ભૂલને બદલે બીજી બૂલો કરતો હોય છે. એ પણ સ્વચ્છંદનો એક વિભાગ જ છે. સદ્ગુરુનું અવલંબન જે હેતુએ છે તે હેતુ ન સરતો હોય, તો સાધક એ અવલંબન પ્રત્યે ગમે તેટલું માન દર્શાવતો હોય તોયે તે વિકાસ ન સાધી શકે.

સદ્‌ગુરુની સેવા, ભક્તિ કે સંગ ક્યારે ફળ્યાં ગણાય, તેની સ્પષ્ટતા બતાવી છે. પ્રત્યેક સાધકને આ વાત મનનીય છે.

(૧) સદ્‌ગુરુએ બતાવેલી દૃષ્ટિથી જોતાં શીખવું એ સદ્‌ગુરુની ભક્તિનું પ્રથમ રૂપ છે. ઘણીવાર સાધક પોતાની દૃષ્ટિ સાથે રાખીને સદ્‌ગુરુનું શરણ શોધતો ફરે છે. આવા સાધકને સદ્‌ગુરુની પ્રાપ્તિ થવી સંભવતી નથી, અને કદાચ થાય તો પચતી નથી. થોડો વખત કદાચ તે માની લીધેલી ભક્તિ કે લાગણીના વેગમાં તણાયે જાય છે. તે સદ્‌ગુરુની આજ્ઞામાં વર્તવાના કોડ સેવે છે અને ઘણીવાર આચરે પણ છે; તોયે જ્યાં સુધી તે પોતાની પ્રથમની દૃષ્ટિને સાથે ને સાથે રાખી ગુરુદેવની આજ્ઞાને નિહાળે ત્યાં સુધી તે તેની વાસ્તવિક દૃષ્ટિને પહોંચી શકે નહિ કે લાભ પણ મેળવી શકે નહિ. સૌથી પ્રથમ પોતાનાં પૂર્વ દૃષ્ટિબિંદુઓને સાવ ભૂસી નાંખવાં જોઈએ. નહિ તો એક યા બીજી રીતે તે દૃષ્ટિબિંદુઓ આવીને તેની સાધનામાં ડખલ કર્યા વગર રહે નહિ.

(૨) એટલે જ પૂર્વઅભ્યાસોને ભૂલી જવા જોઈએ અને આજ સુધી પોતે જેને નિરાસક્તિ માની હોય તે નહિ પણ પૂર્વઅભ્યાસોને તદ્દન ભૂલી જવાની નિરાસક્તિ કેળવવી જોઈએ.

(૩) સદ્‌ગુરુ જ્યારે એને જે કંઈ આપે તેને ભેટ તરીકે સ્વીકારવી, એટલે કે તેઓ શિક્ષા કે પ્રાયશ્ચિત્ત, જે કંઈ આપે તે પ્રકૃતિને પ્રતિકૂળ હોવા છતાં તેને સપ્રેમ સ્વીકારવી.

(૪) તેમની વાણી પર પૂર્ણ શ્રદ્ધા રાખી તદનુસાર જીવન ઘડવું જોઈએ. જેટલા પ્રમાણમાં શ્રદ્ધા હોય તેટલા પ્રમાણમાં સદ્‌ગુરુનો સંગ ફળે.

આ ચારે જીવનવિકાસના પરમ ઉચ્ચ સદ્‌ગુણો છે. પણ અહંકાર અને મોહને મોઆ વિના તે સદ્‌ગુણો જીવનમાં પ્રવેશી શકે નહિ.

આટલું કહીને પછી સૂત્રકાર ઉપયોગપૂર્વક વિહરવાનું કહી સદ્‌ગુરુ પ્રત્યે એ બધું અંધઅનુકરણથી નહિ પણ વિવેકબુદ્ધિપૂર્વક કરવાનું સૂચવે છે. આમાં સદ્‌ગુરુ કેવા હોવા જોઈએ, તેઓની કઈ આજ્ઞાને વશ થવું જોઈએ, તેનો વિવેક છે. અન્યથા સદ્‌ગુરુના બહાના તળે કોઈ પણ વ્યક્તિ પોતાના સ્વાર્થ કે વાસનાનું પોષણ ભક્તોદ્વારા સહેલાઈથી કરી શકે છે, એ ગેર-સમજ દૂર કરવા ખાતર ભક્તિ આંધળી ન હોય પણ જાગૃત હોય એમ સૂચવ્યું છે. ભક્ત તો વીર, વિવેકી, વિનમ્ર અને વિચારક હોવો ઘટે.

છેવટ છેવટ પ્રત્યેક ક્રિયામાં સાવધાની રાખવાનું બતાવે છે. તેમાં તેઃ સદ્‌ગુરુ અને શિષ્ય બન્નેની યોગ્યતાનો આબેહૂબ ચિતાર છે. શિષ્યની એક પણ ક્રિયા સદ્‌ગુરુની આજ્ઞાબહાર ન હોય, એટલે કે જે સર્વથા અર્પણ થઈ ગયા હોય એ શિષ્ય. અને સદ્‌ગુરુ એટલે જેની એક પણ આજ્ઞા શિષ્યના એકાંતહિતવિનાની ન હોય. સદ્‌ગુરુ એટલે નિઃસ્પૃહતાની મૂર્તિ, પ્રેમનો મહાસાગર અને પુણ્યની ગંગા. તેમાં શિષ્યની સ્પૃહા લય પામે, અભિમાનનું ખાબોચિયું ગળીને સુકાઈ જાય, અને પાતકનો પુંજ શુદ્ધ થાય.

[૪] અહો જંબૂ! સદ્‌ગુણી મુનિ સાધક, બધી ક્રિયાઓમાં ઉપયોગપૂર્વક વર્તે છે. તેમ છતાં કદાચ શરીર સંસ્પર્શ (પોતાની ક્રિયા) દ્વારા કોઈ જીવ દુભાય તો તે પાપનો આ જ ભવમાં ક્ષય થઈ શકે તેવું અલ્પ પાપ જ લાગે છે, અને કદાચ કોઈને મહાકારણવશાત્ જાણીને પાપ કરવું પડે તો તેને માટે આચાર્યદેવ પાસે યોગ્ય પ્રાયશ્ચિત્ત લેવાથી કર્મક્ષય થાય છે. પણ એ પ્રાયશ્ચિત્ત ઉપયોગપૂર્વક આચરવું જોઈએ—એવું આગમના જાણકાર મહાપુરુષોનું ફરમાન છે.

**નોંધઃ**—સદ્‌ગુરુ જો ચાલવામાં સહાય ન કરે તો તેની આવશ્યકતા પણ શી? એવો કદાચ કોઈને પ્રશ્ન થાય તેનું નિરાકરણ આ સૂત્રમાં છે. સાધકને સદ્‌ગુરુ ઘણી જાતની સહાય કરે છે.

કેટલીકવાર સાધક એટલી હદ સુધી પાપ શબ્દથી જ બીરુ બની જાય કે તે પોતાના જીવનવિકાસને લગતી ઉપયોગી ક્રિયા કરતા કરતાં પણ પાપથી ડરે છે. આથી આવે વખતે ગુરુદેવ તેમને સાચો માર્ગ બતાવી પાપનો વિવેક સમજાવે છે. અને પાપનો સંબંધ શબ્દ સાથે નહિ. પણ મુખ્યત્વે અધ્યવસાયો અને ગૌણરૂપે જ ક્રિયા સાથે છે તેમ બતાવે છે.

પણ જ્યારે પાપ કરી નાખ્યા પછી પણ પોતાનું પાપ રખે બહાર આવે એ માટે છુપાવવાનો પ્રયાસ કરી બીજાં પાપો વધારતો હોય છે. ત્યારે એના પાપના મૂળને શોધીને સદ્‌ગુરુ તુરત નિર્મૂળ કરવાનું ઔષધ આપે છે. કદાચ વૃત્તિની અધીનતાને લઈને શિષ્ય તેમ ન કરે. માટે કહ્યું છે કે ગુરુદેવની પૂર્ણ અધીનતા સ્વીકારી હોય ત્યારે જ પાપ નિવારી શકાય અને પ્રાયશ્ચિત્ત સફળ થાય.

સત્પુરુષની આજ્ઞાની આરાધવાની આવશ્યકતા સૂત્રકારે પ્રથમથી માંડીને ચોથા સૂત્ર સુધી કહી, હવે પાંચમાથી માંડીને આ ઉદ્દેશકના અંત સુધી તેઓ મોહની મીમાંસા વર્ણવે છે.

સ્ત્રીમોહમાં રહેલું, સાધકના સ્વચ્છંદી માનસ પર અસર કરનારું પ્રલોભન અને એ સ્વચ્છંદી માનસમાં મુખ્ય ભાગ ભજવી શકે તેવી નાટ્યવૃત્તિએ વિકાસમાર્ગના પથિકને ડગલે ને પગલે રૂંધનારું આવરણ તથા મહાસમર્થ શક્તિધરોને નમાવનારી શક્તિ છે. સાધકને સદ્‌ગુરુ તથા સત્સંગની અસરવડે સતત જાગૃત રહેવાની જરૂરિયાત આ દૃષ્ટિએ છે. એમ બતાવવા સૂત્રકાર હવે એ જ વસ્તુને બહુ ગંભીર રીતે અને ઊંડાણથી ચર્ચે છે.

[૫] આત્માર્થી જંબૂ! સાંભળ, દીર્ઘદર્શી બહુજ્ઞાની, ક્ષમાવાન, પવિત્ર વૃત્તિવાળા, સદ્‌ગુણી અને સદા યત્નવંત સાધકો સ્ત્રીઆદિ મોહક પદાર્થો જોઈ વિચારે કે આ વસ્તુ મારું શું કલ્યાણ કરવાની છે? આ સંસારમાં સ્ત્રીપ્રત્યેનો મોહ જ ચિત્તને અતિશય મૂંઝવનારો છે. આવી વારંવાર હિતશિક્ષા શ્રીશ્રમણભગવંત મહાવીરદેવે આપી છે તેનું ચિંતન કરે.

નોંધઃ—ચોથા સૂત્રના ઉત્તરાર્ધમાં સાધક જીવનમાં બલથી કે સહજ રીતે થયેલી હિંસાત્મક ક્રિયાને લગતો ઉલ્લેખ આપ્યો. અહીં વાસનાનો ઉલ્લેખ છે. હિંસા લાલસાથી જન્મે છે. મોહ વાસનાથી જન્મે છે. એ રીતે લાલસા અને વાસના બન્ને ચિત્તવિકારોના અને સંસારના બીજરૂપ છે. પરંતુ લાલસા કરતાંયે વાસના વધુ ખરાબ છે. લાલસાને પોતે કે પર જોઈ શકે છે. પણ વાસના ગુપ્ત હોય છે, અને ગુપ્ત રીતે રહીને જ એ વધુ ને વધુ ફૂલેફાલે છે.

દીર્ઘદર્શી, જ્ઞાની, સહિષ્ણુ, પવિત્ર, ઉપયોગમય જીવનવાળો એ બધાં સાધકના વિશેષણો વાપરવાની પાછળ રહસ્ય છે. અને તે એ જાતનું છે કે આવી ઉચ્ચ કોટિનો સાધક પણ જરા આકુલ બને એટલે કે વાસના આધીન પામર બને તો એનુંયે પતન થતાં વાર ન લાગે. જોકે વાસનાનો સંપૂર્ણ ક્ષય ન થયો હોય ત્યાં સુધી વૃત્તિ પર સ્થાપિત થયેલા સંસ્કારો, અધ્યાસો મનને પદાર્થો પ્રત્યે ખેંચી જાય છે એમ માનસશાસ્ત્રી વદે છે. પરંતુ મન જાય ત્યારે પણ તે ક્રિયાઓરૂપે ન પરિણમે તે ખાતર આ સૂત્રમાં ચેતવણી છે.

વૃત્તિનો સંસ્કાર બાહ્ય મન સુધી પહોંચ્યો હોય ત્યાં સુધીયે એનું વારણ છે. ચેતનની શક્તિથી તે શક્ય પણ છે. પરંતુ તે સંસ્કાર ક્રિયામાં પરિણમ્યો એટલે એટલો જ તે રૂઢ અને દૃઢ થાય છે. રૂઢ અને દૃઢ સંસ્કારો અભ્યાસનું સ્વરૂપ પકડે છે અને એ અભ્યાસો પ્રત્યેક ક્ષેત્રમાં સાધકને પીડે છે. તેથી જ સૂત્રકાર વાસનાજન્ય મોહને પદાર્થ પર જતા રોકવાના ઉપાય બતાવતા કહે છે કે સામે દેખાતા પદાર્થો પર મોહ ઉત્પન્ન થાય ત્યારે આટલું વિચારવું કે "તે વસ્તુમા મારું કલ્યાણ કરવાની કેટલી શક્તિ છે?"

પદાર્થમાત્ર પ્રત્યેના મોહત્યાગની વાત કહેવાનો સૂત્રકારનો અહીં આશય છે, તોયે અહીં પ્રધાનપણે સ્ત્રી શબ્દનો નિર્દેશ છે. તેની પાછળ ખાસ રહસ્ય છે અને તે ખૂબ ચિંતનીય છે. સ્ત્રી એ પ્રકૃતિશક્તિનું આબેહૂબ પ્રતીક છે. સાંખ્યપ્રણાલિકા પ્રમાણે પુરુષથી જે પૃથક્ તેટલો સર્વ પ્રકૃતિનો પરિવાર સમજાય. અહીં સૂત્રકાર સ્ત્રી અને પુરુષ વચ્ચેનું જે એક વિલક્ષણ આકર્ષણ છે તેને જ વિશેષ રૂપે સ્પષ્ટ કરે છે.

પુરુષ જેમ ચૈતન્યશક્તિનો વિકસિત અંશ છે, તેમ સ્ત્રી પણ ચૈતન્યશક્તિનો વિકસિત અંશ છે. બન્ને પૂર્ણતા પામવાના ઇચ્છુક છે. કોઈ એક ભૂમિકામાં બન્ને વિકાસની દૃષ્ટિએ એ બન્નેનું સાહચર્યનિર્માણ સહેતુક એટલે કે વિકાસમાર્ગે ઉપયોગી થવા સારુ થયું હોય છે.

પરંતુ વાસનાને અધીન થયેલું ચૈતન્ય શક્તિનો સદુપયોગ કરવાને બદલે શક્તિનો દુરુપયોગ કરે છે. આજ સુધીના જગતના ઇતિહાસમાં આ બીના સ્પષ્ટ તરી આવે છે. જ્યાં સુધી સ્ત્રી અને પુરુષની દૃષ્ટિ ઉપરના વેષ્ટન (દેહ) તરફ જાય છે, અને એ આકર્ષણની તૃપ્તિ તેમાંથી શોધવાનો પ્રયત્ન થાય છે ત્યાં સુધી એ બન્નેનું નિરીક્ષણ કે મિલન નીચેની ભૂમિકા પર જ ખેંચી જવાનું. પરંતુ જ્યારે સમજાય કે એને જે આકર્ષે છે તે આ વેષ્ટન નહિ પણ એને ધારી રાખનાર ચૈતન્ય છે, ત્યારે જ એ શરીરની પેલેપાર રહેલા ચૈતન્યના સૌન્દર્ય તરફ તે વળે; અને ત્યારે જ તેને શક્તિનાં દર્શન થાય. આ ભાન જેને પ્રગટ થયું છે, તેવા સાધકો જ પોતાનો વિકાસ સાધી શકે છે. પણ જ્યાં મોહ છે ત્યાં દેહદષ્ટિ મટી ચૈતન્યદૃષ્ટિ ક્યાંથી પ્રગટે? અને વિકાસ પણ ક્યાંથી સધાય?

સ્ત્રી અને પુરુષના શરીરજન્ય મોહને આકર્ષણનું સ્વરૂપ અપાય છે તે વળી એક બીજો ભ્રમ છે. કેવળ શરીરદૃષ્ટિએ થતું આકર્ષણ એ મોહ છે. અને એ વાસ્તવિકતાના અજ્ઞાનને કારણે છે. આ દૃષ્ટિબિંદુએ સૂત્રકાર કહે છે કે "આ સંસારમાં સ્ત્રીમોહ જ ચિત્તને અતિશય મૂંઝવનારો છે" કારણ-કે એ વિકૃતિમાં શક્તિનો સીધો હ્રાસ છે, એટલું જ નહિ પણ એ વ્યામોહ શક્તિના વિકાસનો માર્ગ પણ ભૂલવી શકે છે. માટે "સ્ત્રીમોહ મારે શું કલ્યાણ કરવાનો છે?" એમ સાધકો વિચારે.

આ વિચારણાની પાછળ સ્ત્રીપુરુષના ભેદનો કાયદો સ્પષ્ટ થાય છે. મોહ અને આકર્ષણ બન્ને ભિન્નભિન્ન વસ્તુ છે તેનીય આમાં પ્રતીતિ થાય છે. આકર્ષણને તીરની ક્રિયાથી ઓળખાવી શકાય. બાણમાં તીરને પરોવીને ફેંકવામાં આવે એટલે એ ફેંકાય ત્યાં તીર વેગના નિયમને અધીન છે, તીરને ફેંકનારો નહિ. આ રીતે જ્યાં સુધી વાસનાનું બીજ હોય, ત્યા સુધી આકર્ષણ થવું અનિવાર્ય ગણી શકાય, મોહ નહિ.

આકર્ષણ થવાની સાથે જડ વિવશતામાં ચૈતન્ય ભાન ભૂલે તો મોહ થવાનો સંભવ ખરો. આ આકર્ષણ અને મોહ તદ્દન વિરોધી વસ્તુઓ છે. જોકે એ આકર્ષણમાં પણ અશુદ્ધ અંશો કારણભૂત છે. ચૈતન્યના ઉચ્ચતર પ્રદેશોમાં બાહ્ય આકર્ષણનો નિયમ પણ બાધિત થઈ શકતો નથી. પરંતુ ચૈતન્યનો એટલો વિકાસ ન થયો હોય ત્યાં સુધીની ભૂમિકામા આકર્ષણ અનિવાર્ય હોઈ દાબી ન શકાય, પણ મોહ દાબી શકાય.

(આકર્ષણ એટલે ખેંચાવું અને મોહ એટલે મૂંઝાવું. સ્ત્રી પુરુષ વચ્ચેના આકર્ષણની પાછળ નૈસર્ગિક શક્તિનો કંઇક સંકેત છે. પણ મૂંઝવણની પાછળ નૈસર્ગિક શક્તિની કેવળ અવહેલના છે.) સ્ત્રીપુરુષ વચ્ચેના આકર્ષણનું કારણ સમજવાની યોગ્યતા જે પુરુષ ન જાણે તેને ગૃહસ્થાશ્રમ પણ બોજારૂપ જ બને. આ આકર્ષણના મૂળકારણને સમજ્યા વિના એકપત્નીવ્રત કે એક-પતિવ્રતની ભાવના પણ સંભવિત ન થાય. ઉપરની વસ્તુ પ્રસંગોચિત છે. તોયે ઉચ્ચ કોટિની વિવેકબુદ્ધિ વિના સમજાય તેમ નથી.

(એક સ્ત્રી પુરુષ તરફ કે એક પુરુષ સ્ત્રી તરફ આકર્ષાય છે તેનું કારણ તે બન્નેનાં ઉપરનાં શરીર નથી પણ શરીરની પેલે પાર રહેલું કોઈ તત્વ છે.) એ તત્ત્વ પ્રજોત્પત્તિની ભાવના જન્માવે છે, અને તેને લઈને સંયોગ

યોજાય, અને એ યોજાવું પણ બન્ને વ્યક્તિને અનિવાર્ય બને. પણ તેટલી ભૂમિકાએ સ્વાભાવિક જે બન્ને દંપતી હોય તે જ તે આકર્ષણને ઝરવી શકે અને આદર્શ ગૃહસ્થાશ્રમી બની શકે.

પણ જ્યાં આકર્ષણનો હેતુ શરીર કલ્પાય છે, ત્યાં એ આકર્ષણ નથી; પણ કેવળ મોહ છે. મોહ એ વિકૃતિ છે, છતાં જ્યારે એને આકર્ષણના નામનું ઓઢું આપવામાં આવે છે ત્યારે તો એ વિકૃતિ વધુ વિકારી બને છે. અને આવાં સ્ત્રીપુરુષો લગ્નથી જોડાઈ ઉન્નત ભાવનાની એકતા કરવા મથે છે, પણ તેઓના આશયની અશુદ્ધિના કારણે તેમ થવું અશક્ય નીવડે છે. અહીં સામાન્ય મોહ કરતાં સ્ત્રીમોહની વિશેષતા એટલા માટે બતાવાય છે કે પદાર્થ-મોહ અને સ્ત્રીમોહમાં ઘણો ભેદ છે. પદાર્થમોહમાં આત્માના દિવ્ય અને ઉદાર સ્વરૂપને ભૂલવાનું બને છે ખરું, પદાર્થ જેટલી જ સંકુચિતતા પેસે છે એ પણ ખરું. પરંતુ તેની કાળમર્યાદા બહુ દીર્ઘ નથી. પદાર્થોની વિવિધતામાં જ્ઞાનના અંશો પણ બદલવાની શકયતા છે. સ્ત્રીમોહમાં તેવું નથી. સ્ત્રીમોહમાં તો જ્ઞાનના અંશો ઉપર જ આવરણ આવે છે. એટલે જ એ વધુ વિકૃતિ છે. વાસના અને લાલસાનું તારતમ્ય ખૂબ ચિંતનીય છે.

મોહથી કોઈ એક વ્યક્તિ એક શરીરમાં મૂંઝાયેલી દેખાય ત્યારે એમ માની લેવાય છે કે તે અમુક વ્યક્તિ પર મોહાયેલ છે. પરંતુ એમાં દૃષ્ટિની ભૂલ છે. જ્યાં વ્યક્તિના વ્યક્તિત્વને બદલે વ્યક્તિનાં ખોખા ઉપર મૂંઝાવાનું હોય ત્યાં વ્યક્તિમોહ પણ ન જ સંભવે. જે એક ખોખાને દેખીને મૂંઝાય છે તે બીજા ખોખાને દેખીને મૂંઝાવાનો જ છે. ભલે એ દેખાવાની શકયતાના અભાવે પ્રત્યક્ષ ન દેખાય.

આ રીતે એની મૂંઝવણ વધતી જવાની. સ્ત્રીજાતિ અને પુરુષજાતિ વચ્ચેની આ મૂંઝવણ યુગોયુગો સુધી અણઉકેલાયેલી પડી છે. આકર્ષણ અને મોહના અણઉકેલે જ સ્ત્રી અને પુરુષ એકબીજાને જોતાં જ ચમકે છે, અંગોપાંગ જોવા લલચાય છે, આવેગિત થઈ જાય છે. આ સ્થિતિ એટલે મોહ અને મૂંઝવણની પ્રતીતિ આપતું બાહ્ય ક્રિયાત્મક પ્રતિબિંબ. મૂંઝવણ અને આકર્ષણનો ભેદ ન સમજાય ત્યાં સુધી એકપત્નીવ્રત કે બ્રહ્મચર્યની સાધના માટેના બાહ્ય ઉપચારો કેવળ ઉપચારરૂપ બને ખરા. પણ ઉપચારો અમુક

દષ્ટિબિંદુએ આવશ્યક પણ છે. પરંતુ વાસનાને નિર્મળ બનાવવા, ક્ષય કરવા માટે જે કંઈ અનિવાર્ય ઉપયોગી છે તે આ સૂત્રમાં સૂત્રકાર ભાખી દે છે. અને તે છે એકમાત્ર સ્ત્રી કે પુરુષના મોહના મૂળકારણનું નિવારણ.

ઉપચારોનું સ્થાન આ પછીના સૂત્રમાં આવે છે. એ વધુ સમુચિત છે, એવું આટલું રહસ્ય સમજ્યા પછી સહેજે સમજાશે. આથી આટલું ફલિત થયું કે સ્ત્રીપુરુષ વચ્ચેની લિંગભિન્નતા એ પણ બાહ્ય ઉપચાર છે. અને તે શરીરદષ્ટિએ છે, જ્ઞાનદષ્ટિએ નથી. આ ભાન સુધીની ઉચ્ચ કોટિએ પહોંચવાના જેમના કોડ અને શક્તિ છે, તેઓ પૂર્ણ ત્યાગના અધિકારી છે. આવા પુરુષો જ આકર્ષણથી પર રહી શકવા સમર્થ બને છે, અને સહજ નિરાસક્ત રહી શકે છે. પણ જેઓ હજુ લિંગભિન્નતાને જોઈ શકે તેવી દષ્ટિની ભૂમિકાએ છે, છતાં જેમને શક્તિને વિકસાવવાના કોડ છે, તેમને માટે આકર્ષણ સંભવિત છે. પરંતુ આકર્ષણ ન જીરવી શકે અને મૂંઝાઈ પડે તેવી ભૂમિકા પણ (મોહના પૂર્વઅધ્યાસોને લઈને) તેઓની સાથેસાથે જ રહે છે. તેથી તેમને નિયમનપૂર્વક આકર્ષક નિમિત્તોથી દૂર રાખી આકર્ષણના કારણો શોધવાપૂરતો ત્યાગ ઉપયોગી નીવડશે એમ માની પરિમિત ત્યાગ (ગૃહસ્થદીક્ષા) આપવામાં આવે છે. "स्वदारसंतोष'ની વ્રતભાવનામાં એકપત્નીવ્રત તો છે જ. પરંતુ એક પત્નીમાંયે મર્યાદિત બ્રહ્મચર્યનું સ્થાન બતાવી પ્રજોત્પત્તિના હેતુ નિર્મોહી ભાવનાથી જ ફળે એવા એવા કૈક નિગૂઢ ભાવો દર્શાવે છે. આવા અણુત્યાગીને પણ ત્યાગ એ નિરાસક્તિ જગાડવા માટે છે, એવું ભાન રહેતાં તેની બે સ્થિતિ થાય છે: કાં તો તે આકર્ષણથી પર થાય છે એટલે કે ત્યાગની સિદ્ધિમાં પૂર્ણ ત્યાગમાં સહજ પાર ઊતરે છે, અને કાં તો આકર્ષણનાં કારણો સમજી આકર્ષણને વેદી લે છે. આકર્ષણથી પાર ઊતરવું અને આકર્ષણને વેદી લેવું એ બન્ને ક્રિયાઓ વચ્ચે સ્થિતિ, સ્થાન અને વ્યવહારની દષ્ટિએ મહાન અંતર છે. તોયે એ બન્ને સાધકોને સાધકદષ્ટિએ જોવાય તો તેઓના આશયમાં જરાયે અંતર નથી. પરિણામ પણ બન્નેનું એકસરખું છે. ફેર માત્ર હોય તો તે સમયની શીઘ્રતા કે અશીઘ્રતાનો છે. પહેલો સાધક શક્તિની તીવ્રતાને કારણે ઝડપી વિકાસ સાધે છે. 'બીજાને શીઘ્રતાએ તેમ બનવું શકય નથી. તોયે જ્ઞાનીજનોની દષ્ટિએ એ બન્ને સ્થિતિના સાધકોનું સાધક તરીકે તો સ્થાન છે જ. કારણ કે બન્નેને ત્યાગના હેતુનું ભાન થયું છે તેમ ગણી શકાય.

ત્યાગનું આ દૃષ્ટિબિંદુ જૈનધર્મમાં "आगारि धम्मो अणगारी धम्मो" એટલે ગૃહસ્થ અને ભિક્ષુ ત્યાગી એ રીતે, બૌદ્ધ દીક્ષાપ્રણાલિકામાં પરિમિત-કાલીન દીક્ષાની ઢબથી અને વેદધર્મમાં બ્રહ્મચર્યાશ્રમ પછી જ ગૃહસ્થદીક્ષા કે ત્યાગી દીક્ષા લઈ શકાય એવી ઢબથી એમ એક યા બીજા સ્વરૂપે છે.

આ રીતે આકર્ષણ અને મોહની ઊંડી મીમાંસા પછી એ પ્રશ્ન થાય કે મોહનિવારણના ઉપાય શા ? ત્યાગ કે ભોગ ? સૂત્રકાર અહીં મોહનિવારણનો ઉપાય જ્ઞાન બતાવે છે. ત્યાગ કે ભોગ બન્ને જ્ઞાનીને જ પચે છે. અજ્ઞાનીને તો એ બન્ને વેદ છે, એકને ચિત્તના પરિતાપે અને બીજાને મુખ્યત્વે દેહના પરિતાપે.

[૬] મોક્ષાર્થી શિષ્ય ! ( પ્રયત્ન કરવા છતાંયે જો વાસનાના પૂર્વસંસ્કારોને વશ થઈ ) મુનિ સાધક વિષયોથી પીડાય તો તે ( ઇંદ્રિયોને ઉત્તેજિત થતાં રોકવા માટે ) બહુ નિર્બળ (લૂખો) આહાર કરે, ભૂખ કરતાં અલ્પ ખાય, એક સ્થાને ઊભો રહીને કાયોત્સર્ગ કરે અથવા બીજે ગામ જતો રહે. આટલો પ્રયત્ન કરવા છતાં પણ મન વશ ન થાય તો આહારનો ત્યાગ પણ કરી દે, પરંતુ કદી સ્ત્રી-સંગ ( અબ્રહ્મચર્યસેવન ) તો ન જ કરે.

**નોંધ**—આકર્ષણની વિવશતામાં મોહને જન્મવાનો પ્રાયઃ સંભવ હોવાથી આ સૂત્રમાં આકર્ષણને વશ કરવાના પ્રયોગોને લગતી વાત સૂત્રકાર મહાત્મા કહે છે. વિષયોત્પાદક નિમિત્તોનો ત્યાગ સ્વીકાર્યા પછી પણ વિષયોની જાગૃતિ થવાનો સંભવ જે જે કારણોથી થાય છે, તે બાહ્ય અને આંતરિક કારણોના સૂક્ષ્મ અવલોકન પછીનો આ નિર્દેશ હોય તેમ સમજાય છે.

વિષયોની ઉત્તેજનાનો ખોરાક પર પણ મોટો આધાર છે. "જેવું અન્ન તેવું મન" એ સૂત્ર વિચારવાયોગ્ય છે. રસાળ, સ્વાદુ અને તીખાં ભોજન વિષયવૃત્તિને ઉગ્ર બનાવે છે. એટલે અહીં લૂખોસૂકો ખોરાક ખાવાનું સૂચવ્યું છે. અલ્પ ભોજન પણ એટલી જ મહત્ત્વની વસ્તુ છે. શરીર પાસેથી સાધનરૂપે કામ લેવા માટે ખોરાકની આવશ્યકતા છે, ઇંદ્રિયોને ઉત્તેજના કરવા માટે નહિ. આટલી સાદી વાત સૌ કોઈ સાધક સમજતો જ હશે; તોયે પદાર્થોમાંના સ્વાભાવિક રસને બદલે તેલ, મરચું, મીઠાશ, ખટાશ વગેરે અનેક વસ્તુઓને રસમિશ્રિત કરીને ખાણાંઓ ખવાય છે. એ જોતાં જણાશે કે તેમ કરવાથી ખોરાક માટે ખાવાનું નથી રહેતું, ખાવા માટે ખોરાક બની જાય છે.

આ રીતે વ્યય તથા પાપ બન્ને વધે છે, અને શરીરને શ્રમ પૂરતો ન મળવાથી ઇંદ્રિયો પર તે ખાણાંની ખોટી અસર થાય છે. એટલે લૂખું અને અલ્પ ભોજન પ્રત્યેક સાધકનાં શરીર અને મન બન્નેના આરોગ્ય માટે ઉપયોગી છે, એ વાત નિર્વિવાદ છે.

એક સ્થાને ઊભા રહી કાયોત્સર્ગ કરવાનું સૂત્રમાં છે. તે શરીરને કસવાની દૃષ્ટિએ છે. આ બધા પ્રયોગો ખૂબ ઉપયોગી નીવડે છે, સાધકને ઘણીવાર પતનમાંથી ઉગારી લે છે. છતાં આટલું કર્યે પતી જતું નથી. બહારના ઉપચારોથી વિષયોનું શમન થાય, તે ન પીડે એવું બને, તોય તેથી વાસનાનો વિજય પ્રાપ્ત થાય તેવી નિશ્ચિતતા નથી. એટલે સ્થાનાંતર કરવાનું સૂચવ્યું છે. તેમાં બે દૃષ્ટિબિંદુઓ છે. એક તો ઘણીવાર અમુક સ્થાનો જ એવાં હોય છે કે મનુષ્ય પર ત્યાંના પ્રબળ આંદોલનોની અસર પડે છે. ત્યાગી તત્ત્વજ્ઞાની કે ચિંતનશીલ પુરુષોનું રહેવાનું જ્યાં બહુ બન્યું હોય ત્યાનું વાતાવરણ ત્યાં બેસનાર કે રહેનાર પર તેની તેવી અસર ઉપજાવ્યાના અનુભવો થાય છે. તે જ રીતે ખરાબ વાતાવરણની પણ તેવી ખરાબ અસર પડ્યા વિના રહે નહિ, અને બીજું તે સ્થાનમાં વાસનાને ઉત્તેજિત કરે તેવાં બાહ્ય નિમિત્તો હોય તોયે બાધાકર નીવડે. આ બન્ને દૃષ્ટિએ સ્થાન-પરિવર્તન આવશ્યક છે અને તેથી લાભ પણ થાય છે, એ સ્વાભાવિક છે.

ભિક્ષુ ગામેગામ અપ્રતિબંધ વિહરતા હોવા છતાં ચોમાસાનાં ચાર માસ તેને એક સ્થાને રહેવાની આજ્ઞા છે. તેનું કારણ એ છે કે ચોમાસામાં જીવોની અધિક ઉત્પત્તિ થવાથી અજતનાથી બચી જવાય, વર્ષાવિહારમાં ઉપસ્થિત થતી અશક્યતાઓ ટળી જાય, અને જ્ઞાન, ધ્યાન તથા તપને માટે પણ તે ઋતુ વધુ અનુકૂળ છે તેથી ચાતુર્માસ માટે વિહારની મુનિ સાધકને જૈનશાસ્ત્રમાં મના કરી છે. તોયે અહીં ચાતુર્માસમાં પણ વિહાર કરવાનુ સૂચવ્યું છે તેની પાછળ મહાન હેતુ છે. જૈનદર્શન નૈસર્ગિકદર્શન હોઈ તેના નિયમો નૈસર્ગિક બંધારણપૂર્વક અને હેતુપુરઃસર યોજાયા હોય છે. માત્ર હેતુને યથાર્થ સમજીને તે નિયમોનું પાલન કરતું ઘટે, તે એની મર્યાદા છે.

વિષયોનું ધ્યાન સાધકને જે નુકસાન કરે છે, તે વર્ષાઋતુનો વિહાર નથી કરતો. વર્ષાઋતુના વિહારમાં જે દોષો છે તેના કરતાં વિષયોના વધુ છે તે દૃષ્ટિએ વિહાર ક્ષમ્ય છે. અને અહીં તો ત્યાં સુધી કહ્યું

આહારનો સર્વથા ત્યાગ કરી જીવન ટુંકાવવું એ યોગ્ય છે, પણ અબ્રહ્મચર્યનું સેવન કરવું યોગ્ય નથી. અબ્રહ્મચર્યમાં આત્મઘાત છે. શરીરઘાત કરતાં આત્મઘાત વધુ ભયંકર છે. આથી સાધકને બીજાં બધાં વ્રતોમાં અશક્યપરિહારને સ્થાન આપી મર્યાદાપૂરતા અપવાદનું સ્થાન રખાયું છે. પણ બ્રહ્મચર્ય વ્રતમાં તેમ નથી કર્યું. મન, વાણી, અને કાયાનો અવ્યભિચાર એ જ બ્રહ્મચર્યની સર્વાંગસાધના.

[૭] ( ગુરુદેવ ! મુનિ સાધક માટે પ્રાણત્યાગ કરવો સારો પણ સ્ત્રીસંગ ન કરવો એમ કહી આત્મઘાત કરતાં સ્ત્રીસંગને વિશેષ દૂષિત બતાવ્યો તેનું શું કારણ હશે ? તે આપ કૃપા કરીને સ્પષ્ટ સમજાવો. ) આત્માર્થી જંબૂ ! સ્ત્રીઓમાં ફસાતાં પહેલાં ( અબ્રહ્મચર્ય સેવતાં પહેલાં) ઘણાંયે પાપો સેવવાં પડે છે, અને પછી જ કામભોગ થઈ શકે છે. ( ચેતનને વેચ્યા વિના વિકારની તૃપ્તિ શક્ય નથી. ) અને કદાચિત કોઈ પહેલાં કામભોગનું સેવન કરે તો પાછળથી પાપો સેવવાં પડે છે. આ રીતે એ સ્ત્રીસંસર્ગ સાધનામાર્ગમાં અપાર ડખલ ઉત્પન્ન કરનારો છે એ બધું ખૂબ ઊંડાણથી જાણી–વિચારીને મુમુક્ષુ સાધક તેથી હંમેશાં દૂર જ રહે; તેનું સેવન ન કરે.

**નોંધઃ**—પરંતુ ઉપરના સૂત્રનો રખે કોઈ અવળો અર્થ લઈ લે, તે ખાતર આ સૂત્રમાં ખુલાસો કર્યો છે. અબ્રહ્મચર્યની ક્રિયાથી વિષયોની વાસનાને વેગ મળે છે અને વિષયોની વાસનાનો વેગ જ્યાં સુધી ચિત્ત પર અસર કરતો હોય ત્યાં સુધી સાધક કોઈ પણ સાધનામાં સફળ થઈ શકતો નથી.

જેમ એક મ્યાનમાં બે તલવાર રહી શકતી નથી, તેમ ચિત્ત પર વિકાર અને સંસ્કાર બન્ને એકીસાથે નથી રહી શકતા. સંસ્કારી જીવન પર વિકાસનો આધાર છે. એટલે એ દૃષ્ટિએ અબ્રહ્મચર્યની ક્રિયાનો સખ્ત નિષેધ કરવામાં આવ્યો છે.

જે મહાપુરુષો એક આપઘાતથી અનેક અધમગતિનાં જન્મમરણો ભોગવવાં પડે એમ કહે, તે જ મહાપુરુષો આપઘાત સુધીની ક્રિયા ક્ષમ્ય ગણે, તેની પાછળ ખાસ રહસ્ય છે. તે રહસ્યનો ઉપરના સૂત્રમાં સ્ફોટ મળે છે. અબ્રહ્મચર્યની ક્રિયા પોતે દૂષિત તેટલા માટે છે કે તેની પહેલાં કે પછી

અનેક પ્રકારના માનસિક દંડ પડે છે. કામથી ક્રોધ, ક્રોધથી સંમોહ, સંમોહથી સ્મૃતિવિભ્રમ, સ્મૃતિવિભ્રમથી બુદ્ધિનાશ અને બુદ્ધિનાશથી પતન, આ પ્રમાણે એની પાછળ આખી પતનની શ્રેણી શરૂ થાય છે. તે દૃષ્ટિએ તે ક્રિયા દૂષિત છે, ને તે સાધક માટે ત્યાજ્ય છે.

[૮] ( ગુરુદેવ! વિષયવાસનાના સંસ્કારો કે જે વૃત્તિ પર સ્થાપિત થયા હોય છે તે પતનના કારણભૂત બને છે. માટે એ દૂર કરવાયોગ્ય છે એ વાત હું સમજતો. પરંતુ ભગવન્! નિમિત્તોને આટલું બધું મહત્ત્વ શા માટે આપવું ઘટે? વળી આવું કેવળ પુરુષ સાધકને જ થતું હશે કે સ્ત્રીસાધિકાને પણ થતું હશે? ગુરુદેવે કહ્યુંઃ–પ્રિય શિષ્ય! આ કથન કેવળ સ્ત્રી સાધિકા કે કેવળ પુરુષ સાધકને માટે નથી, બન્નેના જીવન સાથે આનો સંબંધ છે. જોકે સ્ત્રી અને પુરુષની શરીરરચના ભિન્નભિન્ન હોઈ એમનાં વદન પણ ભિન્નભિન્ન જાતનાં હોય છે પરંતુ વાસનાનો સંબંધ તો બન્ને સાથે હોય છે જ. વહાલા જંબૂ! વિષયવાસના પર વિજય મેળવવાની સાધના કરનાર જો વિષય-વાસનાનાં નિમિત્તોને ખુલ્લાં રાખી સાધના કરવા બેસે તો તે નિષ્ફળ નીવડે છે. માટે જ ફરીફરી પ્રત્યેક મહાપુરુષે કહ્યું છે કેઃ–) વાસનાનો નાશ કરવા ઇચ્છનાર સાધકે સ્ત્રીઓની શ્રૃંગારકથા ન કરવી, સ્ત્રીઓનાં અવયવો ન જોવાં, સ્ત્રીઓ સાથે એકાંતમાં ગાઢ પરિચય ન રાખવો, સ્ત્રીઓથી સ્નેહ ન કરવો, સ્ત્રીઓનાં અંગોને અડી સેવા ન કરવી, વધુ તો શું સ્ત્રીઓ સાથે વાતચીત કરવામાં પણ મર્યાદિત રહેવું; સારાંશ કે પોતાનો માનસિક સંયમ બરાબર જાળવીને પાપાચારથી હંમેશાં ડરતા (દૂર) જ રહેવું.

નોંધઃ—વાસના પતનનું મૂળ છે. અબ્રહ્મચર્યની ક્રિયાથી વાસનાને પુષ્કળ વેગ મળે છે. એમ સાંભળી ઘણીવાર સાધક વાસનાનું સ્થાન ક્યાં છે, તે કોના પર અને કેવી અસર ઉપજાવે છે, તેનું મૂળ શું તે સંબંધથી ન સમજે કે ન વિચારે તો તેની દશા દુર્વિદગ્ધ બની જાય છે. બહુધા સ્ત્રી-જાતિ પ્રત્યે પુરુષોની અને પુરુષજાતિ પ્રત્યે સ્ત્રીઓની ઘૃણા કે તિરસ્કાર

વૃત્તિ જાગે છે એ આવી જ દુર્વિદગ્ધ દશાનું પરિણામ છે. એમાં આ શક્તિ અને આશયની દૂષિતતા બન્ને કારણભૂત છે. શક્તિ વિનાનો ત્યાગ નિમિત્તો પર દ્વેષ ઉત્પન્ન કરે તેમાં આશ્ચર્ય જેવું નથી. પણ તે દ્વેષ ઉપાદાનમાં વધુ અશુદ્ધિ લાવે છે, એ વાત પણ તેટલી જ ચિંતવવા યોગ્ય છે. આવો સાધક વાસનાના સંસ્કારોને નિર્મૂળ કરવાનો પ્રયત્ન કરવાને બદલે જગત પર ઘૃણા કરવામાં સમય પસાર કરતો હોય છે.

અનુભવ પણ એમ જ કહે છે કે સ્ત્રીઓ પર કે પદાર્થો પર ઘૃણા કરનાર પદાર્થોની પેઠ ભરીને નિંદા કરતો હોય છે, પદાર્થો સામે બૂરખો ધરતો હોય છે, તોયે એ બારીક બૂરખામાંથી પોતાની તીણી અને તીક્ષ્ણ નજર ફેંક્યા વિના રહી શકતો નથી. એક બાજુ ઘડીઘડી એની સામે જુએ છે, એને ભોગવવાની વૃત્તિને પોષે છે. અને બીજી બાજુ તિરસ્કારની વૃત્તિ કેળવતો રહે છે. આનું પરિણામ બે રીતે બૂરું થાય છેઃ એક તો પદાર્થ પ્રત્યેના દ્વેષ, ઈર્ષ્યા કે નિંદાથી તેનું માનસ અધમ બનતું જાય છે, અને બીજું બાહ્ય ભોગ ન કરવા છતાં પદાર્થ પ્રત્યેની ભોગવૃત્તિથી આતરિક વાસનાનો વેગ વધારતો જાય છે. આવા ત્યાગીને ત્યાગ ન પચે, પણ ઊલટું અમળું પતન કરે. એટલે જ ભોગથી વાસનાની તૃપ્તિ નથી પણ ભોગના ઘીથી વાસનાનો અગ્નિ વધે છે. એવો જ્ઞાની પુરુષોનો દૃઢ અનુભવ હોવા છતાંયે આવા ગૃહસ્થ સાધકોને માટે પરિમિત ભોગોપભોગ ક્ષમ્ય ગણ્યા છે.

પરંતુ જે કંઈ ક્રિયા કરો તે જાગૃતિપૂર્વક કરો. જે ઇચ્છિતની સિદ્ધિ પદાર્થોના ભોગથી મેળવવા ઇચ્છો છો તે પદાર્થોના ભોગથી મળી શકે નહિ. પણ તે પદાર્થોના ઉપભોગ લીધા પછી સદ્વિચાર અને ઊંડા અવલોકન પછી વિવેકબુદ્ધિ સ્વયં જન્મશે, એમ વારંવાર સમજાવ્યું છે.

આથી એ સિદ્ધ થયું કે ક્રિયા કે પદાર્થ પોતે દૂષિત નથી પણ તેની પાછળ રહેલી વાસના દૂષિત છે. પદાર્થો તો માત્ર નિમિત્તરૂપ છે. આ સૂત્રમાં પણ એવું જ તાત્પર્ય છે. "વિષયોત્તેજક કથા ન કરે, વિષયોત્તેજક પ્રશ્ન ન પૂછે, વિષયવર્ધક દૃશ્યો ન જુએ, વિષયોત્તેજક પદાર્થ પરનું મમત્વ થાય તેવી ક્રિયા ન કરે અને ત્યાં મન પણ ન જવા દે" એમ કહી મન, વાણી અને કર્મને નિમિત્તોથી દૂર રાખવાં—એટલે કે આત્માભિમુખ બનવાં સૂચવ્યું છે. એથી એટલું ફલિત થાય કે જ્યાં સુધી ઉપાદાન શુદ્ધ ન હોય

ત્યાં સુધી નિમિત્તો ઉત્તેજના કર્યા વિના રહેતાં નથી. માટે નિમિત્તોથી સંભાળવું રહ્યું.

## ઉપસંહાર

સાધકને અવલંબનની અપેક્ષા તો છે જ. પણ તેથી અવલંબન લેનાર જાગ્રત ન રહે તો ચાલી શકે એમ કોઈ રખે માની લે ! ગુરુકુળમાં વસતા સાધકોને પણ સતત જાગરૂક રહેવાનું તો છે જ. જેનું મન ચંચળ છે અને ઈંદ્રિયો પરવશ છે તે સાધક નિમિત્તો તરફ બેદરકારી સેવે તો મન અને દેહ બન્ને દ્વારા વહેલો કે મોડો પતન પામે છે. એવો અનેક જ્ઞાનીઓનો અનુભવ છે.

ભોગથી ભોગની તૃપ્તિ થતી નથી, પણ ઊલટી વૃત્તિ ઉત્તેજિત થાય છે. આથી તેવી માનસિક સૂક્ષ્મ ત્રુટિને પણ જતી કરવી એ મહાભયંકર છે. તેની ખાતર તો જીવન જાય ત્યાં સુધી અર્પણ થવાની સતત તૈયારી અને ત્યાગની તમન્ના હોવી જોઈએ. તો જ તે સાધક સાધનાના માર્ગમાં સ્થિર રહી શકશે અને સ્વતંત્ર બની શકશે.

સદ્ગુરુશરણ ( અર્પણતા )નો મહિમા અહંકારને લય કરી નિરાસક્ત બનવાનું સૂચવે છે. અહંકાર અને મોહ એ બન્ને પરતંત્રતાનાં બીજ છે, અને તે બન્નેના લયમાં સ્વતંત્રતાની ઉત્પત્તિ છે. જેટલે અંશે અહંકાર અને મોહનો દબાવ ઓછો થાય તેટલે અંશે તે સાધક પ્રત્યેક ક્ષેત્રમાં પોતે સ્વતંત્ર બનતો જાય, અને પોતાની સાચી સ્વતંત્રતાનો ચેપ બીજાને લગાડતો જાય.

સત્પુરુષની આજ્ઞાને સર્વથા અર્પણ થઈ જવામાં પૂર્ણ વિકાસ અને પૂર્ણ સ્વાતંત્ર્યની પ્રાપ્તિ છે.

લાલસા અને વાસના બન્ને ચિત્તવૃત્તિના વિકારો છે. ચિત્ત પરના શુભ સંસ્કારો વિના સમતા અને આહ્લાદ શક્ય નથી. વિકાર અને સંસ્કાર બન્ને એકીસાથે રહી શકતા નથી.

સ્ત્રી કે પુરુષ નરકનું દ્વાર નથી. સ્ત્રીમોહ જ ચિત્તને મૂંઝવનારો છે; મોહ કે વાસના જ નરકનું દ્વાર છે. જેટલી મોહ કે વાસનાની અધીનતા તેટલો જ આત્મઘાત. અને મોહવિજય એ જ પૂર્ણ સ્વતંત્રતા—આત્મમુક્તિ.

એમ કહું છું.

લોકસાર અધ્યયનનો ચતુર્થ ઉદ્દેશક સમાપ્ત થયો.

---

## પંચમ ઉદ્દેશક

### અખંડ વિશ્વાસ

ચોથા ઉદ્દેશકમાં સ્વાતંત્ર્યની મીમાંસા થઈ ગઈ. હવે અહીં ગ્રંથકાર નવીન વાત ચર્ચે છે કેઃ—આ પ્રકરણમાં જે જે વિષયો વિચારાય છે તે પ્રત્યેક સાધકના જીવનમાં નિત્ય બનતા પ્રસંગોની બહારના નથી. પણ તે પ્રસંગોને અવલોકીને તેમાંથી તેમણે અનુભવનો લાભ લીધો હોતો નથી. છતાં પણ જ્યારે કોઈ વિષય માનવની સામે રજૂ થાય ત્યારે તેની બુદ્ધિ જેટલી પાવરધી બની હોય, આત્મા પર તેની બુદ્ધિએ જેટલું આધિપત્ય જમાવ્યું હોય, એટલું બધુંય તે બુદ્ધિ ઉગ્ર બનીને કહી નખાવે છે, અને મનાવે છે કે આ તો મેં ઘણીવાર જોયું છે, વિચાર્યું છે અને અનુભવ્યું છે. પરંતુ આ વાત બરાબર નથી. ખરી રીતે તો અનુભવમાં હોય છે વિવેકબુદ્ધિ અને અંતઃકરણની સમન્વયજન્ય ક્રિયા પછીના દૃઢ નિર્ણયનું પ્રાધાન્ય. અને કલ્પનામાં હોય છે માત્ર મનોમય સૃષ્ટિનું એટલે કે પ્રાયઃ

વિકલ્પોનું પ્રાધાન્ય. કલ્પના અને અનુભવ વચ્ચે મહાન અંતર છે. કલ્પનામાં પારકું પોતાનું મનાવાય છે. અનુભવમાં પોતાનું હોવા છતાંય પોતાનું મનાવવાનો આગ્રહ હોતો નથી.

અનુભવીમાં દ્રહ (શુદ્ધ જળના કુંડ) જેવી ગંભીરતા તથા સમજીને સમાઈ જવા જેવી સહજતા હોય છે; પણ કલ્પનાવાળાની સ્થિતિ તો અધૂરા ઘડા જેવી છે, જરા નિમિત્ત મળ્યું એટલે છલકાય. જોકે કલ્પનામાંય દૃષ્ટિ કે અનુભૂત દૃશ્યોના અમુક અંશગત સંસ્કારો કારણભૂત તો હોય છે જ, પણ સંસ્કારો કંઇ બધા અનુભવજન્ય કે સાંગોપાંગ સત્ય હોય એવું બનતું નથી. સંસ્કારશાસ્ત્રોના અભ્યાસીઓ એમ વદે છે કેઃ—પરંપરાગત, વાતાવરણગત અને સ્વ-સર્જિત એમ સંસ્કારોના ત્રણ ભેદો છે. બાપદાદાથી ઊતરી આવેલા સંસ્કારોને પરંપરાગત સંસ્કારો કહેવાય છે, લગભગ જગતનો ઘણોખરો માનવવર્ગ આ રીતે વિચારોના, માન્યતાઓના, ધનના અને ધર્મના વારસા પર જ જીવતો હોય છે. અને કેટલીક વર્ગ વાતાવરણમાંથી સંસ્કાર ખેંચી જીવતો હોય છે. પરંતુ સ્વસર્જિત એટલે કે પોતાના અનુભવેલા જ સંસ્કારો સંગ્રહનાર તો જગતમાં અતિ વિરલ જ વર્ગ હોય છે.

અહીં સ્વસર્જિત સંસ્કારો કેળવવાની દિવ્ય પ્રેરણા છે. પરંતુ જગતના વિપુલ વાતાવરણમાં રસબસતા અને રાચતા સાધકને પોતે સંસ્કારમૂર્તિઓ ઘડી શકે તેવો કળાકાર છે, એ ભાન ત્યારે થાય કે જ્યારે તેને પોતામાં અટલ શ્રદ્ધા પ્રગટે. પરંતુ જે સાધકોને માત્ર પ્રશ્નો જ કરવા ગમે છે, તેમને તો એ શ્રદ્ધા કેવી રીતે જાગે? એનો માર્ગ બતાવતા

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] અહો સાધકો! આ તરફ જુઓ; જેમ કોઈ એક કળા-

શય, સમપ્રદેશમાં પણ પોતાના સ્વરૂપમાં મસ્ત રહી હંમેશાં નિર્મળ જળથી ભરપૂર અને પોતાના પ્રવાહને પોતામાં શમાવી આત્મરક્ષણ કરતું રહે છે, તેમ આ સંસારમાં મહર્ષિ સાધકો કે જેઓ મહાન બુદ્ધિમાન, જાગરુક અને આરંભશસ્ત્રોથી વિરમેલા હોય છે, તેઓ પણ આ સત્યનું પાલન કરે છે અને મૃત્યુનો ભય ધર્યા વિના સતત પુરુષાર્થ કર્યે જાય છે. (તેમનું દષ્ટાંત ચિત્તમાં સ્થાપો.)

**નોંધઃ**—સાચી સમજનું ફળ પરિણામે વૈરાગ્ય, ત્યાગ અને નિરાસક્તિમાં પરિણમે છે એ સિદ્ધાંત જેટલો નક્કર છે, એટલો જ સાચી સમજ શ્રદ્ધા પછી જ આવે છે એ સિદ્ધાંત પણ નિશ્ચિત છે. અહીં જળાશયનું દષ્ટાંત આપ્યું છે, તેની પાછળ ઘણા હેતુઓ છે. તેને વપરાયેલું એકે એક વિશેષણ પણ તેટલું જ સહેતુક છે. દા. ત., જળાશયમાં પવિત્રતા છે. પણ તેની પવિત્રતા બીજાથી અભડાઈ જાય એવી કૃત્રિમ નથી. સાચી પવિત્રતા પોતે પવિત્ર રહે છે, અને બીજા મળને પણ પવિત્ર બનાવી શકે છે. આ વાત મનનીય છે.

જળાશયમાં જે મીઠાશ છે તે માત્ર દેખવાપૂરતી નથી, હજારો તૃષાતુરની તૃષા છુપાવે તેવી તેનામાં દિવ્ય શક્તિ છે. "સમભૂમિમાં રહેલું જળાશય" એવું જળાશયનું જે વિશેષણ વપરાયું છે એમાં એ ભાવ છે કેઃ—જળાશય પોતે બીજી બધી સ્થળભૂમિ એટલે કે પોતાથી વિજાતીય ભૂમિની વચ્ચે હોવા છતાં પોતાની ચારે કાંઠાની મર્યાદા જાળવીને ગેલ કરી રહ્યો છે, એટલું જ નહિ બલકે પોતે પોતાના સ્વરૂપમાં—નિર્મળતામાં મસ્ત રહીને મોજ માણી રહ્યો છે, એમ સૂચવે છે. આટલું જાળવવા છતાંયે બહારનું આક્રમણ આવે તો તેને જીતવાની તેનામાં ગંભીર છતાં અમોઘ શક્તિ છે. બહારની વિજાતીય ભૂમિની રજ આવે તો તેના પર પોતે વિજય મેળવી તેને નીચે દબાવી નિર્મળતામાં ઊલટી વૃદ્ધિ કરે છે.

જુઓઃ—જળાશયની આસપાસ બીજી બધી સ્થળભૂમિ હોવા છતાં તેના પ્રત્યે દ્વેષ કે ઘૃણા નહિ બલકે કેટલું અને કેવું ઔદાર્ય રાખે છે? અનેક દરયો પાસે હોવા છતાં પણ એ કેટલો નિરાસક્ત અને સ્વરૂપમગ્ન છે? આટલી યોગ્યતા છતાંયે એ કેટલો જાગૃત છે? પણ આ બધું તેના આત્મવિશ્વાસ પછી જ તેનામાં આવ્યું છે એ વાત ભૂલી જવી ન જોઈએ. બીજાની સાથે વસવા છતાં કે બીજાને અવકાશ આપવા છતાં, "જે કંઈ

મારું છે તે કોઈ છીનવી લેવાનું નથી, અને છીનવી લેવા જેવું હશે તે મારું નથી. તો પછી ચિંતા શી ?" એટલી પ્રતીતિ થયા પછી જ આ યોગ્યતા પ્રગટે છે.

જળાશયની જેમ વિવેકી, જાગૃત અને આરંભક્રિયાથી પર થયેલા મહર્ષિ પુરુષો પણ એવી જ સહજ ઉદારતા, સહજ નિરાસક્તિ અને સ્વરૂપમગ્નતા રાખી શકે છે. હજારો પાતકીઓ તેની જ્ઞાનગંગામાં પવિત્ર થઈ શકે છે. જે લોકો જગતની દૃષ્ટિએ અધમ, નીચ, નાસ્તિક, પાપી કે મિથ્યાત્વી દેખાતા હોય તે પણ તેમના દૃષ્ટિબિંદુમાં એવા નથી દેખાતા. એમને મન તો કાંચન અને લોષ્ઠ બન્ને સમાન હોય છે, એમની દૃષ્ટિ એમાંના એકે પર લોભાતી કે ખેંચાતી નથી. એકાંત એમને અતિપ્રિય હોય, તોયે જનતાનો ખળભળાટ તેમને ખળભળાવતો નથી. હજારો જનો એમના જ્ઞાનની મીઠાશ ચાખી શકે એટલા તે જ્ઞાનના ભંડાર હોય છે, છતાંયે નિત્યનવીન જનના સંસર્ગથી પોતાના અનુભવને નક્કર બનાવવાની એમની જિજ્ઞાસા તાજી જ રહે છે. એ પારસ કરતાંયે વધુ ઉદાર હોય છે. એમનો સંસર્ગ પાપીને પણ સંતના રૂપમાં પલટાવે છે. એ પુણ્યના પુંજ સમા છે, એમનું વાતાવરણ જ સમસ્ત જગતને પાવન કરે છે. એમને મરણની લેશ પણ પરવા હોતી નથી. આ પુરુષો પોતે મુક્તિ તરફનો માર્ગ કાપે છે, બીજાને પણ પ્રેરણા આપે છે, છતાંયે જગત પર અમે ઉપકાર કરીએ છીએ, એવું એમને ભાન પણ હોતું નથી.

અહીં આત્મવિશ્વાસ અને કુદરતી કાનૂનને અધીન થઈ વહેતા જીવનનો સુમેળ ચિતાર છે. આવું જીવન મહર્ષિ સાધકને તો સહજ હોય; બીજા સાધકો આ રીતે દ્રહ ( જળાશય ) અને મહર્ષિના દૃષ્ટાંતનો ધડો લઇ પોતાનું જીવન કેળવે, એમ કહેવાનો સૂત્રાશય છે.

[૨] હે જંબૂ! આ માર્ગની યથાર્થતા જાણી તેમાં ગયા બાદ "ફળ થશે કે નહિ થાય" એવો જે સાધક ઘડીઘડી સંશય રાખે છે તે સાધકને સાધનામાં ઉદ્યમવંત રહેવા છતાં સમાધિ પ્રાપ્ત થતી નથી.

**નોંધઃ**—આ સૂત્ર એમ કહે છે કે ઉપર વર્ણવેલો માર્ગ અનુભવીએ બતાવેલો નિશ્ચિત માર્ગ છે, તેમાં સંશય ન કરતાં શ્રદ્ધા કેળવો.

શ્રદ્ધા વિના જ્ઞાન નથી, અને જ્ઞાન વિના સમાધિ નથી. સૌ માનસિક સમાધિ ઇચ્છે છે. એટલે શ્રદ્ધા સૌ કોઈએ કેળવવી જ રહી. શ્રદ્ધા એટલે અનુભવી પુરુષોના અનુભવ, શાસ્ત્રીય વચન અને પોતાની સત્યશોધક બુદ્ધિ એ ત્રણેનો સમન્વય કર્યા પછી સત્કાર્યની પાછળ પુરુષાર્થ કરવાનો અટલ નિશ્ચય કરવો તે. શ્રદ્ધામા વિવેકબુદ્ધિ તથા હૃદય બન્નેને અવકાશ છે. જ્યાં એ ત્રણેયનો સુમેળ ન હોય ત્યા અન્ધશ્રદ્ધા કે અશ્રદ્ધા હોવાની. એક નાનામાં નાના કાર્ય પાછળ પણ જ્યાં શ્રદ્ધા નથી, ત્યા તે કાર્ય પ્રાણવિહોણું નિશ્ચેત ખોખું બની રહે છે.

શ્રદ્ધા પ્રત્યેક કાર્યનો પ્રાણ છે. નીરસમાં નીરસ જણાતા કાર્યમાં પણ શ્રદ્ધા રસ રેડે છે, સૌંદર્યની સૌરભ ફેલાવે છે. આ રસ કોને ન ગમે? પરંતુ માનવના હૃદયમાં એક એવું તત્ત્વ હોય છે કે જે તેને આમ કરતાં શ્રદ્ધાળુ બનતા રોકી રાખે છે. રખે શ્રદ્ધા કરીશ તો કંઈ ગુમાવીશ, એવી ચિંતા પમાડે છે. પણ "કોઈ પણ ક્રિયા ફળરહિત હોતી નથી," એવા કુદરતના અવિચળ સિદ્ધાતમાં શંકા હોવી એ અજ્ઞાન છે. એને વિચિકિત્સા અથવા બીજા શબ્દોમાં વિકલ્પ કહેવાય છે.

જેટલો એક ખનિજથી માંડીને વનસ્પતિને કે કીડી, ઊધઈ, ભમરા કે પશુ જાનવરોને નૈસર્ગિક શક્તિ પરનો વિશ્વાસ દેખાય છે (જોકે એ પરાધીન વિશ્વાસ છે.) તેટલો માનવમાં નથી દેખાતો, એનું મુખ્ય કારણ આ જાતની ફળ વિષેની એની શંકા છે.

માનવને અંતઃકરણનો વિકાસ અને બુદ્ધિ એ બે તત્ત્વો ઇતર પ્રાણીદુનિયાથી વિશેષ મળ્યાં છે. એથી એણે સ્વાધીન થઈ નૈસર્ગિક નિયમને વધુ અનુકૂળ થવું જોઇએ, તે સાધનોથી વધુ સંસ્કૃત થવું જોઈએ. છતાં માનવજાતનો મોટો ભાગ તે સાધનોથી વધુ વિકૃત થતો જાય છે. તેનું કારણ પણ મુખ્યત્વે આ જાતની વૃત્તિ જ છે. સંગ્રહબુદ્ધિ, લાલસા, ચિત્તના બળાપા. એવું એવું બધું આથી જન્મે છે. આ જાતનો વિકલ્પ એ કંઈ સામાન્ય દુર્ગુણ નથી! પણ પ્રત્યેક ક્ષેત્રમાં વિહ્વળતા, ચંચળતા, ભય અને ક્ષોભ ઉત્પન્ન કરનાર ભયંકર દુર્ગુણ છે. આવું બધું પ્રાયઃ આવા વિકલ્પોથી જ થાય છે. તેથી અનુભવી પુરુષો કહે છે કેઃ જે વિચિકિત્સાને સાથે લઈને સુખ કે શાંતિ શોધવા મથે છે તે કદી સુખ કે શાંતિ મેળવી શકતો નથી.

પણ આટલું જાણી કે સમજી લેવાથી એ દૂર થઈ જશે એવું, કિંવા વિકલ્પ એ તો મનનો એક સ્વાભાવિક અને સ્વતંત્ર ગુણ છે તેને દૂર કેમ કરી શકાય એવું માની કોઈ તે તરફ બેદરકાર ન રહે.

વિકલ્પ એ વૃત્તિનું એક પ્રકારનું સ્પંદન (કંપ) છે, મનોદ્રવ્યની એક ક્રિયા છે એ ખરું. પરંતુ તોય એ નિવાર્ય તો છે જ. એટલે મનમાં ઉત્પન્ન થતા વિકલ્પોનું વિવેકબુદ્ધિદ્વારા સમાધાન કરી તેમને શાંત કરવાનો પ્રયાસ કરવો જોઇએ.

જે સાધકો વિકલ્પોનું શમન ન કરતાં વધુ વેગ આપે છે એમનું મન એટલું જ ઉગ્ર અને ચંચળ બને છે, એમની સ્મૃતિ પણ શુદ્ધ રહેતી નથી. અને એથી જ તેઓ ઉપયોગભ્રષ્ટ થઈ નિમિત્તો મળતાં દંભ, અભિમાન, ક્રોધ અને એવા તામસી ગુણો તરફ ખેંચાઈ જાય છે. આવા સાધકને શાંતિ ક્યાંથી હોય !

કથન કોઈ એક માટે નથી એવું સૂત્રકાર કહી દે છે. આપ્તપુરુષો કોઈ એકને સંબોધીને કહે તોય તે આખા જગતને સંબંધ ધરાવતી બીના હોય છે એવું આમાંથી ફલિત થાય છે. અને તે વાસ્તવિક છે. કારણ કે વ્યક્તિ અને વિશ્વના સંબંધનું તેમને સંપૂર્ણ જ્ઞાન હોવાથી તેઓ અમુકના મટી સમસ્ત જગતના બની ગયા હોય છે. અને તેથી તેમના પ્રત્યેક પદમાંથી વિશ્વની પ્રત્યેક યોગ્ય વ્યક્તિને સહજ સહજ પ્રેરણા સાંપડે છે.

આ રીતે જે અનુભવી પુરુષોની નિકટમાં નથી તે પણ દર્શન, વાણી કે આંદોલનોથી તે મહાપુરુષો પ્રત્યે શ્રદ્ધા કેળવી જીવન ઘડી શકે છે. તો જે સાધક મહાપુરુષોની પાસે રહેવા છતાં, તેનો સેવક કે શિષ્ય બીજાની દૃષ્ટિએ દેખાવા છતાં પોતે વિશ્વાસ ન કેળવી શકતો હોય, અધીન ન બની શકતો હોય, અધીન બનવાની ઇચ્છા હોવા છતાં તેવું આચરી ન શકતો હોય તેવા યોગ્ય સાધકને દુઃખ થવું સ્વાભાવિક જ છે. પરંતુ આવી સ્થિતિમાંય તે નિરાશ ન થાય એમ અહીં સૂત્રકાર કહેવા માગે છે. કારણ કે વિકલ્પવાનને નિરાશા વધુ પીડે છે. માટે જીવનમાં આશા અને ઉત્સાહનાં સૂત્રો પૂરી એ સાધક આ પ્રમાણે ચિંતન કરે કે "જિનેશ્વરો—આત્મવિજેતાઓ જે કંઈ કહે છે તે સત્ય હોવું સ્વાભાવિક છે. અને સત્ય તો એ જ કહેવાય કે જેમાં શંકાને અવકાશ ન હોય." આવું ચિંતન કોઇ ને કોઈ કાળે સુયોગ્ય સાધકમાં સત્ય પરની શ્રદ્ધા જન્માવે છે.

બાકી જ્યાં વિકલ્પો હોય ત્યાં કોઇ તત્ત્વ સંભવતું નથી. તો શ્રદ્ધા શાની સંભવે ? એટલે વિકલ્પવાળી સ્થિતિમાં શ્રદ્ધા ન હોવી સંભવિત છે. પણ શ્રદ્ધા ન થવાનાં કારણો બહાર શોધાય છે, ત્યાં જ ભૂલ છે. વિકલ્પો ગયા પછી ફળની પ્રતીતિ થવી મુશ્કેલ નથી. કારણ કે પ્રત્યેક જન પોતાની આસપાસના બનતા અનેક સહજ બનાવો વચ્ચેથી કુદરતના કાનૂનની સફળતા શોધી શકે છે અને નિયમિતતા જોઈ શકે છે. આટલું જણાયા પછી એ બધું અંતઃકરણપૂર્વક વિચારવું જોઇએ, અને જ્યારે અંતઃકરણથી વિચારાશે એટલે શ્રદ્ધા આવ્યે જ છૂટકો છે.

[૪] પ્રિય જંબૂ! મહાપુરુષોદ્વારા વસ્તુસ્વરૂપ સમજીને શ્રદ્ધાળુ થયેલા ઘણા મુનિ સાધકો ત્યાગ ગ્રહણ કરતી વખતે "જિનભાષિત-

જ સત્ય છે " એવું માને છે ખરા, પણ તેઓમાંના કેટલાએક જ અંત સુધી તેવો વિશ્વાસ ટકાવી શકે છે. કેટલાએક તો પહેલાં શ્રદ્ધાળુ હોય છે, પરંતુ પછીથી સંશયી બની જાય છે. કેટલાએક શરૂઆતમાં દૃઢ વિશ્વાસુ હોતા નથી. પરંતુ પછી અનુભવથી ટિચાઈને શુદ્ધ શ્રદ્ધાવંત બને છે. અને કેટલાએક કદાગ્રહી જીવો તો પ્રથમ કે પછી પણ તેવા જ અશ્રદ્ધાળુ રહે છે. જે સાધકની શ્રદ્ધા પવિત્ર છે, તેને સમ્યક્ કે અસમ્યક્ દેખાતાં તત્ત્વો સમ્યગ્ રૂપે જ પરિણમે છે.

**નોંધઃ**—અહીં શ્રદ્ધાળુના ચાર વર્ગો પાડી સૂત્રકાર એ કહેવા માગે છે કેઃ– ઘણીવાર સાધક પોતાના મન પર પરાણે શ્રદ્ધાનો આરોપ લાવવા મથે છે. ને થોડીવાર તેને લાગે છે કે હવે હું શ્રદ્ધાળુ થઇ ગયો છું. પણ આવા સાધકની શ્રદ્ધા સાંગોપાંગ ટકી રહેતી નથી. બીજાના કહેવાથી કે બહારનાં દેખાવ, આકર્ષણ, રાગ, મોહ કે વાસનાથી જે શ્રદ્ધા આવે છે, તે ખરી રીતે તો સાચી શ્રદ્ધા જ ન ગણાય.

શ્રદ્ધા ગુણથી જન્મે છે, અને ગુણનો સંબંધ અંતઃકરણ સાથે છે. શ્રદ્ધાનું સ્થાન મુખ્યત્વે હૃદય છે. તે કોઈ આવેશ કે લાગણીથી નહિ પણ સદ્બુદ્ધિથી આવે છે. આવી શ્રદ્ધા કદી નષ્ટ થતી નથી. એટલે શ્રદ્ધાને ઇચ્છનાર સાધક પ્રત્યેક પદાર્થના આકાર પર માત્ર ન જોતા પદાર્થોના ગુણો તરફ નજર કરતાં શીખે. પદાર્થમાત્રમાં સદ્ગુણોના અંશો હોય છે. તેને જ ગ્રહણ કરી તે ઉન્નત બને.

અહીં સૂત્રકાર એક બીજી વાત એ કહે છે કે જેની વિવેકબુદ્ધિ ગુણદોષોમાંથી હંસની જેમ કેવળ ગુણો જ ગ્રહણ કરી શકે એટલી હજુ વિશદ ન થઇ હોય, તેઓ જો વિકલ્પોમાં ન ગૂંચવાતા હોય તો તેમની બુદ્ધિ વહેલી કે મોડી સંપૂર્ણ નિર્ણયાત્મક બની શ્રદ્ધાને પરિપક્વ બનાવી શકે છે. પરંતુ જેઓ કેવળ વિકલ્પોની ગડમથલમાં જ ગબડ્યા કરે છે, તેવા સાધકો તો પ્રથમ કે પછી પણ એવા ને એવા જ અશ્રદ્ધાળુ રહે છે. આ પરથી એ ફલિત થયું કે વિકલ્પોને એક યા બીજી રીતે દૂર કર્યે જ છૂટકો. ઊલટે માર્ગે જનાર કરતા ઊભો રહેનાર ધ્યેયથી વધુ નજીક છે એમ લોકોક્તિ છે, પણ તે બરાબર નથી. વિકલ્પવાન ગતિ કરતો દેખાય છે તોયે એ ગતિ ઊંઘતાના

સ્વપ્નભ્રમ જેવી છે, સાચી ગતિ જ નથી, એમ કહી શકાય. પણ નિર્ણય શોધી લેનાર ચાલતો ન દેખાય તોયે એ આંતરિક રીતે ગતિમાન છે; તેની ગતિ અદૃશ્ય હોય તોયે સાચી છે.

[૫] પરંતુ જે સાધકની શ્રદ્ધા જ અપવિત્ર છે, તેને તો સમ્યક્ કે અસમ્યક્ બન્ને વસ્તુ ( અસમ્યક્ વિચારણાને લીધે ) આ (અસત્ય)રૂપે જ પરિણમે છે.

**નોંધ:**—ઉપરના કથનથી એમ કહે છે કે સાચો કે ખોટો નિર્ણય તુરત સ્વીકારવા કરતા નિર્ણય ભલેને મોડો થાય તોયે સાચો જ નિર્ણય કરવો એ સારો સિદ્ધાંત છે. અને સાધકને સૂત્રકાર કહે છે કેઃ—બન્ધુ ! મૌન બન. તારી શક્તિ અને અનુભવથી આ બીના પર છે. હજુ જેને નિર્ણયનુંયે દર્શન ન થયું હોય તે શુદ્ધ નિર્ણય ક્યાંથી કરી શકે ? અને નિર્ણયની શુદ્ધિ વિના સિદ્ધાંત કેવો ? એટલે અહીં જે કહેવાય છે તે પર જ લક્ષ્ય આપ. તારા અનુભવ કે કલ્પનાને કોરે મૂક અને આ બીનાને ફરીથી તપાસ.

" જેની શ્રદ્ધા પવિત્ર છે " આ વાક્યમાં તો સૂત્રકાર વિલક્ષણ કહી નાખે છે. શ્રદ્ધા અહીં આશયના અર્થમાં છે. જેનો આશય શુદ્ધ છે તેને સત્ય હો કે અસત્ય હો તેની કંઇ ચિંતા નથી. અસત્ય હોય તોયે તેને તે સત્ય રૂપમાં પરિણમે છે.

આ વાત ખૂબ ઊંડી છે, અનુભવ વિના ગમ્ય પણ નથી. આનો ટૂંક સાર એ છે કેઃ—સાધક સત્યાસત્યની બહારની ભાંજગડમાં ન પડતાં કેવળ આશયની પવિત્રતા પર વધુ લક્ષ આપે, એ યોગ્ય છે. કારણ કે સાધકદશામાં રહેલો માનવી સત્યાસત્યને પોતાની દૃષ્ટિથી જ માપતો હોય છે. આથી ઘણીવાર એવું પણ બને કે જે એની દૃષ્ટિમાં અસત્ય દેખાતું હોય તે સત્ય હોય અને સત્ય દેખાતું હોય તે અસત્ય હોય. સારાંશ કે સત્ય કે અસત્ય એ તેની દૃષ્ટિએ સાપેક્ષ છે. નિશ્ચિત સત્યને તો પૂર્ણ જ્ઞાનની દૃષ્ટિ જ તોલી શકે. એ તોલ કાઢવાની બીજાનાં ત્રાજવાંમાં શક્તિ નથી હોતી, અને ન હોઇ શકે. તોયે આખા જગતને જાણે ન્યાય આપી દેવા માટે પોતાને ન્યાયાધીશ તરીકે મોકલ્યો ન હોય, તેમ માનવ બીજાના ગુણદોષો જોયા કરે છે. એટલું જ નહિ પણ ઉપલક દૃષ્ટિએ જોયું ન જોયું, ને ન્યાય આપી દેવા એ બહાર પડે છે.

આનો અર્થ એ નથી કે સત્ય કે અસત્યને સાધકે તપાસ્યા વગર હાંકયે રાખવું. આનો અર્થ એ છે કે:–પોતે પોતા તરફ જ જોવું. જગતને જોવું હોય તો તે પણ પોતા માટે, બીજા માટે નહિ. જે પોતાને જુએ છે તે જ જગતમાંથી સાર ખેંચી શકે છે. સારાંશ કે સાધક જગતના ગુણદોષો જોવાનું છોડી દઇ અંતર શુદ્ધ કરે. જગત તો આરસી છે; તેમાં જે કંઇ દેખાય છે તે પોતાનું પ્રતિબિંબમાત્ર છે. જે જેવો હોય છે, તે તેવું જગતમાંથી જુએ છે અને મેળવે છે. લાલ રંગની શીશીમાં પરેલું સફેદ દૂધ રક્તવર્ણું છે તેમ ન કહી શકાય. તે જ રીતે જે દૃષ્ટિથી મનુષ્ય બીજાને જુએ છે, તેવું જ તેને દેખાય છે. આવી દૃષ્ટિમાં પદાર્થ કે વ્યક્તિત્વ નથી દેખાતું, ખોખું જ દેખાય છે. અને તે પણ પોતાની આંખો પર જેવા ચશ્મા હોય તેવા રંગનું.

[૬] માટે હે સાધકો! તમારામાંના જેને એવું સત્યદર્શન થયું છે તેમણે નિરાશ થયેલા અને અસત્ય દૃષ્ટિવાળા (વિકલ્પવાન) સાધકોને સત્યવિચારણા કરવા પોતાના અનુભવનું કિરણ ફેંકી આ રીતે પ્રેરિત કરવો કે ઓ પુરુષ! તું સત્ય તરફ વળ. કારણ કે સત્ય તરફ વળવાથી જ આ સંસારનો અંત આવે છે—કર્મોનો સંપૂર્ણ ક્ષય થાય છે.

**નોંધ**—જે બહારનું બધું અસમ્યક્ છે, અસત્ય છે, અસુંદર છે, એમ માને છે, તેનું સત્ય પણ અસત્યરૂપે જ પરિણમે છે. આ વાત મનનીય છે. ઉપલક દૃષ્ટિએ એ ગળે ઊતરે તેવી નથી. તોયે અનુભવસિદ્ધ છે. આમાં પણ ઉપરના સૂત્રનો જ ભાવ છે. વિકલ્પોનો આ વસ્તુ સાથે ખૂબ સંબંધ છે, એ ભૂલવાજેવું નથી. વિકલ્પોનું મુખ્ય કારણ બહિર્દૃષ્ટિ છે જગત સામે વારંવાર નજર કરનાર અને બીજાનું ક્ષણે ક્ષણે બૂરું બોલનાર પોતા સામે જોઇ શકતો નથી. કારણ કે એકીવખતે બે ઉપયોગ હોઇ શકે નહિ. જે બહાર જાગે છે, તે અંદર જાગી શકતો નથી. આ વાત અનુભવથી પણ સમજાય તેવી છે.

જોકે આવી કોટિમાં રહેલો સાધક પણ પોતે જગતને સુધારવાની ભાવના સેવું છું એમ માનતો હોય છે. પરંતુ જે બહારનું બગરેલું જુએ છે તે

અંતરને સુધારી શકતોય નથી અને ઊંડો ઊતરીયે શકતો નથી. આવો સાધક કેવળ ખોટી રીતે ચિત્તને બાળતો હોય છે. અને એ સ્થિતિને વિચારોનું સ્વરૂપ અપાય છે, પણ તે તો માત્ર વિકલ્પો હોય છે. વિચારોનો સંબંધ અંતર સાથે હોવાથી તે ગમે ત્યાથી નિર્ણય શોધી ક્રિયાત્મક બન્યા વિના ટકી શકે નહિ. પણ વિકલ્પોની ઊંડી ખાઇમાં પડેલો સાધક નિર્ણયના કાંઠાને ન મેળવી શકે એટલે ક્રિયાત્મક પણ થઈ શકે નહિ.

બીજી વાત અહીં સૂત્રકાર એમ કહે છે કેઃ–વિકલ્પોથી ટેવાયેલા, એટલે કે જેની મનોમય સૃષ્ટિમા ચાલતા વિકલ્પોની સ્થિતિ દૃઢ થઈ છે તેવા સાધકનો આ અભ્યાસ સ્વયં છૂટવો કેટલીકવાર અશક્ય બને છે. ત્યારે તેવા પ્રસંગે વિચારક સાધકે પોતાના અનુભવનું કિરણ તેના પ્રતિ જરૂર ફેંકવું ઘટે. ફેંકવું એ વાક્ય કહીને એ મહાપુરુષે વિચારકની જવાબદારીનું ભાન સૂચવ્યું છે.

· જેટલો જે ઉચ્ચ તેટલી જ તેની જગત પ્રત્યેની જવાબદારી વધારે એક સામાન્ય વ્યક્તિ પણ ભૂલ કરતી હોય કે ગૂંચવણમાં પડી ગઈ હોય, અને તે જો ગૂંચવણ ઉકેલી શકે તેવા શ્રદ્ધેય સાધક પાસે પોતાની વસ્તુસ્થિતિ રજૂ કરે, તો તેમણે પોતાના અનુભવ કે શક્તિને છુપાવવાં ન ઘટે. જળાશય કોઇના ઘેર સ્વયં ચાલીને જતું નથી પરંતુ તૃષાતુર તેને કાંઠે આવી તેનો લાભ લેવા ધારે તો તે નિઃસંકોચપણે લઇ શકે છે. અનુભવી સાધકો પણ એટલા જ નિખાલસ અને ઉદાર હોવા ઘટે.

[૭] એ અનુભવી સાધકો વળી એમ પણ કહે છે કેઃ—" અહો સાધક! શ્રદ્ધાવાન અને ગુરુકુળમાં વસનાર મુનિ સાધકની ગતિ અને સ્થાન કેવા ઉત્તમ છે? તેમજ સ્વચ્છંદાચારીઓની ગતિ અને સ્થિતિ કેવી અધમ છે? એને બરાબર અવલોકી લે. આ માર્ગ ઉત્તમ છે, અને આ માર્ગ અધમ છે. એ બન્ને સ્થિતિને તપાસ." પ્રિય જંબૂ! એ અનુભવી સાધકો બીજા સાધકને માત્ર આ રીતે સમજાવવા પ્રયત્ન કરે; પણ પોતે તે સાધક સાથેના પ્રસંગમાં તેની જેમ પોતાના આત્માને બાલભાવમાં ન ખેંચી જાય, એટલે કે દુરાગ્રહી ન બની જાય, એનો ખ્યાલ રાખે.

**નોંધઃ**—ઉપર કહેલા સૂત્રમાં 'અનુભવી અનુભવ આપે' એ શબ્દોનો દુરુપયોગ ન થાય માટે તેનો ઉકેલ કરે છે. કારણ કે અનુભવીની કંઈ ખાસ મર્યાદા કે ચિહ્ન હોતાં નથી. સૌ કોઇ પોતાને અનુભવી માની લે અને જગતમાં સૌ કોઇને સલાહ આપતા ફરે તો ? તેથી અહીં કહ્યું છે કેઃ— અનુભવી વગર માગ્યે પીરસતા નથી, અનુભવ કંઈ કુદરતી નિયમની અધીનતા વિના સહજ સહજ મળી જાય તેવી વસ્તુ નથી; તેને માટે તો મહામૂલાં દાન કરવાં પડે છે.

આત્મવિશ્વાસ જાગ્યા પછી તે અનુભવી પાસેથી આ અનુભવનું જવાહર લેવા ઇચ્છનાર તેટલી કિંમત આપ્યા વિના પણ લઈ શકતા નથી. અને એટલું મૂલ્ય ખર્ચનારને પણ અનુભવી તો આટલું જ કહે છે કે " આ માર્ગનું પરિણામ આ છે, અને આ માર્ગનું પરિણામ આ છે, જે ગમે તે પકડો. " આમ કહેવા છતાં ચાલવું કે ન ચાલવું તે વ્યક્તિની ઇચ્છાની વાત છે. અને અનુભવીને પોતાના આપેલા અનુભવ પર પણ મમત્વ ન હોવું જોઇએ. સૂત્રકાર કહે છે કેઃ—જો ત્યાં આગ્રહ કે મમત્વ આવશે તો તેની બુદ્ધિ અનુભવથી વંચિત રહેનાર બાળક કરતાં પણ વધુ ખરાબ થઈ જશે. એક ન જાણતાં ભૂલ કરે છે, બીજો જાણીને ભૂલ કરે છે. એક અજ્ઞાની બાળક છે, બીજો જ્ઞાની બાળક છે. માટે શાણો સાધક તેમ ન કરે.

[૮] ( કારણ કે પ્રિય જંબૂ ! વ્યક્તિ અને વિશ્વનો પૂર્ણ સંબંધ છે. ઘણીવાર સાધક બીજાની ભૂલો સુધારવા જતાં પોતે બીજી ભૂલમાં પડે છે. વૈરવૃત્તિ, ઇર્ષ્યા એ બધી હિંસાઓ છે. તેથી તેનો સ્પર્શ ન કરવો જોઇએ અને તે ખાતર વિચારવું જોઈએ કેઃ— અહો આત્મન્ ! જેને હણવાનો ઇરાદો કરી રહ્યો છે તેના સ્વરૂપને તારી પોતાની મેળે જ વિચાર. તો તને જણાશે કે તું જેને હણવા ઇચ્છે છે, તે તું પોતે જ છે; જેમના પર તું હકૂમત ચલાવવા ધારે છે તે પણ તું પોતે જ છે; જેમને તું દુઃખી કરવા ધારે છે, તે પણ તું પોતે જ છે, જેમને પકડવા ચાહે છે, તે પણ તું પોતે જ છે; અને જેમને તું મારી નાખવા ધારે છે, તે પણ તું પોતે જ છે. ખરેખર આવી સમજથી જ સત્પુરુષો સર્વ જીવો પ્રત્યે મૈત્રીભાવ ધારણ કરી

શકે છે. આ રીતે અંતઃકરણપૂર્વક વિચારીને કોઈ પણ જીવને હણવો કે મારવો નહિ કારણ કે બીજાને હણવા કે મારવાથી તેનું પરિણામ તેના કર્તાને પણ તે જ રીતે ભોગવવું પડે છે. એમ જાણીને કોઈને પણ હણવાનો ઇરાદો સુદ્ધાં ન કરવો (આ રીતે પરિણામને ખૂબખૂબ વિચારવાથી) વૈરવૃત્તિનો લય થતો જાય છે.

**નોંધઃ**—"જેને હણવા લાયક, પીડવા લાયક કે દૂર કરવા લાયક માને છે તે તું જ છે." સૂત્રમાં એ ભાવ ફલિત થાય છે કે જે બીજા જીવોને હણે છે તેણે માનવું જોઈએ કે તે બીજાને નથી હણતો પણ પોતાને હણી રહ્યો છે. કારણ કે વિશ્વના પ્રત્યેક પ્રાણી સાથે પોતાનો સંબંધ છે. વૃત્તિમાં હિંસા પેઠી એટલે આત્મા હણાયો એ બે ભાવનામાંથી સાર એ નીકળ્યો કે કોઈ પણ પ્રાણીને દુઃખ આપવાનો કે દુઃખ થાય તેવું વિચારવાનો અધિકાર નથી. આ વાત સ્થૂળ અહિંસાની દૃષ્ટિએ થઈ. અહીં એથીએ ઊંડી વાત છે.

વિચિકિત્સા કે વિકલ્પવાળાને જગત પ્રત્યે અવિશ્વાસ હોઈ વિકલ્પો-દ્વારા કે ભાવનાદ્વારા તે અનેક પ્રકારની હિંસા કરી રહ્યો હોય છે. બીજા દુષ્ટ છે એમ માનવું એ પણ હિંસા જ છે. મદ, વિષય, કષાય, ઈર્ષ્યા, દ્રોહ એ બધા હિંસાભાવનાનાં રૂપો છે. તેથી અહીં સૂત્રકાર કહે છે કેઃ—તને જે બહાર ખરાબ લાગે છે, તેને દૂર કરવા મથે છે, અને હણવા જેવાં માને છે, તેનાં કારણભૂત તે નથી પણ તું છે.

તું એટલે કેઃ—બહિરાત્મા છે. વિકલ્પવાન હંમેશાં બહિરાત્મ-સ્વરૂપમાં જ આત્મા માની પ્રવૃત્તિ કરતો હોય છે. બહિરાત્મભાવ જ વિકલ્પો અને તે દ્વારા હિંસા ભાવના પ્રેરે છે. આથી જ અહીં કહ્યું છે કેઃ—આજે તું અને હિંસાવૃત્તિ એક થઈ ગયાં છે, માટે તને જ તું હણી નાખ અર્થાત્ કે તું તારાપણું ભૂલી જા. વિકલ્પલય ક્યારે થાય? ને શ્રદ્ધા ક્યારે પ્રગટે? એના ઉત્તરમાં અપાયેલો આ અજોડ અને સરળ ઉપાય છે.

પણ ઘણીવાર સાધકને એમ લાગે છે કે હું જો મને ભૂલી જાઉં તો પછી રહે શું? સૂત્રકાર મહાત્મા ખાતરીપૂર્વક કહે છે કેઃ—તેમાં ડરવાનું કંઈ કારણ નથી. તું જેને ભૂલશે તે તું પોતે નથી. માત્ર "આ હું છું, આ

હું છું." એવો એના પર હુંપણાનો તેં પરાણે આરોપ કર્યો છે. પણ વાસ્તવિક રીતે તો જે દ્વારા જે જાતનું ભાન થાય તે જ તું છે. "રખે હું મારા વ્યક્તિત્વને અને મને ભૂલી જાઉં!" એ જાતનું જે ફરી ભાન થાય છે તે જ તું પોતે છે. એટલે તારા વ્યક્તિત્વને ભૂલતાં રખે હું મને ભૂલું, તેનો ભય રાખવાનું કંઈ કારણ નથી. ખરી વાત તો એમ છે કે વ્યક્તિત્વ ભૂલ્યું ભુલાય તેમ નથી, અને જે ભુલાઈ શકે તે વ્યક્તિત્વ નથી. એ તો માત્ર શરીરાદિ પર આરોપિત કરેલું અહંત્વ કે જેને અભિમાન કહેવામાં આવે છે તે છે; એનો નાશ તો અભીષ્ટ છે, એમાં જ વિકાસ છે. એમ કહી અહીં આત્માનું આબેહૂબ સ્વરૂપ વર્ણવ્યું છે. શબ્દમાં આથી વધુ શું આવી શકે?

[૯] જે આત્મા છે તે જ વિજ્ઞાતા છે. અને જે વિજ્ઞાનનો દ્રષ્ટા છે તે જ આત્મા છે. અથવા જે જ્ઞાનવડે વિજ્ઞાનસ્વરૂપ જાણી શકાય છે, તે જ્ઞાન પોતે જ આત્માનો ગુણ છે. અને એ જ્ઞાનને લઈને જ આપણને આત્માની પ્રતીતિ થાય છે. આ રીતે જ્ઞાન અને આત્માના પારસ્પરિક સંબંધને જેઓ યથાર્થપણે જાણે છે તે જ સાચા આત્મવાદી છે, અને તેવા સાધકોનું જ અનુષ્ઠાન યથાર્થ છે. એમ જ્ઞાની પુરુષોએ કહ્યું છે.

**નોંધઃ—**"જે વિજ્ઞાતા છે તે આત્મા છે અને જે આત્મા છે તે વિજ્ઞાતા છે." આમ કહી અહીં સૂત્રકાર મહાત્માએ આત્મસ્વરૂપનું જ્ઞાન ક્યારે થાય તેનો ક્રમ બતાવ્યો છે. વિકલ્પ ગયા પછી શ્રદ્ધા જન્મે, શ્રદ્ધાથી જ્ઞાન જન્મે અને જ્ઞાન થયા પછી વિજ્ઞાન હાથ લાગે. એવા વિજ્ઞાનનો દ્રષ્ટા એ જ વિજ્ઞાતા. આને જ લોકભાષામાં આત્મા કહેવાય છે.

વિકલ્પક્ષયથી આવેશ અને વિતર્કો બન્ને સમાઇ જાય એટલે કે બુદ્ધિ અને હૃદય બન્ને પરિશુદ્ધ થાય. બુદ્ધિ અને હૃદયની શુદ્ધિ પછી શ્રદ્ધા જાગે, અને શરીર, પ્રાણ તથા બુદ્ધિનાં કાર્યોની ભિન્નતા અને હેતુ સ્પષ્ટ દેખાયા પછી ચિત્ત પર અસર થઇ સંસ્કારો સ્વયં પલટાઈ જાય, તથા પૂર્વના અભ્યાસો અને પૂર્વદૃષ્ટિબિંદુઓનું સહેજે શમન થાય તેમ જ અદ્ભુત ભાવનાની ભૂમિકા અવશ્ય પ્રગટે. આ ભૂમિકાએ ભૂલોનું મૂળકારણ સહેજે શોધાય.

એને જ શાસ્ત્રીય પરિભાષામાં વિજ્ઞાન કહેવાય છે. અને ત્યાં જેનું દ્રષ્ટૃત્વ ભાન રહે તે આત્મા કહેવાય છે.

આથી એ ફલિત થયું કે વિજ્ઞાનવાદી અને આત્મવાદી એ એક જ વસ્તુ છે. જે વિજ્ઞાન સ્વભાવ તરફ ખેંચી જાય તે જ વિજ્ઞાન. પરંતુ જે વિજ્ઞાનથી કે વિજ્ઞાનનાં સાધનોથી પરભાવ તરફ ખેંચાણ થતું હોય કે જેનો પર ભાવમાં ઉપયોગ થતો હોય, તે વિજ્ઞાન નથી પણ વિજ્ઞાનાભાસ છે. વિજ્ઞાનનો યૌગિક અર્થ આ છે: વિ એટલે વિશેષ અને જ્ઞાન એટલે જાણવું; અર્થાત્ ઉપર જે કંઈ જણાય છે તે નહિ પણ ઊંડું જાણવું તે વિજ્ઞાન. આથી વસ્તુજ્ઞાન તે વિજ્ઞાન નહિ પણ વસ્તુના ધર્મોનું જ્ઞાન તે વિજ્ઞાન, એમ સિદ્ધ થયું.

ધર્મોનું જ્ઞાન એ મૂળજ્ઞાન છે સ્વરૂપજ્ઞાન છે. વિજ્ઞાતાને સ્વરૂપજ્ઞાન થતાં જ પોતાની મેળે બહારની દૃષ્ટિ આત્માભિમુખ વળી જાય છે. સમસ્ત જગતના જ્ઞાનનું મૂળ તેને આત્મામાં લાધે છે. જેમ એક વિદ્યાર્થીને એકબે કે પચીસ હિસાબ આવડે તોયે તેને જ્યાં સુધી હિસાબો શીખવાની મૂળ ચાવી હાથ ન લાગે ત્યાં સુધી બીજા હિસાબો તો નિત્ય શીખવા જ પડે છે. તેમજ એની મૂળ રીત જે વિદ્યાર્થીને હાથ લાગી ગઈ હોય તેને પછી દાખલા ગણવાની કે શીખવાની મુસીબત ન પડે. એમજ વિજ્ઞાનના જ્ઞાતાને જગતની ચાવી મળી જવાથી વિશ્વજ્ઞાન સહજ થાય છે બહારની ગડમથલમાં તેને પડવું પડતું નથી. સત્યવૃત્તિ અને નિવૃત્તિ અહીં સહજ બની રહે છે.

## ઉપસંહાર

જળાશયની જેમ ગંભીર, પવિત્ર, ઉદાર અને સ્વરૂપમગ્ન બનો. જે કંઈ તમારું છે, તેને જગતની કોઈ સત્તા છીનવી શકશે નહિ. અને જે છીનવી લેવા જેવું હશે તે તમારું નહિ હોય. આટલો અચળ વિશ્વાસ રાખો.

શ્રદ્ધા વિના સમજ નથી, સમજ વિના શાન્તિ કે સમાધિ નથી. સત્પુરુષોનો અનુભવ, આગમવચન અને પોતાની વિવેકબુદ્ધિ એ ત્રણેના સમન્વય પછી સત્પ્રાપ્તિ સારુ પુરુષાર્થ કરવાનો અટલ નિશ્ચય જાગે એ શ્રદ્ધા.

માનસિક દર્દોનું મૂળ વિકલ્પોમાં છે. વિકલ્પવાન પ્રત્યેક સ્થળે શંકાશીલ રહેવાથી શ્રદ્ધાળુ બની શકતો નથી. જે ક્રિયા શ્રદ્ધાયુક્ત નથી, તે ક્રિયા

પ્રાણવિહૂણા નિશ્ચેતન ખોખા જેવી છે. શ્રદ્ધાનું મુખ્ય સ્થાન હૃદય છે. વિકલ્પોનું સ્થાન બાહ્ય મન છે. વિકલ્પ એ શ્રદ્ધાનું મહાન આવરણ છે. જેની શ્રદ્ધા પવિત્ર છે, એને અસમ્યગ્ પણ સમ્યગ્રૂપે પરિણમે છે.

જે બહાર જાગે છે, તે અંદર જાગી શકતો નથી. અનુભવનાં મૂલ્ય મોંઘેરાં છે. કોઈ મરજીવો જ જીવનરત્નાકરમાં ડૂબકી મારી અનુભવનું રત્ન પામે છે.

હિંસક પ્રથમ પોતે હણાય છે અને પછી બીજાને હણે છે. વસ્તુના ધર્મોનું જ્ઞાન એ વિજ્ઞાન.

એમ કહું છું.

લોકસાર અધ્યયનનો પંચમ ઉદ્દેશક સમાપ્ત થયો.

# ષષ્ઠમ ઉદ્દેશક

## સત્પુરુષોની આજ્ઞાનું ફળ

સ્વાતંત્ર્યમીમાંસા નામના ચોથા ઉદ્દેશકમાં આજ્ઞાની અધીનતા બતાવી હતી. અહીં છઠ્ઠામાં આજ્ઞાની આરાધનાનું ફળ સૂચવે છે.

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] પ્રિય જંબૂ! કેટલાક સાધકો પુરુષાર્થી હોય છે પણ આજ્ઞાના આરાધક હોતા નથી. કેટલાક આજ્ઞાના આરાધક હોવા છતાં પુરુષાર્થી હોતા નથી. આ બન્ને સ્થિતિ હે શિષ્ય! તારા જેવા સાધકો માટે ન થાઓ, એમ શ્રી જિનેશ્વરદેવે દર્શાવ્યું છે.

**નોંધઃ**—સદ્‌ગુરુની આજ્ઞા સંબંધમાં ખૂબ ભ્રમ પ્રવર્તતો હોય છે, તેનો આમાં સ્પષ્ટાર્થ છે. "તું બહાર શોધે છે તે બહાર નથી પણ તારામાં છે," એવી અંતઃકરણને દૃઢ પ્રતીતિ કરાવીને પુરુષાર્થી બનવું. એ સદ્‌ગુરુની આજ્ઞાની આરાધના ગણાય. આ માર્ગથી વિપરીત રીતે એટલે કે જેઓ બહાર શોધવા માટે પ્રયત્ન કરી રહ્યા છે, કીર્તિ, માન, પૂજા, ઋદ્ધિસિદ્ધિ કે સમૃદ્ધિ માટે સદ્‌ગુરુશરણ શોધી રહ્યા છે, તેઓ સદ્‌ગુરુદેવની આજ્ઞામાં નથી એમ માનવું. અને જેઓ બાહ્ય કે આંતરિક કશો પુરુષાર્થ નથી કરતા એટલે કે કેવળ વિકલ્પમય જીવન ગાળે છે તેઓ પણ સદ્‌ગુરુદેવની આજ્ઞામાં નથી એમ માનવું. અહીં એક શક્તિનો દુરુપયોગ કરે છે, અને બીજો શક્તિ હોવા છતાં અશક્ત

છે. આ બન્ને સ્થિતિ સાધકને માટે યોગ્ય નથી. અખંડ શ્રદ્ધાની સાથે અખંડ પુરુષાર્થ હોવો ઘટે. નૈસર્ગિક જીવન ગાળનાર પરમપુરુષાર્થી હોય છે. જે સુસ્ત જીવન ગાળે છે, તે પોતે નૈસર્ગિક જીવન ગાળે છે એમ ન કહી શકે.

[૨] ગુરુદેવની દૃષ્ટિબિંદુએ જોવાનું, ગુરુદેવે બતાવેલી નિરાસક્તિએ પ્રગતિ કરવાનું, તેમના આદેશનું બહુમાન કરવાનું, તેમના પર શ્રદ્ધા રાખવાનું અને આ રીતે ગુરુકુળવાસ કરવાનું જેમણે જીવનધ્યેય બનાવ્યું છે, તે અવશ્ય વિજય મેળવીને આત્મદર્શન પામશે. અને એવો આત્મદર્શી પુરુષ કે જેનું મન પોતાના વશથી બહાર નથી અર્થાત્ કે જેણે મન પર પૂર્ણ કાબૂ મેળવ્યો છે તે પુરુષ કોઈ પણ સુંદર કે અસુંદર નિમિત્તોથી પરાભવ પામતો નથી અને તે સમભાવી રહી શકે છે. માટે નિરાવલંબી રહેવા માટે તે સંપૂર્ણ સમર્થ ગણાય.

**નોંધઃ**—ચિત્તના ધર્મોને સંપૂર્ણ રીતે સમજી લઈ મન પર સ્વામીત્વ જમાવ્યા પછી અવલંબનની જરૂર રહેતી નથી. સદ્ગુરુશરણ આ હેતુએ છે. અને અહીં સુધી તેનું મર્યાદાક્ષેત્ર છે, એમ પણ કહી શકાય. આત્મદર્શન પછી મન પર સ્વામીત્વ આવતાં વાર લાગતી નથી. એથી આવા સાધકને અવલંબનની જરૂર નથી.

[૩] પૂજ્ય ગુરુદેવ ! આત્મદર્શન શાથી થાય ? એના ઉત્તરમાં ગુરુદેવ જણાવે છે કે આવું આત્મદર્શન જાતિસ્મરણજ્ઞાનથી, સર્વજ્ઞ પુરુષોના અનુભવી ઉદ્ગારોથી કિંવા બીજા મહાપુરુષોની પાસે સાંભળવાથી થાય છે. માટે પ્રવાદથી પ્રવાદને જાણો.

**નોંધઃ**—પ્રવાદને પ્રવાદથી જાણો એટલે કે દર્શનને દર્શનથી જાણો, એવો અર્થ ટીકાકાર મહાત્માએ કર્યો છે. પણ અહીં અનુભવથી અનુભવને જાણો એવો સૂત્રાશય બેસાડવો વધુ ઠીક લાગે છે. કેટલાક સાધકો ઘણીવાર સદ્ગુરુ કે અનુભવી પુરુષોના અનુભવને પોતાનો અનુભવ માની લઈ સ્વાનુભવ મેળવવાનો પુરુષાર્થ કરતા નથી અને કલ્પનાના આકાશમાં વિના પાંખે ઉડવાનો પ્રયત્ન કરે છે. અથવા કેટલાક સાધકો સદ્ગુરુદેવના પ્રસાદથી બધું મળી જશે એમ માની અજાગૃત રહે છે. આ બન્ને રીતિ સામે આ સૂત્રનો વિરોધ

છે. તે એમ કહે છે કે બીજાનો અનુભવ પોતાનો અનુભવ કદી બની શકે નહિ, અને એવા બીજાના અનુભવે જો સાધક ઊડવા માંડે તો તે પહેલી તકે પાંખ વિનાના પક્ષીની જેમ જમીન પર અથડાઈ પડે. અનુભવ પણ એમ જ કહે છે કે:–કલ્પનાના મિનારા પર ચડેલા સાધકો જ્યારે રચનાત્મક ક્રિયાદ્વારા અનુભવક્ષેત્રમાં યોજાય છે, ત્યારે તેમને મિનારા પરથી નીચે ઊતરી જવું પડે છે અને ત્યારે જ તેમના વિકાસનો મેળ સધાય છે. એમની ક્રિયા અને ભાવના વચ્ચે આકાશ અને પાતાળ જેટલું અંતર પડી જવાથી તેમને વિકલ્પોની ભેખડોમાં ભટકવું પડે છે આથી જ અહીં કહ્યું છે કે "જે કંઈ પ્રાપ્ત કરવાનું છે તે તમારે જ કરવાનું છે." પછી જોઈએ તો એ પ્રયત્ન પૂર્વસંસ્કારોની સમૃદ્ધિ વચ્ચે આવી ગયેલાં વર્તમાન આવરણોને દૂર કરીને કરો કે નવા પ્રયત્નદ્વારા કરો, તે પ્રશ્ન ગૌણ છે.

[૪] માટે બુદ્ધિમાન સાધક "આ બધું સર્વ પ્રકારથી અને સર્વ ક્ષેત્રથી વિવેકપૂર્વક તપાસીને તેમાંનું સત્ય જ જાણે અને સ્વીકારે" એવી અનુભવી પુરુષોની જે આજ્ઞા છે તેનું ઉલ્લંઘન ન કરે.

નોંધઃ—અહીં નિઃસ્પૃહી અને તત્ત્વજ્ઞ પુરુષોની સત્ય સ્વીકારવાની અને જેમાં પ્રત્યેક સાધકનું એકાંત હિત હોય એવી વાત છે. તોયે ત્યાં પણ વિવેકબુદ્ધિથી ગળીને, પ્રથમ જાણી પછી સ્વીકારો એવો સાધકોને નિર્દેશ બતાવ્યો છે. આ પરથી જૈનદર્શનની ઉદારતા તો સ્પષ્ટ જ થાય છે. પરંતુ અહીં એક સિદ્ધાંત એ પણ ફલિત થાય છે કે:—કોઈની આજ્ઞાને કે આગ્રહને વશ થઈ પરાણે સ્વીકારેલી વસ્તુ જીરવી શકાતી નથી, એટલે જ્યાં સુધી સાધક પોતે વસ્તુસ્થિતિ, ક્ષેત્ર, કાળ, ભાવ અને પોતાની શક્તિની મર્યાદાને સમજવાની વિવેકબુદ્ધિ જાગૃત ન કરી શક્યો હોય, ત્યાં સુધી તે સ્વીકારે તોયે તેનું પરિણામ જોઈએ તેટલું સંતોષપ્રદ નથી આવતું.

[૫] (આત્માર્થી જંબૂએ ગુરુદેવને પૂછ્યું કે ભગવન્! આપ કહો છો તે બરાબર છે. પરંતુ જ્યાં અનુભવી મહાપુરુષોની હાજરી ન હોય ત્યાં સાધકે શું કરવું? ગુરુદેવે કહ્યું:– ) જીવાત્મા જે આરામ શોધે છે તે સંયમમાં છે. એટલું સમજીને પ્રત્યેક સાધક જિતેંદ્રિય બની પ્રગતિ સાધે. અને જ્યાં જ્યાં મુશ્કેલી ઊભી થાય ત્યાં તે મોક્ષાર્થી

અને વીર બની' આગમનું એટલે કે સર્વજ્ઞદેવોનાં અનુભવજન્ય વાક્યોનું અવલંબન લઈ સતત પુરુષાર્થી રહે, એમ કહું છું.

નોંધઃ—આ સૂત્રમાં બે વાતોનો ફડચ છે. એક તો ભોગમાં આરામ, મજા કે આનંદ છે, એ બીના અનુભવશૂન્ય છે. ભોગના સંયમમાં જ આરામ છે, એ બીના અનુભવસિદ્ધ હોવાથી સ્પષ્ટ છે. એમ કહે છે.

અહીં સંયમ પ્રચલિત દીક્ષાના અર્થમાં નથી, પરંતુ માનસિક સંયમના અર્થમાં છે. જે જે વસ્તુમાં આનંદ મળતો દેખાય છે તે વસ્તુમાં [illegible] આનંદ નથી પણ વસ્તુ પાછળ જે પરિશ્રમ થયો હોય છે, એ [illegible] હોય છે, તેનો હોય છે. ભોગ તો ઊલટો એ પરિશ્રમ વડે [illegible] આનંદ ક્ષણવારમાં લૂંટી લે છે. આ વાત ખૂબ [illegible] વિચારણીય છે. પ્રત્યેક કાર્ય પાછળ થતો અનુભવ પણ એમ જ કહે છે કે ઇષ્ટની પ્રાપ્તિના પુરુષાર્થમાં જે આનંદ મળે છે તે ઇષ્ટની પ્રાપ્તિ થયા પછી તે સ્વરૂપે નથી રહેતો. સાહિત્યકારોએ આ વસ્તુને ખૂબ [illegible] છે. આપણે પોતે આવું નિત્ય અનુભવીએ છીએ તોયે આ બીનાનો [illegible] વિચાર કોઈ ભાગ્યે જ કરતું હશે! કારણ કે જગત [illegible] છે. સ્વતંત્ર [illegible]-બુદ્ધિ વિના આ વાત સમજાય તેવી નથી. [illegible]

**નોંધઃ**—કોઈ પણ દિશા ખાલી નથી કે જ્યાં પાપના પ્રવાહો ન હોય. એમ કહીને સૂત્રકાર એમ કહે છે કેઃ—અમુક સ્થિતિમાં કે ક્ષેત્રમાં ગયા પછી કર્મબંધન નથી થતું એમ ન માનવું. પરંતુ જો એમ જ હોય તો મોક્ષાર્થીની મુક્તિ જ કેમ સંભવે ? ત્યારે તેનો ઉત્તર મળે છે કે એ પ્રવાહો ઠેરઠેર હોવા છતાં જેનું ચિત્ત તેમને અવકાશ નથી આપતું એટલે કે જે સાધકો તે પ્રવાહ આવવાનાં દ્વારો ખુલ્લાં મૂકતા નથી તેમનામાં એ પ્રવેશી શકતું નથી. જ્યાં આસક્તિ છે, ત્યાં જ તે પેસે છે. એટલે આનો સારાંશ એ કે કોઈ પણ ભૂમિકામાં પહોંચેલો સાધક વૃત્તિ પર પોતાની ચોકી રાખે, ગાફેલ ન બને.

[૭] શાસ્ત્રોનો જાણકાર સાધક સંસારમાં રહેલી ઘૂમરીને જોઈને દૂરથી જ વિરમે.

**નોંધઃ**—જ્ઞાની સાધક વિષયોથી દૂર રહી મર્યાદાપૂર્વક જીવન ગાળતો હોય છે. અને પોતાનું હું અર્થાત્ કે આત્મા આ બહાર દેખાતાં શરીર, ઇંદ્રિયો અને મનથી પર છે, એમ અનુભવતો હોય છે. ત્યારે કેટલીકવાર એ પોતે વિષયોના સાંનિધ્યમાં પણ નિરાસક્ત રહી શકશે એવું માની, અભિમાનથી કે ભ્રમથી અખતરાઓ કરવા પ્રેરાય છે. સૂત્રકાર કહે છે કેઃ—તેવા પ્રયોગો કોઈ ન કરે. પૂર્વઅધ્યાસો કેવલ કલ્પનાથી દૂર થઈ જતા નથી. આત્મા નિર્લેપ છે, એવી કલ્પના કરી લેવી એ કંઈ કઠિન નથી. પણ જ્યારે વિષયોની અનુકૂળતા ઇંદ્રિયોને મળે, અને પૂર્વઅધ્યાસોની ચિત્ત પર પૂર્ણ અસર થાય ત્યારે આત્માને નિર્લેપ રાખવો તે કેટલો કઠિન છે એ તો અનુભવ જ કહી શકે. કલ્પના અને અનુભવ વચ્ચેનો જે મહાન ભેદ છે તે વિચારવાજેવો છે. સંસારના વિષયોને ઘૂમરીની ઉપમા આપી એમ કહે છે કેઃ તેમનાથી દૂર જ રહેવું.

પ્રયોગોનોય આગ્રહ થાય ત્યારે ત્યાં વૃત્તિમાં ઉંડેઉંડે અહંકારક વાસનાનું જોર છે એમ સમજવું. જેને આત્મભાન નથી તેના જ પર આવાં વિભાવિક તત્ત્વો અસર કરે. એટલે આનો સાધક પ્રયોગદૃષ્ટિએ તેમાં યોજાય તોયે પતિત થાય. અને જેને આત્મભાન થયું હોય તેને તો વિષયો તરફ મોહ જ ન થાય. એટલે તેને માટે નિષેધની આવશ્યકતા ન હોય.

[૮] કારણ કે આ પ્રવાહને આવતો અટકાવવા, કર્મબંધનથી મુક્ત થવા જે પુરુષ અભિનિષ્ક્રમણ—ત્યાગમાર્ગ અંગીકાર કરે છે,

તે મહાપુરુષ નિરાસક્ત બનતો જાય છે. (વચ્ચે જે શિષ્ય પૂછે છે કે ગુરુદેવ ! નિરાસક્તિની પરાકાષ્ઠાનું પ્રમાણ શું ? ગુરુદેવ કહે છે કેઃ-) નિરાસક્ત સાધકની પ્રતીતિ એ કે, તે અકર્મા રહે છે—દ્રષ્ટારૂપ બની રહે છે, તે બધું જાણે છે, જુએ છે, પણ વાંચ્છતો નથી. નિરાસક્ત સાધકનું કોઈ પણ કર્મ વાંચ્છાપૂર્વક હોતું નથી. કારણ કે સંસારનાં ગમનાગમનના સ્વરૂપને તે બરાબર જાણે છે. આથી જન્મમરણરૂપ સંસારની ધૂમરીમાં ન ફસાતાં તે સ્વસ્વરૂપમાં મગ્ન રહે છે.

**નોંધઃ**—આ સૂત્રમાં ત્યાગનો ઉદ્દેશ અને તેની નિરાસક્તિ વર્ણવ્યાં પણ નિરાસક્તિને બહાને આસક્તિ પોષવાનો સંભવ ન રહે, તેવો સ્પષ્ટ ખુલાસો પણ સાથેસાથે જ કરી દીધો છે. (નિરાસક્ત સાધક બધું જુએ અને જાણે ખરો, પરંતુ મોહ ને આકર્ષણને વશ થાય નહિ; કારણ કે મુગ્ધ—આકર્ષિત કરે તેવું તત્ત્વ કે જેને વાસનાના બીજ તરીકે ઓળખાવ્યું છે, તે એનામાં ન હોય. આથી એની બધી ક્રિયાઓ સહજ હોવાથી તે અકર્મા ગણાય છે. કારણ કે કર્મબંધનનું કારણ નાશ પામવાથી કર્મો કરવા છતાં તેને બંધન નથી. કર્મબંધનનું મૂળકારણ નાશ થયા પછી કેવળ આત્મરમણતા જ થાય તે સ્વાભાવિક છે. અને એ રીતે શરીર કે જે એના વિકાસ માટે કેવળ સાધનરૂપે હતું એ પણ વિકાસની પરાકાષ્ઠા સધાયા પછી પોતાનું કાર્ય પૂરું થતાં આત્માથી પૃથક્ થાય, એ પણ સ્વાભાવિક જ છે. આમ એ અકર્મા પુરુષનું શરીર પૂર્વકૃત વેગ પૂર્ણ થયે છૂટું થાય; એ આત્મા સહેજે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત બને છે.

[૯] ગુરુદેવને શિષ્ય પ્રશ્ન કરે છે કેઃ-ગુરુદેવ! એ મોક્ષની ભૂમિકાએ ગયેલો આત્મા જે સ્થિતિમાં પ્રવર્તે છે, તેનું સ્વરૂપ વર્ણવવા કૃપા કરો. ગુરુદેવે કહ્યું :-મોક્ષાર્થી જંબૂ! એ સ્વરૂપ વર્ણવવા સારુ કોઈ પણ શબ્દો સમર્થ થતા નથી. જ્યાં મતિ પહોંચી શકે નહિ, તર્કો દોડી શકે નહિ અને કલ્પના ઊડી શકે નહિ, ત્યાં વર્ણન શાં ? પ્રિય જંબૂ! તે ભૂમિકામાં સકલ કર્મરહિત એકલું ચૈતન્ય સંપૂર્ણ જ્ઞાનમય દશામાં વિરાજે છે, એટલું ધારી રાખ.

**નોંધઃ**—એ સ્થિતિ શબ્દવેદ્ય નથી, અનુભવવેદ્ય છે. વાણીનો એ વિષય જ નથી. શુદ્ધ ચૈતન્ય મુક્ત દશાનો જે આનંદ ભોગવે છે, તે આનંદ કલ્પનાથી પર છે, એવો આ સૂત્રમાં ભાવ છે.

[૧૦] આસન્નમોક્ષ શિષ્ય! એ મુક્ત જીવ લાંબો નથી, ટૂંકો નથી, ગોળ નથી, ત્રિકોણ નથી, ચોરસ નથી, મંડળાકાર નથી, કાળો નથી, લીલો નથી, રાતો નથી, પીળો નથી, ધોળો નથી, સુગંધી નથી, દુર્ગંધી નથી, તીખો નથી, કડવો નથી, કસાયેલો નથી, ખાટો નથી, મીઠો નથી, કર્કશ નથી, સુકુમાર નથી, ભારી નથી, હલકો નથી, ઠંડો નથી, ગરમ નથી, ચીકણો નથી, લૂખો નથી, શરીરવાળો નથી, જન્મ ધારણ કરનાર નથી, આસક્તિવાળો નથી, સ્ત્રીરૂપ નથી, પુરુષરૂપ નથી, નપુંસકરૂપ નથી, પણ જ્ઞાતા અને પરિજ્ઞાતારૂપે નિજ સ્થિતિમાં વિરાજે છે.

**નોંધઃ**—વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, આકાર કે તેવું કશું નથી. અર્થાત્ કે જિહ્વાદ્વારા કહેવાનાં જે કંઇ સાધનો જોઈએ તે ક્યાંયે ત્યાં નથી. તે શુદ્ધ ચૈતન્ય જ્યોતિરૂપ અને માત્ર જ્ઞાનમય બની નિજાનંદમાં મસ્ત રહે છે. તે કેવળ અનુભવગમ્ય છે.

[૧૧] ગુરુદેવ! ત્યારે એ સ્વરૂપને કોઈ ઉપમાદ્વારા સમજાવવા કૃપા કરો. પ્રિય જંબૂ! કર્મમુક્ત ચૈતનનું સ્વરૂપ સમજાવવા માટે આ આખા સંસારમાં કોઈ તેવી ઉપમાયે નથી, કારણ કે તે પોતે અરૂપી સ્થિતિમાં છે અને તેને કશી અવસ્થા છે જ નહિ. આથી જ તેનું સ્વરૂપ વર્ણવવા માટે કોઈ પણ શબ્દની શક્તિ કે ગતિ છે જ નહિ. એમ તો મેં પહેલાં જ કહ્યું.

**નોંધઃ**—હમેશાં રૂપની જ ઉપમા આપી શકાય. વળી તદ્દરૂપ પ્રત્યક્ષ દેખાય તેવો એનાથી ભિન્ન બીજો કોઈ પણ પદાર્થ જ નથી, ત્યાં ઉપમા શી રીતે લાવી શકાય? સ્વજાતિની ઉપમા સ્વજાતિથી જ અપાય. સારાંશ કે ચૈતન્યની ઉપમા ચૈતન્યથી જ અપાય, એટલે એ અભેદ છે.

[૧૨] મોક્ષપ્રિય જંબૂ! તે મુક્ત જીવો શબ્દરૂપ નથી, રૂપ-રૂપ નથી, ગંધરૂપ નથી કે સ્પર્શરૂપ પણ નથી.

નોંધઃ—જ્યાં કર્મસંબંધ નથી, ઇચ્છા નથી, પ્રવૃત્તિ નથી, રાગાદિ રિપુઓ નથી કે સંસાર પ્રત્યે પુનરાગમન નથી તે મુક્ત દશા છે.

કર્મસંબંધ ન હોય ત્યાં ઇચ્છાયે ન હોય, ઇચ્છા ન હોય ત્યાં પ્રવૃત્તિ પણ ન જ હોય.

સર્વથા ઇચ્છારહિતપણું એ જ વીતરાગતા. વીતરાગ પુરુષને સંસાર કે તેનાં કાર્યકારણ સાથે કશોય સંબંધ ન હોવાથી તે સંસારી જીવોના ન્યાયાધીશ બનતા નથી કે ફરીથી અવતાર ધારણ કરતા નથી.

જ્યાં જ્ઞાન છે, ચૈતન્ય છે અને તન્મય આનંદ છે, ત્યાં જ તેઓ તેવી સ્થિતિમાં રહે છે.

## ઉપસંહાર

સત્પુરુષોની આજ્ઞાનો આરાધક પરમ પુરુષાર્થી અને સાચો શ્રદ્ધાળુ હોય છે.

જેનું મન વશ છે તે સ્વાવલંબી છે. વૃત્તિવિજય વિના સમતા સાધ્ય થતી નથી.

કલ્પના અને અનુભવ વચ્ચે મહાન અંતર છે. પદાર્થમાંથી મળતો આનંદ પદાર્થોના ભોગનું પરિણામ નથી, પણ પદાર્થપ્રાપ્તિ પાછળની તાલાવેલી અને પરિશ્રમનું પરિણામ છે.

ભોગ આનંદને લૂંટે છે. સંયમ આનંદને સમર્પે છે.

નિરાસક્ત પુરુષ અકર્મા હોય છે. મુક્ત દશા શબ્દનો વિષય નથી. સંસારની આસક્તિને જે જીતે છે તે સાર ખેંચે છે, અને જે આસક્તિને અધીન થાય છે તે સારરહિત બની સંસારમાં સરતો રહે છે.

એમ કહું છું.

લોકસાર નામનું પંચમ અધ્યયન પૂર્ણ થયું.

# ધૂત

૬

પાંચમા અધ્યયનમાં લોકમાંથી સાર ખેંચવાનું સૂચવ્યું, પણ જ્યાં સુધી ચિત્તવૃત્તિ પર કુસંસ્કારોનું જોર હોય—ચિત્તની મલિનતા હોય ત્યાં સુધી સાર શી રીતે ખેંચાય ? ચારિત્ર-ગઠન શી રીતે થાય? અભિમાન તથા મોહની અસરથી કેમ છુટાય? અને સ્વચ્છંદથી દૂર કેમ રહેવાય? આથી ચિત્ત-શુદ્ધિના ઉપાયો બતાવવાનો આ અધ્યયનમાં સૂત્રકાર પ્રયત્ન કરે છે.

ધૂત એટલે ધોઈ નાખવું. જેમ વસ્ત્ર પર કોઈ પણ અન્ય રંગ લગાડતાં પહેલાં તેનો પ્રથમનો લાગેલો રંગ દૂર કરવો પડે છે અને તે દૂર થયા પછી જ બીજા નવીન રંગની ચમક ઊઠે છે, તેમ ચિત્ત પર મલિનતાના લાગેલા સંસ્કારો દૂર થાય તો જ નવીન સંસ્કારો સુરેખ બની શકે. અન્યથા એક યા બીજી રીતે પૂર્વઅધ્યાસો ડખલ કર્યા વિના રહે નહિ. આ રીતે સૌથી પ્રથમ સાધકને માટે ચિત્તશુદ્ધિની ક્રિયા અનિવાર્ય બની રહે છે. આ ક્રિયાનું જૈનદર્શનમાં સંવરકરણી તરીકે સ્થાન છે

# પ્રથમ ઉદ્દેશક

## પૂર્વગ્રહોનો પરિહાર

**પૂર્વગ્રહોમાં પૂર્વના અધ્યાસો, જટિલ કદાગ્રહો અને જડ માન્યતાઓનો સમાવેશ છે. એ બધી ભૂતાવળો જીવન પર એટલી તો સજ્જડ રીતે વળગી ગઇ હોય છે કે આંતર-પ્રકાશ તરફ જતી દૃષ્ટિને પકડી રાખે છે અને મોહના અંધકારમાં ચિત્તને ભમાવે છે.**

[૧] જ્ઞાની પુરુષો આ જગતના માનવોમાં સાચાં નરરત્નો છે, કે જેઓ તત્ત્વને યથાર્થ જાણે છે; અને જગકલ્યાણ માટે કહે પણ છે. આ જન્મ અને મરણરૂપ સંસારનું સ્વરૂપ તેમણે સર્વ પ્રકારે જાણી લીધું છે, અને તેથી જ તેઓ જ્યારે કાંઈ વદે છે ત્યારે જાણે તેઓ કંઈ અદ્વિતીય—અજોડ જ્ઞાન આપતા હોય તેમ લાગે છે.

**નોંધઃ**—જેમણે પૂર્વગ્રહોનો પરિહાર કર્યો છે એવા જ્ઞાની પુરુષોનો સાધકોને આદર્શ આપી સૂત્રકારે અહીં બે ભાવના રજૂ કરી છેઃ–એક તો માનવજીવન પ્રાપ્ત કરીને જેઓ જ્ઞાન માટે પુરુષાર્થ કરી એને મેળવે છે, તેઓ જ મનુષ્યહક્ક તરીકે પ્રાપ્ત થયેલાં સાધનોનો પૂર્ણ સદૂપયોગ કરી શકે છે, એમ કહી શકાય. અને બીજી ભાવના એ છે કેઃ–જ્ઞાની પુરુષોનાં વચનો સ્વાનુભવથી પૂર્ણ હોવાથી તે નવીન લાગે છે અને અંતઃકરણને અસર પણ ઉપજાવી શકે છે. નવીન એટલા માટે લાગે છે કે તેઓ પોતાના અનુભવથી કંઈક જુદું જ કહે છે. અને તેથી રૂઢિગત માનસથી કેટલીક વાર તે પચાવી પણ શકાતું નથી. તોયે કંઈક .અદ્‌ભુત લાગતું હોઇ તે જ્ઞાન રુચિ જન્માવી શકે છે. આમ કહી સૂત્રકાર એમ કહેવા માગે છે કેઃ–જ્ઞાની પુરુષોની આ વિચિત્રતાને જોઈ કોઈ દ્વેષ પણ ન લાવે, તેમજ આંધળો ભક્ત પણ ન બને, પરંતુ તેઓની શિક્ષાને જીવનમાં ઉતારવા સાચો

પ્રયત્ન કરે. તે કિરણ નવું લાગે તોયે પોતાની શક્તિ અનુસાર તેને પચાવે. કારણ કે તેમનાં વચનો સંસારસ્વરૂપના પૂર્ણ અનુભવ પછી નીકળેલાં હોઈ એ વચનોમાં અનુપમ પ્રેરણાશક્તિ હોય છે, અને તેઓ જે કંઈ કહે છે એમાં જગકલ્યાણના સાત્વિક હેતુ સિવાય કોઈ પણ અન્ય હેતુ હોતો નથી.

[૨] વહાલા જંબૂ! જોકે જ્ઞાની પુરુષ ત્યાગમાર્ગ તરફ વળેલા, હિંસક ક્રિયાથી નિવર્તેલા, બુદ્ધિમાન અને સમાધિને ઇચ્છનારા સુપાત્ર સાધકોને જ મુક્તિનો માર્ગ બતાવે છે, તોયે તે માર્ગ તે પૈકીના જેઓ મહાવીર હોય છે તેઓ જ તે પચાવી શકે છે, અને પચાવીને પરાક્રમવંત બની શકે છે. બાકી તો આ તરફ જો; બિચારા ઘણાયે સંયમની દીક્ષા પામેલા સાધકો પણ આત્મભાનથી પરવર્તી બની— વિભાવને વશ થઈ, અવળે માર્ગે લથડતા દષ્ટિગોચર થાય છે.

**નોંધઃ**—સાધકની બીજી અનેક યોગ્યતાઓ હોવા છતાં જેનામાં મહાવીરતા—સાચું વીરત્વ નથી હોતું, તે ત્યાગને પચાવી શકતા નથી, એમ કહી અહીં શક્તિની જ કેવળ પૂજા બતાવી છે. શક્તિ વિના શુદ્ધિ શક્ય નથી. શક્તિમાન જ વિકલ્પોને રોકી શકે અને અર્પણ થઇ શકે. અન્ય પક્ષે એમ પણ કહેવા માગે છે કેઃ–મુક્તિમાર્ગ પણ તેના અધિકારીને બતાવી શકાય. શક્તિહીનને જે કાંઈ અપાય તે ઉત્તમ હોય તોયે અપથ્ય નીવડે. મિષ્ટાન્ન સુંદર હોય તોયે તે દર્દીને ન આપી શકાય, નીરોગીને જ અપાય. તેમ જ ત્યાગ પણ સિંહણના દૂધ સમો છે. સોનાનું પાત્ર જ તેને જીરવી શકે અને તેનો સંસર્ગ ઝીલી શકે. જે ત્યાગમાં આત્મભાન નથી તે ત્યાગ બોજારૂપ બને, એમ પણ અહીં ફલિત થાય છે. ત્યાગરુચિ, અહિંસ ભાવના, વિવેકબુદ્ધિ અને સમાધિની પિપાસા એ ચાર ગુણો ધરાવનાર જ મુક્તિમાર્ગને આરાધી શકે. પૂર્ણત્યાગ એને જ પચે. આત્મવિશ્વાસમાં અડોલ પણ એવો વીર જ રહી શકે.

આત્મવિશ્વાસ ગયો એટલે વિકલ્પો, ખેદ, શોક, ચિંતા અને પરિતાપ, એ બધું આવે જ. અને આત્મવિશ્વાસ આવે એટલે એ બધું પલાયમાન થઈ જાય, અને વિચાર, વિવેકબુદ્ધિ, વૈરાગ્ય, જાગૃતિ, ત્યાગ, અર્પણતા, અને નિરાસક્તિ એ બધું ક્રમશઃ જન્મે. એટલે સૌથી પ્રથમ આત્મવિશ્વાસ સર્વાંગે દૃઢ કરવો જોઈએ.

[૩] જિજ્ઞાસુ જંબૂએ પૂછયુંઃ-ગુરુદેવ! આત્મભાન ચુકાય એટલે એ સાધકના સંયમના જે પૂર્વસંસ્કારો હોય તે ક્યાં ચાલ્યા જતા હશે?

પ્રિય જંબૂ! આત્મભાન ચુકાય એટલે બહારના પદાર્થો ઉપર આસક્તિ જાગે અને આસક્ત જીવને પોતાના સુસંસ્કારોની સ્મૃતિ તે સમયે નષ્ટ થાય. આ વાત નીચેના દૃષ્ટાંતથી સમજાશે. સાંભળ! સેવાળથી વ્યાપ્ત એવા કોઈ જળાશયમાં રહેલો કાચબો દૈવાભિયોગે સેવાળ ખસી જવાથી સપાટી પર જવાના માર્ગને શોધી કાઢે, પણ તેવામાં જળની સપાટીથી નીચે જઈ ત્યાં જ આસક્ત બની જાય અને અજાગૃત બનીને ઉપર ન આવે અને તેટલામાં જ જળાશયનું જળ ફરીથી સેવાળ તથા કમળપત્રોથી છવાઈ જાય, તો પેલા કાચબાને પાણીની સપાટી પર આવવા સારુ માર્ગ મળવો મુશ્કેલ થાય છે; તેમ જ આ જીવાત્માને જ્યારે સંસારરૂપી જળાશયમાં આસક્તિનું ગાઢ આવરણ આવે છે, ત્યારે તેમાંથી બહાર નીકળવાનો માર્ગ મળવો તેને માટે દુઃશકય બને છે.

નોંધઃ-અહીં આત્મભાન થયા પછી પણ સતત જાગૃતિ રાખવાનું સૂચન છે. અને તે યોગ્ય છે. પૂર્વઅધ્યાસોની અસર સહજસહજ નાબૂદ થવી શકય નથી. કારણ કે અનંતજન્મોમાં અનંત કાળથી તે અસરોને જુદી-જુદી રીતે પોષણ મળ્યા કર્યું છે.

જ્યાં સુધી જ્ઞાનના સંસ્કાર સુદૃઢ રીતે ફરીવાર ચિત્ત પર સ્થાપિત ન થાય, ત્યાં સુધી જીવાત્માને નિમિત્ત મળતાં પૂર્વવેગમાં ખેંચાઈ જવાની તક મળે છે અને તરત જ મોહનાં અંધારાં આડાં ફરી વળે છે. આવા પતનની પછાટ જબરી લાગે છે. ઘણા સાધકો સહેજ અસાવધતા કે બેદરકારીથી એટલા તો પટકાઈ પડે છે કે-પછી ઊભા થવું તેને માટે મુશ્કેલ થઈ પડે છે. એથી પ્રત્યેક પળે જાગૃત રહેવું, પ્રત્યેક ક્રિયા વિવેકબુદ્ધિને જાગૃત રાખીને કરવી, અને ફળની આસક્તિ પણ છોડી દેવી; એ વસ્તુ સ્મૃતિમાં રાખવા યોગ્ય છે.

(૧) વિવેકબુદ્ધિ વાપરવા માટે ટૂંકમાં આ ત્રણ બાબતો વિચારવી જરૂરી છે. હું કરું છું એ ક્રિયા મારાથી બની શકે એવી છે કે નહિ? મારી ર

બહારની તો નથી ને ? કારણ કે ગજાવગર ક્રિયા કરવા જતાં ઘણીવાર અધવચ લટકી રહેવું પડે છે. તેથી ક્રિયા સુંદર હોય તોયે પોતાની શક્તિ વિચારીને કરવી ઘટે.

(૨) હું કરું છું એ ક્રિયામાંથી હું ઇચ્છું છું તે ધ્યેય ફલિત થશે કે નહિ ? કારણ કે ધ્યેયશૂન્ય ક્રિયામાં ઉત્સાહ, શક્તિ, કે હિમત સાંગોપાંગ ટકતાં નથી, અને એથી જ એ ક્રિયા પણ સફળ નીવડતી નથી. સારાંશ કેઃ– પ્રત્યેક ક્રિયાની પાછળ કંઈક સ્પષ્ટ ધ્યેય હોવું જ જોઈએ.

(૩) હું કરું છું તે ક્રિયા મારું કે કોઈ બીજાનું અનિષ્ટ તો નથી કરતીને ? ઘણી ક્રિયાઓ દેખાવમાં સુંદર, પોતાની શક્તિથી સાધ્ય તથા થોડું ઇષ્ટ આપનારી હોય છે તોયે જે ક્રિયાનું પરિણામ અતિ અનિષ્ટજનક હોય છે તે ક્રિયા હાથ ન ધરવી ઘટે.

આટલી સામાન્ય વિચારણા જો સ્થિરબુદ્ધિથી કરવામાં આવે તો ઘણી અનર્થકારી ક્રિયાઓ કરતાં બચી જવાય. અને એ રીતે કરેલી ક્રિયાને વિવેકબુદ્ધિપુરઃસરની ક્રિયા કહેવાય.

[૪] (કેટલાક સાધકો સાધનામાર્ગમાં જોડાયા છતાં બીજા બધા ગુણોનો વિકાસ કરે છે કે કરવા મથે છે, પણ પૂર્વગ્રહને છોડી શકતા નથી. ભગવાન સુધર્માસ્વામી કહે છે કેઃ–સૌથી પ્રથમ સાધના-માર્ગમાં જોડાયેલા સાધકે પૂર્વગ્રહોને છોડી દેવા જોઈએ. કારણ કે વિકાસમાર્ગમાં મોટામાં મોટી બાધા તે દ્વારા જ ઊભી થાય છે. આવું સાંભળ્યા પછી પણ સમજદાર સાધકોય કેટલીકવાર પૂર્વ-પકડ છોડી શકતા નથી તેનાં કારણો આ છેઃ– ) પ્રિય જંબૂ! વૃક્ષો જેમ અનેક સંકટો પડવા છતાં પોતાનું સ્થાન છોડવા સમર્થ હોતાં નથી, તેમ તેવી કોટીના જીવો જુદાંજુદાં કુળોમાં, ક્ષેત્રોમાં યોજાઈને વિવિધ પ્રકારના વિષયોમાં આસક્ત બની, પૂર્વઅભ્યાસોમાં ફસાયેલા હોવાથી તેમાંથી ખસી શકવા માટે સમર્થ રહેતા નથી. અને પરિણામની ભયંકરતાનો તે બાળજીવોને અનુભવ નહિ હોવાથી જ્યારે તેનું દુઃખદ પરિણામ આવે છે ત્યારે તેઓ રુદન કરવા માંડે છે. આવા જીવો બિચારા "દુઃખનું મૂળ પોતાનાં જ કર્મ છે" તે વાતથી અજ્ઞાન

હોઈ તે દુઃખમાંથી પણ છૂટી શકતા નથી–કર્મમુક્તિ મેળવી શકતા નથી.

**નોંધઃ**—આ સૂત્રમાં પૂર્વગ્રહનું કારણ બતાવ્યું છે. પૂર્વગ્રહ એટલે પૂર્વની દૃષ્ટિની પકડ કે જે અનેક પ્રકારની હોય છે. પોતે જે કુળમાં જન્મ્યા હોય, તે કુળની પકડ, ધર્મની પકડ, માન્યતાની પકડ, વ્યવહારની પકડ વગેરે. આવી પકડોનું કારણ સંકુચિતતા હોય છે. વૃક્ષોની ઉપમા આપી સૂત્રકાર એમ કહેવા માગે છે કેઃ–વૃક્ષને દુઃખ પડયે સ્થાન ફેરવવાની ઇચ્છા થાય, તોપણ તે એના હાથની વાત નથી. તે જ રીતે ઘણા સાધકોને પોતાની પકડના ફળનો જ્યારે દુઃખદ અનુભવ થાય છે, ત્યારે દુઃખથી ડરીને તે પકડ છોડી દેવાની મનોદશા સેવે છે ખરા; પણ ફરીથી જ્યાં એવો પ્રસંગ આવે છે ત્યાં તે જ ભૂલ ફરીથી કરી નાખે છે. આમ થઈ જવાનાં બે કારણો છે. એક તો શક્તિની ઊણપ અને બીજું વિચારનો અભાવ. આથી જ તેઓ વૃત્તિને અધીન બની ગયેલા હોય છે. સાધનામાં આ એક મોટી ત્રુટિ ગણાય.

આ રીતે આગળ વધેલા ગણાતા સાધકો પણ એક યા બીજા પ્રકારે પૂર્વગ્રહમાં પડી મહાન અનર્થ કરતા હોય છે. આમાં તે સાધકને માત્ર વ્યક્તિગત જ નહિ, બલકે ઘણી વાર તો સમાજગત પણ નુકસાન થાય છે. તેમાંય બીજી પકડો કરતાં સાંપ્રદાયિકતામાં માનેલા ધર્મની પકડ માનવ-સમાજને વધુ પીડી શકે છે. કારણ કે તે પકડ જગકલ્યાણના સુંદર બૂરખા નીચે પુરાયેલી હોઈ ભોળી જનતાને વધુ આકર્ષે છે અને જાળમાં લઈ શકે છે. માટે સાધક કોઈ પણ પ્રકારની પકડને પોતાના ચિત્ત પર સ્થાન ન આપે અને પૂર્વની ભૂલથી દાખલ થઈ ગઈ હોય તો પહેલી તકે તેને દૂર કરવાની શક્તિ અને વિવેક કેળવે. પૂર્વગ્રહોની આ વાતમાં ઘણા સાધકોને અતિશયોક્તિ લાગવાનો સંભવ રહે છે ખરો. પણ તે પકડ ધીમેધીમે સાધનામાં કેવી ડખલ ઉત્પન્ન કરે છે તેનો અનુભવી જનોને પૂર્ણ અનુભવ હોવાથી જ તેઓ તે માટે ચોંકાવે છે.

[૫] હે જંબૂ! જો આ તરફ દૃષ્ટિ ફેંક. આ જુદીજુદી યોનિઓમાં, જુદાંજુદાં કુળોમાં મમત્વને લઈને કર્મની પકડને લઈને જીવો ઉત્પન્ન થયા છે.

નોંધ(—જુદાંજુદાં સાધનો, વિવિધ આકારો, ભિન્ન યોનિઓમાં થતા જન્મો, એવી જીવમાત્રની જે વિચિત્રતા આ સંસારરૂપી નાટકશાળામાં દેખાય છે તેનું ઈશ્વર કે બીજી કોઈ શક્તિ નિર્માણ કરે છે એ વાત કેવળ બુદ્ધિના સમાધાન અર્થે સમજાવવા પૂરતી છે. સૂત્રકાર કહે છે કે ખરી વાત તો એ છે કેઃ–જીવો પોતે જ પોતાની કર્મરૂપી પકડને લઈને જ્યાં જવું હોય ત્યાં જઈ શકે છે. "એટલે અમે શું કરીએ, ઈશ્વરે અમને એવા બનાવ્યા" એવું કહી રુદન કરવું એ નિર્બળતાને છુપાવવાનું આશ્વાસન માત્ર છે. જે કાંઈ નિર્માણ થયું છે એ પોતાનાં જ પુર્વે કરેલાં કર્મોનું પરિણામ છે; આકસ્મિક કશું થયી. હજુ પણ વર્તમાન કર્મો પર સાવચેતી રખાય તો ભાવી શુદ્ધિ પોતાના જ હાથમાં છે. એટલે વર્તમાન દશા પર રુદન કરવા કરતાં ભવિષ્યની શુદ્ધિ માટે વર્તમાનમાં જાગૃત રહેવું એ ઉત્તમ છે.

જીવમાત્રમાં અનંત શક્તિ છે. માનવને તો સ્વતંત્ર વિચારશક્તિ અને પુરુષાર્થની સ્વાધીનતા પણ છે. એટલે વર્તમાન જીવનસુધાર પર વધુ લક્ષ આપવું અને પૂર્વે કરેલાં કર્મોનાં દુઃખદ પરિણામોને સમભાવે સહેવાની સહિષ્ણુતા કેળવવી. આ બે સાધનોથી કર્મ સાથે લડવું રહ્યું. જેઓ ભૂલો કરી ભૂલોનું પરિણામ ભોગવતી વખતે રડ્યા કરે છે તે ભૂલોને દૂર કરવાને બદલે બીજી અનેક ભૂલો કરી નાખે છે.)

[૬] પ્રિય જંબૂ! જે ક્રિયાઓ વગરવિચાર્યે વાસનાને પૂર્વગ્રહોને અધીન થઈને થાય છે, તે ક્રિયાનાં ફળો અતિ ભયંકર હોય છે. તેવા જીવને માનસિક પીડા ઉપરાંત શારીરિક પીડા ઉત્પન્ન કરનારાં દર્દો પણ થાય છે જેવાં કેઃ—કોઈને ગંડમાળાનો રોગ થાય છે, કોઈને કોઢ નીકળે છે, કોઈને ક્ષય રોગ થાય છે, કોઈને ગાંડપણ કે સનેપાત થાય છે, કોઈને આંખોનો રોગ તો કોઈને શરીરની જડતાનો રોગ, કોઈને હીણા અંગોનો દોષ તો કોઈને કૂબડાપણાનો દોષ, કોઈને પેટનો રોગ તો કોઈને મૂંગાપણું, કોઈને સોજાનો રોગ તો કોઈને અતિક્ષુધાની વેદનાનો રોગ, કોઈને કંપ રોગ તો કોઈને પીઠ વળી જવાનો રોગ, કોઈને શ્લીપદ (પગ વાળી જ ન શકે તેવા કઠણ થઈ જાય તે)નો રોગ, તો કોઈને મીંડા

પ્રમેહ આ રીતે સોળ તો મહાન રાજરોગો અને તે સિવાય અનેક શૂળ વગેરેની પીડાઓ, જખમો અને બીજાં ભયંકર દર્દો થાય છે. આ દર્દોની પીડાઓથી શરીરની ક્ષીણતા અને માનસિક પીડા રહ્યા કરે છે, તેમ જ પિલાઈને છેવટે મૃત્યુ પણ થાય છે. વળી જેમને જીવનભરમાં રોગો થતા નથી તેવા દેવ વગેરે જીવોને પણ જન્મમરણ તો છે જ; કારણ કે કર્મ કદી અફળ જતાં નથી. માટે શાણા સાધકો! કર્મનાં ફળોને જાણીને કર્મના ઉચ્છેદન તરફ જ દૃષ્ટિ રાખો.

[૭] પ્રિય જંબૂ! રોગ, જન્મ અને મરણ સિવાય, સુખ, દુઃખ, ભય, શોક, અનિષ્ટનો સંયોગ, ઇષ્ટનો વિયોગ વગેરે બધી સ્થિતિઓનો આધાર પણ કર્મોનાં ફળ ઉપર છે. સાંભળ, કર્મવશાત જ જીવો (જ્ઞાનચક્ષુ બિડાઈ જવાથી અજ્ઞાનતિમિરને લઈને) અંધ થઈને–આંધળાની માફક ઘોર કર્મ કરીને ઘોર અંધકારમય (નરકાદિ હલકી યોનિઓમાં) સ્થળોમાં વારંવાર જન્મે છે, અને દારુણ દુઃખ ભોગવે છે, એમ જ્ઞાની પુરુષોએ અનુભવપૂર્વક કહ્યું છે.

નોંધઃ–કાર્યમાત્રનું કારણ હોય છે. કારણ વિના એક નાનું પણ કાર્ય થઈ શકતું નથી. એ એક વિશ્વનો અચૂક અને અટલ નિયમ છે. અમુક જીવને જીવનમાં અમુક જ યોનિ, ક્ષેત્ર, સ્થળ, જાતિ, કુળ, કુટુંબ કે માતાપિતાને ત્યાં જન્મ લેવો પડે છે તે ક્રિયાની પાછળ એ જીવનાં પૂર્વકારણો સંકડાયેલાં હોય છે જ; જોકે એ પોતે પોતાનાં પૂર્વકર્મોને જોઈ શકે એવી પરિસ્થિતિમાં ન હોય, ત્યાં સુધી એને પોતાનાં જ કાર્યોનું આ પરિણામ છે એવું ચોક્કસ ભાન ન હોય એ બનવાયોગ્ય છે. ઘણીવાર તો વર્તમાન કર્મોના પરિણામનું પણ ભાન ન હોય એવુંય ઘણા માટે બને છે. પણ તેથી શું? જે ક્રિયા થઇ જાય છે, તે ફળ તો આપે જ છે; પછી તે ભાનપૂર્વક થઈ હોય કે અજાણતાં થઈ હોય.

જીવનકાળમાં રોગ, જન્મ, જરા અને મરણ એટલાં જ માત્ર દુઃખો નથી હોતાં. પળે પળે આપણી સામે ઉપસ્થિત થતા અનેક પ્રશ્નોનું મૂળકારણ કર્મ છે. અને તે આપણે જ કરેલાં કર્મના પરિણામરૂપે છે. સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ એવા કર્મના મુખ્ય ત્રણ વિભાગો જૈન આગમમાં

વર્ણવાયા છે. સંચિત એટલે એકત્રિત થયેલાં કર્મો કે જે હજુ ઉદયમાં આવવા માટે તૈયાર થયાં હોતાં નથી. પ્રારબ્ધ એટલે ઉદયમાં આવવાની તૈયારીવાળાં કર્મો કે જેમને આપણે ભાવિ તરીકે પણ ઓળખીએ છીએ, અને ક્રિયમાણ એટલે વર્તમાન કરાતાં કર્મો.

ઉપરનાં બન્ને સૂત્રો પરથી જે જીવાત્મા કર્મનો કર્તા છે, તે જ કર્મોનાં ફળોનો ભોક્તા છે એવો સિદ્ધાંત પણ ફલિત થાય છે. અને એથી પુનર્જન્મનું સહેજે સમર્થન થઈ રહે છે.

[૮] એ ઇન્દ્રિયાદિ જીવો, સંજ્ઞી પંચેન્દ્રિયાદિ જીવો, જળકાયના જીવો, જળચર જંતુઓ તથા પક્ષીઓ એ બધા એકમેકને (પરસ્પરને) દુઃખ આપતા રહે છે.

[૯] આ રીતે વિશ્વમાં મહાભય પ્રવર્તે છે.

[૧૦] સંસારમાં ફસાયેલા જીવોનાં દુઃખની કંઇ પરિસીમા જ નથી.

[૧૧] આટલું જોવા જાણવા છતાંયે મૂઢ મનુષ્યો કામભોગોમાં સતત આસક્ત બની નિઃસાર અને ક્ષણભંગુર શરીરના (માની લીધેલા મૃગજળ સમાન) સુખને અર્થે પાપકર્મ આચરી પોતાની મેળે જ દુઃખી થાય છે.

**નોંધઃ**—પ્રથમ તો સૂત્રકારે ૮મા અને ૯મા સૂત્રમાં "जीवो जीवस्य भक्षकः" એ માન્યતાની ભયંકરતા વર્ણવીને ઉંદર, બિલાડી, કૂતરા, મૃગ, સિંહ એમ જે એકબીજા જીવો ભક્ષણબુદ્ધિથી એકબીજા પ્રત્યે જીવે છે અને એથી જ પરસ્પર ભયગ્રસ્ત રહે છે એનું કારણ અજ્ઞાન છે એમ સમજાવ્યું છે. જીવમાત્રમાં ભયનું એક પ્રકારનું વિશિષ્ટ સ્થાન હોય છે. તેનું કારણ તેના હૃદયમાં રહેલી હિંસકવૃત્તિ જ છે. જેટલે અંશે હિંસકવૃત્તિ નષ્ટ થાય તેટલે જ અંશે તે જીવ નિર્ભય બને. અહિંસક જ નિર્ભય હોઈ શકે, અથવા તો નિર્ભય જ અહિંસા પાળી શકે. માનવ પાસે બુદ્ધિબળ અને શરીરરચના એવી સુંદર છે કે:–તે પોતે નિર્ભય બની શકે. પરંતુ જ્યાં સુધી આસક્તિ અને પૂર્વગ્રહોનો પડદો આડો હોય ત્યાં સુધી આત્મશ્રદ્ધા ક્યાંથી આવે? મનુષ્ય જેટલો ભયભીત તેટલો જ તે વહેમી, લાલચુ અને પામર

બને. આવી જાતના મનુષ્યો પોતાની જ ભ્રાન્તિથી પોતે ભયની ભૂતાવળો ઊભી કરે છે. અને પછી દૂરથી જોતાં જ ત્રાસીત્રાસીને બરાડા પાડે છે અને શાન્તિને શોધવા બહાર ફાંફા મારે છે. પણ મહાપુરુષો કહે છે કે:– પોતે જ પોતાનો રક્ષક બની શકે એમ છે. જે ભય કે દુ:ખ બહાર દેખાય છે તે બહારથી નથી જન્મ્યું પણ તેનું મૂળકારણ અંદર છે.

[૧૨] છતાં વિવેકહીનતાને લીધે બહુ દુ:ખને પામનારા એ બિચારા અજ્ઞાની જીવો પોતાની ભૂલને પરિણામે શારીરિક અને માનસિક રોગો ઉત્પન્ન થાય ત્યારે ખૂબ ચિંતાતુર બની તેનું મૂળ (અંદર) ન શોધતા બહાર બીજાં નિમિત્તો કે જીવો સામે ક્રૂર બની જાય છે. કેટલીકવાર ચિકિત્સા કે પ્રતિકાર માટે તે બીજા જીવોની હિંસા કરી નાખે છે, અથવા પરિતાપ ઉપજાવે છે.

[૧૩] પરંતુ તેવી પ્રતિક્રિયાથી કંઈ (કર્મોદય હોવાથી) રોગો તો મટતા જ નથી. માટે હે મુનિ સાધક ! તેવી પાપી વૃત્તિ તું ન કરીશ. પોતાના સ્વાર્થ માટે પરને પીડવા એ મહાભયંકર વસ્તુ છે. માટે મુનિ સાધક પરને પીડા થાય તેવું કર્મ કદીયે ન કરે.

**નોંધ:**—મૂઢતાને લીધે મૂઢ પણ દુ:ખથી તો ત્રાસે જ છે, દુ:ખ દૂર કરવા વલખાં પણ મારે છે. તોયે દુ:ખ નિવારવાના મૂળકારણને ન સમજવાથી દુ:ખને નિવારવા જતાં બીજાં દુ:ખો ઊભાં કરે છે. અહીં સૂત્રકાર અજ્ઞાનીની ચેષ્ટા વર્ણવીને જ્ઞાની સાધકને ચેતાવે છે કે:–તું તેવું ન કરીશ. ક્રોધ, માન, માયા, લોભ, રોગ, દુ:ખ કે જે કંઈ આવે છે તે બહારથી નથી આવતું. માટે બહાર લડવું છોડી આંતરિક યુદ્ધ કરો. જેઓ બહારના વૈરીને મારે છે, તે વૈરીને નથી મારતા પણ પોતાને મારે છે. કારણ કે વૈરનું શમન વૈરથી નથી થતું, પ્રેમથી થાય છે. વિશ્વબંધુત્વ કેળવવું એ જ સર્વ દુ:ખોની મુક્તિનો સરળ ઉપાય છે. અને વિશ્વબંધુત્વ ત્યારે જ સધાય કે જ્યારે સાધક ફૂલ જેવો હળવો અને સુગંધમય બની સૌને આકર્ષી શકે.

[૧૪] (ભગવન્ ! આપે ચિત્તશુદ્ધિના અનેક ઉપાયો વર્ણવ્યા, તેમાંના પ્રત્યેક સાધક આચરી શકે તેવા સરળ અને સર્વોત્તમ ઉપાય કયા ? તે કૃપા કરીને કહો ! એ સાંભળી ગુરુદેવ બોલ્યા:

માર્ગના મુમુક્ષુ! ધ્યાનપૂર્વક સાંભળ. હું તને પૂર્વકૃત કર્મોને નિવારવાનો ઉપાય બતાવું છું.) આ સંસારમાં ઘણાયે સંસ્કારી જીવો પોતે કરેલાં કર્મોની પરિણતિ ભોગવવાને તે તે કુળોમાં (ભિન્નભિન્ન સ્થળે) માતાપિતાના શુક્રવીર્યના સંયોગથી ગર્ભરૂપે આવ્યા, ક્રમપૂર્વક પરિપક્વ વયના થયા, અને પછી પ્રતિબોધ પામી ત્યાગ અંગીકાર કરીને અનુક્રમે મહામુનિ તરીકે પ્રસિદ્ધ થઈ ગયા છે.

નોંધ:—અહીં ત્યાગ એ જ હળવા ફૂલ જેવા થવાનો સર્વોત્કૃષ્ટ ઉપાય બતાવ્યો છે. પરંતુ તે ત્યાગનો હેતુ શો? એ વાત પણ એટલી જ વિચારવા યોગ્ય છે. બોધ પછી જ ત્યાગ જાગે, એ વાત પણ અહીં સાથેસાથે જ સૂત્રકાર કહી નાખે છે. એટલે કે એ ત્યાગ પણ ક્રમપૂર્વક અને યોગ્યતા પછી જ ઉદ્‌ભવવો જોઇએ. એ બતાવવા હવે આગળનું સૂત્ર વર્ણવે છે.

[૧૫] જ્યારે એવા વીર પુરુષો ત્યાગમાર્ગે જવા તૈયાર થાય છે ત્યારે એમનાં વલણની સાચી કસોટી થાય છે. એમનાં માબાપો સ્ત્રી તથા પુત્રાદિ (મોહજન્ય પૂર્વસંસ્કારોને ઉત્તેજિત કરે તેવાં પ્રલોભનો ખડાં કરી) શોક કરતાં કરતાં કહે છે કેઃ—અમે તમારી ઇચ્છા પ્રમાણે વર્તનારાં અને તમારાં પ્રીતિપાત્ર છીએ. માટે આવા સ્નેહસંબંધને છોડીને ત્યાગી થવું યોગ્ય નથી. જેઓ સ્નેહને અવગણીને માબાપને છોડી દે છે તે કંઈ આદર્શ મુનિ ન ગણાય, અને તેવો મુનિ સંસારની પાર પણ જઇ શકે નહિ.

નોંધ:—અહીં એવો ભાવ પ્રદર્શિત થાય છે કે—માતાપિતાના પ્રેમ અને ઋણાનુબંધોને યથાર્થ જાણીને જે સાધક સાચા વૈરાગ્યપૂર્વક માતાપિતાના હૃદયને જીતીને અર્થાત્ કે પોતાના સચ્ચારિત્રની છાપ પાડીને ત્યાગ અંગીકાર કરે છે, તે જ સાંગોપાંગ પાર ઊતરી શકે છે. જે ગૃહસ્થાશ્રમમાં પણ આદર્શ નથી, તે ત્યાગ જેવો મહાભાર શી રીતે વહી શકે?

જૈનદર્શનમાં ગૃહસ્થ સાધક અને ભિક્ષુ સાધક બન્નેને માટે ત્યાગ પ્રતિ પૂર્ણ ભાર આપ્યો છે. તેની પાછળ તત્ત્વ છે. નિરાસક્તિની સાધના પદાર્થોના ત્યાગ વિના સંપૂર્ણ રીતે સફળ થવી કઠિન છે. એવો કૈંક જ્ઞાનીઓએ અનુભવ કર્યા પછી ત્યાગમાર્ગનું વલણ વિકાસના માર્ગ તરીકે સ્વી-

કારાયું છે. ભોગ અને નિરાસક્તિ એ બન્ને સાથેસાથે તો કોઈ અપવાદિત અસાધારણ વ્યક્તિને જ સહજ હોઈ શકે. એટલે ત્યાગ આવશ્યક છે. ત્યાગમાર્ગે જવું એટલે આસક્તિનાં નિમિત્તોથી પર રહી નિરાસક્તિની સાધના કરવાનો પ્રયત્ન કરવો.

તેથી અહીં માતા, પિતા, સ્ત્રી, સ્નેહી કે કુટુંબીજનના વાસ્તવિક સ્નેહને અવગણવાની વાત નથી. તેમ ઘૃણાજન્ય સંબંધત્યાગની યે વાત નથી. કારણ કે તેવો ત્યાગ આવેશ જતાં જ વિરમી જાય છે. વળી જે સાધક ઋણાનુબંધ અને કર્તવ્ય ખાતર જ સ્નેહસંબંધ રાખે છે, તે સ્નેહ સ્વ કે પર કોઈનું પતન કરતો નથી. પરંતુ જે સ્નેહ કર્તવ્યના બહાના નીચે કેવળ મોહ અને વાસનાની વૃદ્ધિ કરતો હોય છે તે પોતાનો અને પરનો કશો વિકાસ સાધી શકતો નથી. અહીં સંબંધત્યાગની વાત મોહત્યાગની ભાવનાને અનુલક્ષીને છે. તે રહસ્યને રખે કોઈ અવગણી નાખે! તેથી જ હવે સૂત્રકાર ભાખે છે કેઃ—

[૧૬] આવે વખતે જે પરિપક્વ વૈરાગ્યવાળો સાધક હોય છે તે (તેઓના મનનું યથાર્થ સમાધાન કરીને) મોહથી પૃથક્ રહી શકે છે. તેના હૃદયમાં આત્મવિકાસની દૃઢ પ્રતીતિ હોવાથી તે મોહજન્ય સંબંધમાં રાચી શકતો જ નથી. દરેક સાધકે આ વાત ચોકસ રૂપે જાણીને આવા વિવેકની ઉપાસના કરતાં શીખવું જોઈએ.

**નોંધઃ**—આ સૂત્રમાંથી એ ફલિત થાય છે કે મોહ જ સંસાર વધારવાના અને બંધનના કારણભૂત છે. એટલે પ્રત્યેક સંબંધમાંથી મોહ છૂટી જવો જોઈએ. અનુભવ પણ એમ જ કહે છે કે વિશ્વમાં રહેતી વ્યક્તિ વિશ્વના સંબંધથી છૂટી શકતી નથી, છૂટી શકે પણ નહિ; પછી એ પૂર્ણત્યાગી હો કે અણુત્યાગી હો. કારણ કે ખાન, પાન તથા સાધનસામગ્રી મેળવવાની એને પણ જરૂર હોઇ લોકસંસર્ગમાં આવવાનું અનિવાર્ય બને છે. એટલે માત્ર એ સંબંધમાં રહેલી વાસના અને મોહ છોડવાનાં છે, સંબંધ નહિ. એ અશુદ્ધિ જેટલે અંશે સહજ રીતે છૂટે એટલે અંશે વૈરાગ્ય થયો ગણાય.

## ઉપસંહાર

શક્તિની ઊણપ અને વિચારનો અભાવ પૂર્વગ્રહનો પરિહાર કરતાં રોકે છે. પૂર્વગ્રહના પરિહાર વિના વિકાસનું દ્વાર ખૂલતું નથી. જ્ઞાની પુરુષના પદે પદે નવીનતા નજરે પડે છે.

જે કંઈ નિર્માણ થયું છે તે કર્મોનું પરિણામમાત્ર છે. જે ભય કે દુ:ખ બહાર દેખાય છે, તેનું કારણ બહાર નથી. બહારનો પ્રતિકાર દુ:ખ અને ભય બન્નેને નોતરે છે. પૂર્વગ્રહોનો ત્યાગ સાધકની સાધનાનું પ્રથમ બીજ છે. તે દ્વારા હૃદયશુદ્ધિ થાય છે અને અંતઃકરણમાં જ્ઞાનનાં કિરણો પ્રવેશી ઉજાશ થાય છે. સંયમ અને ત્યાગ પ્રતિ પ્રેમ સ્ફૂરે છે, અને ઉત્સાહ, પ્રેમળ ભાવ, સાવધાનતા, અપ્રમત્તતા તથા આસક્તિનાં દુ:ખદ પરિણામોની પ્રતિક્રિયા દુ:ખ ભોગવ્યા વિના બીજી રીતે શક્ય નથી. એટલે ધૈર્યને ધારવું જ રહ્યું. વિકાસનો માર્ગ સરળ છે, તોયે કેવળ ઝંખના સાંપડતો નથી. એ તો પુરુષાર્થે જ ફળે.

અને એ રીતે જે સાધક ઉપરના ગુણોમાં પરિપક્વ થઈ સાધનામાં દૃઢ રહે છે તે જ સાધક આ સાધનામાં પાર ઊતરે છે.

એમ કહું છું.

ધૂત અધ્યયનનો પ્રથમ ઉદ્દેશક સમાપ્ત થયો.



## દ્વિતીય ઉદ્દેશક

### સર્વોદયનો સરળ માર્ગ–સ્વાર્પણ

કર્મોને ધોવાના માર્ગમાં પૂર્વગ્રહોનો ત્યાગ સૌથી પહેલાં હોવો ઘટે, એવું સૂત્રકારે પ્રથમ ઉદ્દેશકમાં પ્રતિપાદન કર્યું, અને એ પૂર્વગ્રહોના ત્યાગ ઉપરાંત નવીન કાંઈક છે–જગતમાં પોતે જે માર્ગે ચાલી રહ્યો છે તે કરતાં બીજો પણ કોઈ સુખનો માર્ગ છે, એવું ભાન તેને જીવનોનાં જીવન વીતી જાય તોયે થતું નથી.

પરંતુ પૂર્વગ્રહોને છોડી દેવામાંય બળની જરૂર પડે છે. કારણ કે જડના સંસર્ગની જેટલી અસર હોય તેટલા પ્રમાણમાં જીવમાત્રમાં સ્થિતિસ્થાપકતાના સંસ્કારો રૂઢ થઈ ગયા હોય છે. માનવજીવન પ્રાપ્ત થવા પહેલાં જે જે ગતિઓમાંથી અને સ્થિતિઓમાંથી જીવ વિકસતો આવ્યો હોય છે તેમાં તેમાં તેને સ્થિતિસ્થાપકતાનો પરિહાર કરવાની અનુકૂળતા, યોગ્યતા કે તક મળી નથી હોતી. કારણકે ત્યાં બૌદ્ધિક વિકાસ કુંઠિત હોઈ કુદરતી નિયમને અનિચ્છાએ પણ

અધીન રહેવું અનિવાર્ય હોવાથી તેનું પ્રત્યેક કાર્ય તે રીતે ચાલે છે.

માનવજીવનમાં તેને બધી અનુકૂળતાઓ મળે છે. નવસર્જન કરી શકે તેવું બુદ્ધિનું સુંદર તત્ત્વ અને નવનિર્માણ કરે તેવું પુરુષાર્થનું અમોઘ સાધન તેને સાંપડે છે. પરંતુ સ્થિતિસ્થાપકતાના પૂર્વરૂઢ થયેલા સંસ્કારોને લઈને માનવજાતનો મોટો વર્ગ આ તકનો લાભ લઈ શકતો નથી. એ પોતે જે સ્થિતિમાં, જે ગતિમાં, જે કુળમાં કે જે ધર્મમાં જન્મે છે, તે પોતાને પરંપરાગત મળેલા સંસ્કારો મુજબ જીવન ગાળે છે અને વાતાવરણ તથા સંયોગોને અધીન થઈ ગતાનુગતિક ગતિ કરે છે.

સાધનામાર્ગમાં આવવાની ભાવના ત્યારે જ જાગે કે જ્યારે તેને જણાય કે મારે માટે જે કંઈ માર્ગ હોવો જોઈએ તે મારે પોતે જ મારી શક્તિ તપાસીને નક્કી કરવો જોઈએ. આમ જાણીને પોતાની વિવેકબુદ્ધિદ્વારા તે બીજો માર્ગ કે રીતિ જે પોતાને માટે યોગ્ય હોય તે પસંદ કરી અખત્યાર કરે. અને અખત્યાર કર્યા પછી સાધકે કેવી રીતે વર્તવું તે સૂત્રકાર હવે આ ઉદ્દેશકમાં જણાવવા માંગે છે.

કારણકે સાધનામાર્ગને કેવળ સ્વીકારી લેવાથી જ કંઈ પતી જતું નથી. પણ ઊલટું સાધનામાર્ગમાં પાદરોપણ કર્યા પછી તો પળેપળે વૃત્તિ અને વિકલ્પોથી સાવધાન રહેવાનું હોય છે. પરંતુ ઘણાખરા સાધકો આ વાત છેક જ વિસરી જાય છે. સાધનામાર્ગમાં જોડાયા પહેલાં તેમનામાં જે જિજ્ઞાસા, પુરુષાર્થ, નિરભિમાનિતા અને જાગરુકતા હોય છે તે સાધનામાર્ગને સ્વીકાર્યા પછી થોડા જ સમયમાં ઓસરી જતાં દેખાય છે. આવે સમયે જેમજેમ તે સાધના શિથિલ થાય, તેમતેમ ધીરેધીરે પૂર્વસંબંધો અને પૂર્વે

અનુભવેલા કામભોગોની વાસનાનાં કાતિલ ઝેરની તેના ઉપર અસર થવા માંડે છે. તેવે સમયે સાધક જો જાગૃત થવાને બદલે એમાં તે શું, એવી બેદરકારી સેવે, તેના ઉપર દંભનું ખોખું ચડાવે, અને આંતરિક પતનનો માર્ગ ખુલ્લો કરતો જાય તો અન્યનાં દૃષ્ટિએ એ ત્યાગી વીર દેખાતો હોવાં છતાં વૃત્તિમાં પામર બનતો જાય, અને પોતાની થોડી દેખાતી અસાવધતામાંથી ભયાનક પતન નોતરી લે. માટે, વીર સાધકે પણ નિયમોની દઢતાનું બખ્તર સતત ધારી રાખવું ઘટે. ચાલતા પ્રકૃતિના દ્વંદ્વમાં એની પૂર્ણ જરૂર છે.

**નોંધ**—ગૃહસ્થ સાધક અને ભિક્ષુ સાધક એ બન્નેના ઉદ્દેશ એક જ છે. ફેર માત્ર એટલો જ કેઃ—એકનો શક્તિની પરિમિતતાને અંગે મર્યાદિત ત્યાગ છે, જ્યારે બીજાનો શક્તિના વિકાસને લઇને પૂર્ણ ત્યાગ છે. આથી સૂત્રકાર બન્નેને ઉદ્દેશીને ઉપરનું સૂત્ર કહે છે અને એમાં વસુ, અણુવસુ (ત્યાગી અને ગૃહસ્થ ત્યાગી) પદો પણ સ્પષ્ટ મૂકયા છે. છતાં "પુત્રાદિના સંબંધને છોડીને" એ અર્થ જ્યારે સૂત્રમા આવે છે ત્યારે સૌ કોઈ સંદેહમાં પડી જાય તેવી અહીં વાત છે. અને તેનું કારણ એ છે કેઃ—સ્ત્રીપુત્રાદિનો સંબંધ છૂટવો એટલે ગૃહસ્થાશ્રમ છૂટી જવો, અને તે સબંધ જોડવો એટલે ગૃહસ્થાશ્રમ શરૂ થવો, એવી માન્યતા આજે ઘર કરી બેઠી છે. આ માન્યતાને લઇને ગૃહસ્થ સંયમી કે ત્યાગી હોઈ શકે, સાધનામાર્ગમાં જોડાઈ શકે એ વાત પણ આપણને નવીન જ લાગે છે. આમ થવામા એક તો સંયમ, ત્યાગ અને સાધનાના મૌલિક અર્થની અણસમજણ અને બીજું રૂઢિથી પકડેલી માન્યતાનું વગરવિચાર્યું અનુકરણ એ જ કારણો છે. તેથી આ બધું પહેલી તકે નવીન લાગે એ અસ્વાભાવિક નથી. પરંતુ નવીન લાગે તોયે સત્યાર્થીને તો તે સમજ્યે જ છૂટકો.

અહીં સૂત્રકારે "સ્ત્રીપુત્રાદિના પૂર્વસંયોગને તજીને" એવું વાકય લીધું છે; આનો અર્થ 'મોહસંબંધ તજીને' છે, 'કર્તવ્યસંબંધ તજીને' નહિ. ઊલટું જ્યારે કર્તવ્યસંબંધ વિકસે છે, ત્યારે આપોઆપ જ ત્યાગ થઇ જાય છે, ત્યાગમાં તો સંકુચિતતાનો ત્યાગ કરીને આખા વિશ્વનો સ્વીકાર જ છે. એક ત્યાગી કેવળ માતા કે સ્ત્રીને તજે છે એનો અર્થ એ કે, હવે એ સંકીર્ણતા તથા મોહસંબંધને છોડીને વિશ્વની સમસ્ત વ્યક્તિઓની સાથે નિર્મળ સંબંધ બાંધે છે. અહીં ગૃહસ્થ સાધકને લગતી વાત છે.

અત્યારે તો ગૃહસ્થ સાધક સ્ત્રીપુરુષનો સંબંધ એટલે કેવળ શરીરભોગસંબંધ સમજે છે, અને માતાપિતાનો સંબંધ એટલે રક્ષણપોષણ કરવાનો ક્રિયાસંબંધ માને છે. પણ શાસ્ત્રકારના કથન પ્રમાણે આ બધા સ્વાર્થી અને મૌહિક સંબંધો છે, કર્તવ્યસંબંધ નથી. ગૃહસ્થ સાધક જ્યારે સાધનામાર્ગમાં જોડાય ત્યારે એણે આ બધા સંબંધોમાંથી વાસના અને લાલસાનાં તત્ત્વો દૂર કરી સૌ સાથે કર્તવ્યસંબંધ જોડવો જોઇએ. કર્તવ્યસંબંધમાં વિકાસ છે, પતન નથી.

ગૃહસ્થ સાધક જો પોતાની પત્ની, કુટુંબાદિક વૈભવો કે પદાર્થોમાં મોહસંબંધ બાંધે તો પતન જ થાય. ખરી રીતે ગૃહસ્થાશ્રમનો હેતુ મોહસંબંધ બાંધવાનો નથી, પણ કેવળ કર્તવ્યસંબંધ બાંધવાનો છે. કર્તવ્યસંબંધમાં પતન નથી, કારણકે તેમાં મોહ કે ઘેલછા ન હોવાને કારણે વિશ્વની કોઇ પણ વ્યક્તિને બાધા ન પહોંચાડવા છતાં તે સંબંધ નભી રહેવાનો સંભવ છે. પણ મોહસંબંધમાં તેવું નથી. મોહસંબંધમાં તો એક વ્યક્તિને પોતાનો સ્વાર્થ સાધવા જતાં સમસ્ત વિશ્વના અહિતનીયે પરવા ન રહે એવું ઘણીવાર બને છે, કારણ કે કર્તવ્યસંબંધમાં જે વિવેકબુદ્ધિ જાગૃત હોય છે એ મોહસંબંધમાં હોતી નથી.

આટલું કહી પછી સૂત્રકાર કહે છે કેઃ–મેં શેનો ત્યાગ કર્યો છે, અને શા માટે કર્યો છે, એ ઉદ્દેશ ભૂલી જવાથી એ બન્નેમાંના કેટલાક સાધકો પુનઃ પૂર્વવેગને વશ થઈ સાધના છોડી દે છે. આમ થવાનાં કારણો બે છે. એક તો મોહસંબંધ શા માટે છોડયો છે તેની સ્મૃતિ ચાલી જવાથી મોહસંબંધ છોડવો એટલે પદાર્થો છોડવા એટલો સંકુચિત અર્થ થાય છે. પણ ખરી રીતે પદાર્થોનો વિષયભોગની દૃષ્ટિએ ઉપયોગ કરવાનું છોડવું એટલો એનો વ્યાપક અર્થ છે. કારણ કે વાસનાથી જ્યારે પદાર્થોનો ઉપયોગ થાય છે, ત્યારે પદાર્થ લાભને બદલે હાનિ કરે છે, સંસ્કારને બદલે વિકાર વધારે છે, અને સુખને બદલે દુઃખ જન્માવે છે. આ ભાવનાએ જ એટલે કે ભોગની દૃષ્ટિએ, જે જે પદાર્થો વપરાય છે તે ત્યાજ્ય બને છે. આ સ્મૃતિ કાયમ રખાય તો પૂર્વઅધ્યાસો (કામભોગથી સુખ મળે છે તેવા પૂર્વે પોષેલા સંસ્કારો) જોર ન કરી શકે. અને સાધનાચ્યુત થવાનું બીજું કારણ પૂર્વ અધ્યાસોનું ખેંચાણ થાય ત્યારે તેમને શમાવવાના પુરુષાર્થની ખામી છે. આ બે કારણોથી પ્રતિજ્ઞાની જરૂરિયાત અનિવાર્યરૂપે સિદ્ધ થાય છે. તોયે અહીં પ્રતિજ્ઞા એટલે પ્રાણના ભોગે પણ નિયમોમાં અવિચલ ટકી રહેવાનો દૃઢ સંકલ્પ એટલો જ અર્થ લેવો. કારણ કે જે સાધકો પ્રતિજ્ઞાને જ ત્યાગ સમજી બેસે છે તે સાધકો પ્રતિજ્ઞા લીધા પછી અસાવધ બની જાય છે, અને શુદ્ધ હેતુથી ચ્યુત થાય છે.

[૨] કેટલાક ભવ્ય પુરુષો, સંસ્કારી સાધકો, ધર્મ પામીને, ત્યાગ અંગીકાર કરી પ્રથમથી જ સાવધાન રહીને, જગતના કોઈ પ્રપંચમાં ન ફસાતાં લીધેલી પ્રતિજ્ઞામાં દૃઢ થઈને વર્તે છે.

**નોંધ:**—કેટલાક ભવ્ય પુરુષો એવા અહીં નિર્દેશ કરી પળે પળે ઉપસ્થિત થતા પ્રસંગોમાં જે સાધક જાગરૂક હોય છે તે જ પાર પહોંચે છે એમ દિશાસૂચન કરે છે. કામવૃત્તિના વિજય વિના કામવિકાર સાધ્ય નથી. ભોગની આસક્તિના ત્યાગ વિના ત્યાગ લક્ષ્ય નથી. એમ પ્રથમથી જ સમજી જે સાધક સાધનામાં સ્થિર રહે છે તે સાધક, ત્યાગદ્વારા નિરાસક્તિના હેતુને જીવન સાથે વણી શકે છે.

[૩] જે સાધક આસક્તિ એ જ દુઃખનું કારણ છે એમ જાણીને તેથી દૂર રહે છે, તે જ સંયમી મહામુનિ જાણવો.

**નોંધ:**—બધાં દુઃખનું મૂળ આસક્તિ છે. એથી નિરાસક્તિ કેળવવાના ઉપરના બધા પ્રયોગો છે. જીવનમાં નિરાસક્તિ વણાઈ જાય એટલે દુઃખ જાય અને સુખ સ્વયં આવે. આ સૂત્રમાં જે આસક્તિથી પર છે એને મહામુનિ અને સંયમી જાણવો એમ કહી સૂત્રકાર મહાત્માએ જૈનદર્શનની ગુણપૂજાને બહુ વ્યક્ત કરી દીધી છે. બહારના ચિહ્ન કે ક્રિયાકાંડની મર્યાદા કેટલી હોય, એનું આમાંથી ભાન થાય છે.

[૪] અહો જંબૂ ! સાધક સર્વ પ્રપંચોનો ત્યાગ કરી મારું કોઈ નથી, હું એકલો છું, એવી એકાંત ( રાગદ્વેષરહિત ) ભાવના ધરી પાપક્રિયાથી નિવૃત્ત થઈને ત્યાગીના આચારમાં ઉપયોગપૂર્વક રમણ કરે, અને દ્રવ્ય તથા ભાવ બન્ને પ્રકારે મુંડિત થઈ અચેલ ( વસ્ત્રાદિ સામગ્રીમાં અપરિગ્રહી ) બની સંયમમાં ઉત્સાહપૂર્વક રહે અને બહુ પરિમિત આહાર લઈ સહજ તપશ્ચરણ કરતો રહે.

**નોંધ:**—ઉપરના સૂત્રનો કોઈ અવળો અર્થ લઈ ક્રિયાશૂન્ય ન બની જાય, એટલે આ સૂત્રમાં એનું ક્રિયાત્મક સ્વરૂપ આપે છે. અને સાધનામાર્ગમાં જોડાયા પછી પદાર્થત્યાગની પ્રતિજ્ઞામાં દૃઢ રહેવાની સૂચના આપી, ત્યાગની આરાધનાના રચનાત્મક ઉપાયો બતાવે છે એ સંક્ષિપ્ત રૂપે આ પ્રમાણે છે: (૧) એકાંતવૃત્તિની જિજ્ઞાસા. આવી જિજ્ઞાસાથી સ્વાવલંબીપણું અને મોહસંબંધનો ત્યાગ વ્યવહારુ બને છે. પણ " મારું કોઈ નથી " એ ભાવનાવાળો સાધક બીજાની સેવા ન લઈ શકે, ત્યાગ કરનારો સાધક બીજા પાસેથી કશું ઇચ્છે નહિ, પણ ઊલટું બીજાને જેની જરૂર હોય એ પોતાની પાસે હોય તો આપે. ત્યાગ એટલે ફરજનો ત્યાગ નહિ પણ સ્વાર્થનો ત્યાગ હોવો ઘટે. (૨) ઉપયોગમય-ધ્યેયયુક્ત જીવન. આવા ધ્યેયયુક્ત જીવન જીવનારની કોઈ પણ

ક્રિયા અચોક્કસ કે પરપીડાકારી ન હોય. (૩) વૈરાગ્યભાવના. આ ભાવનાવાળો સાધક પદાર્થોનો ઉપભોગ માત્ર ઉપયોગિતાની દૃષ્ટિએ જ કરે અને જીવન સ્વાવલંબી અને હળવું બનાવે. (૪) વૃત્તિની અચેલકતા અને મુંડન. વૃત્તિની અચેલકતા એટલે આંતરિક વૃત્તિ જેવા સ્વરૂપે હોય તેવા જ સ્વરૂપે જગત સામે ધરવી, પ્રત્યેક પ્રવૃત્તિમાં નિખાલસતા રાખવી, જેવા હોઈએ એવા દેખાવું. અને વૃત્તિનું મુંડન એટલે વૃત્તિ પર રહેલાં મલિનતાના સંસ્કારોને કાઢી નાખવા તે. જ્યાં સુધી વૃત્તિ ખુલ્લી ન થાય, પોતાના દોષોનું ભાન ન થાય, ત્યાં સુધી મલિન સંસ્કારોનો યથાર્થ ખ્યાલ ન આવે, અને દૂર પણ ન થાય. આ ક્રિયા અતિ મહત્ત્વની છે. એના અભાવે ઘણા સાધકો પોતાની વૃત્તિને દંભ ને પાખંડ બુદ્ધિના ઓપથી શણગારીને જીવન પૂર્ણ કરતા દેખાય છે અને આ શણગારથી બીજાઓ આકર્ષાય છે, સાધકને માન, પૂજા કે પ્રતિષ્ઠાનો લાભ મળે છે. પણ એમાં સાધકનું તથા આકર્ષનારનું બન્નેનું અહિત થાય છે. વિલાસને ઇચ્છનારો સાધક દંભના આવા પડદાને સૌથી પ્રથમ દૂર કાઢીને ફેંકી દે.

[૫] કદાચિત કોઈ પુરુષ, મુનિ સાધકને (તેનાં પ્રથમનાં નિન્દિત કામોને ઉદ્દેશીને અથવા કોઈ બીજાં કારણથી) સંબોધીને અસભ્ય રીતે બોલી કે ખોટા આરોપો ચડાવી એની નિંદા કરે, અથવા તેના અંગ પર હુમલો કરે, મારે, વાળ ખેંચે ઇત્યાદિ કષ્ટ આપે તોપણ તે વખતે એ વીર સાધક, 'પોતાનાં પૂર્વકૃત કર્મોનું જ આ પરિણામ છે' એમ ચિંતવી તેવો કંટાળો આપનારા પ્રતિકૂળ પરિષહોને તેમજ કોઈ સ્તુતિ કરે, મનોહર પદાર્થોનું આમંત્રણ કરે વગેરે (પ્રલોભનો) અનુકૂળ પરિષહોને પણ સમભાવે સહન કરે.

**નોંધ:**—સાધકની ભાવના ઉચ્ચ કોટિની હોવા છતાં જીવનવ્યાપી કેમ નથી બની શકતી તેનાં કારણો અહીં વર્ણવે છે. સાધનામાર્ગમાં ઉપસ્થિત થતા પરિષહ અને ઉપસર્ગ બન્ને સંકટો છે. પરિષહ એ સ્વેચ્છાએ સ્વજન્ય કે પરજન્ય કષ્ટો છે. જ્યારે ઉપસર્ગ તો બીજા દ્વારા ઉત્પન્ન થયેલાં જ સંકટો છે. નિંદા કે સ્તુતિ, લાભ કે અલાભ સુખ કે દુઃખ એ બન્ને સ્થિતિમાં સમભાવ ધરાવવો એ અતિ અતિ કઠિન વસ્તુ છે. આપત્તિમાં તો ઘણાયે સાધક પાર ઊતરી જાય છે. પરંતુ પ્રબળ પ્રલોભનોના નિમિત્તમાં

પણ જે આત્મલક્ષી સાધક ડગતો નથી, તે જ સાધક સાધનાસિદ્ધિમાં સાંગોપાંગ પાર ઊતરી શકે છે, એવો પણ આમાં ધ્વનિ છે.

[૬] માટે અહો સાધકો! આ રીતે જેઓ બન્ને પ્રકારનાં સંકટોને યથાર્થ રીતે સહી નિષ્પરિગ્રહી રહે છે અને આસક્તિનો ત્યાગ કર્યા પછી ફરીથી પાછા તેમાં ફસાતા નથી તેઓ જ વાસ્તવિક રીતે નિર્ગ્રંથ મુનિ કે નગ્ન સાધક કહેવાય છે.

**નોંધ**:—પાંચમા સૂત્રમાં સાધનામાર્ગની મુશ્કેલી વર્ણવી છે. વાસ્તવિક રીતે જેણે સમભાવનો યોગ સાધ્યો છે એને મન તો એ મુશ્કેલી જ નથી, એવું આ સૂત્રમાં સૂત્રકાર કહે છે. કારણકે જગતના જીવો જે લોકૈપણાના વેગમાં વહે છે તેથી એનો માર્ગ તદ્દન નિરાળો છે. એટલે લોકો એને ગાંડો કહે કિંવા લોકો પાસે જે કંઈ પોતામાં હોય તે બહાર કાઢે કે લલચાવવા પ્રયત્ન કરે તેમાં એને શું? એને મન તો એ પણ અસ્વાભાવિક લાગતું નથી. કારણકે વિશ્વના અબાધિત નિયમનું એને ભાન હોવાથી એ પોતે કોઈ તરફ વૃત્તિ ન જવા દેતાં સ્થિર રહે છે. પણ જેમનામાં પૂર્વઅધ્યાસોની સામે ટકવાનું બળ નથી તે રખે ખેંચાઈ જાય! એટલા માટે અહીં વધુ ચેતવણી આપી છે.

[૭] આત્માર્થી શિષ્ય! તીર્થંકર દેવોએ ફરમાવ્યું છે કે:—આજ્ઞામાં જ મારો ધર્મ અથવા આજ્ઞા એ જ મારો ધર્મ છે. (મારી આજ્ઞાને અનુલક્ષીને જ મારો ધર્મ પાળવો) આ પ્રમાણે જે સાધક આજ્ઞાને શિરોધાર્ય કરીને પ્રવર્તે છે તે જ સાધનાની પાર પહોંચે છે. અહો જંબૂ! સાધકો માટે આ કેવું ઉત્તમકોટીનું ફરમાન છે!

**નોંધ**—આ ઉદ્દેશકમાં છ સૂત્રો સુધી જ્ઞાનમાર્ગ અને સત્કર્મનો માર્ગ બતાવ્યો. અહીં સ્વાર્પણનો સરળમાર્ગ બતાવે છે.

આજ્ઞાથી મારો ધર્મ પાળવો એમ કહેવાની પાછળ ખૂબ રહસ્ય છે. વિકલ્પો અને શંકાથી જેનું અંતઃકરણ ઘેરાયેલું છે એવો સાધક સંસારની પ્રત્યેક વ્યક્તિની ભિન્નભિન્ન માન્યતા ભિન્નભિન્ન મતો અને ભિન્નભિન્ન ધર્મોને જોઈ વધુ ને વધુ ગૂંચવણમાં રખે પડી જાય! એ ખાતર અહીં આજ્ઞાપાલનમાં જ ધર્મ બતાવ્યો છે. ભક્તિમાર્ગની જે અર્પણતાની ભાવના છે તે સ્વાર્પણનું અહીં પ્રતિપાદન છે. આ માર્ગે જનાર સાધકને બુદ્ધિના વિકલ્પો

કે તર્કવિતર્કો સતાવી શકતા નથી. લાગણીપ્રધાન સાધકોમાં અર્પણતાનું તત્ત્વ વિકસેલું હોઈ એમને માટે આ માર્ગ અતિ સરળ અને સાધક નીવડે છે. પણ તે જ્યાંત્યાં અર્પણ ન થઇ જાય તે ખાતર અહીં સર્વજ્ઞદેવની આજ્ઞામાં અર્પણ થવાનું સૂચવ્યું છે, અને તે યોગ્ય છે.

જે જ્ઞાની પુરુષે સાધકના માર્ગની પૂર્ણ ચિકિત્સા કરી છે એ જ જ્ઞાન આપવાના અધિકારી છે તે વાત તો આગળ સ્પષ્ટ જ કરી છે. એટલે આ રીતે સત્પુરુષની આજ્ઞા એ સાધકનું પરમ અવલંબન બની શકે તેમાં સંદેહ રાખવાનું કારણ રહેતું નથી, અને આજ્ઞાની અધીનતા આવી એટલે સાધક હળવો ફૂલ જેવો થઈ રહે એ સ્વાભાવિક છે.

પરંતુ 'હું કંઈક છું' એ જાતનો કાંટો આ સંસારના સામાન્ય કોટીના માણસોમાં પણ રહ્યો હોય છે. તે જાય ત્યારે જ આજ્ઞાની અધીનતા આવે. જોકે આ સ્થિતિમાં પ્રથમ તો સાધકને પોતાનું વ્યક્તિત્વ જતું રહેતું હોય એવો ભય લાગે છે, પરંતુ ખરી રીતે તો વ્યક્તિત્વનો તેમાં વિકાસ છે. જેને પોતાના વ્યક્તિત્વનું સાચું ભાન થયું છે, તેનામાં તો વિશ્વ જેવડા મહાસાગરનું પોતે એક અવિભક્ત બિંદુ છે એવું જ્ઞાન સહેજે પ્રગટે. અને આટલું સમજ્યા પછી ભય શાનો? ઊલટું મહાસાગરમાં અર્પણ થવામાં તેને મોજ લાગે. પણ જેને વ્યક્તિત્વનું જ્ઞાન નથી, તેને માટે તો 'હું કંઈક છું' એ ભાન કેવળ શરીરની આસપાસની યંત્રસામગ્રી અને સંકીર્ણતાને લઇને જ જન્મ્યું હોય છે. અને એને માટે તો એ શલ્યનું જ કામ કરે છે. એટલે એ શલ્ય કાઢ્યે જ છુટકો. વિશ્વબંધુત્વની ભાવના પણ આ શલ્ય દૂર થયા પછી જ જાગે છે.

[૮] (ભગવન્! વીતરાગ દેવો પોતે આજ્ઞા કરતા હશે? સર્વથા ઇચ્છાથી રહિત થયેલા બંધનમુક્ત પુરુષોને આજ્ઞા આપવાનીયે શા માટે? શ્રી જંબૂએ પૂછ્યું. ગુરુદેવ બોલ્યાઃ—પ્રિય જંબૂ! તે મહાપુરુષોએ સાધનાસિદ્ધિ કર્યા પછી પોતાના સંપૂર્ણ અનુભવો જગત-કલ્યાણ માટે જાહેર કર્યા છે, તે માર્ગે ગમન કરવું તે જ એ મહા-પુરુષોની આજ્ઞાની આરાધના છે.) માટે શાણા સાધકે સંયમમાર્ગમાં લીન રહી કર્મનાશના હેતુપૂર્વક ધર્મક્રિયાનું આચરણ કરવું. ધર્મનું યથાર્થ સ્વરૂપ જાણ્યા પછી જ ધર્મક્રિયા કરવાથી કર્મક્ષય થાય છે.

**નોંધઃ**—સત્પુરુષોની આજ્ઞાને અધીન થવામાં કંઇ ગુમાવવાનું હોતું નથી, એની આમા વધુ પ્રતીતિ છે. જે ક્રિયાથી પાપપ્રવૃત્તિ અટકે, અને આત્મરિપુઓ ઉપર વિજય મળતો જાય, તે જ સાચી ધર્મક્રિયા છે. અને તેવી ધર્મક્રિયાની આરાધનામાં જ જ્ઞાની પુરુષોની આજ્ઞાની આરાધના છે.

[૯] પ્રિય જંબૂ! કેટલાક પ્રતિમાધારી મહર્ષિ સાધકોને અમુક સમય માટે એકાકી વિચરવાની પ્રતિજ્ઞા હોય છે. આવા પ્રતિમાધારી મુનિઓએ સામાન્ય કે વિશેષનો ભેદભાવ રાખ્યા વિના પ્રત્યેક કુળમાંથી શુદ્ધ ભિક્ષા મેળવવી, અને તે મળેલી ભિક્ષા :સુંદર હો કે અસુંદર હો તોપણ એમાં સુંદરતા કે અસુંદરતાનો આરોપ કર્યા વિના સમભાવે તેનો ઉપયોગ કરી લેવો, તેમ જ એકાકી વિચરતાં માર્ગે કોઈ જંગલી પશુઓદ્વારા કંઈ ઉપદ્રવ થાય તો તે સમયે પણ ધૈર્યપૂર્વક તે પ્રસંગને સહી લેવો.

**નોંધઃ**—અર્પણતાનો ઉદ્દેશ કોઇ વ્યક્તિમાં બંધાઇ જવું અથવા અમુક જ સ્થાનમાં રહેવું એવો નથી. પણ વીતરાગ પુરુષોના અનુભૂત માર્ગે ચાલવાનો પ્રયાસ કરવો એ જ સ્વાર્પણનો હેતુ છે.

ભિક્ષુજીવનમાં કેટલાક સાધકો પ્રતિમા (ચોક્કસ પ્રકારની પ્રતિજ્ઞા) ધારણ કરે છે. તેમાં અમુક વખત એકલાપણે વિચરવાનું હોય છે. આ ક્રિયા લગભગ બે વર્ષ સુધી કરવાની હોય છે. એ પ્રતિમાના બાર પ્રકાર છે. તેનો વિશેષ અધિકાર અને વિધિ નિયમો દશાશ્રુતસ્કંધ ઇત્યાદિ બીજાં સૂત્રોમાં વર્ણવેલો છે એટલે એનું વર્ણન અહીં અપ્રસ્તુત થશે. પરંતુ એ એકચર્યા સ્વચ્છંદી કે દોષજન્ય ન હોય તો પ્રશંસનીય હોય છે. એમ અહીં સૂત્રકાર કહેવા માંગે છે.

અહીં જ સ્વાદ્‌વાદનું રચનાત્મક સ્વરૂપ સમજાય છે. સ્વાદ્‌વાદમાં માનનાર દર્શન કોઈ પણ પદાર્થને પદાર્થની દૃષ્ટિએ નિંદતું નથી. પદાર્થ સ્વયં નિંદ્ય નથી, પણ વૃત્તિની અશુદ્ધિ જ નિંદ્ય છે. પદાર્થ નિંદ્ય લાગતો હોય, તો તે પણ વૃત્તિને જ કારણે છે. એ વાત આ સૂત્રમાંથી સ્પષ્ટ નીકળે છે. કોઈને એમ પ્રશ્ન થાય કે અહીં એકચર્યાનો ઉલ્લેખ શા માટે? સૂત્રકાર કહે છે કેઃ-આજ્ઞાની અધીનતા એટલે ગુરુકુળમાં જ રહેવું એવું એકાંત નથી.

ગુરુકુળનો વાસ પણ વિકાસની દૃષ્ટિએ છે. અને ત્યાગ પણ વિકાસની દૃષ્ટિએ હોઇ શકે છે. ગુરુકુળનો વાસ કે ત્યાગ એનો આગ્રહ નથી, પણ વિકાસનો આગ્રહ છે. કેવળ આશયની ઉચ્ચતા અને યોગ્યતા લક્ષગત હોવાં ઘટે.

## ઉપસંહાર

પૂર્વસંબંધની શુદ્ધિ પછી જ ત્યાગ આરાધી શકાય, નિયમોની વાડથી તેની રક્ષા થાય, અને આસક્તિના વિજય પૂરતી એ ત્યાગની સિદ્ધિ ગણાય.

નિરાસક્તિ કેળવવા માટે એકાંતવૃત્તિની જિજ્ઞાસા, ઉપયોગમય (ધ્યેયયુક્ત) જીવન, વૈરાગ્યભીની ભાવના અને વૃત્તિની નગ્નતા તથા મુંડન એ ચાર મુખ્ય ઉપાયો છે.

મોહસંબંધ વિકાસને રૂંધે છે. કર્તવ્યસંબંધ વિકાસને સાધે છે.

કામવૃત્તિના વિજય વિના કામવિકાર સાધ્ય નથી.

આસક્તિ જ સર્વ દુ:ખોનું મૂળ છે.

નિખાલસતા. પવિત્રતા અને પ્રતિભાની અભિલાષા હોય, તો જેવી વૃત્તિ હોય તેવા દેખાવાનો પ્રયત્ન કરો.

વૃત્તિઓને પ્રગટ કરનાર પાતકી પણ પ્રભુતા પામે છે.

સ્વાર્પણનો માર્ગ સર્વશ્રેષ્ઠ છે.

જ્ઞાની પુરુષોના આશયને સમજી મન, વચન અને વર્તનને તદનુકૂળ બનાવવાં એનું નામ સ્વાર્પણ.

એમ કહું છું.

ધૂત અધ્યયનનો દ્વિતીય ઉદ્દેશક સમાપ્ત થયો.

## તૃતીય ઉદ્દેશક

### દેહદમન અને દિવ્યતા

ધૂત અધ્યયનમાં પૂર્વગ્રહનો પરિહાર અને સ્વાર્પણની ઉપયોગિતા એમ બે ઉદ્દેશક વર્ણવ્યા પછી હવે સૂત્રકાર ત્રીજા ઉદ્દેશકમાં ક્રિયાત્મક તપશ્ચર્યાનું વર્ણન કરે છે. વૃત્તિને વશ કરવામાં શારીરિક તપનું મહત્ત્વ કાંઈ ઓછું નથી. શારીરિક તપ માનસિક તપ માટે અનિવાર્ય ઉપયોગી છે, એમાં પણ અનુભવી પુરુષોની શંકા નથી. પરંતુ એ શારીરિક તપ શક્તિ અનુસાર અને વિષયરસ—વાસના-વિજયના હેતુપૂર્વક હોવું ઘટે.

જે રીતે વિલાસભોગોથી ટેવાયેલું શરીર આળસ, પ્રમાદ, અને મિથ્યાચારથી સાધકનું પતન કરે છે, તે રીતે શક્તિથી આધક અને ક્રમથી વિરુદ્ધ કરાયેલી તપશ્ચર્યા પણ દેહરૂપી સાધનને અકાળે કચડી નાંખે છે. તપશ્ચર્યાનો હેતુ શરીર કસવાનો છે, મન અને ઇન્દ્રિયોના ઉશ્કેરાટને શમાવવાનો છે, શરીરને શિથિલ બનાવવાનો નહિ. અહીં એ દૃષ્ટિએ વિવિધ તપની આલોચના કરતા

ગુરુદેવ બોલ્યા:—

[૧] સદ્ધર્મનો આરાધક અને પવિત્ર ચારિત્રને પાળનાર મુનિ સાધક ધર્મોપકરણ સિવાય બધા પદાર્થોનો ત્યાગ કરે.

**નોંધ**—જેણે વાસ્તવિક ધર્મને જાણ્યો હોય, અને જેને કર્મના અચળ કાયદામાં અવિચળ શ્રદ્ધા હોય. તે જરૂરિયાત સિવાય કશુંયે ન વાપરી શકે, ન આચરી શકે, અને ન સંઘરી શકે. અથવા બીજી રીતે કહીએ તો એમ પણ કહેવાય કે, જેણે પોતાની જરૂરિયાત સંકોચી છે, તેણે જ ધર્મને યથાર્થ જાણ્યો છે. ધર્મ એ અમુક સ્થાને પાળવાની કે શબ્દોદ્વારા ઉચ્ચારવાની વસ્તુ નથી; પણ ધર્મ એ તો જીવન સાથે સંકળાયેલી વસ્તુ છે. એમ કહી વિશ્વસંબંધની જવાબદારીનું ભાન કરાવ્યું છે. પુણ્યથી કે પુરુષાર્થથી મળ્યું છે તેનો ઉપભોગ શા સારુ ન કરીએ ? શક્તિ છે તો સ્વાર્થ શા સારુ ન સાધીએ ? એમ કહેનારને આ સૂત્ર રોકે છે. પ્રત્યેક વ્યક્તિએ પોતાને પ્રાપ્ત થયેલાં કે થવાનાં સાધનોનો સાધનની મર્યાદા સમજીને જ ઉપયોગ કરવો ઘટે. અને જેની પાસે મર્યાદાથી વધુ હોય તેણે તેનો ઉપયોગ વિશ્વ માટે ખુલ્લો મૂકવો જોઇએ. માનવી પદાર્થોનો માલિક નથી, માત્ર વિનિમય કરનાર છે. તેનાં બુદ્ધિ, કળા અને શક્તિ પદાર્થોની સુંદર અને સફળ વ્યવસ્થા માટે નિર્માયેલાં છે. એનો જેટલો દુરુપયોગ થાય એટલું જગતમાં દુઃખ વધે એ સ્વાભાવિક છે. પણ આજે તો માલિકીની ભાવનાએ મર્યાદાનીયે સીમા ઉલ્લંઘી છે. એથી જ જગત હોવું જોઈએ એથી વધુ દુઃખી છે.

[૨] જે મુનિ અલ્પ વસ્ત્રાદિ (ઉપયોગપૂરતાં સાધનો) રાખે છે અથવા તદ્દન વસ્ત્રરહિત રહે છે એવા મુનિને આવી ચિંતા જરીયે રહેતી નથી; જેવી કે, "મારાં વસ્ત્રો ફાટી ગયાં છે, મારે બીજું નવું વસ્ત્ર લાવવું છે, સોય દોરા લાવવા છે, વસ્ત્ર સાંધવું છે, શીવવું છે, વધારવું છે, તોડવું છે, પહેરવું છે, વિંટાળવું છે."

**નોંધ**:—મુનિ સાધક માટેની જવાબદારી સૌથી વધે છે, કારણકે એને તો સાધન પર પણ મમત્વ ન હોવું ઘટે. એ સમજાવવા અલ્પ વસ્ત્ર અથવા નિર્વસ્ત્રની ભાવના રજૂ કરી છે. જોકે આજે મુનિઓનું નિર્વસ્ત્ર રહેવું કે હોવું એ લોકજીવનની દૃષ્ટિએ અવ્યવહારુ લાગે છે, પણ પૂર્વકાળે જે મુનિ

સાધકો વનવાસી કે ગુફાવાસી હતા એવા જિનકલ્પી મુનિવરોને સંબોધીને સૂત્રકાર આ કથન ભાખે છે. આજે જૈન મુનિવરો વસતિમાં વસે છે, એટલે કોઇને કશોયે આગ્રહ રાખવા જેવું નથી. પણ અહીં તો સૂત્ર પછવાડેની ભાવના ખાસ વિચારવાયોગ્ય છે. અલ્પ વસ્ત્ર ને નિર્વસ્ત્રની ભાવના પછવાડે કેવળ ઉપાધિ ઘટાડવાનો હેતુ છે. એ હેતુ ફલિત થતો હોય તો સાધન પૂરતાં વસ્ત્રો હોય તેમાયે બાધા જેવું નથી, અને જો હેતુ ન ફલિત થતો હોય તો નિર્વસ્ત્ર રહેવામાં કષ્ટસહનની દૃષ્ટિએ કદાચ વિશેષતા લાગે, તોયે તે વિશેષતા ત્યાગની દૃષ્ટિએ મામૂલી છે.

કુદરતને જેટલું અનુકૂળ થવાય તેટલું જ સહજ બની જવાય. આવી સહજ પ્રવૃત્તિવાળા સાધકને નિર્વસ્ત્ર રહેવું જરાયે કઠિન કે અસ્વાભાવિક નથી. પણ આ સહજતા તેના જીવનની પ્રત્યેક ક્રિયામાં વણાયેલી હોય તો જ તે વાસ્તવિક ગણાય, અને એટલા માટે હવે પછીના સૂત્રમાં સૂત્રકાર કહે છે કે:—

[૩] વસ્ત્રરહિત રહેતા તેવા સાધક મુનિઓને કદાચ (તૃણશય્યા પર સૂવાનું હોવાથી ) તણખલાં કે કાંટા ભરાયા કરે, અથવા ટાઢ વાય કે તાપ લાગે, અથવા ડાંસ કે મચ્છરો કરડે ઇત્યાદિ પ્રતિકૂલ ( ન ગમતા ) પરિષહો આવી પડે, ત્યારે જે મુનિ સાધકો પોતાની ટેકમાં અડગ રહી તે બધા સમભાવપૂર્વક સહેતા રહે છે, તે જ સાચા તપસ્વીઓ ગણાય છે.

**નોંધઃ**—અહીં જ નગ્નપણાની વાસ્તવિક્તાની કસોટી છે. એક ક્રિયામાં કુદરતને અનુકૂળ રહેવાનું માનનાર બીજી ક્રિયામાં ન રહેતો દેખાય તો તે કુદરતી કાયદાને બરાબર સમજ્યો છે, એમ ન મનાય. દેહાધ્યાસ છૂટે ત્યારે જ નિસર્ગને સાંગોપાંગ અનુસરવું સહજ થઈ રહે. અહીં નગ્નપણાનો નિર્દેશ પણ તે હેતુએ છે. નગ્ન થઇ જવામાં વિશેષતા નથી. પણ નગ્નતા સહજસાધ્ય બનાવવામાં વિશેષતા છે. અને જે સહજતાને પંથે હોય એને તો એ પણ સહજ હોય. આવા સહજનગ્નને ઠંડી, તાપ કે જલથી બચવાના બીજા અકુદરતી ઉપાયો કરવાનું મન ન થાય; ડાંસ કે મચ્છરોના ડંખમાંય એની વૃત્તિ અચળ રહે. આવી જાતની સહજ તપશ્ચર્યામાં જ સમતા ટકે છે.

જેમાં સમતા નથી અને પ્રતિકારવૃત્તિ છે તે દેહદમન લાભને બદલે કેવળ હાનિ જ કરે છે.

[૪] માટે જે આશયથી ભગવાને ફરમાવ્યું છે એ પવિત્ર આશય સહિત પ્રત્યેક સાધક સમભાવપૂર્વક વર્તે, અને પૂર્વે જે જે ભવ્ય મહર્ષિ સાધકોએ ઘણાંઘણાં વર્ષો લગી સતત સંયમમાં રહી જે જે કષ્ટો સહન કર્યાં છે, તે તે તરફ દૃષ્ટિબિંદુ રાખે.

**નોંધઃ**—આ સૂત્રમાં કહે છે કેઃ—" ભગવાન જે કાંઇ વદ્યા છે, તે વચનોને વિવેકબુદ્ધિપૂર્વક વિચારીને આચરજો." આ વાક્ય કહીને સાધકો પ્રતિ સૂત્રકાર એમ કહેવા માંગે છે કે સૌ પોતાની શક્તિ જોઈને ડગ ભરે. કેટલુંક સુંદર છે એમ જાણીને ઘેલા સાધકો ઝંપલાવે છે. પરંતુ તે માર્ગે ગયા પછી શક્તિ ખૂટી જવાથી તે પાછા ડગ ભરે છે એ ઉચિત નથી. માટે સાધનામાર્ગમાં પ્રવેશતાં પહેલાં વિચાર કરવો ઘટે.

મહાસમર્થ સાધકોને પણ અનેક કષ્ટો સહેવા પડ્યાં છે એની યાદી આપી એમ બતાવવા માંગે છે કે કર્મો કોઇ પણ કરનારને છોડતાં નથી. જે રીતે કર્મો કરતી વખતે જીવ પ્રસન્ન રહે છે તે રીતે કર્મો ભોગવતી વખતે પણ જે પ્રસન્ન રહી શકે તે જ વીર પુરુષો જાણવા. આથી ભોગવતી વખતે પણ સુખ કે દુઃખ એ પોતાનાં કરેલાં કર્મોનું પરિણામ છે, એમ જાણી બીજા પર દોષ ન દેતાં પોતાના જ આત્માને સુંદર બનાવવાનો પુરુષાર્થ કરવો ઘટે એવો અહીં ભાવ છે.

[૫] જ્ઞાની સાધકોની ભુજાઓ કૃશ હોય છે. એનાં શરીરમાં માંસ તથા લોહી બહુ થોડું હોય છે. એવા મુનિઓ સમત્વભાવનાથી રાગદ્વેષ તથા કષાયરૂપ સંસારશ્રેણીનો નાશ કરી ક્ષમાદિ ઉચ્ચ ગુણોના ધારક બને છે; અને તેથી એ સંસારસમુદ્રથી તરેલા, ભવબંધનથી છૂટેલા, અને પાપી પ્રવૃત્તિથી દૂર થયેલા ગણાય છે.

**નોંધઃ**—આ સૂત્રમાં જ્ઞાની હોય એ દેહદમનની મર્યાદા જાણી યથાર્થ તપશ્ચરણ અવશ્ય કરે એવી ભાવના મૂકી, જે જ્ઞાનનું ફળ જીવનમાં પરિણમે એ જ જ્ઞાન એમ બતાવ્યું છે. પણ આથી જેનાં હાડમાંસ સુકાયલાં હોય એ જ જ્ઞાની કે મુક્તિના અધિકારી છે, એવું કોઈ રખે માની લે ! આ

કથનથી એટલું જ સમજવાનું છે કે:-મોક્ષાર્થી સાધકને શરીરશુશ્રૂષાનો મોહ ન હોય, અને દીર્ઘ તપશ્ચર્યા એને સહજ હોય. પણ એ જ વાક્ય લખી આ જ સૂત્રમાં સૂત્રકાર જણાવે છે કે:-એ બધું વિવેકપૂર્વક હોય, એટલે કે તેમની બધી ક્રિયા હેતુપૂર્વક અને સહજ હોય. તે તપસ્વીનું શરીર જેટલું કૃશ હોય તેટલી જ તેની વાસના પણ કૃશ હોય. તેનામાં ક્રોધાદિ કષાયો ઘટ્યા હોય અને ક્ષમાદિ ગુણો વધ્યા હોય. આવા સાધકો સંસારમાં હોવા છતાં સંસારસમુદ્રથી પાર જાણવા. એમ કહીને સૂત્રકાર સમજાવે છે કે સંસાર પોતે બંધનકર્તા નથી, પણ રાગાદિ આંતરિક શત્રુઓને અંગે જે સંસાર નિર્માય છે એ બંધનકર્તા છે. આથી એ ફલિત થયું કે સંસારનો અંત આંતરિક રિપુઓના નાશ વિના થઈ શકે નહિ.

[૬] અહો જંબૂ! આ રીતે બહુ લાંબા કાળથી સંયમમાર્ગમાં રમનારા, અસંયમથી નિવૃત્ત થયેલા અને ઉત્તરોત્તર પ્રશસ્ત ભાવમાં પ્રવર્તનારા મુનિ સાધકને શું સંયમમાર્ગમાં થયેલી અરુચિ (અણગમો) સંયમથી ચલિત બનાવી શકે?

**નોંધ:**—વિરત, ભિક્ષુ, ચિરસંયમી એ ત્રણ વિશેષણો મુનિ સાધકને વાપરી એવા સાધકને પણ શું કંટાળો ઉપજે? એવો સૂત્રકારે જ અહીં પ્રશ્ન કર્યો છે. આ પ્રશ્નની પાછળ એમનો દઢ અનુભવપૂર્વકનો નિશ્ચય રજૂ કરવા માગે છે. આવા સુયોગ્ય ભિક્ષુ સાધકને કોઈ સ્થળે કંટાળો હોય નહિ, એવી પાકી પ્રતીતિ તેઓ આપે છે. અને કહેવા માગે છે કે:—આવા ભિક્ષુને કોઈ પણ પ્રલોભન કે સંકટના પ્રસંગો સ્પર્શી શક્તા જ નથી. અને સ્પર્શે તોય એમની વૃત્તિ ચલિત થતી નથી. આ ભૂમિકા ઘણી જ ઉચ્ચકોટિની છે. છે. આટલી હદે પહોંચેલો સાધક નિરાસક્તિથી પરાકાષ્ઠાએ પહોંચ્યો ગણાય. અહીં ત્યાગના ફળનું માપ બતાવ્યું છે. સુંદર કે અસુંદર પ્રસંગો સાધકના મન પર કે કર્મ પર કેવી અસર ઉપજાવે છે, તે પરથી એ સાધકે કેટલો વિકાસ સાધ્યો છે અને કેટલી દિવ્યતા મેળવી છે એનું માપ કાઢી શકાય. સારાંશ કે:—જેમનામાં સમતા છે, એમને સારા કે માઠા પ્રસંગો કશી અસર કરી શક્તા નથી.

[૭] તેથી જ કહું છું કે વહાલા જંબૂ! આવા જાગૃત અને ગુણવિશિષ્ટ સાધકોને અરુચિ કશું પણ કરી શકતી નથી, કારણ કે

તેવા સાધકમાં ઉત્તરોત્તર પ્રશસ્ત ભાવોની વૃદ્ધિ થયે જ જાય છે. આવી રીતે ઉત્તરોત્તર પ્રશસ્ત ભાવનાની શ્રેણી પર ચડનારો સાધક (સમુદ્રના) પાણીથી કદી ન ઢાંકી શકાય એવા સુરક્ષિત દ્વીપના (સમુદ્રની વચ્ચે રહેલા) જેવો છે.

**નોંધઃ**—આવા ઉચ્ચ ભૂમિકાના યોગીજનોને અહીં દ્વીપની ઉપમા આપી છે, એ સુઘટિત છે. દ્વીપ જેમ પાણી હોવા છતાં વચ્ચે રહી પોતાનું અને અન્યનું રક્ષણ બરાબર કરી શકે છે, તેમ આવા સાધકો ચોમેર સંસારના અનેક રંગરાગો એની આસપાસ વિંટળાયેલા હોય, તોયે જળમાં કમળવત નિર્લેપ રહી શકે છે અને બીજાના પ્રેરક બની શકે છે.

[૮] તે જ પ્રમાણે તીર્થંકરભાષિત સદ્ધર્મ પણ દ્વીપતુલ્ય છે.

**નોંધઃ**—અહીં તીર્થંકરભાષિત જૈનધર્મને દ્વીપની ઉપમા આપી એની વિશ્વવ્યાપકતા અને નૈસર્ગિકતા સિદ્ધ કરી છે. દ્વીપ જેમ અનેક થાકેલાને આશ્વાસન આપનારો નીવડે છે, તેમ તીર્થંકરભાષિત ધર્મ પણ એટલો જ આશ્વાસનકારક નીવડે છે. તેમાં વિશ્વના પતિત, પીડિત, દલિત, વગેરે સૌ કોઈનો સમાવેશ છે. ધર્મની આ ઉદારતા ધાર્મિક ગણાતા પ્રત્યેક સાધકે વિચારવાજેવી છે. જેના જીવનમાં આટલી ઉદારતા અને સહજતા આવે એણે જ ધર્મ આરાધ્યો છે, એમ કહી શકાય.

[૯] મુનિ સાધકો સંસારની ભોગલાલસાનો સર્વથા ત્યાગ કરીને કોઈ પણ પ્રાણીઓને ન દૂભવતાં, સર્વલોકના પ્રિયપાત્ર બની, મર્યાદામાં રહીને ખરેખર પંડિતપદ પામે છે.

**નોંધઃ**—અહીં એ ધર્મમાં આગળ ગયેલા મુનિ સાધકોની વાત છે. પૂર્ણ અહિંસા અને સર્વલોકપ્રિયતા એ બન્નેને પૂર્ણ સંબંધ છે. પણ અહિંસા તો ભોગલિપ્સા દૂર થયે જ પાળી શકાય. આથી ભોગની ઇચ્છા—વાસના મંદ પડે એટલી જ જીવનમાં અહિંસાની સાધના થાય અને વિશ્વબંધુત્વ સધાય. એવો ઉપરના સૂત્રનો સાર છે. અને ધર્મનું એ જ ફળ છે.

[૧૦] પરંતુ જે સાધકોને ઉપરની બીનાનું સંપૂર્ણ જ્ઞાન નથી, તેઓ સર્વજ્ઞદેવે ફરમાવેલા આવા કડક માર્ગમાં પ્રવર્તવા માટે સુંદર

રીતે ઉત્સાહી થઈ શકતા નથી. આવા સાધકોને પંડિત અને પીઢ સાધકો પક્ષીઓ જેમ પોતાનાં બચ્ચાંને ધીરેધીરે સંભાળપૂર્વક ઉછેરે તેમ ઘણીઘણી સંભાળ રાખી ધર્મમાં કુશળ બનાવે. કારણ કે આ રીતે અનુક્રમપૂર્વક રાત્રિ અને દિવસ તાલીમ આપવાથી તેઓ આ સંસારનાં બંધનોને તરી શકવા માટે સમર્થ થઈ શકે છે.

**નોંધઃ**—આ સૂત્રમા જૈન ધર્મને સમજીને કોણ પચાવી શકે એ સૂત્રકારે સમજાવ્યું છે. જેઓને એ ધર્મ સમજાયો છે, તે એમને ઠેકાણે લાવવા પ્રયત્ન કરે. કારણ કે જે પુરુષોને આ ધર્મ પચ્યો હોય તેઓ જ બીજાની ભૂલો સહજ ભાવે ગળી શકે અને ભૂલેલા તરફ ઊલટા વધુ ઉદારતા દર્શાવી શકે.

બીજી વાત એ છે કે ઘણા સાધકોના સંબંધમાં એવું પણ બને કે તેઓ ત્યાગ અને તપશ્ચર્યાથી સ્વેચ્છાપૂર્વક અનેક કષ્ટો સહ્યા છતાં અને સંયમના સાંકડા માર્ગમાં ઘણી મુશ્કેલીઓથી પસાર થયા છતાં, જ્યારે તેમને જનસમૂહ કે સમાજ તરફની સદ્‌ભાવના કે સહાનુભૂતિ પ્રાપ્ત ન થાય ત્યારે એ નિરુત્સાહ અને નીરસ બની જાય. તથા એને સંયમ તથા સંયમના નિયમો પણ કંટાળારૂપ લાગે, તેમજ તેને સમાજ પ્રત્યે ઘૃણા પણ થાય. આવે સમયે પીઢ સાધકોએ તેમના મનનો અસંતોષ દૂર કરી ઉત્સાહ અને નવચેતન સ્ફુરાવવાં ઘટે; કારણ કે ઘણીવાર અપરિપક્વ સાધકની ગરમી માનસિક જડતાની ઠંડીમાંથી ઉગારી લેવામાં પૂર્ણ મદદ કરે છે.

આ સૂત્ર તો ત્યાં સુધી કહે છે કેઃ—ધર્મિષ્ઠ પુરુષોનું સમસ્ત જીવન તે કાર્યમાં અર્પણ થઈ ગયું હોય. રાત્રિ કે દિનની પરવા કર્યા વગર તેઓ સત્‌પ્રવૃત્તિમાં પરાયણ રહે, અને તેમની કોઈ પણ ક્રિયા એવી ન થાય કે જેનો ઉપયોગ જગતના હિત અર્થે ન હોય! જગતના તો એ આધારભૂત સ્તંભ હોય છતાં એમનામાં વાત્સલ્યનાં અમૃત ભર્યાં હોય, પંથભૂલેલા પર તો એ પિતાને છાજે તેવું વાત્સલ્ય દર્શાવે.

## ઉપસંહાર

વૃત્તિદાન માટે દેહદમન પણ આવશ્યક છે. દેહદમનને અને દિવ્યતાને જન્યજનક સંબંધ છે. જીવનોપયોગી પ્રત્યેક સાધનાનો નિર્મમત્વભાવે

ઉપયોગ કરવો એ દેહદમનની સાર્થકતા છે. ઉપાધિ, સાધનસામગ્રી ઘટે, એટલે ઉપાધિ અને પાપ બન્ને ઘટે છે.

જેટલે અંશે જીવનમાં સદ્ધર્મ રેડાય તેટલે અંશે અંતઃકરણની શુદ્ધિ અને ચારિત્ર ઘડાય.

જેટલો દેહાધ્યાસ છૂટે તેટલું જ જીવન નૈસર્ગિક બને. જે સંયમ-વાસનાને કૃશ કરવાના પ્રયોગ માટે ઉપયોગી થાય તે જ સાચો સંયમ છે.

એમ કહું છું.

ધૂત અધ્યયનનો તૃતીય ઉદ્દેશક સમાપ્ત થયો.

## ચતુર્થ ઉદ્દેશક

### સાધનાની સમવિષમ શ્રેણીઓ

સાધનાનો માર્ગ એક અજોડ ઝાડીવાળા અરણ્ય જેવો અટપટો છે. ત્યાં અરણ્યના પંથે પડેલા જેવી સાધકોની સ્થિતિ થાય છે. કામક્રોધાદિ ક્રૂર પશુઓના હુમલાથી ક્ષણે ક્ષણે તેમને સાવધ રહેવું પડે છે. વાદ અને માન્યતાની અનેક નાનીમોટી, આડીઊભી ફાંટતી કેડીઓ વચ્ચે અટવાઈ જવું પડે તોયે એમાંથી માર્ગનો નિર્ણય શોધી લેવો પડે છે. અને સુખશીલિયાપણું પસંદ હોવાથી સત્પુરુષોની શિખામણ કાંટારૂપ બની તેમના અણવાણા પગમાં ચૂભે તોય એ માર્ગે ચાલવું જ પડે છે. આ રીતે અનેક સંકટોથી ભરેલો આ સાધનાનો કપરો માર્ગ છે.

સાધનાના કપરા માર્ગની કલ્પના તો લગભગ બધા સાધકોને હોય છે. માનસિક બળ, જિજ્ઞાસા અને સંયમપ્રેમ કેળવ્યા પછી જ તે આ માર્ગે પગ મૂકતા હોય છે. પણ

કલ્પના અને અનુભવ વચ્ચેના ભેદનું જેમને જ્ઞાન હોતું નથી તેવા સાધકો જેમજેમ અનુભવ થતો જાય છે તેમતેમ મૂંઝાય છે. એક તરફ ચિત્તના પરિતાપે તેમનાં બળ, જિજ્ઞાસા અને સંયમનો પ્રવાહ શોષાવા માંડે છે, અને બીજી તરફ પહેલાં કરેલી મહાન કલ્પનાઓ અને મહત્ત્વાકાંક્ષાનાં શિખરો ભાંગી પડવાનો ભય તેમની મૂંઝવણમાં ઉમેરો કરે છે.

તેઓ પૂર્વગ્રહોના સંઘરી રાખેલા વળગાડને સાથે લઈને ફરતા હોઈ સદ્‌ગુરુનું શરણ સ્વીકારી શકતા નથી, અને સ્વીકારે તો પચાવી શકતા નથી. એટલે મૂઢ અહંકાર તેમને ઉદ્ધત બનાવી મૂકે અને તેની શક્તિને વિકૃત કરે, તેમાં કંઈ આશ્ચર્ય જેવું ન ગણાય. જોકે આવા સાધકો બાહ્ય દૃષ્ટિએ સંયમી, ત્યાગી અને તપસ્વી સમા દેખાય છે, બીજાઓને સન્માર્ગે પ્રેરી શકે એવી ચમત્કારી શક્તિ પણ ધરાવે છે, તોય તેમના પોતાના વિકાસનો દોર કાંઠે બંધાઈ ગયેલો છે. એટલે કાંઠે બંધાયેલા દોરવાળા નાવની પેઠે એ બુદ્ધિ અને ક્રિયાઓનાં હલેસાંઓ મારવા છતાં એટલા જ વર્તુલમાં રોકાઈ રહે છે, વિકાસના માર્ગે સીધી ગતિ કરી શકતા નથી. તેવા સાધકોની ભૂમિકાઓનો અને તેમના ઉકેલનો ઉલ્લેખ આપવા સારુ

ગુરુદેવ બોલ્યાઃ—

[૧–૨] વહાલા જંબૂ! આગળ કહ્યા પ્રમાણે વીર અને વિદ્વાન ગુરુદેવો રાત્રિદિવસ સતત તાલીમ આપી શિષ્યોને તૈયાર કરે છે. *છતાં તેમાંના કેટલાક શિષ્યો ગુરુદેવ પાસેથી જ્ઞાન મેળવ્યા પછી, એના* આશયને ન ઓળખવાથી, શાંતભાવને છોડી દઈ અભિમાની, સ્વચ્છંદાચારી અને ઉદ્ધત બની જાય છે. અને કેટલાક સાધકો પ્રથમ તો

ઉત્સાહપૂર્વક સંયમમાં જોડાય છે, પણ જોડાયા બાદ સત્પુરુષોની આજ્ઞાનો અનાદર કરીને સુખલંપટ થઈ વિવિધ વિષયોની જાળમાં ફસાય છે.

**નોંધઃ**—આ વિશ્વના રંગમંડપ પર ઘણા નટ થઈ નાચે છે, અને ઘણા દ્રષ્ટા બની જુએ છે. પણ નાચનારા કે જોનારામાંના વિરલને જ આ બધું નાટક માત્ર છે તેનું ભાન થાય છે. આવું કંઈક ભાન જાગે કે જાગવાની તૈયારી થાય ત્યારે જ સાધનાનો માર્ગ ગમે. ત્યાં સુધી તો માનવમાત્ર સાધનોને સાધ્ય માની સાધનનો જ દુરુપયોગ કરે એ સ્વાભાવિક છે. જગતમાં આવું જ કંઈ દેખાય છે. પણ સૂત્રકાર માનવને સંબોધીને માનવજાતને સંબોધે છે; કારણ એ છે કે તેઓને સાધનામાં જોડાવાની યોગ્ય સામગ્રી સહજપ્રાપ્ત હોય છે. અને એથી કુદરતનો સંકેત એમને માટે સ્વતંત્ર અને સહજ છે. એટલે માનવ ધારે તો આવી સંસારની ગતાનુગતિક પ્રવૃત્તિનો તે પલટો કરી શકે છે. અને એમ કરવું એ માનવજીવનનો પ્રધાનહેતુ પણ છે.

પરંતુ અહીં સાધનામાર્ગ ગમે, તોયે કેવળ ગમવા માત્રથી તે માર્ગે જવાતું નથી, એ વાત ભૂલવી જોઇતી નથી. એટલે જેણે એ માર્ગે જવા યોગ્ય આંતરિક બળ ખીલવ્યું હોય, તે જ અહીં પગ મૂકી શકે.

ઘણીવાર કેટલાક સાધકોના સંબંધમાં એવું પણ બને છે કે એકને આકસ્મિક રીતે પ્રથમપ્રથમ બધા અનુકૂળ સંયોગો મળી રહે છે; જેવા કે, સદ્ગુરુ કે સરળ ઉપસાધકોનો યોગ, સુંદર અને સરળ દર્શન, ભક્તિમાન અને ગુણાન્વેષી ભક્તમંડળ, અને સાધના માટે સહજપ્રાપ્ત થતાં ભોજન, વસ્ત્રાદિ સાધનો વગેરે. આથી ' અમે પૂર્વે આંતરિક બળ ખીલવ્યું હશે તેથી તો આજે સાધનો પામી આંતરિક બળને લીધે જ આગળ ધપીએ છીએ ' એમ માની એ સાધકો હવે જાણે આંતરિક બળ ખીલવવાની એમને જરૂર જ ન હોય તેમ વર્તવા માંડે છે. પણ કસોટીના સંયોગો ઉપસ્થિત થતાં એમની આ માન્યતા જૂઠી પડે છે, અને એમને પોતાની આંતરિક નબળાઇઓનું ભાન પણ થાય છે. એટલે સૂત્રકારના આશય પ્રમાણે પ્રથમથી જ આંતરિક તૈયારી કરવી જોઇએ, જેથી પાછળથી પસ્તાવું ન પડે. પૂર્ણ આંતરિક તૈયારી વિના અનુકૂળ પ્રતિકૂળ કોઈ પણ સંયોગો પચતા નથી. એક

સંયોગ ઉદ્ધત બનાવે છે, તો બીજો સંયમમાં શિથિલતા લાવે છે. આટલું સાધક અવશ્ય વિચારે.

ઉપરના પ્રથમ સૂત્રમાં જ્ઞાનનું અજીર્ણ થયું હોય તેવા સાધકોનો નિર્દેશ છે. ' અનુભવ વિના જ્ઞાન પચે નહિ,' એ સૂત્ર ખરેખર મનનીય છે. જ્યારે સદ્‌ગુરુ શિષ્યની માનસચિકિત્સા પૂર્ણ રીતે કર્યા વગર, એટલે એ શિષ્યની અનુભવદૃષ્ટિ જ્યાં ન પહોંચી શકતી હોય એવું જ્ઞાન આપી દે છે, ત્યારે જ આવું અજીર્ણ થવાનો ભય છે.

જેમ માત્રાની દવાઓ પુષ્ટિકારક હોય છે, અને માયાળુ વૈદ્ય પોતાના પ્રિય દર્દીને જલદી શક્તિમાન થવા ઇચ્છે છે, તોયે તે દર્દીની હોજરી બરાબર જીરવી શકે ત્યારે જ એને આપી શકે અને ત્યારે જ એને ફાયદો પડતો થાય. આમાં જેટલી ઉતાવળ તેટલું દર્દીને દુઃખ થવાનો સંભવ વિશેષ. આ વાત અનુભવસિદ્ધ હોવાથી હિતૈષી વૈદ્ય દર્દી ઉતાવળ કરે તોયે આવી ભૂલ કરતા નથી. તેમ જ્ઞાની પુરુષોએ પણ સાધકો પ્રત્યેક તેટલું અને તેવું જ લક્ષ આપવું ઘટે. આ જ દૃષ્ટિબિંદુએ જ્ઞાની પુરુષો એવા સાધકોને માટે અમુક જ વાચન, અમુક જ સંગ, અમુક જ ખાનપાન અને વસ્ત્રાદિ સામગ્રી તથા અમુક જ સ્થાન નિયત કરી નિયમબદ્ધતા યોજી દે છે. અને એમની પ્રત્યેક પ્રવૃત્તિ પર પછી પણ દૃષ્ટિપાત કરતા રહે છે. અમુક સાધકો એ કોટિના હોય છે કે જેઓ કાયમ ગુરુઆજ્ઞામાં ટકી રહે છે.

પણ અહીં એવા સાધકોની વાત છે કે જે સાધકો પૂર્વગ્રહોને અધીન હોય છે. આવા સાધકો સત્પુરુષને સંપૂર્ણ અધીન થઈ કે રહી શકતા નથી, અને તે કારણે એમની સ્થિતિ ત્રિશંકુ જેવી બની જાય છે. આવા સાધકો ગુરુઆજ્ઞાને બંધન માને છે. તોયે પોતાની વૃત્તિના બંધન-મા બરાબર જકડાઈ જાય છે અને તેથી જ કેવળ ઉદ્ધત બની ઊલટી પ્રવૃત્તિમાં પડી જાય છે. આ એક પ્રકારના પતનનો જ માર્ગ છે. અને એવા સાધકોને એ વધુ પીડે છે. વધુ એટલા માટે કે એવા સાધકોનું શાસ્ત્રીય જ્ઞાન કેવળ વાચાળતારૂપે પરિણમવાથી તેઓ જ્ઞાનનો વેપાર કરવા મંડી પડે છે, અને બીજાઓને સંબોધી બ્રહ્મચર્ય, સંયમ, ત્યાગ, તપ, અર્પણતા એવા એવા અનેક વિષયો પર સુંદર વક્તવ્ય કે લખાણ કરવા છતાં પોતાના જીવનમાં ઉતારવાનું ભૂલી જાય છે. આવા સાધકો જગતની દૃષ્ટિએ ત્યાગી કે સંયમી દેખાય છે; બહારની પૂજા, પ્રતિષ્ઠા અને સન્માન મેળવી શકે છે; પણ

આત્માનાં સન્માન પામી શકતા નથી. આખરે તો એમને પટકાઈને પણ સન્માર્ગે વળવું જ પડે છે, અને તેમાંના ઘણાખરા વળે છેય ખરા. પણ જેટલો એ માર્ગે સમય વધુ પસાર કરે તેટલું જ તેમને પાછળથી પસતાવું અને સહવું પડે. કદાચ જન્મ આખો વીતી જાય. તોયે યોગભ્રષ્ટ થઈ અન્ય જન્મે ફરીથી સાધનાના માર્ગે જોડાયે જ એમનો છુટકો થાય છે.

બીજા સૂત્રમાં બીજી કોટીના સાધકોની વાત છે. એમાં આજ્ઞાની આરાધનાનો બહિષ્કાર તો છે જ, તોયે એમા ઉદ્ધતાઈનાં અંશો નથી. એટલો ફેર છે. એટલે અહીં સાધકોનો બલાત્કૃત દોષ ન ગણાય. તેમના પૂર્વઅધ્યાસો જ એને વિષયો તરફ ખેંચી જાય છે, અને તેઓ ખેંચાઈ જાય છે. જોકે આમ થવામાં મુખ્ય કારણભૂત તેમની અસાવધતા તો છે જ, કે જે ક્ષમ્ય ન ગણાય. અને તે લગભગ સમજફેરથી જન્મી હોય છે. કારણ કે ત્યાગ એટલે પદાર્થ પર થતી લાલસા અને વિષયો તરફ ખેંચાતી વૃત્તિઓને રોકવાનો પ્રયોગ, અને તપ એટલે ઇચ્છાનો નિરોધ, એવું એને ભાન ન હોવાથી આ ગેરસમજ જન્મે છે; અને એથી એ માત્ર પદાર્થત્યાગ કરી સાધનાની ઇતિ-સમાપ્તિ માની લે છે, અથવા વેગથી ખેંચાઇને પ્રયોગો કરવા માંડે છે. પણ આખરે સમજવિનાનો આ વેગ અમુક સમય જ ટકે છે. એ ચાલી જાય એટલે એમનો વેગ બદલાય છે અને પૂર્વઅધ્યાસો જાગૃત થતાં તે ખેંચાઈ જાય છે. આવા સાધકોને અવલંબન મળી જાય તો તે જલદી ઠેકાણે આવી જવાનો સંભવ રહે ખરો.

[૩] સાધક જંબૂ! આપણે ઘણાના મનનીય અને પૂજનીય થઈશું એવી માન મેળવવાની વૃત્તિથીયે કેટલાક ત્યાગ ગ્રહણ કરે છે. પણ તેઓ પાછળ મોક્ષમાર્ગમાં ન ચાલતાં કામેચ્છાથી બળી બહારના સુખમાં મૂર્છિત થઈને વિષયોનું ધ્યાન ધરે છે અને તીર્થંકરભાષિત સમાધિને સાધવામાં સફળ થતા નથી. પ્રિય જંબૂ! આવે વખતે જો તેમને કોઈ હિતશિક્ષા આપે તો તે સાંભળીને ઊલટા તે શિખામણ દેનારને જ નિંદવા મંડી પડે છે.

**નોંધ:**—અહીં તો પ્રથમથી જ ઉદ્દેશની અશુદ્ધિ છે. શક્તિવિનાનો ત્યાગ ક્યાંથી પચે? પણ આવા સાધકો કરતાંય એમને સાધનામાર્ગમાં જોડી દેનાર સાધકો વધુ જવાબદાર છે, એમ માનવું જ રહ્યું. કારણ કે આવા

સાધકોથી આખો સાધનામાર્ગ નિંદાય છે. ધર્મને નામે અત્યાચાર, હત્યા અને એવાં દૂષણો આવી જાતના સાધકોથી પેસવાનો ભય રહે છે. આવા સાધકોની પોતાની વિકૃતિ તો વધે જ છે. પરંતુ પોતાનાં નિકૃષ્ટ આંદોલનોને તેઓ જગતમાં ફેલાવે છે, એટલે તે વિકૃતિ ભયંકર નીવડે છે. ધર્મ જેવા જીવનદાયી અને સંસ્કારી તત્ત્વથી કે તે પરની શ્રદ્ધાથી બુદ્ધિમાન વર્ગને વંચિત રાખવામાં આવા સાધકોની જીવનચર્યા એક મહાન કારણભૂત બને છે. આવા સાધક શિક્ષાનાયે અધિકારી રહેતા નથી. જે શિક્ષા આપે એને જ એ નિંદે છે. એટલા નીચેની ભૂમિકા પર તે ચાલ્યા જાય છે. માત્ર અંધ, જડ, વહેમી અને લાલચુ પ્રજામાં એનું પતન ફૂલેફાલે છે.

[૪] પ્રિય જંબૂ! પણ કેટલાએક તો પોતે ભ્રષ્ટ હોવા છતાં બીજા સુશીલ, ક્ષમાવંત અને વિવેકપૂર્વક સંયમમાર્ગમાં પ્રવર્તતા મુનિ દેવોને પણ ભ્રષ્ટ કહેતા ફરે છે. તેવા મૂર્ખ અને મંદ સાધકો તો ખરેખર બેવડા ગુનાને પાત્ર છે.

**નોંધઃ**—અહીં આવેલો આ વિભાગ એક વિચિત્ર કોટિના સાધકોનો છે. જેઓમાં ચારિત્રબળ રહેતું નથી, જેઓનો આત્મવિશ્વાસ ખૂટતો જાય છે, છતાં જેમને પ્રથમ કોઈ ધર્મ કે વેશને બહાને જામેલી પ્રતિષ્ઠા ગુમાવવાનું મુશ્કેલ થઈ પડે છે, અથવા પ્રથમ ચારિત્રબળથી જે પૂજા, પ્રતિષ્ઠા કે સન્માન મેળવ્યાં હોય છે તે ચારિત્રબળ ખૂટયે ચાલી જવાનો જેમને ભય લાગે છે, તેઓ પોતાનું સ્થાન ટકાવવા માટે ગુણી જનો અને ચારિત્રશાલી વ્યક્તિઓની નિંદાનો માર્ગ અખત્યાર કરે છે. તેમની આ વાત છે. જોકે આમ કરવાથી એમનો ઉદ્દેશ સરતો નથી, અને આત્મિક પતન વધુ થાય છે; તોયે શાસ્ત્રકાર કહે છે કે તેઓ ખરેખર દયાપાત્ર છે. કારણ કે અહીં તેમનું અજ્ઞાન દૂષિત છે, તેઓ દૂષિત નથી. આવા સાધકોને શાણા સાધકો ધારે તો ઠેકાણે લાવવામાં સફળ થાય છે. કારણ કે તેઓ અભિમાની કે અક્કડ નથી હોતા. એથી તેઓ જલદી સુધારી શકે છે.

[૫] આત્માર્થી જંબૂ! વળી કેટલાએક સાધકો પોતે શુદ્ધ સંયમ પાળી શકતા નથી પણ બીજાને શુદ્ધ સંયમ પાળવાની પ્રેરણા કરે છે, અને શુદ્ધ સંયમના પાલકો તરફ બહુ માન પણ ધરાવે છે.—

**નોંધઃ**—આવા સાધકો તક ન મળવાને કારણે જ વિકાસને રુંધતા હોય છે. પણ ગુણગ્રાહી બુદ્ધિને લઇને તેઓને વિકાસનો માર્ગ ઉપરના બધા સાધકો કરતાં વહેલો મળી રહે છે. આ સાધકોનું દેખાતું પતન ક્ષણિક હોય છે, અને એ પતન પણ વિકાસના હેતુરૂપ બનવાનો સંભવ છે.

[૬] જિજ્ઞાસુ જંબૂ! પણ જેઓ પોતે સાધનામાર્ગથી ભ્રષ્ટ હોવા છતાં એમ કહે છે કે અમે જે પાળીએ છીએ તે જ શુદ્ધ સંયમ છે, બીજો નહિ, તેવા મૂઢ સાધકો જ્ઞાન અને દર્શનથી પણ ભ્રષ્ટ થઈ જાય છે; જોકે બાહ્ય વ્યવહારથી તેઓ ઉત્તમ કોટિના [આચાર્યાદિ] સાધકોને (દંભથી) નમે છે ખરા છતાં પણ તેવા ભ્રષ્ટ સાધકો સદાચારથી વેગળા જ છે એમ જાણવું.

**નોંધઃ**—' પોતે સંયમી ન હોવા છતાં પોતે જ સાચો સંયમ પાળે છે બીજા નથી પાળતા ' એમાં એક તો એ સત્યનો અપલાપ અને એકાંતવાદ એ બે દૂષણો છે, અને બીજું છુપાવે છે તે દોષ છે. પાપ કરનાર કરતાં તે કરીને છુપાવનાર વધુ દૂષિત છે. એટલું જ નહિ પણ પ્રથમનો સાધક સુધરે છે, જ્યારે બીજાને તો સુધરવાનો અવકાશ જ બહુ અપવાદરૂપે હોય છે. મહાપુરુષોનો નિત્ય સંગ પણ તેવા સાધકને ઉપકારક થતો નથી, કારણ કે જેઓ અજ્ઞાનને અજ્ઞાનરૂપે અંદર જાણવા છતાં બહાર જ્ઞાની હોવાનો દંભ કરે છે તેઓ ભયંકર ગુનેગાર છે. અને આવા સાધકોનું દર્દ લગભગ અસાધ્ય જેવું હોવા વિશે સૂત્રકાર કહે છે કે આવા સાધકો માત્ર ચારિત્રભ્રષ્ટ જ નહિ બલકે જ્ઞાન અને દર્શનથી પણ ભ્રષ્ટ થાય છે.

[૭] આત્માર્થી જંબૂ! કેટલાક નિર્બળ સાધકો પરિષહોથી [સાધનામાર્ગની મુશ્કેલીથી] ડરીને સંયમાદિ સાધનાથી ભ્રષ્ટ થઈ જઈ ને સંયમને નામે અસંયમી જીવન ગુજારે છે. તેવા સાધકો ત્યાગી હોય તોયે તેમનું " ઘર છોડી ચાલી નીકળવું " એટલે કે ગૃહત્યાગ એમને કંટાળારૂપ બને છે.

**નોંધ**—જેઓ સંયમ પાળવાની શક્તિથી વિમુખ થઈ ગયા હોય છે, કંટાળી ગયા હોય છે, એવા સાધકોનો ઉપરના સૂત્રમાં ઉલ્લેખ છે. આવા સાધકો પોતાના શાસનની નિંદા થશે કે પોતે સાધકદશા છોડી દેશે તો

સમાજ પોતાને નિંદશે એવા ભયથી જ જેમ રગશિયા ગાડાને પૂંછલેલ બળદ હાંકે તેમ સાધકદશાને હાંક્યે જાય છે. તેનું અંતર ત્યાગમાં તન્મય થતું નથી, અને એથી એમને માટે ત્યાગી જીવન એ એક કંટાળાભરેલી વસ્તુ બની જાય છે. જોકે આવા સાધકો સમાજ કે ધર્મને લાંછન લાગે તેવું કાર્ય કરતા નથી, પરંતુ તેમનો જીવનરસ ચુસાઈ ગયો હોવાથી તેઓ પોતાનું વ્યક્તિગત કે સમાજગત હિત પણ સાધી શકતા નથી; એટલે કે માત્ર શુષ્ક જીવન પસાર કર્યે જાય છે. આ સ્થળે એમ કહેવું પ્રાપ્ત થાય છે કે આવા સાધકોમાંય રસ લાવવાની શક્યતા તો છે જ, માત્ર સમાજમાં ઉદારતા હોવી ઘટે. એથી જ આવા સાધકવર્ગની સ્થિતિ બીજા બધા સાધકો કરતાં વધુ વિચારણા માગે છે.

[૮] ઘણા સાધકો “ અમે જ જ્ઞાની છીએ ” એવા ડોળમાં ને ડોળમાં બીજાઓને નીચા માની પતનના માર્ગે વધુ ને વધુ જતા જાય છે. એમની સાથેના જે સાધકો આવા ડોળથી ઉદાસીન રહે છે તેમને તેઓ ઊલટા ધુત્કારે છે, પામર માને છે અને બીજાની દૃષ્ટિએ હલકા પાડે છે. [ આટલું કહીને સૂત્રકાર કહે છે કે ] આવા બાળપંડિતો સાધારણ જનોમાં પણ ધિક્કાર પામે છે, અને ખરેખર બહુ લાંબા કાળ પર્યંત આ સંસારમાં પરિભ્રમણ કર્યા કરે છે. માટે બુદ્ધિમાન સાધકે સદ્ધર્મના રહસ્યને યથાર્થ રીતે જાણતા શીખવું ઘટે.

**નોંધઃ**—અહીં સૂત્રકાર એવી કોટિના સાધકોની વાત કરે છે કે જે ધર્મચુસ્ત કહેવાય છે, છતાં સાચા ધર્મથી વિમુખ હોય છે. વિમુખ શા સારુ ? એનો આકાર પણ ઉપરના સૂત્રમાં આપ્યો છે. એ પરથી સાપેક્ષવાદનું રહસ્ય પણ સમજાય તેમ છે. સૂત્રકારના આશય પ્રમાણે જોતાં ભિન્નભિન્ન ધર્મ, મત કે સંપ્રદાયો ભિન્નભિન્ન ભૂમિકાએ રહેલા સાધકોના મંડળરૂપે નિર્માય છે, નિમાર્યાં હોય છે, કે નિર્માયાં હોવાં ઘટે. કારણ કે મંડળનો હેતુ ભેદ પાડવાનો નહિ પણ સમતાથી સહકાર સાધવાનો હોય છે. એક સ્થળ કે એક ભૂમિકા સૌને લાગુ ન પડે, એટલે ભિન્નભિન્ન દૃષ્ટિબિંદુએ ભિન્નભિન્ન દેશકાળને અનુલક્ષીને મંડળ યોજાય છે. અને એથી જે સાધક જ્યાં એ યોજાયા હોય ત્યાં ત્યાંથી તે ધારે તો પોતાનો વિકાસ સાધી શકે છે. અને એમ કરવું એને માટે વધુ સરળ અને ઉચિત હોવું ઘટે.

બાકી આ ધર્મ સારો છે કે આ બૂરો છે એ માત્ર દૃષ્ટિભેદ છે. અપેક્ષા-

વાદની દૃષ્ટિએ બધા ધર્મો, મતો કે સંપ્રદાયોને નિરખતા શીખવું એ જ સાચા કે ઊંચા ધર્મનું રહસ્ય છે. પણ એ હેતુ ભૂલી જઈ મારો જ ધર્મ ઊંચો છે, અથવા હું જ ઊંચો છું, હું જ જ્ઞાની છું, હું જ ચારિત્રવાન છું, મારી જ ઉચ્ચ જ્ઞાતિ કે ઉચ્ચ સમાજ છે, આવુંઆવું એક યા બીજા પ્રકારનું મિથ્યાભિમાન સાધકદશામાં ગયા પછી પણ જે સાધકોમાં રહી જાય છે એ સાધકોની સ્થિતિને સૂત્રકારે ઉપરની બધી સ્થિતિઓમાં અધમ વર્ણવી છે. બીજાં પતનોમાં ક્યાય જન્મોજન્મ સુધી સંસારનું પરિભ્રમણ કહ્યું નથી, પણ એ અહીં કહ્યું છે. અનુભવથી પણ આટલું તો સમજાય તેવું છે કે પોતાની કે બીજાની દૃષ્ટિએ બીજાં પતનો પતનરૂપે દેખાય છે. આ પતન છેવટ સુધી પતનરૂપે પોતાને કે બીજાને દેખાતું નથી, અને એથી જ એ વધુ ભયંકર છે.

// એક વ્યક્તિને એક ધર્મમાંથી ખેંચી પરાણે બીજા ધર્મમાં લાવવો, અને વાણીથી, પ્રલોભનથી શક્ય ન બને તો બળાત્કારથીયે લાવવો, અને છતાં એ પાપક્રિયા નથી પણ ધર્મ છે, ધર્મ ખાતર હિંસા પણ ક્ષમ્ય છે, એવાએવા ઉપદેશો આપી ઝનૂનનો પ્રચાર કરવો, ધર્મને નામે રક્તની નદીઓ વહેવડાવવી, માનવમાનવ વચ્ચેની સહજ પ્રેમળ વૃત્તિમાં ઝેર રેડી એમની વચ્ચે ભેદોની દીવાલો ખડી કરવી, માણસાઈ વિસરાવવી, અને માનવસભ્યતા ભૂલવી—એ બધાંનું મૂળકારણ ઝનૂનભરી ધર્મની આપણી વૃત્તિ છે એમ કહ્યા વિના કેમ ચાલશે? બાકી, હિંસ્ર પશુઓ પણ પોતપોતાની જાતિ પ્રત્યે માયાળુ હોય છે, તો માનવમાનવ વચ્ચે આવી 'માણસ ખાઉં, માણસ ગંધાય' જેવી વૃત્તિ હોય, એ માનવસંસ્કૃતિને વિઘાતક જ છે. આ વૃત્તિને પોષવામાં વિશ્વના અકલ્યાણની અનિષ્ટતાનો સંભવ છે. આથી જ સૂત્રકાર "ધર્મનું રહસ્ય યથાર્થ જાણો" એમ કહીને એમ સ્પષ્ટ કહે છે કે એવી વૃત્તિ મહાન હાનિકર છે. તેમાં ધર્મ નથી, પણ ધર્મને નામે આવેલો ધર્મનો વિકાર છે. //

સાધકોમાં કોઈ ઊંચ કે કોઈ નીચ નથી. તેમ કોઈ ધર્મ પણ ઊંચ કે નીચ નથી. શરીરનાં જેમ પગથી માંડીને શિર સુધીનાં બધાં અંગો ઉપયોગી છે, તેમ બધા સાધકો જગતની દૃષ્ટિએ ઉપયોગી છે. ધર્મો, મતો અને સંપ્રદાયો માત્ર સાધનો છે, ઉપર ચડવાની સીડીઓ છે. જેની જેટલી શક્તિ તેટલું તે સ્વીકારે. એમાં આગ્રહ શાનો?

માન્યતાનો, મત કે ધર્મનો આગ્રહ, હું ઊંચ અને બીજા નીચ એવા જ કોઈ મિથ્યાભિમાનથી જાગે છે; અને એ મિથ્યાભિમાનને લઈને જ આત્મશ્રદ્ધા હણાય છે, ઝનૂન પોષાય છે, તેમજ બીજા પ્રત્યે ઘૃણા અને તિરસ્કાર પણ જાગે છે. કેટલીક વાર તો આવા ઝનૂની માનવોની હિંસાભાવના એટલી તો બળવત્તર બને છે કે જો તેઓનું ચાલતું હોય તો આખા જગતને હણીને પણ પોતાનું મહત્ત્વ સ્થાપે. અને તેમના વાસનામય જગતમાં તો તેઓ જગતને હણી જ રહ્યા હોય છે. અહીં માનવતા નથી, તો પછી સંયમ કે જ્ઞાન શાનું સંભવે? આથી જ્ઞાની પુરુષો આવા સાધકોને ઠેકાણે લાવવા કેવી જાતનો પ્રયત્ન કરે છે તે આવતા સૂત્રમાં સૂત્રકાર વર્ણવવા માગે છે.

[૯] ભગવન્! એવા સાધકોને સત્પુરુષો કઈ જાતની હિતશિક્ષા આપી શકે? મોક્ષાર્થી જંબૂ! આવા સાધકોને સત્પુરુષો આ રીતે સદ્બોધામૃત પાય છેઃ હે પુરુષ! તું જગતને મૂર્ખ માની રહ્યો છે, પરંતુ એવી તારી માન્યતા જ તું પોતે મૂર્ખ છે એની પ્રતીતિ આપે છે. તું અધર્મને ધર્મ માની રહ્યો છે, હિંસાવૃત્તિથી નાનામોટા જીવજંતુને જાતે મારી રહ્યો છે, ફલાણાને મારો એવો હિંસાનો ઉપદેશ કરી રહ્યો છે, કિંવા એ હણાય તો ઠીક એમ માની રહ્યો છે. એ પરથી લાગે છે કે ખરેખર તું સાચા ધર્મથી તદ્દન અજ્ઞાત છે, તું અધર્મનો જ અર્થી છે અને હિંસામાં જ માનનારો છે. એ સાધક! જ્ઞાની પુરુષોએ દુઃખે કરીને આરાધી શકાય એવો માર્ગ કહ્યો છે, પરંતુ તું તે મહાપુરુષોની આ વાતનું રહસ્ય ન જાણતાં તેમની આજ્ઞાનો ભંગ કરી આજે એ જ ઉત્તમ કોટિના સદ્ધર્મની ઉપેક્ષા કરી રહ્યો છે. અને એને પરિણામે ખરેખર તું મોહમાં મૂર્છિત અને હિંસામાં તત્પર થયેલો દેખાય છે. એમ કહું છું.:

**નોંધઃ**—સત્પુરુષોની કેવી અમીમય દૃષ્ટિ હોય? એના વચનમાં કેટલી અનુકંપા અને મીઠાશ હોય? તથા સદ્ધર્મ અને અધર્મની વ્યાખ્યા શી હોય? એનાં અહીં દર્શન થાય છે. સંપ્રદાય, મોહ કે પ્રતિષ્ઠાના મોહથી જન્મતી જે ભયંકરતા ગત સૂત્રની નોંધમાં વર્ણવાઈ છે, તે જ આ સૂત્રમાં સ્પષ્ટ રૂપે કહેવાઈ છે. હવે સૂત્રકાર પુનઃ અન્ય કોટિના સાધકો વિષે કહેવા માગે છે.

[૧૦] વળી હે જંબૂ! કેટલાએક સાધકો ત્યાગમાર્ગની દીક્ષા અંગીકાર કરતી વખતે પ્રાપ્ત થયેલા ભોગસંબંધોને 'આનાથી શું સુખ થવાનું છે?' એમ માની તથા માતા, પિતા, સ્ત્રી, પુત્ર, જ્ઞાતિ તથા ધનદોલત ઇત્યાદિ પરના આસક્તિવાળા સંબંધને છોડીને પરાક્રમથી દીક્ષા લે છે, અહિંસા, સત્ય ઇત્યાદિ વ્રતોનું પાલન કરવા મથે છે અને જિતેન્દ્રિય પણ બને છે; પરંતુ એ વૈરાગ્ય જરા નરમ પડતાં જ પાછા કાયર બની સંયમધર્મથી ભ્રષ્ટ થાય છે.

**નોંધઃ**—અહીં સૂત્રકાર તેવા સાધકોને વર્ણવે છે કે તેઓ પદાર્થમાં સુખ નથી એમ માની પદાર્થ પ્રત્યે કેવળ તિરસ્કાર કરીને વૈરાગ્યને ધારણ કરે છે! આ વૈરાગ્ય સર્વોચ્ચ ન ગણાય એ સમજી શકાય તેવી વાત છે, અને તેવો વૈરાગ્ય પ્રસંગ પડયે ઓસરી જવાય સંભવિત છે. સૂત્રકાર એમ કહેવા માગે છે કે સત્યાસત્યની પારખબુદ્ધિ પછી સહજ ભાવે જે વૈરાગ્ય જન્મે, તે જ વૈરાગ્ય સાચો વૈરાગ્ય જણાય. અને કાયમ ટકે એવો વૈરાગ્ય થતાં જ, આસક્તિની મંદતાને અંગે વૃત્તિમાં સંયમ આવે અથવા પદાર્થત્યાગની ભાવના સ્ફૂરે એ સ્વાભાવિક છે. સારાંશ કે અજ્ઞાનતાથી, પદાર્થોનો માત્ર ત્યાગ કરવાથી વૈરાગ્ય સ્ફૂરતો નથી, અને સ્ફૂરે તો એ ઓસરી જાય છે. કારણ કે એ વૈરાગ્યદશામાં વૃત્તિનો પલટો ન થવાથી સંકલ્પોવિકલ્પો રહ્યાં કરે છે. પ્રસંગ મળતાં પતન પણ થાય છે, કે જેને સૂત્રકાર હવે પછીના સૂત્રમાં કહેવા માગે છે.

[૧૧] વીર જંબૂ! સાંભળ; જેઓ વિષય અને કષાયને અધીન થઈ દુષ્ટ સંકલ્પવિકલ્પો કર્યા કરે, અને જેમનામાં તેવા દુષ્ટ વિચારોને દબાવવાનું પૂર્ણ બળ પણ ન હોય, તેઓ એવા વખતે સાધનાચ્યુત થાય તેમાં આશ્ચર્ય શું? કશું આશ્ચર્ય નથી.

**નોંધઃ**—અહીં સૂત્રકાર બે વાતો કહે છે એક તો–કોઈને એમ શંકા થાય કે (વિષયો અને કષાયોનો સંબંધ તો વૃત્તિ સાથે છે, અને વૃત્તિનો સંપૂર્ણ ક્ષય તો સંપૂર્ણ વીતરાગતા પ્રાપ્ત થાય ત્યારે જ થાય. ત્યાં સુધી શું સંયમ કે ત્યાગ ન સંભવે) આનું સમાધાન આ સૂત્રમાંથી મળી રહે છે. સૂત્રકાર એમ કહે છે કે (વૃત્તિનો સંપૂર્ણ વિજય ભલે ન થયો હોય, તોયે વૃત્તિ પર આવતા દુષ્ટ વિકલ્પોને અટકાવવાનું બળ તો કેળવવું જ જોઈએ.)

આવતા દુષ્ટ વિકલ્પો તરફ જે સાધક બેદરકાર રહે છે, તેના માનસ પર તે વિકલ્પો ગાઢ સંસ્કારરૂપે સ્થિર અસર મૂકી જાય છે. અને એ ગાઢ સંસ્કારો નિમિત્ત મળ્યે વિષયો તરફ સાધકને ખેંચી જાય છે. આથી જ સૂત્રકાર બીજી વાતમાં એ કહી નાખે છે કે એવા સાધકોનું આ જાતનું પતન થવું આશ્ચર્યકારી કે નવીન નથી.

આ પરથી એ ફલિત થયું કે મન અને વાણીથી અનેકવાર પતન થયા પછી જ કાયાથી પતન થાય છે. એટલે મનના વિકલ્પો પર સૌથી પ્રથમ કાબૂ રાખવો ઘટે. પરંતુ ઊંડાણથી જોતાં એ સ્પષ્ટ જણાશે કે આજે કાયાપતન પર જેટલું લક્ષ્ય અપાય છે એટલું માનસિક પતન પર નથી અપાતું. જગતની આંખને પણ તે જ નજરે ચડે છે. અહીં આવા સાધકોના સંબંધમાં જ્ઞાની પુરુષો એમ કહે છે કે એમના પ્રત્યે ધૃણા ન કરતાં દયા રાખી તેમના દૃષ્ટિબિંદુઓને મૂળથી બદલી વિકલ્પોનું સર્વથા શમન કરવું ઘટે. એમ કરવાથી એમનું અધઃપતન અટકી વિકાસ થવાનો સંભવ છે.

[૧૨] પરંતુ પ્રિય જંબૂ! એમ કરવાને બદલે સંયમથી ભ્રષ્ટ થતા આવા સાધકોની દુનિયા ઊલટી અપકીર્તિ ફેલાવે છે. લોકો તેમના પ્રતિ કહે છે કે "અરે આ જુઓ ત્યાગ અંગીકાર કરી—સાધુ બની ફરીથી પાછો સંસારના ભૂલાવામાં પડ્યો છે.

**નોંધ**—આમ વદીને સૂત્રકાર એમ કહેવા માગે છે કે આ કોટિના સાધકોનું પતન દુષ્ટ વિકલ્પોના જોરને અધીન થઈ નિમિત્તવશાત્ થયું છે. એવા સાધકોની અપકીર્તિ કરવી યોગ્ય નથી. પડેલાનો તિરસ્કાર કરવાથી વિકૃતિ વધે છે, ઘટતી નથી. કોઇને અહીં એમ કહેવાનું મન થશે કે ત્યારે શું એ નિભાવી લઈ એમની પ્રશંસા કરવી ? એનું સમાધાન સૂત્રકાર મહાત્મા આગળના સૂત્રમાં આપે છે.

[૧૩] અહો સાધકો! આ તરફ જુઓ અને વિચારો; તમે એવા ઘણા સાધકોને જોઈ શકશો કે જેઓ ઉદ્યમવંત (અપ્રમત્ત મુનિ સાધકો)ના સત્સંગમાં નિકટ રહેવા છતાં આળસુ રહે છે: સંયમ, તપશ્ચરણાદિ પ્રશસ્ત ક્રિયાઓમાં વિનયવંત રહેલા સાધકોની સાથે હોવા છતાં અવિનીત રહે છે; તીવ્ર વૈરાગ્યવાનોની સાથે વસવા

છતા પાપિષ્ઠ વૃત્તિવાળા રહે છે; અને પવિત્ર પુરુષોના નિત્ય સમાગમમાં રહેવા છતાં અપવિત્ર રહે છે.

**નોંધ**—આનો ભાવ એ છે કે પતિતને પતિત કહેવાથી કે તેના પ્રત્યે ઘૃણા કરવાથી તેનામાં સંસ્કારિતા નથી આવી શકતી. સંસ્કારિતાનો આધાર ઉપાદાન પર છે. ઉપાદાનની અશુદ્ધિનો વેગ એટલો તો વિચિત્ર હોય છે, કે જે સદા સત્પુરુષોની નિકટમાં રહેતા સાધકોનેય પોતા તરફ ખેંચી જાય છે. તો બીજાનું શું ગજું ? એમ પણ ઉપરના સૂત્રમાં બતાવ્યું છે. આ બધાનો સારાંશ એ કે પતિત પ્રત્યે દ્વેષ કે ઘૃણા ન હોવી ઘટે. પતિત થવાનાં મૂળ કારણો પ્રત્યે ભલે હોય ! કોઈ પણ પોતાની મેળે જગતની દૃષ્ટિએ હલકું થવા કે પતનને નોતરવા ઇચ્છતું નથી. પણ તોય વૃત્તિની અધીનતાથી એમ થવા પામે છે. આથી એ વૃત્તિ પ્રત્યે ક્રોધ હોવો ઘટે. અને વ્યક્તિ પ્રત્યે જો પ્રેમ ઢોળાય તો તે જરૂર સુધરે.

[૧૪] માટે આત્માર્થી જંબૂ! આ બધા રહસ્યને વિચારીને (મર્યાદાશીલ) નિયમિત પંડિત, મોક્ષાર્થી અને વીર સાધક પોતાનું પરાક્રમ હમેશાં આવા આગમના માર્ગે વહાવવું અર્થાત્ કે પોતાની શક્તિનો વેગ આ માર્ગે વાળવો.

## ઉપસંહાર

સાધનાની વિકટ કેડી પરથી અનેક સાધકોના પગ લપસવાનું બને છે. કોઈના અલ્પ અને કોઈના વધુ પતનનું મૂળકારણ તો કલ્પના અને અનુભવ વચ્ચેના ભેદની અણસમજણ જ મુખ્યત્વે હોય છે. જે સાધક વિચારોને જીવનમાં વણીને જ પછી આગળની કલ્પના કરે છે, તે ક્રમપૂર્વક આગળ વધે છે. પણ જે કલ્પનાના ઘોડાને દોડાવ્યે રાખે છે અને એ ક્રિયાને પોતાના જીવન પર અંકિત અને અનુભૂત કરતો નથી, તે સાધક ઘણુંખરું પાછળ જ રહી જાય છે અને એથી તેના સૂક્ષ્મ જગતનું અને સ્થૂળ જગતનું અંતર વધતું જાય છે. એટલે કલ્પનામાં તો એ ઠેઠ અંતિમ ભૂમિકાએ પહોંચી જતો હોય કે ગયો હોય એમ ઘણી વાર એને લાગે છે. પરંતુ સ્થૂળ એટલે કે ક્રિયાત્મક જગતમાં એ બહુ જ પાછળ રહી ગયેલો હોય છે. અને આ રીતે જેમજેમ અંદર અને બહારનું અંતર વધે છે, તેમતેમ એની મુશ્કેલીઓ પણ વધતી જાય છે.

જ્યારે સાધકોમાં વિચારશક્તિ તીવ્ર હોવા છતાં ક્રિયાશક્તિમાં મંદતા, અનુચિતતા કે વિરુદ્ધતા દેખાય ત્યારે ત્યાં આવું જ કંઈ કારણ હોય એમ ઊંડાણથી તપાસતાં સહેજે જણાઈ આવશે.

સામાન્ય રીતે આપણે પતન શબ્દનો જ્યાં ને ત્યાં ઉપયોગ કરીએ છીએ, પરંતુ પતનના પણ અનેક પ્રકારો હોય છે. જગતની દૃષ્ટિએ, ડાહ્યા ગણાતા માનવોની દૃષ્ટિએ જે પતનો મહાન હોય છે, તેમાંના ઘણાંખરાં જ્ઞાનીઓની દૃષ્ટિએ સામાન્ય હોય છે; અને જે સામાન્ય હોય છે, તે જ ઘણી વાર મહાન હોય છે. કારણ કે જગતની દૃષ્ટિ બહાર તરફ હોય છે, જ્ઞાનીઓની દૃષ્ટિ અંતઃકરણ તરફ હોય છે. જ્ઞાનીઓ તો પતનોને પણ વિકાસનું પૂર્વરૂપ માને છે. એને એ બનવાયોગ્ય હોય છે એમ પણ કહે છે, એટલે જ એ જ્ઞાની પુરુષો પુનઃપુનઃ પોકારીને ભાખે છે કે સત્યાર્થી સાધકે પ્રત્યેક સ્થળે સમભાવી રહેવું અને બનવું એ જ ઉત્તમ માર્ગ છે. આ પરથી પંડિત અને મોક્ષાર્થી સાધક આટલું ખાસ અવધારે કે સમતાયોગની પરાકાષ્ઠાએ પહોંચવું એ જ સકળ સાધનાની સંપૂર્ણ સિદ્ધિ છે. સમતામાં વ્યક્તિની દૃષ્ટિએ કોઈ ઊંચ કે નીચ નથી.

એમ કહું છું.

ધૂન અધ્યયનનો ચતુર્થ ઉદ્દેશક સમાપ્ત થયો.

## પંચમ ઉદ્દેશક

### સદુપદેશ અને શાંત સાધના

આ ધૂત અધ્યયનના ચાર ઉદ્દેશકોમાં સાધનાને લગતી ક્રમિક વાતો કહી. હવે સાધનામાં પરિપકવ થયેલા મુનિ સાધકની દિનચર્યા વર્ણવવાનો અહીં સૂત્રકાર પ્રયાસ કરે છે.

મુનિ સાધકનું જીવન બાહ્યદૃષ્ટિએ જોતાં વ્યક્તિગત વિકાસ સાધવા પૂરતું દેખાશે, તોયે એ વ્યક્તિગત સાધના અતડી, અટૂલી કે સ્વાર્થી નથી હોતી, પરંતુ ઉદાર, વિવેકી અને પરમાર્થી હોય છે. એથી એમાં પ્રત્યક્ષ કે પરોક્ષ કોઇનુંય અહિત ન હોય, એટલું જ નહિ પણ એ સાધનામાં પ્રત્યક્ષ કે પરોક્ષપણે સૌના કલ્યાણનો ઉચ્ચતમ આદર્શ હોય છે, અને હોવો જ ઘટે. કારણ કે વ્યક્તિ અને વિશ્વનો ગાઢ સંબંધ છે. વ્યક્તિનું સૂક્ષ્મ કે સ્થૂળ પ્રત્યેક આંદોલન જળાશયનાં કૂંડાળાંની પેઠે ઠેઠ કિનારા સુધી ફરી વળે છે.

વ્યક્તિના સુધાર વિના વિશ્વનો સુધાર નથી, સ્વદયા વિના પરદયા શક્ય નથી, સંયમ વિના દયા કે વિશ્વબંધુત્વ પ્રાપ્ય નથી, ત્યાગ સિવાય વિશ્વૈકય સાધ્ય નથી, સ્વાર્પણ સિવાય નિરાસક્તિની પ્રાપ્તિ નથી, અને નિરાસક્તદશાની પ્રાપ્તિ વિના સાચું સુખ કે શાંતિ નથી. એવો બોધપાઠ ભિક્ષુ સાધકની દિનચર્યા પરથી સહેજે મળી રહે છે.

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] મુનિ સાધકને ભિક્ષાર્થે જતાં ઘરોમાં કે ઘરોની આસપાસમાં, ગામોમાં કે ગામોની આસપાસમાં નગરોમાં, કે નગરોની આસપાસમાં (વિહાર કરતાં), અને બીજા દેશોમાં કે દેશોની આસપાસમાં, કોઈ ઉપસર્ગ કરે, (ખોટી રીતે કષ્ટ કે અતિકષ્ટ આપે, અથવા બીજાં કંઈ સંકટો કે દુઃખો આવી પડે) તો તેવા પ્રસંગે ધૈર્ય ધારણ કરી, અડગ રહીને સમ્યક્‌દૃષ્ટિવંત (સમદૃષ્ટિ વાળો) એ મુનિએ એ બધાં દુઃખો સમભાવપૂર્વક સહન કરવાં.

**નોંધઃ**—મુનિ સાધકને માટે જ ભિક્ષા ક્ષમ્ય છે, એમ અહીં ફલિત થાય છે. જે મુનિ સાધકે પ્રાપ્ત થયેલા કે થનારા પ્રત્યેક પદાર્થ પરથી પોતાની માલિકી ઉતારી હોય, એટલું જ નહિ પણ પોતાનું શરીર સુદ્ધાં વિશ્વને ચરણે ધરી દીધું હોય અને જે સંયમના સાધનરૂપે જ દેહ તથા તેને લગતાં સાધનોનો ઉપયોગ કરતો હોય એને જ ભિક્ષાનો હક છે. અર્થાત્ આટલી હદનો જેણે ત્યાગ કર્યો છે, એ જ ભિક્ષા લઈ શકે.

આટલા ત્યાગ પછીયે ભિક્ષા કે વસ્ત્રાદિ સાધનો ન મળો, કોઈ નિંદો કે પ્રશંસો, કોઈ પૂજો કે તિરસ્કારો, તોયે ત્યાગીની દૃષ્ટિમાં ન વિષમતા આવે કે ન મન પર સારી કે માઠી અસર થાય ! એની દૃષ્ટિ કેવળ દિવ્ય અને સત્યમય હોય. એ સત્ય અને દિવ્ય અંશો જ ગ્રહણ કરે, બીજા છોડી દે, અસત્ય અને અનિષ્ટને વરજે; કારણ કે એ મહાપુરુષો એમ સમજે છે કે જગતના માનવો જે કંઈ કરી નાખે છે એ વૃત્તિની અધીનતાને લઈને કરે છે, અને એથી એમને કોઈ કષ્ટ આપે ત્યારે એ માને છે કે એમાં એમનો નહિ પણ એમની વૃત્તિનો દોષ છે; અને એ વૃત્તિને પણ અમારું નિમિત્ત મળ્યે જ વેગ આવ્યો, એટલે અમારી આંતરિક વૃત્તિ પણ એમાં કારણભૂત હોવી જ જોઈએ. કારણ કે પૂર્વકાળે કે વર્તમાન કાળે જે જે જીવાત્માઓના પ્રસંગમાં આવી જેવા જેવા સંસ્કારોથી સારું કે બૂરું જે કર્મ કર્યું હોય તે કર્મ જ તેવાં તેવાં નિમિત્તો મેળવી આવું પરિણામ લાવે.

આવી રીતે આવા જ્ઞાનીઓ અને ત્યાગી પુરુષો કર્મના અચળ કાયદાને અંતઃકરણપૂર્વક સમજતા હોઈ પોતાની વિવેકબુદ્ધિથી આ બધું સમ્

પૂર્વક વેદી શકે છે. સહેજ પણ હર્ષ કે શોકની લાગણી તેમને સ્પર્શવા પામતી નથી, અને આ રીતે વૃત્તિના નિર્બળ સંસ્કારોને નિર્મૂળ કરતાં કરતાં તેઓ વધુ ને વધુ સાત્ત્વિક જીવન ઘડયે જાય છે. આનું જ નામ ચારિત્રનું ઘડતર.

[૨] આગમના જાણ, જ્ઞાની અનુભવી સાધકે પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ તથા ઉત્તર દિશાનાં ભિન્નભિન્ન સ્થળોમાં જે લોકો વસે છે, તે સૌને અનુકંપાબુદ્ધિથી તેમની યોગ્યતા પ્રમાણે ધર્મના જુદાજુદા વિભાગો કહી બતાવવા તથા એ ધર્મની વાસ્તવિકતા પણ સમજાવવી.

**નોંધઃ**—પ્રથમ તો અહીં આગમના જાણ જ્ઞાની એવું સાધકનું વિશેષણ છે. તે એટલા માટે છે કે સૌ કોઈ ઉપદેશક બનવાનું સાહસ ન કરે! ઉપદેશ તો જ્ઞાની, અનુભવી, માનસશાસ્ત્રનો અભ્યાસી, સ્વપર અને શાસ્ત્રો તથા દેશકાળનો જાણકાર, વિવેકી અને વિચારશીલ હોવો જોઇએ. તેમ અગાઉ પણ સ્પષ્ટ કર્યું છે. આટલી ઉચ્ચ યોગ્યતાવાળો જ ઉપદેશ આપે. એમ કહેવાનો આશય એ છે કે ઉપદેશ ઉપર જ શાસ્ત્રનો મોટો આધાર હોઈ લોકો તેના ઉપદેશ પર રખે ખોટે માર્ગે દોરવાઈ જાય એ ભય રહે જ. એટલે ઉપદેશની પૂર્ણ યોગ્યતા પછી જ એ કાર્ય એમને સોંપવું જોઇએ એવો ભાવ આ સૂત્રમાં પ્રધાનરૂપે દેખાઇ આવે છે.

અહીં ચારે દિશાઓનો નિર્દેશ કરવાનું કારણ એ છે કે ધર્મ તો સૂર્યના પ્રકાશ જેવો વ્યાપક છે. અમુક માટે હોય અને અમુક માટે નહિ એવો ધર્મમાં પક્ષપાત ન હોય કે ન હોવો ઘટે. તેમ જ મુનિ સાધક પણ પોતાનો અનુભવ અભેદભાવે અને નિઃસંકોચ રીતે કોઈ પણ જાતિ, દેશ કે ધર્મને માનનારાને કહે. એને પણ પક્ષપાત ન હોવો જોઇએ. કોઇને અહીં પ્રશ્ન થાય કે એવા મસ્ત અને નિષ્પક્ષપાતી મુનિ સાધકને ઉપદેશ આપવાની શી જરૂર? આથી જ સૂત્રકાર કહે છે કેઃ—જેઓનું માનસ ઉપદેશ ગ્રહણ કરવાને યોગ્ય લાગે તેમને જ એ આપે, અથવા જે આપે કે માગે તેને જ આપે. પણ કોઈ જાતની સ્પૃહા રાખી આપવાની ઉતાવળ ન કરે.

જોકે ઘણા સાધકોમાં તો સૌ કોઇને ઉપદેશ આપવાની પ્રથા થઈ પડે છે, તેઓ પોતાની પાસે જે કઈ હોય તે જલદી બીજાને આપવા મંડી પડે છે. પણ એ વૃત્તિ ઉચ્ચ કોટિના સાધક માટે યોગ્ય નથી. આ વૃત્તિ જન્મવાનાં કારણોમાં પોપટિયું જ્ઞાન અને આત્મશ્રદ્ધાની અલ્પતા મુખ્યતયે હોય

છે છતાં એને ઉદારતાનું રૂપ અપાય છે ત્યાંય ભૂલ થાય છે. જળાશય ઉદાર છે, છતાં કોઈની પાસે તે પોતાની ઉદારતાનો પરિચય આપવા જતું નથી. કાંઠે આવી જે પાત્ર મૂકે તે લઈ શકે છે, એટલે ઉપદેશ એ મુનિ સાધકનો સંપ્રદાય ચલાવવાનું સાધન નથી, પણ જિજ્ઞાસુની જિજ્ઞાસાપ્રાપ્તિનું અને તે સહજ નિમિત્ત માત્ર છે.

ત્રીજી વાત અહીં સૂત્રકાર એ પણ કહી દે છે કે ધર્મોપદેશ સૌને માટે એક જ જાતનો ન હોવો જોઈએ, પણ ભૂમિકાભેદે ભિન્નભિન્ન હોવો ઘટે. આકાર એક છતાં પ્રકારો અનેક રહે છે. જેમ વૈદ્યને ત્યાં દવાઓ અનેક હોવા છતાં તેઓ બધી દવાને એકીસાથે એકીવખતે કોઈ પણ દર્દીને આપી દેતા નથી, તેમ આધ્યાત્મિક વૈદ્યો પણ જે પ્રકારનું જે માનવીને દર્દનું હોય તે દર્દ મૂળ શોધી એને યોગ્ય જ ધર્મરૂપી ઔષધ આપે; અને તો જ એને એ પથ્ય થાય. ધર્મ આખા વિશ્વને આપી શકાય એવું ઉદાર અને વ્યાપક તત્ત્વ છે, એટલે તેની વ્યાપકતા અને મૃદુતા પણ તેવી જ ઉદાર હોવી સ્વાભાવિક છે. કોઈ પણ સાધક પોતાની યોગ્યતા પ્રમાણે એ ધર્મનો લાભ લઈ શકે તે રીતે જ્ઞાની પુરુષો એને ધર્મ સમજાવે, એના વર્તમાન જીવન પર એની તાત્કાલિક અસર કરાવે. ઘણીવાર કેટલાક સાધકો ધર્મને નામે ઉધાર ખાતાની પેઢીઓ ચલાવતા હોય છે, એ યોગ્ય નથી. ધર્મનું ફળ જીવન પર તાત્કાલિક અસર પણ જરૂર કરી શકે અને જીવનને સંસ્કારી બનાવી શકે છે. એટલે ધર્મ નગદ છે, ઉધાર નથી. પરંતુ જ્ઞાની પુરુષ જ આવો સાચો ધર્મ દેખાડી શકે, અને સાધક જેટલું જીરવી શકે તેટલું અને તેવું જ તે આપી શકે, એ વાત ભૂલવી જોઈતી નથી.

[૩] પ્રિય જંબૂ! એવા સમર્થ સાધકો સદ્બોધશ્રવણ કરવા ઈચ્છનારમાત્રને ધર્મનું રહસ્ય સમજાવે; પછી તે મુનિ સાધક હો કે ગૃહસ્થ સાધક હો. સૌને અહિંસા, ત્યાગ, ક્ષમા, સદ્ધર્મનું સુંદર ફળ, સરળતા, કોમળતા, તથા નિષ્પરિગ્રહિતા ઇત્યાદિ સર્વ વિષયોનો યથાર્થપણે બોધ કરે.

**નોંધઃ**—ધર્મનો અર્થ રખે કોઈ સાંપ્રદાયિકતામાં લઈ જાય! કારણ કે પ્રાયઃ પ્રત્યેક સંપ્રદાયમાં રૂઢિ અને ઉપરના કર્મકાંડોને ધર્મ તરીકે સ્વીકારી

લેવાથી સંકીર્ણતા પેસી ગઈ હોય છે. અને તેવી સંકુચિતતામાં જ પોતાના સંપ્રદાયોનો ધર્મ છે, એ જ પરિપૂર્ણ છે, અને અમારા મતમાં આવે તો જ મોક્ષ, મુક્તિ–નિર્વાણ કે સ્વર્ગ મળે છે, એમ માનનારો વર્ગ પ્રત્યેક સંપ્રદાયમાં મોટે ભાગે હોય છે. પણ એ યથાર્થ નથી.

જોકે પોતાના સંપ્રદાયમાં પ્રવર્તતો ધર્મ તેના પ્રવર્તક મહાપુરુષે કેવા સમયમા અને કયા સ્થળે પ્રવર્તાવ્યો હતો? તે વખતે તે દેશની પ્રજાનું માનસ કેવું હતું? તે પ્રદેશ કયો હતો? ત્યારે પ્રજામાં સામુદાયિક વિકાસ કેટલો હતો? આ બધા પ્રશ્નો સાથે તે ધર્મ, મત કે સંપ્રદાયના ઇતિહાસનો ગાઢ સંબંધ છે. એવું સત્ય વિચારે તો ધર્મને નામે લેશ પણ સાંપ્રદાયિક્તા કે અધર્મ ન નભી શકે. પરંતુ આવા સત્ય વિચાર માટે જે બુદ્ધિ જાગૃત થવી જોઈએ તે બુદ્ધિની આડે મનુષ્યે મતાગ્રહની જે દીવાલ બાંધી દીધી હોય છે, તે આડી ઊભે છે અને સત્યને સ્પર્શ કરવા જતા રોકી રાખે છે.

મિથ્યા આડંબર, આંધળી ભક્તિ, મિથ્યા અતિશયોક્તિ અને પરંપરાગત કલ્પનાથી એનું માનસ એટલું રૂઢ થઇ ગયું હોય છે, અને હૃદય એટલું તો આવેશમય બની ગયું હોય છે, કે નવીન વિચારશ્રેણીને પચાવી શકે તેવી વિવેકબુદ્ધિ તેનામાં ઉદ્ભવી શકતી નથી. તે માત્ર ઉપરના કર્મકાંડોમાં મગ્ન રહી ધર્મપાલનની ઇતિસમાપ્તિ માની લે છે, વ્યવહાર અને ધર્મમાં મોટું અંતર પડવાના નિમિત્તરૂપ જે કંઈ હોય. તે આવા પ્રકારની જડતા જ છે. અને આ જડતાએ ધર્મનું ઉધાર ખાતું નિભાવ્યું છે એમ કહેવાનું પ્રાપ્ત થાય છે. એથી જ સૂત્રકાર એ સ્થિતિથી બચવાનું કહે છે.

ધર્મ તો જીવનવ્યાપી વસ્તુ છે. ધર્મિષ્ઠ ધર્મસ્થાનમાં જ માત્ર નહિ પણ વિશ્વનાં જે ક્ષેત્રો કે સ્થાનમાં તે હોય ત્યાં પવિત્ર રહી શકે, અને પવિત્રતાનું વાતાવરણ ફેલાવી શકે. તે એવી સાચી ધર્મભાવના સમજાવે છે, અને ધર્મની આવી નગદ ભાવના ચુકાવી જે જડ રૂઢિએ વહેમ, લાલચ અને ભયનાં ભૂતોની સૃષ્ટિ જન્માવી છે એ ધર્મ જ નથી એમ સ્પષ્ટ કરે છે આવો નગદ ધર્મ વ્યક્તિગત પળાય તોયે તેમાં વિશ્વનું કલ્યાણ છે જ.

અહિંસાના પાલનથી અન્ય જીવોને નિર્ભયતા અને શાન્તિ મળે છે, અને વિશ્વમાં સ્વાર્થ માટે પ્રવર્તી રહેલાં યુદ્ધો અને વૈરવૃત્તિનાં શમન

થાય છે. એક વ્યક્તિના ત્યાગથી જેમની પાસે પદાર્થો ન હોય તેમને તે મળે છે, અને એક આદર્શ ત્યાગીના ત્યાગનો બીજાઓને ચેપ લાગવાથી પ્રજામાં સુખનો પ્રચાર થાય છે. સહનશીલતાનો ગુણ ખીલવાથી વિશ્વનું ક્ષુબ્ધ વાતાવરણ શાન્ત થાય છે, પવિત્રતાથી વાતાવરણમાં શુદ્ધિ ફેલાય છે અને લૂંટફાટ, દંભ, પાખંડ, અત્યાચાર, અનાચાર ઇત્યાદિ દોષોનો નાશ થાય છે. સરળતા અને કોમળતાથી વિશ્વને સાચો બોધપાઠ સાંપડે છે અને પામરતા, મિથ્યાભિમાન, કદાગ્રહો અને પૂર્વગ્રહો ધોવાઈ જાય છે. એટલે આ રીતે ઉપરના ગુણોમાં ધર્મ બતાવ્યો છે, અને એ ધર્મ *તાત્કાલિક જ ફળ આપે* છે. આટલું જાણ્યા પછી ધર્મ એટલે સંસ્કારિતા એટલી વ્યાખ્યા સહેજે સમજાશે. અને આવા સદ્‌ગુણો જેમાંથી પ્રાપ્ત થતા હોય એ ધર્મ જ ક્રિયારૂપે આદર થશે. આવો ધર્મ અને ધર્મક્રિયા ગૃહસ્થ કે ત્યાગી સૌ કોઇ જીવનમાં ઉતારી શકે તેમ છે; ભલે પછી સંયોગ કે શક્તિની અપેક્ષાએ એનું પ્રમાણ ઓછું કે વધુ રહે. પણ સૌથી પહેલાં તો એ તરફની રુચિ પ્રગટ થવી જોઈએ. ઉપદેશ પણ એ જાતની રુચિ જન્માવવાનું ઉપયોગી સાધન બની રહે છે.

**[૪] મોક્ષાર્થી જંબૂ! પ્રત્યેક મુનિ સાધક આ રીતે વિચારે અને વિવેકપુરઃસર સર્વ નાનામોટા જીવાત્માઓને ધર્મ બતાવવો ઘટે.**

**નોંધઃ**—ઉપરની નોંધમાં જે દૃષ્ટિબિંદુઓ રજૂ થયાં છે તેને આ સૂત્રમાં આવતું ' વિચાર અને વિવેકપુરઃસર સૌ કોઇને ધર્મ બતાવવો ઘટે ' એ વાક્ય ખૂબ પુષ્ટિ આપે છે. આ સૂત્રમાં " મુનિ સાધક ઉપદેશ આપે " એવુંય વાક્ય છે. એ પરથી એની પાછળ તથા મુનિ શબ્દ ઘણાં સૂત્રોમાં વારંવાર વપરાય છે એની પાછળ શો અર્થ છે તે સમજાય છે. જે સાધક પૂર્ણ વિચારક અને સદા જાગરુક હોય છે તે મુનિ ગણાય છે. મુનિપદ અહીં પૂર્ણ ત્યાગી પુરુષની યોગ્યતા બતાવે છે અને એવા ત્યાગી પુરુષો જ ઉપદેશ આપવાને માટે વધુ યોગ્ય છે એમ પણ સૂચવે છે. જેમણે ધર્મમાત્ર વાંચીને નહિ પણ અનુભવથી પ્રાપ્ત કર્યો હોય, તેઓ જ સફળ ઉપદેષ્ટા થઈ શકે એ તો સ્પષ્ટ બીના છે.

આ સૂત્રથી હવે એ પણ સહેજે સમજાશે કે આ રીતે આવા ત્યાગી પુરુષો જગતની અનુપમ સેવા બજાવી શકે છે. અજ્ઞાન એ જ સર્વ દુઃખોનું

અને અનર્થોનું મૂળ છે. એને એ નિવતી શકે છે. પ્રત્યેક પ્રજાને જેટલું બહારનું દમન, અત્યાચાર કે સત્તા પીડતાં નથી તેટલું અજ્ઞાન પીડે છે. અને વાસ્તવિક રીતે તો બહારની બધી પીડાઓ અંતરના અજ્ઞાનથી જ જન્મી હોય છે. અનુભવ પણ આ વાતની સાક્ષી પૂરે છે.

આંખો બંધ કરીને ચાલનાર પોતાની પાસે ભોજનના ભંડારો હોવા છતા તેને જોઈ ન શકવાને કારણે કે ભાન ન હોવાને કારણે છતે ભોજને ભૂખે મરે છે. આ વાત જેમ સ્પષ્ટ છે, તેમ અજ્ઞાની જનો પોતાની પાસે વિપુલ સમૃદ્ધિ અને શક્તિ હોવા છતા આત્મવિશ્વાસને અભાવે પીડાય છે એ વાત પણ સ્પષ્ટ છે. એટલે પ્રજામાંથી અજ્ઞાનનો જેટલે અંશે નાશ થાય તેટલે અંશે શાંતિનો પ્રચાર થાય એ સ્વાભાવિક હોઇ અનુભવી પુરુષોએ જ્ઞાનદાનને સર્વશ્રેષ્ઠ સમજ્યું છે. આવું જ્ઞાન તો જ્ઞાની અને ત્યાગી જ આપી શકે. કારણ કે બીજાઓને જે કલ્પનામાં હોય છે તે તેમને એ અનુભવગત હોય છે.

[૫] સત્યાર્થી જંબૂ! પૂર્વાપર સંબંધના વિચારપૂર્વક આ રીતે સદ્ધર્મ કહેતા મુનિ સાધકોએ આ લક્ષ રાખવું જોઈએ કે તેઓ તેમ કરવા જતા પોતાના આત્માનું, બીજાનું કે અન્ય કોઇ પ્રાણી, ભૂત, જીવ કે સત્ત્વનું દિલ દૂભવી ન નાખે, નુકસાન ન કરી નાખે, અર્થાત્ કે કોઈનુંય અહિત ન થાય એવી રીતે સદ્ધર્મ કહે.

**નોંધઃ**—આ સૂત્ર વડી સૂત્રકારે પાઠકની બધી શંકાઓનું બહુ સરસ અને સચોટ સમાધાન કરી નાખ્યું છે એમ કહી શકાય. "ઉપદેશ આપતાં પોતાના આત્માનું અહિત ન થાય" એમ કહેવામાં અહીં એ આશય સમજાય છે કે ઉપદેશ આપવો એ કંઈ મુનિ સાધકની સાધનાનું પ્રધાન અંગ નથી. આ વાત શ્રોતા તથા ઉપદેશક બન્નેને ચિંતનીય છે. શ્રોતાઓ જો એમ સમજે કે મુનિ સાધક સમાજ પાસેથી સાધન-સામગ્રી લે છે અને તેના બદલામાં ઉપદેશ સંભળાવે છે, તો એ શ્રોતાઓ કશું ન પામી શકે. અને ઉપદેશક પણ આ હેતુએ આપે તો કશું ન આપી શકે. ઉપદેશ એ તો ઉપદેશકોનું સહજસ્ફુરણ હોય, કર્તવ્ય ન હોય. કર્તવ્ય પાછળ ઊંડાઊંડા પણ ફળની ઇચ્છા છે, અને જ્યાં ફળની ઇચ્છા હોય ત્યાં

શ્રોતાએ શું લીધું ? શું કર્યું ? એવી એવી સાત્ત્વિક ચિંતાને ઓઠે એક પ્રકારની આસક્તિ પોષાય તથા રાગબંધન પણ થાય જ. સારાંશ કે આત્માનું પતન ન થાય, એવી ઉપદેશમાં સહજતા હોવી ઘટે.

ઉપદેશ આપવામાં ઉપયોગ રાખે એટલે ત્યાગી સાધક તો પૂર્ણ ત્યાગનો જ ઉપદેશ આપે એવો એકાંત અર્થ ન કરે ! જોકે બીજા સૂત્રમાં "વિભાગપૂર્વક ધર્મનું રહસ્ય સમજાવે" એમ કહી આનો ખુલાસો આપી જ દીધો છે. તોયે અહીં શ્રોતાનું કે અન્યનું નુકસાન ન કરી નાખે એમ વદી સૂત્રકાર તેને જ વધુ નક્કર રૂપ આપવા માગે છે.

અધિકાર પ્રમાણે જ ધર્મ પચે છે. એટલે પૂર્ણત્યાગ જેને ન પચી શકનો હોય તેને તે વસ્તુ ઉચ્ચ હોવા છતાં આપવાથી ઊલટી તેના વિકાસમાં બાધાઓ ઉત્પન્ન થાય છે. આ વાત આ અધ્યયનના ચોથા ઉદ્દેશકમાં પતનના પ્રકારોમાં સૂત્રકાર મહાત્માએ કહી છે. એટલે પૂર્ણત્યાગી કોઈને અલ્પ ત્યાગ બતાવે એમાં એમની ન્યૂનતા ગણાય એવો ભ્રમ કે ભય રાખવાનું કારણ નથી. એક ગૃહસ્થ ગૃહસ્થજીવન ગાળવા છતાંય વિકાસ સાધી શકે છે, અને જ્યાં સુધી પૂર્ણત્યાગની શક્તિ ન હોય ત્યાં સુધી આ ક્રમિક વિકાસ જ એને માટે યોગ્ય છે, એમ જૈનદર્શન માને છે. તો પછી ત્યાગી સાધક એક ગૃહસ્થ સાધકને એની યોગ્યતા પ્રમાણે ઉપદેશ આપી સદ્ગુણો વિકસાવવાની પ્રેરણા આપે એમાં અપ્રાસંગિક કે અયુક્ત જેવું શું હોઇ શકે ?

વળી આ સૂત્ર પરથી બીજો ભાવ એ પણ ફલિત થાય છે, કે જે ધર્મના પાલનથી બીજા કોઈ ધર્મનું કે વ્યક્તિનું અહિત ન થાય, હિત ન હણાય તે જ ધર્મ વાસ્તવિક ધર્મ ગણાય. સાચા ધર્મની પરીક્ષાનું આ માપકયંત્ર ખૂબ મનનીય છે. આ રીતે સમજીને વર્તી શકાય તો વ્યક્તિધર્મ જાળવતાંય એ વ્યક્તિ કુટુંબધર્મ, સમાજધર્મ, રાષ્ટ્રધર્મ કે વિશ્વધર્મને પૂર્ણ વફાદાર રહી શકે. કારણ કે વ્યક્તિત્વની જવાબદારીનું એને બરાબર ભાન હોય.

[૬] આત્માર્થી જંબૂ! આ રીતે જાગૃત રહેલો મહામુનિ સાધક આ સંસારમાં અજ્ઞાનથી અથડાતા ને ડૂબતા જીવોને આધારભૂત બેટની માફક શરણભૂત બની રહે છે.

**નોંધઃ**—અહીં બેટની સાથે જ્ઞાનીને સરખાવી સૂત્રકારે જ્ઞાનીના જીવનનું આદર્શચિત્ર આપ્યું છે. બેટ જેમ સમુદ્રમાં તરતા નાવમાં ચડેલાને આરામ અને આશ્વાસન આપે છે તેમ જ્ઞાની અને અનુભવી મહાપુરુષ સાધનામાર્ગે આવેલા કે ચૂકેલા સાધકોને પોતાના અનુભવજન્ય જ્ઞાનથી સ્થિર કરે છે, અને બેટ જેમ ડૂબતા ને આશ્રય આપે છે તેમ જ્ઞાની જનો પતિતને પણ પોતાના અભંગદ્વારમાં આશ્રય આપી પાવન કરે છે. બેટને જેમ ઊંચ કે નીચના ભેદ હોતા નથી તેમ જ્ઞાનીની દૃષ્ટિમા જ્ઞાતિ, પંથ કે તેવા કોઈ ભેદ હોતા નથી. જેમ બેટની આસપાસ ચોમેર સાગર હોવા છતાં એ પોતાના સ્વરૂપમાં અને સ્વભાવમાં લીન તથા મસ્ત રહે છે, તેમ જ્ઞાનીજનો સસારના અનેક પ્રકારનાં પ્રલોભનો અને સંકટો વચ્ચે મસ્ત તથા આત્મ ભાવમા લીન રહે છે.

[૭] પ્રિય જંબૂ! સાધનામાર્ગમાં ઉદ્યમવત થયેલો સાધક, ક્રમપૂર્વક ઇચ્છાનો નિરોધ કરી સ્થિતપ્રજ્ઞ તથા અચંચલ ચિત્તવાળો બને અને સતત સંયમાભિમુખ થઈએક જ સ્થળે સ્થિર ન થતાં ગ્રામાનુગ્રામ વિહાર કરે.

**નોંધઃ**—આ સૂત્રમાં સાધનાના માર્ગમાં પ્રવેશ્યા પછી સાધકનો કઈ જાતનો અને કેટલો વિકાસ થયો છે કે થવો જોઈએ એની સમજણ આપી છે. પ્રથમ જ અહીં ઇચ્છાનોયે નિરોધ કરવાનું કહ્યું છે. ઇચ્છાનો નિરોધ એટલે ક્રિયાના ફળની ઝંખનાનો નિરોધ. કોઇ પણ ક્રિયા કરી તેના ફળમાત્રની ઇચ્છા છોડી દેવી કે છૂટી જવી તે ઇચ્છાનો નિરોધ સાધનાના માર્ગમાં અતિ અગત્યનું છે. સૌની વૃત્તિમાં ઓછા યા વધુ પ્રમાણમાં ઐહિક લાલસા જડાયેલી હોય છે. જે સાધના પાછળ લાલસાનું તત્ત્વ છે તે સાધના કદી સફળ થતી નથી.

જોકે લાલસાનો નિરોધ જીવનમાં ઊતારવો કઠિન તો છે જ, તોયે એ સાધ્ય છે. જેમને કર્મના નિયમોનું ભાન થયું હોય તે ક્રિયાના પરિણામથી નિરપેક્ષ રહી શકે છે. અહીં મુનિ સાધકને સૂત્રકાર એવી દશામાં પ્રવર્તવાની પ્રેરણા કરે છે.

ક્રિયાના પરિણામની અપેક્ષા છોડનારની ક્રિયાનું પરિણામ આવતું નથી, આવે તોય વેદવું પડતું નથી; અથવા તેઓ ધ્યેયશૂન્ય ક્રિયા કરે છે, એવું કોઈ

ન માને! "ક્રિયાનો કર્તા જ ક્રિયાના ફળનો ભોક્તા છે". એ વિશ્વનો અતૂટ સિદ્ધાંત છે. એમાં કોઈને માટે અપવાદ નથી. પણ ફળની અપેક્ષા છોડનાર ફળને પચાવી શકે છે. એટલે કે ક્રિયાનું ફળ શુભ મળો કે અશુભ મળો, એ બન્ને સ્થિતિમાં એ સમભાવે રહી શકે છે—સમાન સ્થિતિ રાખી શકે છે. અહીં કથિતાશય પણ એટલો જ છે. આ એક નિરાસક્તિનો જ પ્રકાર છે. આવી દશામાં વર્તતા સાધકને સ્થિતપ્રજ્ઞ મુનિ કે જૈન પરિભાષામાં સ્થિતાત્મ તરીકે ઓળખવામાં આવે છે. પરંતુ સ્થિતપ્રજ્ઞને પણ અચંચળચિત્તે પ્રવૃત્તિ તો કરવાની છે એમ સૂત્રકાર કહી દે છે. પણ એની પ્રવૃત્તિમાં ફેર એટલો જ કે એવા યોગી સાધકની પ્રવૃત્તિ બંધનકારક હોતી નથી; કારણ કે એમાં આસક્તિનું તત્ત્વ નથી હોતું. અને એથી જ એ સત્પ્રવૃત્તિ છે. એ પ્રવૃત્તિ હોવા છતાં એની ગણના નિવૃત્તિમાં થાય છે. આવા સાધકનું લક્ષ્ય આત્માભિમુખ જ રહે છે. આ રીતે આત્માભિમુખવૃત્તિવાળા એ સાધકની પ્રવૃત્તિમાં જગતકલ્યાણ અને સંયમ એ બન્ને હેતુઓ જળવાઈ રહે છે.

[૮] મોક્ષાભિલાષી જંબૂ! જે સાધકો આવા પવિત્ર ધર્મને જાણીને સત્ક્રિયા આચરે છે તે સાધકો ખરેખર મુક્તિ જ પામ્યા છે.

**નોંધ:**—' મુક્તિ તો નિવૃત્તિથી જ મળે ' એ સૂત્રનો આશય ન સમજનારા જે સાધકો નિવૃત્તિ એટલે કશું ન કરવું એવી એકાન્ત અને રૂઢ માન્યતા પકડી બેસે છે તેમજ તે માન્યતાને લીધે જેઓ ' પાપ, પાપ ' શબ્દથી ડરીને સત્પ્રવૃત્તિથીયે ડરીને દૂરદૂર નાસતા ફરે છે, તેમને માટે અહીં માર્ગદર્શન છે. પ્રવૃત્તિ કે નિવૃત્તિનો સંબંધ મુખ્યત્વે આંતરિક સામગ્રી પર અવલંબે છે. એનું જેમને ભાન નથી હોતું, એવા સાધકોના સબંધમાં જ પ્રાયઃ આમ બને છે. અહીં એમ કહેવું પ્રાપ્ત થાય છે કે ધ્યેયશૂન્ય નિવૃત્તિ પ્રવૃત્તિના પાપ કરતાં વધુ પતન કરાવે છે. એ આળસ અને જડતા વધારે છે. કારણ કે ચંચળ મન અભ્યાસ વિના નિવૃત્ત રહી શકતું જ નથી. દેહ નિવૃત્ત હોય તે વખતે એનો દુષ્ટ વેગ ઊલટો વધુ જોર પકડે છે. આથી, ઉપલી માન્યતાને અવાસ્તવિક ઠરાવી સૂત્રકાર સ્પષ્ટ કહે છે કે સત્પ્રવૃત્તિ સાધનામાર્ગમાં જરાય બાધક નથી, બલ્કે તે ઉપકારી છે; અને જ્યાં જીવન છે, ત્યાં પ્રવૃત્તિ અનિવાર્ય પણ છે—માત્ર એટલું સ્મરણ રાખવું ઘટે કે પ્રવૃત્તિમાં વિવેકબુદ્ધિ ને નિઃસ્વાર્થતા તેમજ સત્યનું વલણ હોવું જોઈએ. અને તો જ એ પ્રવૃત્તિ સાત્ત્વિક નીવડે; અન્યથા તે પતનકારી બને.

[૯] પણ અહો પ્રિય સાધકો ! (સત્પ્રવૃત્તિને બહાને) તમે કોઈ ખોટા પ્રપંચમાં ફસાઈ જશો નહિ. આ વિચિત્ર વિશ્વમાં ધન-દોલતની પ્રાપ્તિ માટે તરફડતા કંક પામર જીવો અનેક કામનાઓથી પીડાતા રહે છે. માટે (તેવાઓની જાળમાં ન ફસાતાં) તમે સંયમ-માર્ગથી જરાયે ચલિત ન થશો.

નોંધઃ—અહીં સૂત્રકાર પુનઃ ચોંકાવે છે. આત્મલક્ષીની સહજ થતી પ્રવૃત્તિમાં એનું આત્મહિત કે મુક્તિના માર્ગ જરાયે રોકાતાં નથી. એટલું જ ઉપરના સત્પ્રવૃત્તિના માર્ગથી ફલિત થાય છે. રખે કોઈ એનો ઊલટો અર્થ લઈ લે ! એમ કહેવા માટે સૂત્રકારને આ સૂત્ર ફરી કહેવું પડયું છે. કારણ કે સમાજની સેવાને બહાને કેટલાક સાધકો સંયમમાર્ગથી પણ દૂર જતા રહે છે, એ ઉચિત નથી. જોકે વાસ્તવિક રીતે જ્યાં આત્મલક્ષ્યતા છે, ત્યાં જગતની સેવા નિશ્ચિત રૂપે છે. પરંતુ આ વાત ઊંડી તેમજ અનુભવગમ્ય છે. અહીં તો સાધક પોતાનું આત્મલક્ષ્ય જાળવીને પ્રવૃત્તિ કરે, એને ચૂકીને નહિ, એટલું જ યાદ રાખવાયોગ્ય છે.

આમ ફરીફરી કહેવાનું કારણ એ છે કે આ વિશ્વના ઘણાખરા માણસો ઐહિક કામનાથી પીડાતા હોય છે. પણ આંતરિક શક્તિના અભાવને લઈને ઐહિક કામના પરિપૂર્ણ કરવામાં તેઓ સમર્થ કે સફળ નીવડતા નથી અને એથી એમનું માનસ વહેમી, લાલચુ અને પામર બની ગયું હોય છે કે પામર બની જાય છે. આવી કોટિના જીવો કોઈ સાધુ, સંત કે યોગી તરફ પોતાની ઐહિક કામનાની પૂર્તિ અર્થે પ્રેરાય છે. તેઓ એ એક સાધનાઅર્થે આવેલા જિજ્ઞાસુ સાધક જેટલાં જ ભક્તિ, પ્રેમ અને જિજ્ઞાસા બતાવવા પ્રયત્ન કરે છે. પછીથી ધીમે ધીમે તેઓ પોતાના મૂઢ સ્વાર્થને સાધવાની પેરવી રચે છે; નિઃસ્પૃહતાનો ડોળ બતાવે છે. પરંતુ સૂત્રકાર મહાત્મા કહે છે કે આવા પ્રસંગે એ સાધકો એમનાં એવા રાગબંધનમાં જકડાઈ ગયા હોય છે કે તેઓ રાગવશાત્ ઘણીવાર અણછાજતી અને સંયમવિરુદ્ધ પ્રવૃત્તિ પરમાર્થના બહાનાતળે કરી નાખે છે. અને જો તુરત ઠેકાણે ન આવતાં આ માર્ગે આગળ ચાલે છે તેમતેમ એમનો આ નાદ વધતો જાય છે; અને જેમજેમ એ નાદ વધતો જાય છે, તેમતેમ પછી એ દેવાઈ પણ જાય છે. આ પ્રવૃત્તિ સાધક માટે

ઇષ્ટ નથી. ઘણીવાર એ એને સાધનાથી ચુકાવે છે. એથી જ એવા સંગથી નિર્લેપ રહેવાનું સાધકને વારંવાર કહેવામાં આવે છે.

[૧૦] વહાલા જંબૂ! હિંસક વૃત્તિવાળા અને અવિવેકી જનો જે પાપી પ્રવૃત્તિઓ કરતા ડરતા નથી તેવી સર્વ પાપી પ્રવૃત્તિઓને દુઃખના હેતુરૂપ જાણી જ્ઞાની સાધક સર્વથા એમનાથી દૂર રહે છે અને આ માર્ગે ક્રોધ, માન, માયા તથા લોભ ઇત્યાદિ ( આત્મરિપુઓ )ને પણ વમે છે. આવો સાધક જ કર્મબંધનથી મુક્ત થાય છે, એમ કહું છું.

**નોંધઃ**—અવિવેક અને હિંસકવૃત્તિ જ અજ્ઞાન અને દુઃખનાં મૂળ છે એવું આ સૂત્રમાં બતાવી સૂત્રકાર કહે છે કે–ક્રોધ, માન માયા અને લોભ એ ચાર કષાયો રાગ અને દ્વેષનું વિસ્તૃત રૂપ છે. રાગ અને દ્વેષ એ બે જ સંસારનાં મૂળ છે. વાસ્તવિક રીતે તો દ્વેષ પણ રાગથી જ જન્મે છે. આથી રાગ જ દુઃખનું મૂળ છે. અને રાગથી મુક્ત થવું એટલે સુખની સિદ્ધિ, એમ ફલિત થયું; એટલે પ્રત્યેક જીવનું સાધ્ય એક જ માત્ર વીતરાગભાવની પરાકાષ્ઠા થવી એ હોવું ઘટે. એને સાધ્યનો માર્ગ કહો કે વાસનાના વિજયનો માર્ગ કહો, જે કહો તે, આ છે. અને સાધનાના ક્રમિક વિકાસથી એની સિદ્ધિ થાય છે.

આ ધૂત અધ્યયનમાં પૂર્વગ્રહના પરિહારથી માંડીને સાધનાની સંપૂર્ણ સિદ્ધિ સુધીનો ક્રમ વર્ણવાયો છે. એ માર્ગે જનાર સાધક બંધનથી સર્વથા મુક્ત થાય છે, એવું આ સૂત્રમાં સૂત્રકાર વર્ણવી દે છે. અખિલ વિશ્વનું આ ધ્યેય છે. અને તે આ રીતે સહજપ્રાપ્ત થાય છે. એટલો ધૂત અધ્યયન-નો સાર છે.

પરંતુ અહીં કોઈને એ પ્રશ્ન થાય કે મોક્ષનો માર્ગ આટલો સરળ હોવા છતાં અને સૌ કોઈની એ મેળવવાની ઈચ્છા હોવા છતાં તેનો પાર યોગીઓ પણ પામી શકતા નથી, એમ દેખાય છે તેનું શું ? એનો પણ સૂત્રકારે આ જ અધ્યયનના ચોથા ઉદ્દેશકમાં ઉત્તર આપ્યો છે. સૂત્રકાર કહે છે કે સાધનાની સીડી જેટલી સરળ છે, તેટલી જ એમાં ગૂંચવણો પણ છે. એની આસપાસ એક તરફ પ્રલોભનની ખાઈ છે અને બીજી બાજુ સંકટોના સાગર છે, તેમ જ ગોથું ખવરાવનારી ભૂતાવળો પણ સાથે ને સાથે જ છે.

એટલે ત્યાં જે સંપૂર્ણ રીતે ચેતીને ચાલે છે, પ્રતિજ્ઞાર્થે શિર મૂકે છે, તે જ માલ પામે છે. એ વાત સ્પષ્ટ કરવા માટે ઉપસંહારરૂપે સૂત્રકાર છેલ્લા સૂત્રમાં કહે છે કે:–

[૧૧] મોક્ષાર્થી જંબૂ! (દેહભાનથી પર થઇ) દેહનાશના ભય પર વિજય મેળવવો એ જ સંગ્રામની ટોચ છે. (આત્મસંગ્રામનો અંતિમ વિજય છે. જે સાધક મૃત્યુથી મુંઝાતો નથી) તે સાધક અવશ્ય આ સંસારનો પાર પામી શકે છે. માટે મુનિ સાધકે જીવનના અંત સુધી સાધનામાર્ગમાં આવતાં સંકટોથી નહિ ડરતાં લાકડાના પાટિયાની જેમ અચળ રહેવું, અને મૃત્યુકાળે પણ જ્યાં સુધી આ શરીર જીવથી ભિન્ન ન થાય ત્યાં લગી મૃત્યુને વરવાની હોંસભેર તૈયારી રાખવી. (જે મૃત્યુથી ડરતો નથી તે જ યુદ્ધ ખેલી શકે છે. જે ક્ષણેક્ષણે મૃત્યુથી ડરે છે, તે પામર સાધક કશુંયે કરી શકતો નથી.)

**નોંધઃ**—સામાન્ય રીતે અહીં વીરતા પ્રાપ્ત હોવી જોઇએ એવો સૂત્રકારનો આશય સમજાશે. પરંતુ આ વીરતા લૌકિક પરિભાષાની વીરતાથી કંઈ જુદી જ છે. બહારના યુદ્ધે ચડેલા વીરને આપણે વીર કહીએ છીએ. પરંતુ ત્યા સાચી વીરતા નથી. રણમાં લડતો યોદ્ધો ' મને વિજય મળશે કે પરલોકમાં સ્વર્ગ મળશે ' એવા કંઈક પ્રલોભનમાં મુંઝાઈ, વશ થઇ, જીવનને ન્યોછાવર કરે છે. એમાં દેહદાનની અર્પણતા તો છે; પણ ઊંડાણથી જોતાં જણાઈ રહેશે કે એ દેહાર્પણ માત્ર એક પ્રકારના આવેશથી જ જન્મ્યું હોય છે.

સાચી વીરતામાં કોઈ પણ પ્રકારની લાલસા કે આવેશને અવકાશ નથી. એ વીરતાનો સંબંધ મુખ્યત્વે આંતરિક બળ સાથે છે; અને એથી એનો ઉપયોગ કેવળ અંતઃકરણ પર સ્થાન પામેલી દુષ્ટ વૃત્તિઓ સામે લડવામાં અને તેમને હટાડવામાં થાય છે. " આવા વીરને એ દ્વંદ્વમાં લડતાં શરીરનો નાશ થાય તોયે પરવા ન હોય " એ વાક્યનો આશય એ નથી કે તે આપઘાત કરે. આની પાછળ એ આશય છે કે:–આવા વીર સાધકને શરીરનાં મૂલ્ય માત્ર સાધન તરીકે હોય. સાધ્યમાં સાધન ડખલ કરતું હોય તો તે જાય તો તેનીયે તેને પરવા ન હોય. સારાંશ કે તેનો

સાધક શરીરનો નાશ થતો હોય તો થવા દે, પણ વૃત્તિને અધીન ન બને. એટલો એ સ્વમાની, મસ્ત અને સ્વતંત્ર હોય.

"જે મૃત્યુથી ન મુંઝાય તે સંસારનો પાર પામે છે." આ વાક્યમાં ગૂઢ રહસ્ય છે. વિશ્વનું પ્રત્યેક પ્રાણી મૃત્યુથી મુંઝાય છે. ગમે તેવી દુઃખી સ્થિતિમાં એ હોય તોયે જીવવું પસંદ કરે છે; મૃત્યુ નહિ. એવું આપણે અનુભવીએ છીએ. એની પાછળ એક મહાન કારણ છે. અને તે એ છે કેઃ–આ જીવાત્મા ઝંખનાપૂર્વક આ જ જીવનમાંથી જે વસ્તુને શોધી રહ્યો છે તે ન મળે ત્યાં સુધી એને મૃત્યુ અકારું લાગે. એમાં જરાય આશ્ચર્ય કે અસ્વાભાવિકતા નથી. મૃત્યુ પાછળ પણ બીજું જીવન છે; અને જ્યાં સુધી સંપૂર્ણ વિકાસ ન થાય ત્યાં સુધી એ મળે જ છે, એવું એને ભાન ન હોવાથી મૃત્યુ એ એને મન જાણે બધા જીવનનો અંતિમ છેડો ન હોય તેમ એ એથી ડરે છે. બીજી બાજુ એ જે ઇચ્છે છે તે હજુ એને મળ્યું નથી. એટલે જ બધા ભયો કરતાં મૃત્યુનો ભય જીવમાત્રને ભયંકર લાગે છે. સેંકડો, લાખો, કે કરોડોને માત્ર પોતાની બે ભુજાથી કંપાવનાર વીર ગણાતો યોદ્ધો પણ આ ભય આગળ કંપે છે અને પામર બને છે. મૃત્યુની અંતિમ પળોનો જેને અનુભવ થયો હોય કે અનુભવ જોયો હોય એમને આ વાતની યથાર્થતા સહેલાઈથી સમજાશે.

આથી જ અહીં સૂત્રકારે સાધક સારુ એની સાધનાની પરાકાષ્ઠાની કસોટીરૂપે આ વાત કહી નાખી છે કેઃ જે સાધક ધ્યેયને પામ્યો હોય કે તે માર્ગે વળ્યો હોય તે જ માત્ર મૃત્યુના ભયને જીતી શકે. કારણ કે મૃત્યુ એ મૃત્યુ નથી, પણ જીવનનો પૂર્વરંગ છે. જ્યારે શરીરરૂપી સાધન જીવન લંબાવવાને યોગ્ય ન રહે, ત્યારે જ નિસર્ગશક્તિ (જૈનદર્શનમાં જેને કાર્મણયોગ કહેવામાં આવે છે તે) શરીર સમેટી લઈ તે જીવને બીજી નવી ભેટ આપે છે, એવી એને પ્રતીતિ થઇ ગઈ હોય છે.

પણ જેણે શરીરને સાધ્ય માની લીધું છે, તેવા જીવો શરીરમાં મૂંઝાઈ ગયેલા હોઈ એમને આ પ્રસંગ અકારો થઈ પડે છે. તોયે કર્મનો કાયદો તો અનિવાર્ય રહ્યો. એટલે આવા જીવો સહજ રીતે શરીરમોહથી છૂટી શકતા ન હોવાથી એમનું શરીર ઝૂંટવવા માટે નિસર્ગને કોઈ મહાન રોગો કે તેવાં મહાન કારણો યોજી દેવાં પડે છે. અને તોયે તેવા જીવો અતિ કલ્પાંત કરતાં કરતાં આખરે શરીર છોડી શકે છે.

સાધકને જેટલો શરીરમોહ ઓછો તેટલું જ કુદરતનું કાર્ય ઓછા પ્રયત્ને થાય. પણ શરીરમોહ ત્યારે જ ઘટે કે જ્યારે એનું સાચું સ્વરૂપ સમજાય. આ સ્વરૂપ સમજનાર સાધકને જીર્ણ વસ્ત્ર થઈ ગયા પછી નવું મળવાનું જ છે એવો વિશ્વાસ હોય, અને એથી જ એ આનંદિત રહે.

અહીં લાકડાના પાટિયાનું દૃષ્ટાંત આપી મૃત્યુના વિજેતાની અડગતા દેખી હોય તે બતાવ્યું છે. જેમ લાકડાના પાટિયાને કોઈ છોલે કે તેમ જ રાખે તોય તેને કશું થતું નથી, બલ્કે છોલવાથી ઊલટી દુઃખની અસર થવાને બદલે ચમક બહાર આવે છે, તેમ જ સાધકને જેમજેમ કષ્ટ આવે તેમતેમ તે વધુ ચમકે, અર્થાત્ કે કર્મના નિયમો પ્રત્યે તે સહજ બની જાય.

આવો વીર અને નિર્ભય સાધક જ મૃત્યુ આવ્યા પહેલાં એનો જે સંદેશો આવે છે તે સાંભળી કે સમજી શકે છે, અને મૃત્યુની અંતિમ મહામૂલી પળોને સફળ પણ કરી શકે છે. જોકે આવો સંદેશ તો મૃત્યુ પહેલાં પ્રત્યેક જીવને મળે છે. પણ જેઓ મોહની આંધીથી ઘેરાયેલા અને બધિર થઈ ગયા હોય છે, તેઓ આ ગૂઢ સંદેશાને જોઈ, સાંભળી કે ઉકેલી શકતા નથી.

## ઉપસંહાર

આત્મલક્ષી પ્રવૃત્તિ એ જ નિવૃત્તિ. નિવૃત્ત સાધકો અનુભવમાં જેમજેમ પીઢ થતા જાય તેમતેમ જિજ્ઞાસુને પોતાના અનુભવનું અમૃત યોગ્યતા અનુસાર આપતા જાય. સારાંશ કે સદુપદેશ એ આવા સાધકનો સહજધર્મ બની રહે. તેઓ પ્રત્યેક ક્રિયામાં આ રીતે સહજ હોય તથા ક્રિયાનાં ફળમાં પણ સમભાવી અને સમાધિવંત હોય. આવા અડગ સાધકોને કોઈ પણ નિમિત્ત ન કંપાવી શકે, કે કોઈ પણ કર્મ એમની સાગર શી ગંભીરતાને ન ક્ષુબ્ધ કરી શકે. એવા સાધકો ગમે તે સંયોગોમાં કેવળ સાધનાની લહેર ઝીલતા રહે.

એમ કહું છું.

ધૂત નામનું ષષ્ઠ અધ્યયન પૂર્ણ થયું.

# મહાપરિજ્ઞા

૭

*સાત ઉદ્દેશકોથી અલંકૃત આ સાતમું મહાપરિજ્ઞા નામનું અમૂલ્ય અધ્યયન વિચ્છેદ ગયું છે, ઉપલબ્ધ થતું નથી.

તે વિષે એમ કહેવાય છે કે જ્યારે વીર સંવત ૯૮૦માં શ્રીમાન્ દેવર્દ્ધિક્ષમા શ્રમણ મણિવરે આ સૂત્ર પુસ્તકરૂઢ કર્યું ત્યારે સાતમા અધ્યયનમાં કેટલીક ચમત્કારી વિદ્યાઓનો ઉલ્લેખ હોઈ તે જેનાતેના (અનધિકારીના) હાથમાં જવાથી તેમને ગેરલાભનો વધુ સંભવ જણાવા લાગ્યો. અને તેથી તે અધ્યયન લખવું તેમણે બંધ કર્યું.

તે ગમે તે હો, પરંતુ આવું ઉત્તમ અધ્યયન આજે આપણી દૃષ્ટિથી છેક જ વેગળું થયું છે તે બદલ સમવેદના પ્રકટ કર્યા સિવાય આપણે બીજું શું કરી શકીએ ?

---

* કોઈ આ અધ્યયનના સોળ ઉદ્દેશકો છે એમ માને છે.

# વિમોક્ષ

૮

વિમોક્ષ શબ્દ અહીં ત્યાગના અર્થમાં છે. વૃત્તિકાર પણ તે અર્થમાં સંમત છે. પરંતુ તે ત્યાગ, અહીં પદાર્થત્યાગની અપેક્ષા કરતાંય વિશેષ તો અન્યઅન્ય તત્ત્વો કે જેમનો જીવન સાથે સંબંધ છે તેમના ત્યાગ સાથે સંબંધ ધરાવે છે, એ વાત ભૂલવી ન જોઈએ.

કોઈને એમ પ્રશ્ન થાય કે:-બાહ્ય પદાર્થના ત્યાગ પછી શું ત્યાગવાનું હોઈ શકે? આના ઉત્તરમાં સૂત્રકાર કહે છે કે:-મુનિ સાધકને ત્યાગી થયા પછી તૃષ્ણાદિ વૃત્તિઓ પર વિજય મેળવવા માટે બીજા પણ અનેક ત્યાગો કરવાના હોય છે. કારણ કે બાહ્ય પદાર્થોનો ત્યાગ તો સાધનાની શાળામાં યોજાવાપૂરતો ઉપયોગી છે. સાધનામાં જોડાયા પછી જે ત્યાગ કરવાનો છે, તે મુખ્યત્વે ઉપાદાનની શુદ્ધિઅર્થે છે. ઉપાદાનની શુદ્ધિ એટલે વૃત્તિ પર લાગેલા કુસંસ્કારોની શુદ્ધિ. આ શુદ્ધિ થયા પછી જ જીવનમાં ઉચ્ચ ગુણોની ખિલવટ થાય કે જે વાત લોકસાર અને ધૂત નામના અધ્યયનમાં વિસ્તૃત રૂપે વર્ણવાઈ ગઈ છે. હવે સૂત્રકાર આઠમા અધ્યયનમાં શેષ રહેલા બીજા ત્યાગો કરવાનું સુંદર સૂચન કરે છે.

## પ્રથમ ઉદ્દેશક

### કુસંગપરિત્યાગ

પ્રથમ ઉદ્દેશકમાં સંગદોષના ત્યાગની વિચારણા છે. સંગતિની અસર જીવન પર બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. તેમાંય બાળમાનસ પર તો વધુ રીતે. એમ માનસશાસ્ત્રવેત્તાઓ વદે છે. સાધક પણ જ્યારે સાધનામાર્ગ તરફ વળે છે ત્યારે પ્રથમ તો તે દ્વિજ એટલે કે ફરીથી જન્મેલો અને સાધનાના ક્ષેત્રનો તદ્દન બિનઅનુભવી હોવાથી બાળ ગણાય છે. એટલે એને અહીં જે અવલંબનની આવશ્યકતા છે, એ પૂરી પાડે છે.

જેના સંગથી સત્ય તરફ રુચિ ઢળે તે સત્સંગ. એ લોહચુંબક છે. જિજ્ઞાસુવૃત્તિ એ લોખંડ છે. પ્રત્યેક સાધકમાં જિજ્ઞાસુવૃત્તિ મુખ્યત્વે હોવાથી સત્સંગ તરફ તે હમેશાં આકર્ષાતો રહે છે. સત્સંગ એ તેના સાધનામાર્ગનું નંદન-

વન છે. એના શરણમાં જઇને એ સંશય, ગ્લાનિ અને થાક ઉતારી નાખવા મથે છે. આવા પ્રસંગે તેનું હૃદય પ્રેમ અને શ્રદ્ધાથી એટલું તો તરબોળ હોય છે કે તે સત્સંગનું કલ્પવૃક્ષ છે કે ઉપરથી દેખાતા દંભી સત્સંગરૂપ કુસંગનું કિંપાક વૃક્ષ છે તે જોવાની તપાસવાની તેને અન્વેષકબુદ્ધિ હોવા છતાં તે તેનો ઉપયોગ કરવા રોકાતો નથી. આવા પ્રસંગે બીજા દંભી સંગની જાળમાં ન ફસાઈ જાય અને સાધનામાં દત્તચિત્ત (લીન) રહી પરિપક્વ બનતો જાય, તે સારુ અહીં સંગદોષથી બચવાના કેટલાક નિયમો આપ્યા છે, કે જે વિશાળ દૃષ્ટિથી અવલોકવાયોગ્ય અને વિવેકબુદ્ધિથી આચરવાયોગ્ય છે.

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] મોક્ષાર્થી જંબૂ! હું પ્રત્યેક સદાચારી સાધકને ઉદ્દેશીને કહું છું કે દેખાવમાં સુંદર (જૈનધર્મના શ્રમણ) છતાં ચારિત્ર પાળવામાં શિથિલ ભિક્ષુને કે બીજા પંથના ચારિત્રહીન સાધકોને અતિશય આદરપૂર્વક અશન (ખાવાનું), પાન (પીવાનું), ખાદ્ય (મેવો વગેરે), સ્વાદ્ય (મુખવાસ વગેરે), વસ્ત્ર, પાત્ર, કંબળ, કે પાદપુંચ્છન (રજોહરણ) આપવાં નહિ, આપવા માટે નિમંત્રણ કરવું નહિ કે તેમની સેવા પણ કરવી નહિ.

નોંધઃ—પ્રથમ તકે તો પાઠકને આ સૂત્રમાં સંકુચિતતાનું દર્શન થશે. જૈનદર્શન જો વિશ્વદર્શનની યોગ્યતા ધરાવતું હોય તો એ દર્શન માટે આટલી સંકુચિતતા પણ અક્ષમ્ય ગણાય, એમ પણ કદાચ જણાશે. પરંતુ આ સૂત્રને અંગે આટલું યાદ રાખવાનું છેઃ (૧) ઉપરની બીના મુનિ સાધકને ઉદ્દેશીને કહેવાયેલી છે. ગૃહસ્થ સાધક અને મુનિ સાધકમાં જેટલો ત્યાગનો તફાવત છે, એટલો જ નિયમોનો તફાવત છે અને હોવો ઘટે.

ગૃહસ્થ સાધક અલ્પસંયમી અથવા અલ્પત્યાગી ગણાય છે, અને મુનિ સાધક પૂર્ણત્યાગી ગણાય છે; કારણ કે એમણે સર્વ પદાર્થો પરથી

પોતાનો માલિકી હક ઉઠાવી લઈ ભિક્ષુજીવન સ્વીકાર્યું છે. એટલે જ મુનિ સાધક ભિક્ષા માગીને સાધનાની દૃષ્ટિએ જરૂરિયાત પૂરતું લઇ શકે છે. (૨) જ્યાં પોતાને માટે જરૂરિયાતપૂરતું જ લઈ શકાય ત્યાં બીજાને આપવાનું વિધાન ન હોઇ શકે એ સ્વાભાવિક છે. મુનિ સાધક ભિક્ષુ જ ગણાય છે. એક ભિક્ષુ બીજા પાસેથી લઈ બીજાને આપવા માટે દાતા બનતો જાય તો તેમાં એનું દાતારપણું કે ઉદારપણું નથી, પણ વૃત્તિની શિથિલતા છે. અને તેની પોતાની ભૂમિકાની અપેક્ષાએ એ નીચેનું સ્થાન છે. દાનીથી સંયમીની અને સંયમીથી ત્યાગીની એમ ઉત્તરોત્તર ઉચ્ચ ભૂમિકાઓ છે. એક ત્યાગી આદર્શ ત્યાગ પાળતો હોય, આત્મભાનમાં મસ્ત હોય, તો તે જગત પર ઘણો જ ઉપકાર કરે છે. એ વાત સ્પષ્ટ સમજાય તેવી છે.

એટલે પ્રથમ તો એ જ દૃષ્ટિએ આ વૃત્તિ તજવાયોગ્ય છે. છતાં એક ભિક્ષુ સાધક બીજા ભિક્ષુ સાધકને અન્ન, પાન કે વસ્ત્રાદિ ઉપકરણોની ખૂબ જરૂર હોય અને તોયે તેને ન આપે તો આખી ભિક્ષુસંસ્થા વ્યવસ્થિત અને પ્રેમમય જીવન ન ગાળી શકે. એ હેતુએ સૂત્રકાર અહીં સ્પષ્ટ કરે છે કે ભિક્ષુ કારણસર બીજા ભિક્ષુને અન્નવસ્ત્રાદિ આપી શકે છે, અને શારીરિક બિમારી કે એવા ખાસ કારણસર સેવા પણ કરી શકે છે. પરંતુ ' આદરપૂર્વક નહિ ' એ પદ આપીને એમ કહે છે કે આ બધું ઉપયોગિતાપૂરતું જ હોય, કારણ વગર નહિ. ઘણીવાર કેટલાક મુનિ સાધકોને એવી ટેવ હોય છે કે તે બીજા મુનિ સાધક પાસે અન્નવસ્ત્રાદિ સામગ્રી હોય તોયે પરાણે આપવા માટે. આમાં સામાનો આદરભાવ મેળવવાની કે પોતે ઉદાર અને સેવાભાવી છે એવું બીજાને દેખાડવાની વૃત્તિ દેખાય છે. સૂત્રકાર કહે છે કે તે વૃત્તિ મુનિ સાધક માટે જરાયે ઇષ્ટ નથી, તેમાં ઊંડેઊંડે પણ દૂષિતતા છે.

×સામાન્ય રીતે *સમનોજ્ઞ* શબ્દમાંથી સદાચારી અને *અસમનોજ્ઞ*

---

× निर्युक्तिकारो यदाह तत्त्वयया पुनर्यारित्रतपोविनयेष्वसमनोज्ञाः यथाच्छन्दास्तु ज्ञानाचारादिष्वमनोज्ञाः

वृत्तिकारस्तु समनोज्ञो दृष्टितो लिंगतो न तु भोजनादिभिः तद्विपरीतस्त्वसमनोज्ञः

અર્થ:—નિર્યુક્તિકાર સ્વચ્છંદી કે ચારિત્ર, તપ તથા વિનયમાં સમાનવૃત્તિવાળા ન હોય તેને અસમનોજ્ઞ અને લિંગસમાન હોવા છતાં આચાર સમાન ન હોય એને સમનોજ્ઞ કહે છે. વૃત્તિકાર સંભોગી અને

શબ્દમાંથી અસદાચારીનો અર્થ નીકળી શકે. વૃત્તિકાર સંભોગી અને અસંભોગી એવો પણ અર્થ માન્ય રાખ્યો છે. પણ સમનોજ્ઞ શબ્દ અહીં ભિક્ષુશ્રમણના આશયે નથી વપરાયો, વેશશ્રમણના આશયે વપરાયો છે. સારાંશ કે સંયમ કે ત્યાગમાં પૂરું લક્ષ્ય ન હોય તેવા કોઈ મુનિને પણ ભિક્ષુ કશી સામગ્રી ન આપે. કારણ કે (૧) એને આપવાથી આપેલા પદાર્થો એની પાસે અધિક થવાને કારણે દુરુપયોગ થવાનો પૂર્ણ સંભવ છે; (૨) પદાર્થોની લેવડદેવડ પરિચય વધારનારું સાધન છે. એનો પરિચય વધારવો હાનિકર છે. તેની સાથે પરિચય ન રાખવાનું એટલા માટે સૂચવે છે, કે એ સંગદોષની પોતાના જીવન પર પણ અસર થાય છે. અને ધારો કે કદાચ ન થાય તોયે બીજાં અનિષ્ટો ઓછાં નથી. (૧) હલકા માનસવાળા સાથે પરિચય કે વ્યવહાર રાખવાથી સમાજમાનસ પર પોતા માટે ખોટી છાપ પડે છે. (૨) પોતાને અનુસરતો વર્ગ એને પણ સદાચારી ધારી અનુસરવા લાગે છે, અને પરિણામે ઠગાય છે.

આ અનિષ્ટ સમાજ ને આદર્શ ગણાતી વ્યક્તિ માટે ઓછું ભયંકર ન ગણાય. એટલે એ રીતે જાણી જોઈને કોઈ પણ ગૃહસ્થને કે ભિક્ષુને પોતાનાં વસ્ત્ર, પાત્ર કે તેવી સામગ્રી ન આપે. પ્રસંગ પડે તો માત્ર ભિક્ષુને આપી શકે, અને તે પણ માત્ર એની જરૂરિયાતની દૃષ્ટિએ આપે; પરિચય વધારવાની દૃષ્ટિએ ન આપે; કુસંગનો પરિચય સર્વથા ત્યાજ્ય છે. એટલો આ આખા સૂત્રનો સાર છે.

[૨] અથવા ( કદાચિત ) તેવા અસંયમી સાધુઓ ( પોતે માગે નહિ પણ ઊલટા આપવા પ્રયત્ન કરતાં ) એમ કહે છે કે અહો મુનિઓ! તમે આ વાત નિશ્ચયપૂર્વક ધારી રાખજો કે ' અમારે ત્યાંથી ખાનપાનાદિ બધી વસ્તુઓ તમને હમેશાં મળી શકશે–માટે તમોને બીજેથી મળ્યું હોય કે ન મળ્યું હોય, તમે ભોજન કર્યું હોય તોપણ તમે અમારે સ્થાને અવશ્ય પધારજો. અમારું સ્થાન આપને જવાના

અસંભોગી અર્થ લે છે. પણ અસંભોગીનો અર્થ માત્ર સ્વધર્મ અને સ્વલિંગી એટલો જ લેવો. આંતરાદિના વ્યવહારથી સંભોગી નહિ. અસંભોગીનો અર્થ તો સ્પષ્ટ જ છે.

માર્ગમાં જ છે. અને ન હોય તોયે શું? જરા ફેરો ખાઈને પણ પધારજો. આ પ્રમાણે લલચાવીને એ ચારિત્રહીન સાધુઓ રસ્તેથી આવતાં કે જતાં કંઈ આપે, આપવાનું નિમંત્રણ કરે અથવા કંઈ સેવાચાકરી કરે, તોપણ એ ન સ્વીકારતા એમના સંસર્ગથી સદાચારી ભિક્ષુ હમેશાં અલગ રહે.

નોંધઃ—અસંયમી છતાં ભિક્ષુસંસ્થામાં ભળેલા સાધકોને મુનિસાધક વસ્ત્રાદિ સામગ્રી પરાણે ન આપે, એટલું કહેવાથી સૂત્રકારનો પૂર્ણ આશય સ્પષ્ટ થયો ન હોવાથી સૂત્રકાર બીજું સૂત્ર કહી અહીં પોતાનો સંપૂર્ણ આશય વ્યક્ત કરી દે છે. તેઓ એમ કહેવા માગે છે કે વિભિન્ન ધર્મવાળા એટલે "વૈષ્ણવ, બૌદ્ધ કે એવા કોઇ પણ બીજા સાંપ્રદાયિક ધર્મવાળા કે બીજા ગચ્છવાળા" એવો અર્થ કરી એમનાથી અતડા રહેવું એવો આ પરથી રખે કોઈ આશય લઇ લે! અહીં વિભિન્ન ધર્મવાળા કહેવાનો સૂત્રકારનો આશય વિભિન્ન વૃત્તિવાળાના અર્થમાં છે. એક ત્યાગના વલણવાળો હોય, બીજો ત્યાગીનો વેશ હોવા છતાં ભોગના વલણવાળો હોય, તો તે ભિન્ન ધર્મવાળો ગણાય. આવાનો સંસર્ગ ભયંકર નીવડે. એથી એવા સાધકોના પરિચયમાં ન આવવું. અને એમ કહી વસ્ત્ર, પાત્ર કે સેવા એ બધાં અંગો પરિચય વધારવાનાં નિમિત્તરૂપ હોવાથી વસ્ત્ર, પાત્ર કે સેવા આપવી નહિ. એટલું જ નહિ બલકે તેમની પાસેથી લેવી પણ નહિ, એમ સમજાવે છે. છતાં આ વાતને કોઇ એકાંતરૂપે પકડી લઈ તેમની સાથે અવિવેકભર્યું વર્તન રખે કરતા થાય! તે માટે ત્રીજા સૂત્રમાં આ વાતનું રહસ્ય સ્પષ્ટ કરે છે. સારાંશ કે સૂત્રકારનો આશય કોઈ પણ (પછી તે પોતાના મંડળનો હો કે અન્ય મંડળનો હો) પતિત સાથેય દ્વેષવૃત્તિ વધારવાનું કે તેની નિંદા કરવાનું કહેવાનો નથી; માત્ર એવા સંગદોષથી બચવાનું કહેવાનો છે. કારણ કે જ્યાં સુધી સાધક સત્યમાં સંપૂર્ણ સ્થિરતા ન પામ્યો હોય, ત્યાં સુધી સંગદોષ તથા સંયોગોની અસરથી એના પૂર્વઅભ્યાસો જોર કરી એને માર્ગ ચુકાવી દે એવા ભયનો સંભવ રહે છે. એ ભયથી બચવા પૂરતી આ વાત છે. બાકી તો પોતાની દૃષ્ટિએ પતિત દેખાતી વ્યક્તિ પણ ઘણી વાર પાવનતાની મૂર્તિ હોય છે. એટલે એવી ભાંજગડમાં પડી પોતાના આત્માને નિંદ્ય પ્રવૃત્તિમાં પાડી નાખવાની કોઈ પણ સાધક પ્રવૃત્તિ ન જ કરે, અને પ્રત્યેક ક્રિયામાં વિવેકબુદ્ધિને મોખરે રાખે.

... ...

[૩] અહો જંબૂ! કેટલાએક સાધકો બિચારા એવી ભૂમિકા પર હોય છે કે જેમને શું ગ્રાહ્ય છે? કે શું આચરણીય છે? એનું જ હજુ સ્પષ્ટ જ્ઞાન થયું હોતું નથી. એવા સાધકોને અધર્મીઓ (વિભિન્ન વૃત્તિવાળા) ના અંધઅનુકરણમાં ભળી જતાં વાર લાગતી નથી. તેઓ ફલાણાને મારો એમ કહીને બીજાદ્વારા જીવોને હણાવે છે. અથવા પ્રાણીહિંસા કરનારને (છૂપી રીતે કે પ્રગટ રીતે) અનુમોદન આપે છે, નહિ દીધેલું લે છે, અને આવા પ્રકારની અજ્ઞાન તથા ભ્રમજનક યુક્તિઓ બોલ્યા કરે છે.

તેઓમાંના કોઈ કહે છે કે "લોક છે," કોઈ કહે છે કે "લોક જ નથી," કોઈ કહે છે કે "લોક સ્થિર છે," કોઈ કહે છે કે "નહિ, આખો સંસાર અનાદિ છે," કોઈ કહે છે કે "આ લોકનો અંત છે," જ્યારે કોઈ કહે છે કે "આ સંસારનો છેડો નથી" (એટલે કે અનંત છે), કોઈ કહે છે કે "(પાપકર્મ પરત્વે) એ ઠીક કર્યું," બીજો કહે છે "એ ખોટું કર્યું," કોઈ કહે છે કે "એ કલ્યાણ છે," બીજા તે જ કાર્યને કહે છે કે "અકલ્યાણ છે," એક કહે છે કે "આ સાધુ છે," કોઈ તેને જ કહે છે કે "આ અસાધુ છે," કેટલાક કહે છે કે "સિદ્ધ છે," કેટલાક કહે છે કે "સિદ્ધ જ નથી," કેટલાક કહે છે કે "નરક ગતિ છે," કેટલાક કહે છે કે "નરક ગતિ જ નથી."

**નોંધઃ**—આ સૂત્રમાં સૂત્રકારનો આશય અતિ સ્પષ્ટ થઇ રહે છે. સંગદોષ અપાકટ સાધકને અસર ઉપજાવી શકે છે, માટે તેમને સારુ એ ત્યાજ્ય છે. આ વાતમાં સંશયને સ્થાન નથી. અને તેનું પરિણામ શું આવે છે તે પણ એમાં વર્ણવ્યું છે. એટલે તે બીના માનસશાસ્ત્રને વધુ સુસંગત છે એમ પણ સહેજે જણાઇ રહે છે.

સાધનામાર્ગમાં હિંસા, પરિગ્રહ અને કુતર્ક એ ત્રણે મહાન દૂષણો છે. તે દૂષણો આવા સંગથી અપાકટ સાધકમાં પેસી જાય છે, તેથી તે સંગ ક્ષમ્ય નથી. આ સૂત્રના ઉત્તરાર્ધમાં આ ત્રણે દૂષણો સાથી જન્મે છે તેની વિગત છે.

આ વિગતમાં ચાર્વાકમતથી માંડીને ઠેઠ અન્ય દર્શનો, મતો અને પંથોની માન્યતાઓનો સુધ્ધાં સમાવેશ છે, જેમકે (૧) સ્થાવર અને જંગમ–ચર અને અચર એ બન્ને પદાર્થમય આ જગત છે. આ પૃથ્વીમાં નવખંડ અને સાત સમુદ્રો છે, પરલોક છે, પાપપુણ્ય છે, પાંચ મહાભૂત છે—અને બંધમોક્ષ છે, આ જાતની માન્યતા વેદાંતના એક પક્ષ દ્વૈતમતની છે. (૨) લોક છે જ નહિ; દેખાય છે તે માયાજાળ છે. પરલોક જ નથી તો પાપપુણ્ય શાનાં હોય ? આ શરીર ભૌતિક જ છે. એવી માન્યતા ચાર્વાકમતની છે. (૩) આ આખો લોક સદા નિત્ય જ છે, માત્ર તેનો આવિર્ભાવ અને તિરોભાવ જ થાય છે, તે કદી નાશ પામતો જ નથી, એવી માન્યતા સાંખ્યમતની છે. કારણ કે તેઓ એમ માને છે કે " असतोऽनुत्पादात् सतश्चाविनाशात् " જે અસત્ છે તે ઉત્પન્ન થતું નથી અને સત્ છે એ નષ્ટ થતું નથી. (૪) લોક ચલાયમાન જ છે, ક્ષણિક છે, એવી માન્યતા બૌદ્ધ મતની છે. (૫) આ આખું જગત આદિ છે અને બ્રહ્માકૃત છે એ માન્યતા પણ વેદાંતમતની છે. જ્યારે (૬) જગતના ઈશ્વર પોતે કર્તારૂપ નથી, માત્ર પ્રેરકરૂપે રહે છે, એ માન્યતા નૈયાયિક વૈશેષિક મતની છે. આ સૂત્રના ઉત્તરાર્ધમાં સૂત્રકારે આપેલી બધી યુક્તિઓનો અને ઉપરની માન્યતાઓના સાંખ્ય, બૌદ્ધ, વૈશેષિક, નૈયાયિક, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા એ છયે દર્શનોનો પણ આ સૂક્ષ્મ નિર્દેશમાં સમાવેશ થઈ જાય છે.*

આ રીતે આ બધાં મત, પંથ કે દર્શનોએ અમુક અપેક્ષાએ જ પોતાની માન્યતા જગત સામે મૂકી હોય છે. તે બધા સત્યના જ અંશો છે. પરંતુ જ્યારે સાધકદૃષ્ટિના અપેક્ષિત સત્ય પર તે તે મત, પંથ કે દર્શનના અનુયાયીઓ પૂર્ણતાનો આરોપ કરે છે ત્યારે તેમાં રહેલું સત્ય પણ દૂષિત

---

* આ રીતે ઉપર દર્શાવેલ પૃથક્પૃથક્ માન્યતાઓને ટીકાકારે સુપ્રસિદ્ધ દર્શનોમાં ઘટાવવા પ્રયત્ન કર્યો છે. મારી માન્યતા પ્રમાણે સૂત્રકારના સમયમાં એ દર્શનોનાં બીજો હશે તોય એનો દર્શનો તરીકે નહિ પણ મતો તરીકે ઉલ્લેખ છે, અને એનાં અભિધાન આથી ભિન્નરૂપે છે. એમને ક્રિયાવાદી, અક્રિયાવાદી, વિનયવાદી અને અજ્ઞાનવાદી તરીકે ઓળખાવ્યા છે. આ સંબંધનું વિવેચન ષડ્દર્શન વિષેનો સંક્ષિપ્ત પરિચય કે જે ઉપસંહારમાં આપેલ છે ત્યાં (પરિશિષ્ટ પૃષ્ઠ ૪૮ માં) જુઓ.

થાય છે. એટલું જ નહિ બલકે તે જ સત્ય છે બીજું નહિ એવો એકાંત-આગ્રહ પકડે છે.

સત્ય કદી કેવળ બુદ્ધિ કે કેવળ હૃદયથી સમજાવી શકાય નહિ, તેમજ બહારથી લાવી શકાય પણ નહિ. સત્યનો આધાર વ્યક્તિના વિકાસ પર છે. જેનો જેટલો વિકાસ તેટલું તે ગમે ત્યાંથી અને ગમે ત્યારે લઇ શકે. આટલો જેને વિશ્વાસ હોય તે જ સત્યાર્થી અને સત્યપ્રેમી ગણાય. આવો સાધક કદી પોતાની માન્યતાને વિતંડાવાદ કે આગ્રહથી કોઈના પર લાદવા પ્રયત્ન ન જ કરે. તે સમજે કે હું જે દર્શનને માનું છું તે દર્શનના સ્થાપક સર્વજ્ઞ પુરુષ હોય, અથવા હું માનું છું તે મત પૂર્ણ સત્ય પર સ્થાપિત થયો હોય, તોયે હું તો એ મહાસાગરમાંથી મારી યોગ્યતા ઘડા જેટલી હોય તો તેટલું જ લઇ શકું. અને ઘડા જેટલું પાત્ર આખા મહાસાગરનું વર્ણન કરવા બેસે કે આખા જગતને તેમાંથી પાણી પીરસવા બેસે, તો એ ધૃષ્ટતા જ ગણાય. એ તો માત્ર એટલું જ કહી શકે કે " હું તરસ્યો હતો, ત્યારે ફલાણા દર્શન કે મતમાંથી તૃષા માટે તેટલું હું પામી શક્યો છું. અને મારે માટે તો એ એક મહાસાગર છે એમ મને લાગ્યું છે. અને તેના આ કારણો છે." આટલું પણ નિરાગ્રહ, નિઃસ્વાર્થ અને સરળ બુદ્ધિથી કહે. એમાં જ સ્વ અને પર ઉભયનું શ્રેય અને શાસન કે દર્શનની પ્રભાવના છે. એથી વિશેષ કહેવું કે વિતંડાવાદમાં ખેંચાઈ જવું એમાં સ્વ કે પર કોઈનુંય હિત નથી.

જૈનદર્શનનો સ્યાદ્વાદ વિશ્વ પરના બધા મત, પંથ, સંપ્રદાય કે ધર્મોનો આ રીતે સમન્વય સાધી આપે છે. તે એમ શીખવે છે કે જગતનાં બધાં દર્શનો અમુક અમુક અપેક્ષાએ સત્યના જ અંશો છે—કોઈ વિકસિત અને કોઈ અવિકસિત. પરંતુ અમુક અંશ જ્યારે બીજા અંશોમાં ભળી ન શકે, એક બીજાનો તિરસ્કાર કરે ત્યારે એ વિકૃત થાય છે, અને સત્ય મટી સત્યાભાસ બને છે. જ્યારે આ સ્થિતિ થાય ત્યારે તે મત અને તેના અનુયાયીઓ માટે તે નાવ મટી પથ્થરરૂપ બને છે; આ સંસારરૂપી મહાસાગરમાં પોતે ડૂબે છે, અને તેને પકડનારને પણ ડુબાડે છે. પણ જે મત, પંથ કે દર્શન બીજાં સત્યોને પચાવવાનો અવકાશ રાખે છે, તે ઉદાર અને સંગઠિત બની પૂર્ણ સત્યના માર્ગે ગતિ કરે છે અને પોતાના અનુયાયીઓને પણ વિકાસનો માર્ગ શોધી આપે છે.

જ્યારે મનુષ્યને પોતાની માન્યતાનો ભ્રમ થાય છે ત્યારે તે ઉપરના લક્ષ્ય કે ધ્યેયને ભૂલી જઈ શું કરે ? તેનું રેખાચિત્ર સૂત્રકાર નીચેના સૂત્રમાં દોરે છે:–અહીં એ સ્પષ્ટ કરી દેવું જોઈએ કે પોતાની માન્યતાને વળગી રહેવાનો મોહ જાગે એ અકસ્માત નથી પણ ભૂમિકા છે. સામાન્ય રીતે જગત—માનવસૃષ્ટિ તરફ નિહાળતાં આ એક માનવપ્રકૃતિનું લક્ષણ હોય તેવું પણ દેખાય છે. આવું હોવું એ અસ્વાભાવિક નથી. પોતાની માન્યતા પોતાને ગમે ત્યારે જ તેને પચાવી શકાય, એ એક સાર્વત્રિક નિયમ છે.

પણ માનવ પોતાની માન્યતાને પોતાની રુચિરૂપ માનીને જ નથી બેસી રહેતો, તેને એક નવીન કિરણ જ નથી માની શકતો. પણ એ જ પોતાની માન્યતાને પૂર્ણ માની એમાં જ પોતે મૂંઝાઈ રહે છે. અને એ રીતે આખા જગતનેય મૂંઝાવવા મથે છે. અહીં જ ભૂલનું મૂળ છે. શાણા અને બુદ્ધિમાન ગણાતા સાધકોની બુદ્ધિની બારણાં બંધ થવાનું મૂળ કારણ પણ અહીં છે.

આવો સાધક વિશ્વની વિશાળ વિદ્યાશાળામાં રચનાત્મક શિક્ષણ આપતી વિવિધ વસ્તુઓમાંથી કંઈ યે નવું પામી શકતો નથી, તેને મન કંઈ નવું લાગે તો યે તે માત્ર જૂનાને સિદ્ધ કરવાના પ્રમાણરૂપે તેને સંઘરે છે, અને આથી તો તે ઊલટોય વધુ વિકૃત અને ભ્રમમય બને છે.

સારાંશ કે કોઈ પણ મત, પંથ, સંપ્રદાય કે ધર્મની માન્યતા જેટલે અંશે તે તે મત, પંથ, સંપ્રદાય કે ધર્મના સાધકને ગમે, તેટલે અંશે તે તેમાનું સત્ય ઝીલે; અને તે એક જ કિરણથી સંતોષ ન પકડતાં સત્યના સાગર સમા અંતઃકરણના અનંત સૂરોમાંથી તેને અનુકૂળ મળતાં બીજાં જે જે આંદોલનો મળે તેમને અવકાશ આપી પોતાના સારેગમની સુંદર સંવાદના સાથે, અને આત્માનાં એ દિવ્ય સંગીતમાં મગ્ન બને, એમાં જ એનું હિત છે.

[૪] પણ પ્રિય જંબૂ ! તેઓ માત્ર કુયુક્તિથી ધર્મને સિદ્ધ કરવા મથે છે. એટલું જ નહિ બલકે એક બાજુ કદાગ્રહપૂર્વક પોતાનો માનેલો ધર્મ જ સાચો અને મુક્તિદાતા છે એમ બીજાઓને ઠસાવવાનો પ્રયત્ન કરે છે, અને બીજી બાજુ બીજા ધર્મની નિંદા કરતા ફરે છે. (તેઓ પોતે ડૂબે છે અને અન્યને ડુબાડે છે.) આવા એકાંત-

વાદી અને કદાગ્રહીઓનો પ્રસંગ પડે તો તટસ્થ સાધકે તેમને એ જ પ્રત્યુત્તર આપવો કે તમારું બોલવું અકસ્માત (હેતુ અને વિવેકથી રહિત) છે. કારણ કે સર્વજ્ઞ, સર્વદર્શી અને જગકલ્યાણના ઇચ્છુક ભગવાને એમ કહ્યું છે કે:—જેઓ પોતાનું જ સત્ય છે એમ માને છે કે વદે છે તેઓ એકાંતવાદી છે અને સત્યથી પોતે જ વેગળા રહે છે. (આ રીતે કહી સમર્થ અને બુદ્ધિમાન સાધકોએ એવા કદાગ્રહી સાધકોને પ્રસંગ પડ્યે સમજાવવા પ્રયત્ન કરવો, પણ જો તેથી કંઈ પણ હેતુ ન સરતો હોય તો) તેમણે તેવા પ્રસંગે મૌન સેવવું.

**નોંધ**—આ સૂત્રમાં અનેકાંતવાદનાં કિરણો વધુ પ્રકાશિત રૂપે નજરે પડે છે. અહીં જ જૈનદર્શન શું છે એ સ્પષ્ટ સમજાય છે. સૂત્રકાર કહે છે કે માન્યતાના ભ્રમમાં આગ્રહબુદ્ધિને વધુ અવકાશ છે. અને આગ્રહ કદાગ્રહનું સ્વરૂપ પકડે છે. કદાગ્રહ એટલે પોતાના મતને પકડી રાખવાની જટિલ અને જડ વૃત્તિ. આ વૃત્તિને મહાપુરુષોએ જળોનું સ્વરૂપ આપ્યું છે. આ વૃત્તિ અનિષ્ટ કરાવે છે તે કોનાથી અજાણ છે? ધર્મને ઓઠે થયેલાં અનર્થો-નો તથા વટાળવૃત્તિ માટે થયેલી હિંસાઓનો ઇતિહાસ આ વાતના પુષ્ટ પ્રમાણરૂપ છે.

દુનિયામાં પ્રવર્તતા મતો, પંથો સંપ્રદાયો કે ધર્મોનો પ્રારંભ તપાસીએ તો તેઓ કોઈ એક કાળ અને સંયોગો પરથી જન્મ્યા હોય છે. તે વખત-નો ઇતિહાસ તપાસતાં એમ થવું વાસ્તવિક હોય છે એવું જણાયા વિના રહેતું નથી. પરંતુ એ જ માન્યતાને જ્યારે ત્રિકાળાબાધિત અને પૂર્ણ સત્યરૂપ માનીને તેને અનુસરનારાઓ અન્ય કાળ અને અન્ય સંયોગોમાં પણ તે જ રૂપે તેને રાખી મૂકવાનો આગ્રહ સેવે, અને એ આગ્રહને વળગી રહેવા માટે બીજી વાડો રચે, અને ઉપરના સૂત્રમાં તો સૂત્રકાર કહે છે કે તે વાડોને બીજાઓ પર પરાણે લાદવાનો પ્રયત્ન થાય, ત્યારે તે માન્યતા એકાંત અને અનર્થકારી બને એમાં આશ્ચર્ય જેવું નથી. પણ સત્યાર્થી સાધક આ પ્રવાહમાં ખેંચાઈ પોતાનું પતન ન નોતરે એ ખાતર સૂત્રકાર અહીં સ્પષ્ટ ભાખે છે કે આવી ભાંજગડમાં સત્યાર્થી સાધક ન પડે, કે બીજાને પડવામાં સાથ ન દે, અને બની શકે તો તેવે માર્ગે જતા સાધકોને તે પ્રેમ-પૂર્વક પોતાનો અનુભવ કહી સન્માર્ગે વાળવાનો પ્રયત્ન કરે.

સત્ય કેવળ બુદ્ધિની યુક્તિઓ કે હૃદયના આવેશથી સિદ્ધ થઈ શકતું નથી; બુદ્ધિ અને હૃદય બન્નેની શુદ્ધિ અને સમન્વયદ્વારા પામી શકાય છે. સત્યાર્થીને આગ્રહ શાનો? અને હોય તોય પોતાપૂરતો જ હોય; એ સત્યને જીવનમાં ઉતારવાના પ્રયોગનો હોય, માન્યતાનો નહિ; કદાગ્રહીને તો માન્યતાનો જ આગ્રહ હોય છે, સત્યનો નથી હોતો, કારણકે સત્યનાં કિરણો ત્યાં પહોંચી શકતાં નથી. સત્યાર્થી અને કદાગ્રહીનું આ તારતમ્ય વિચારવાયોગ્ય છે.

આ સૂત્રમાં બીજી વાત એ પણ કહી છે કે પોતે સ્વીકારેલી માન્યતા કે આચરેલો ધર્મ ગમે તેટલો ઉન્નત હોય તોયે તેનો કદાગ્રહ કે ગર્વ ન હોવો ઘટે, અને અન્યનો આચરેલો પોતાની અપેક્ષાએ ઊતરતો હોય તોય એની નિન્દાય ન હોવી ઘટે. એમ કરવામાં એકાંત અનિષ્ટ છે. છતાં કોઈ એમ કરતું હોય તો સત્યાર્થી એના ઉપર પણ ક્રોધ કે રોષ ન કરે; માત્ર એને પ્રેમપૂર્વક સમજાવવાનો પ્રયત્ન કરે, અથવા એમ થવું અશક્ય હોય તો મૌન રાખે. એટલું જ સત્યાર્થીને માટે હિતાવહ છે.

[૫] ખાસ પ્રસંગ પડે તો મતાગ્રહી સાધકોને મુનિ સાધકે સંક્ષિપ્તમાં આ રીતે સમજાવવું કે "જે જે ધર્મને બહાને પાપકર્મ થઈ રહ્યાં છે ( તેમાં હું માનતો નથી ) તે બધાંને હું છોડી દેવા માગું છું." મારી અને આપની માન્યતા વચ્ચે આ જ ભિન્નતા છે.

**નોંધ:**—કદાગ્રહી સાથે દલીલમાં ઊતરતાં કેટલીકવાર સામાને પણ કદાગ્રહનો ચેપ લાગી જવાનો ભય છે. આથી પ્રાય: મૌન રાખવાનું અને ખાસ પ્રસંગ પડે તો ધર્મની વાસ્તવિકતા પોતે જે રીતે સમજ્યો છે એ શાંત ભાવે અને અનુભવપૂર્ણ રીતે સમજાવવાનું સૂત્રકાર મહાત્માએ આગળના સૂત્રમાં સૂચવ્યું.

આ સૂત્રમાં સત્યને પણ કેવી રીતે અને કેવા આકારમાં મૂકવું તે સ્પષ્ટ કરી દે છે. આમાંથી સત્યપ્રિય સાધકોને જાણવાનું ઘણું મળી રહેશે. *સત્યાર્થીના મુખમાં કોઈ પણ વ્યક્તિની વ્યક્તિગત ટીકા ન હોય, તેમજ કોઈ પણ મત, પંથ, સંપ્રદાય કે ધર્મની ઘૃણાયે નહોય, એવું આ સૂત્રમાંથી ફલિત થાય છે.*

જે ધર્મમાં કદાગ્રહ કે ધર્મઝનૂન ન હોય, જે ધર્મના સંસ્થાપકો નિઃસ્વાર્થી તથા નિર્દોષ જીવન જીવ્યા હોય અને જે ધર્મ કેવળ આવેશો કે લાગણીના ઉછાળા પર કિંવા કોરી દલીલો પર નહિ પરંતુ સત્યના સુદૃઢ પાયા પર પ્રતિષ્ઠિત થયો હોય, તે જ ધર્મને ધર્મ ગણે; અને ઉપરના ગુણોથી વિરુદ્ધ એટલે કે દોષોથી દૂષિત હોય તેને અધર્મ ગણે. આ જ ધર્મ અને અધર્મને ઓળખવાનું સત્યાર્થીનું સાચું માપક યંત્ર છે.

ધર્મને ઓઠે જ્યાં જ્યાં અધર્મ જુએ ત્યાં ત્યાં તેને દૂર કરવામાં પોતાનું બળ ખરચે. અને જ્યાં જ્યાં સત્ય જુએ ત્યાં ત્યાંથી તેને પોતે નિઃસંકોચ અને ઉદાર ભાવે શોધીને પોતાનું કરે. સત્યાર્થીનાં તો આ બે મૂળલક્ષણો છે, એની ક્રિયાપરથી એ સ્પષ્ટ પરખાઈ રહે છે. પણ આ અધર્મને દૂર કરવાનો પ્રયત્ન કરતાં કરતાંયે એનું ધ્યેય તો કેવળ સત્યશોધનનું અને સ્વીકારવાનું જ હોય. સત્ય શોધવા જતાં વચ્ચેનાં બાધક અનિષ્ટોને દૂર કરવાની ક્રિયા થાય એ તો સ્વાભાવિક છે, પણ તે એનું ધ્યેય ન હોય. આ આશય કહી હવે નીચેના સૂત્રમાં સૂત્રકાર વિવેકને મુખ્ય સ્થાન આપે છે.

[૬] સત્યાર્થી જંબૂ! જે સાધક આટલો વિવેક સમજે તેને ગામમાંય સત્યની આરાધના સુલભ છે અને જંગલમાંયે સુલભ છે. અને જેનામાં આટલો વિવેક નથી તે ગામમાં રહે તોય ધર્મની આરાધના કરી શકતો નથી ને જંગલમાં જાય તોય ધર્મની આરાધના કરી શકતો નથી. એવું જગતના સર્વ જીવો પ્રત્યે પૂર્ણ સમભાવે જીવી જનાર શ્રી સર્વજ્ઞભગવાને અનુભવ પછી ભાખ્યું છે.

નોંધઃ—ધર્મ વિવેકમય દૃષ્ટિમાં છે એવું ઉપરના સૂત્રમાં સ્પષ્ટ કથન છે. જે માન્યતા, વિચારણા કે ક્રિયામાં વિવેકબુદ્ધિનું સ્થાન ન હોય તેમાં અનેક દોષોનો સંભવ છે. એમ કહી સૂત્રકાર એ બતાવે છે કે વિવેકબુદ્ધિ પર ધર્મનો મોટો આધાર છે. બીજી વાત એ છે કે સ્થાનની કશી મહત્તા નથી. જોઈએ તો વસતિવાસ કરો કે જોઈએ તો જંગલમાં જઈ વસો. અનુભવ એમ જ કહે છે કે જેનામાં વિવેકબુદ્ધિ જાગૃત થઈ નથી તેને વસતિ અને જંગલ બન્ને સમાન અસર ઉત્પન્ન કરે છે. જંગલમાં જઈને પણ અવિવેકી પોતાના સંસારને કલ્પનાદ્વારા ખરો કરી શકે છે; જ્યારે વિવેકી સાધક વસતિમાં રહેવા છતાં સંસારથી નિર્લેપ રહી શકે છે. સારાંશ કે પતન

અને વિકાસનો સંબંધ સ્થાન, ક્ષેત્ર કે તેવાં કોઈ બાહ્ય નિમિત્તો સાથે નથી, ઉપાદાન સાથે છે. આથી એટલું ફલિત થયું કે કોઈ પણ બાહ્ય નિમિત્તો, સંયોગ કે ક્રિયા જેટજેટલે અંશે ઉપાદાનની શુદ્ધિમાં સહાય કરે તેટલું જ તેનું મહત્ત્વ અને ઉપયોગીપણું છે.

[૭] પ્રિય જંબૂ! આથી જ શ્રીભગવાને ઉપાદાનની શુદ્ધિને મહત્ત્વ આપ્યું છે, અને તે શુદ્ધિ સારુ મુખ્યત્વે સાધકના ત્રણ સાથીઓ ત્રણ યામો (વ્રતો) બનાવ્યા છે. આર્ય પુરુષો આ તત્ત્વોનું રહસ્ય પામીને હંમેશાં સાવધાન રહે છે.

**નોંધઃ**—પ્રથમના સૂત્રમાં ત્યાગીના ધર્મનું અને સંગતિદોષથી બચતાં રહેવાનું માર્ગદર્શન કરાવ્યું, એટલે સાધકને બાહ્ય નિમિત્તોના લેપથી નિર્લેપ થવાનું સૂચવ્યું. પણ તેમાંય વિવેકબુદ્ધિ તો હોવી જ જોઈએ એમ સમજાવીને આ સૂત્રમાં સૂત્રકારે ઉપાદાનની શુદ્ધિનાં મુખ્ય સાધનો વર્ણવ્યાં છે.

ત્રણ યામો ત્રણ વ્રતોના અર્થમાં છે. વૃત્તિકારે તો વય અને વ્રત બન્ને અર્થો લીધા છે. ટીકાકારને પણ લગભગ એ જ અભિમત છે. તોયે અહીં એમને વ્રતનો અર્થ વધુ પ્રસ્તુત લાગ્યો છે. જોકે એ શંકા થવી શક્ય છે કે વ્રતો તો પાંચ જ હોય, કારણ કે ભગવાન મહાવીરના સમયની આ વાત છે. એમની તીર્થ સ્થાપનામાં પાંચ વ્રતોને સ્થાન મળ્યું છે, પણ એ શંકાનું સમાધાન મળી રહે છે. અહીં દર્શાવેલાં ત્રણ વ્રતોમાં અહિંસા, સત્ય અને નિર્મમત્વનો સમાવેશ છે.

પરમસત્ય એ ધ્યેયરૂપ છે, અને અહિંસા તથા નિર્મમત્વ એ બે એનાં સાધનો છે. નિર્મમત્વનો સંબંધ પ્રાયઃ વૃત્તિ સાથે છે. જેટલે અંશે વૃત્તિમાં નિર્મમત્વની ભાવના દૃઢ થાય તેટલે અંશે ક્રિયામાં અહિંસા ઊતરે અને સત્યના અંશો વિકસે.

જે સાધક વૃત્તિમાં નિર્મમત્વ લાવવાનો પ્રયત્ન કરતો હોય તે જનનેન્દ્રિયનો અને બીજી ઇંદ્રિયોનો પણ સંયમી તો હોય જ. સૌથી પ્રથમ સ્ત્રી-મોહનો ત્યાગ અને પછી પદાર્થોની સંગ્રહબુદ્ધિનો ત્યાગ, એ બન્ને નિર્મમત્વમાં પ્રવેશવાની પ્રથમ ભૂમિકાઓ છે. એટલે આ રીતે એ ત્રણ વ્રતોમાં પાંચે વ્રતોનો એક યા બીજી રીતે સમાવેશ થઈ જાય છે.

જેટલે અંશે આ વ્રતો ક્રિયામાં ઊતરે તેટલે અંશે તે આર્ય ગણાય. એમ કહીને—આર્યપદ મૂકીને-સૂત્રકારે આર્ય ગણાતા કે આર્ય થવા મથતા માનવમાત્રનો આ સનાતન ધર્મ છે એમ સૂચવ્યું છે. આર્ય શબ્દ કોઈ એક ક્ષેત્રનો કે કોઈ એક મત, પંથ કે ધર્મનો શબ્દ નથી. 'આર્ય એટલે સભ્ય માનવ.' જગતની સર્વ માનવપ્રજા પોતાને સભ્ય કહેવડાવવાનું પસંદ કરે છે. એટલે આ ધર્મ આખાયે વિશ્વનો છે. વિશ્વની શાન્તિનું મૂળ પણ એ ધર્મના પાલનમાં છે. એવું આમાંથી ફલિત થયું.

[૮] મોક્ષાભિમુખ જંબૂ! આ રીતે સાથીઓની આરાધના કરી જેઓ ક્રોધાદિ દોષો સામે ઝઝૂમી એમના જોરને શાંત કરે છે તેઓ જ પાપકર્મથી અને પાપી વૃત્તિથી અલગ રહી શકે છે. અને એ જ અનિદાન—એટલે કે પોતાના આત્માને ન વેચનાર તરીકે પ્રસિદ્ધ થયા છે.

**નોંધ:—**ક્રોધાદિ રિપુઓ સાથેનું દ્વંદ્વ તો વીતરાગભાવની પૂર્ણ પરાકાષ્ઠાએ-ન પહોંચાય ત્યાં સુધી ચાલવાનું જ. પરંતુ સાધકમાં અને સામાન્ય જીવમાં એટલો જ ફેર કે એક એની સામે લડવા ઊભો રહે અને બીજો એને વશ થાય. જે લડવાને તૈયાર થયો છે તે કદાચ પ્રથમ હારે તોય તેમાં જીતવાની અભિલાષાનું હોવાપણું છે, એટલે બમણા જોરથી સામગ્રી મેળવવાના પુરુષાર્થની તક છે. અને બીજાને એ નથી. જ્યાં સુધી આટલી તૈયારી ન થાય ત્યાં સુધી પદાર્થોથી દૂર રહેવું ભલે શક્ય થાય, પણ પાપકર્મથી છૂટવું શક્ય નથી. અને જે પાપકર્મથી છૂટવાને શક્તિમાન નથી તે પોતાના આત્માનું ક્ષણેક્ષણે દેવાળું કાઢે તેમાં આશ્ચર્ય જેવું કશું નથી. જગતમાં જે જે જીવો પરભાવમાં મૂંઝાઈને સ્વભાવનું લિલામ કરતા દેખાય છે તે તે જીવોની આ એક ભૂમિકા હોવાથી તેઓ તેમ કરે છે. જ્યાં સુધી બહાર જ શોધવાની દૃષ્ટિ છે, ત્યાં સુધી આમ થવું સ્વાભાવિક છે. એટલે જો એ સ્થિતિ ટાળવી હોય અને સાચા વિજેતા બનવું હોય તો એ સાથી સુભટોને સૌથી પ્રથમ પોતાના કરી લેવા ઘટે. એટલું આ સૂત્ર પરથી સહેલાઈથી સમજાશે.

[૯-૧૦] અહો સાધકો જુઓ:-ઊંચી, નીચી, તીરછી (મધ્યમ) અને સઘળી દિશાઓ તથા વિદિશાઓમાં જેટલા જીવો રહેલા છે, તે પ્રત્યેક નાનામોટા જીવજંતુને કર્મસમારંભ રહેલા છે. માટે

તે પોતે કદી ઉપયોગશૂન્ય ક્રિયા નહિ જ કરે. એટલુંજ નહિ બલકે જેઓ વિવેકશૂન્ય ક્રિયાઓ કરતા હોય તેમનાથી પણ દૂર રહેશે. એમ કહી તેએક વ્યવહારુ દૃષ્ટિ ખડી કરે છે. તે એ છે કે અહિંસક હિંસા ન કરે, એટલું જ નહિ પણ હિંસાને જોઈ પણ ન શકે, એટલે કે હિંસાનો વિરોધ પણ કરે. આ પરથી એટલું સ્પષ્ટ થયું કે જૈનદર્શનની અહિંસા કેવળ નિષેધાત્મક જ નથી બલકે વિધેયાત્મક પણ છે. એટલે કે અહિંસકનું માપ પ્રેમ પર નિર્ભર હોવું ઘટે. સાધક જેટલો વિશ્વપ્રેમી તેટલો જ તે અહિંસક ગણાય.

[૧૨] વહાલા મોક્ષાર્થી જંબૂ! આ રીતે પાપકર્મનું રહસ્ય સમજીને બુદ્ધિમાન, સંયમી અને પાપભીરુ સાધક આ અને એવા બીજા દંડોથી વિરમે.

**નોંધઃ**—વિવેકબુદ્ધિ, સંયમ અને પાપભીરુતા સફળ થયાં ત્યારે જ ગણાય કે જ્યારે હિંસાના સંસ્કારો નિર્મૂળ થઇ વૃત્તિમાં અહિંસકતાનો સંચાર થાય.

## ઉપસંહાર

મનુષ્યની મતિભિન્નતા પ્રમાણે ભિન્ન વિચારો હોય તે કંઇ અસ્વાભાવિક કે હાનિકારક નથી. પરંતુ પોતાના વિચારો પરમ સત્ય કલ્પી કદાગ્રહમાં પડી જવું, નવીન વાદો કે મતો રચવા તે જ અસ્વાભાવિક અને હાનિકર છે. આથી જૈનદર્શન એકાંતતામાં ન પડતાં અનેકાંતવાદ સ્વીકારે છે. કોઈ પણ સાધક એકાંતવાદમાં સપડાઈ ન જાય તે ખાતર સંક્ષિપ્તમાં મુખ્ય મુખ્ય મતોની માન્યતાનું ઉપર દર્શન કરાવીને, કોઈ વાદો કે મતો પોતપોતાની દૃષ્ટિએ ખોટા નથી પરંતુ તેમના કોઇ એકને જ પૂર્ણ સત્ય તરીકે માની લેવું તે જ ખોટી વસ્તુ છે, એમ સમજાવી તેવા મતમતના ઝગડામાં ન પડતાં સાધકે તેમાંનું જે કંઈ સત્ય હોય તે શોધવું અને અન્ય કદાગ્રહી સાધકોને પણ તેનું ભાન કરાવવું એમ બતાવ્યું છે.

જ્યાં પાપ નથી, પાપી વૃત્તિ નથી, સ્વાર્થ નથી, વાસના નથી, ક્લેશકંકાસ નથી તથા કદાગ્રહ પણ નથી અને 'સાચું એ જ મારું' એવી ભાવના પ્રબળપણે વર્તે છે, ત્યાં જ સદ્ધર્મ ટકે છે. આવો સદ્ધર્મી સાધક ગમે ત્યાં વસીને કે રહીને સત્યની સાધના પોતે કરે અને અન્ય સાધકોનો મતિથી જ નહિ, માત્ર વાણીથી જ નહિ, પણ વર્તનથી પ્રેરક બને. સત્યની સાધના ઉપાદાનશુદ્ધિની ભાવના પછી શરૂ થાય છે. ઉપાદાનની શુદ્ધિ સત્યનું

એકલક્ષીપણું, વીસ્તાભરી અહિંસા, અને અહંતા તથા મમતાનો ત્યાગ એ ત્રણ સાધનોદ્વારા ક્રમશઃ પ્રાપ્ત થાય છે.

એક પાસેથી લઇ તેમાંથી બીજાને આપવું એ આદર્શ દાન નથી. પોતાની જરૂરિયાત ઘટાડી તેમાંથી બીજાને આપવું એ આદર્શ દાન છે. સંગદોષની અસર જીવન પર કારમી રીતે પરિણમે છે. જેઓ પોતાનું જ પૂર્ણ સત્ય છે એમ માને છે કે વદે છે, તેઓ એકાંતવાદી છે. કદાગ્રહનો કુહાડો વિકાસવૃક્ષના મૂળને જ કાપી નાખે છે. વિવેક વિના ધર્મ ટકી શકતો નથી. ક્રિયા તો સર્વત્ર છે, પણ ધર્મ અને અધર્મના ભેદને સમજો પાપ અને અધર્મ બન્ને ભિન્ન વસ્તુ છે. અધર્મનો સંબંધ વૃત્તિ અને ક્રિયા બન્ને સાથે છે. પાપનો ક્રિયા સાથે હોય, પણ વૃત્તિ સાથે હોય અને ન પણ હોય. અધર્મમાં આત્માનું નિશ્ચિત પતન છે, પાપમાં હોય અને ન પણ હોય.

એમ કહું છું.

વિમોક્ષ અધ્યયનનો પ્રથમ ઉદ્દેશક સમાપ્ત થયો.

## દ્વિતીય ઉદ્દેશક

### પ્રલોભનજય

પ્રથમ ઉદ્દેશકમાં કુસંગત્યાગની બીના વર્ણવી. આ ઉદ્દેશકમાં સાધનામાર્ગમાં વારંવાર ઉપસ્થિત થતાં છતાં સામાન્ય દેખાતાં પ્રલોભનો કે જે વસતિસંગથી દૂર રહેતા સાધકને પણ પોતાની જાળમાં પકડી પાડે છે, એમનો અહીં ઉલ્લેખ છે.

પ્રલોભનો સુવર્ણની સાંકળ સમા છે. એમનામાં એક એવું આકર્ષણ છે કે એમના બંધનમાં કોઇ ન નાખે છતાંયે મનુષ્ય હોંશેહોંશે સ્વેચ્છાપૂર્વક બંધાય છે. અને બંધાયા પછી ઊલટો પોતાને પુણ્યશાળી મનાવે છે. લોકમાં આ એક અતિ આશ્ચર્યજનક વસ્તુ છે.

સંયમના કડક નિયમોથી કંટાળેલા મુમુક્ષુ સાધકો પણ કેટલીકવાર આ બેડીમાં સપડાઇ જાય છે; અને પછી એમની તે સમયની માનસિક નબળાઈનો લાભ લઇ પ્રલોભનો

પોતાની અસર એમના મન પર દૃઢ રૂપે સ્થાપિત કરે છે, અને અતિ પ્રયત્નોથી પ્રાપ્ત થયેલા સુસંસ્કારોની સ્મૃતિને એ નષ્ટ કરી નાખે છે. આથી સાધકનું જીવન સાંસારિક વિષયો પ્રતિ પ્રેરાય છે. એ પ્રસંગે એ વૃત્તિના પોષણ માટે કે ક્ષુદ્રાભિમાનના પોષણ માટે એવા સાધકો કોઇ એક માન્યતા કે સિદ્ધાંતનું ઓઠું પકડી પોતાનું ભક્તમંડળ જમાવી વાડો બાંધવાના કોડ સેવે છે. જ્યારે એવા સાધકોની પરિસ્થિતિમાં બહુ ઝડપી અને છેક જ પલટો થઈ જતો દેખાય છે, ત્યારે એ એકાએક થયેલા પલટાને જોઇ એમના હિતૈષી કે પૂર્વ-પરિચિતોને દુઃખ, ખેદ કે આશ્ચર્યની લાગણી ઉદ્ભવ્યા વિના રહેતી નથી.

આવા સાધકોનું પૂર્વજીવન વૈરાગ્યપૂર્વક પસાર થયેલું હોઈ જનતાના માનસ પર એનું પૂજ્ય સ્થાન અંકિત થઇ ગયું હોય છે. તેથી એ પોતે જ નહિ બલ્કે એમની રાગરક્ત જનતા પણ એમના આ માર્ગને અનુમોદે છે અને અનુસરે છે. તેમ જ ભક્તિ, પ્રેમ અને સત્સંગના બહાનાતળે એ સાધકની ભૌતિક લિપ્સા કે મિથ્યાડંબર વિસ્તરે છે.

કદાચ જો તે સાધક પ્રલોભનમાં છેક જ ફસાઈ જઇ છેલ્લી કોટિએ જઇ પહોંચે અને ત્યાગના ધ્યેયથી જ પર થઇ જાય તો કેટલીકવાર જનતાની ઊંઘ ઊડી જાય છે, અને તે એમને છોડી દે છે. પરંતુ જો એ સાધક પોતે અર્ધ-દગ્ધ સ્થિતિમાં જ રહે તો તો એનું ગાડું આગળ ને આગળ વધતું જાય છે. પરંતુ આ માર્ગ અંતે તો પોતાને અને ઇતરને બન્નેને હાનિકર જ નીવડે છે. તેથી જ જિનભગવાનોએ સાધકોના વર્ગ પાડી ઉચિત નિયમોનું કડક પાલન

**કરવાની કડક આજ્ઞા કરી છે. તેનું અક્ષરશઃ પાલન કરવામાં સાધનાની સિદ્ધિ થતી રહે છે.**

**આસપાસના ગંભીર પ્રવાહથી બચવા માટે રચાયેલા શ્રમણ સાધકના નિયમોરૂપી કિલ્લામાં એક છિદ્ર પણ હાનિકારક નીવડે છે. આથી ખાવું, પીવું કે બીજી સામાન્ય ક્રિયાઓમાં ઉપસ્થિત થતાં પ્રલોભન પર વિજય મેળવવાનું અને સાવધાનતા રાખવાનું સૂચવતા**

**ગુરુદેવ બોલ્યાઃ–**

[૧] ભિક્ષુ સાધક સ્મશાનમાં અથવા સૂના ઘરમાં, પર્વતની ગુફામાં, કોઈ વૃક્ષના મૂળમાં, કુંભારની ખાલી જગ્યામાં કે બીજા કોઈ એકાંત સ્થાનમાં ફરતો હોય, ઊભો હોય, બેઠો હોય, કે સૂતો હોય, અને એવે પ્રસંગે એને જોઈ કોઈ પૂર્વપરિચિત અથવા કોઈ અન્ય ગૃહસ્થ તેની પાસે આવીને ભક્તિપૂર્વક આમંત્રણ કરે કે હે આયુષ્મન્ તપસ્વીજી ! હું આપને સારુ ખાન, પાન, ખાદિમ, સ્વાદિમ, વસ્ત્ર, પાત્ર, કંબલ, પાદપુંછન વગેરે સુંદર પદાર્થો આપને ઉદ્દેશીને, નાના જીવોના આરંભથી બનાવીને, વેચાતા લઈને, ઉધાર લાવીને, ફલાણા પાસેથી ખૂંચવી લાવીને કિંવા એ પદાર્થો બીજાના હોવા છતાં તેની રજા વગર લાવીને, અને મારે પોતાને ઘેરથી લાવીને આપું છું, અથવા આપને માટે જ આ ખાસ મકાન ચણાવું છું, કે જીર્ણોદ્ધાર કરાવું છુંઃ માટે આપ (કૃપા કરી) અહીં રહો અને ખાઓ, પીઓ.

**નોંધઃ**—પ્રતિમાધારી ભિક્ષુને એવો નિયમ હોય છે કે એ પોતે કોઈ એક સ્થાનમાં ગયો હોય અને ત્યાં સંધ્યા થઈ જાય તો પછી એ સ્થાન ગમે તેવું હોય તો એ સ્થાનમાં એણે રહી જ જવું જોઈએ. તે અપેક્ષાએ સ્મશાનનું સ્થાન કલ્પી શકાય એવો વૃત્તિકાર અને ટીકાકારનો મત છે. જોકે સ્મશાન અને શૂન્યાગારનું સ્થાન તો સ્થવિરકલ્પી અને જિનકલ્પી બન્ને માટે વિધેય હોય એવો ઘણે સ્થળે સ્પષ્ટ ઉલ્લેખ છે જ. દા. ત., ઉત્તરાધ્યયન સૂત્રના બીજા અધ્યયનમાં પણ એ પદનું સ્થાન છે. એવું એવું તો ઘણે

સ્થળે મળે છે તોયે વૃત્તિકાર અને ટીકાકાર બન્ને આ વાતમાં અસંમત થાય છે. કારણકે તેઓ એને કહેવા માગે છે કે શ્મશાનની આસપાસના અશુદ્ધ વાતાવરણની અસર મન પર પૂર્ણ રીતે થવાનો સંભવ હોઈ વિધિ-નિષેધોમાં માનનાર, નિયમબદ્ધ સ્થવિરકલ્પી ભિક્ષુ માટે તે કલ્પ્ય નથી. પરંતુ આમ કહેવાનો એ બન્ને મહાત્માઓનો મૂળ આશય શ્મશાનમાં રાત્રિવાસની અનુચિતતાપૂરતો હોય એમ ઉપરની બીનાથી જણાય છે. પણ વાસ્તવિક રીતે તો આ રાત્રિની વાત જ નથી. જો કે "એ પદ રાત્રિ-સૂચક માનવાનું કારણ છે, ખરું." પણ ભિક્ષુ પાસે ભિક્ષાના આમંત્રણ અર્થે ગૃહસ્થનું આવવું રાત્રિ માટે સંગત નથી. એટલે આ દિવસપૂરતી વાત હોય એમ માનવું મને સર્વથા સુસંગત લાગે છે.

સૂત્રકાર મહાપુરુષે અહીં નિર્જનતાસૂચક સ્થાનો નિર્દેશ્યાં છે. તેની પાછળ એ આશય છે કે જે સ્થળે કોઈયે ન હોય, ભિક્ષુને ભોજનની આવશ્યક્તા હોય અને તેવા વખતે કોઈ આદર્શ ભક્ત બની ભક્તિપૂર્વક ભોજન લાવે કે સુંદર સ્થાનનું આમંત્રણ કરે તો એ પણ એક જબ્બર પ્રલોભન ગણાય. તોયે ભિક્ષુ પોતાની પ્રતિજ્ઞાનું, ત્યાગના નિયમોનું યથાર્થ પાલન કરે અને ત્યાં જ એ ત્યાગીના દૃઢ સંકલ્પની કસોટી છે.

ત્યાગી સાધકનું જીવન કોઈનેય પીડાકારી ન હોય, ન જ હોવું ઘટે. એનું વ્યવહારુ રૂપ સૂત્રકાર મહાત્માએ આ સૂત્રમાં વ્યક્ત કર્યું છે. અસત્યનું સાધન પણ દૂષિત હોય તો એને ભિક્ષુ ન વાપરે. "બીજો મનુષ્ય ગમે ત્યાંથી અને ગમે તેવી રીતે કોઈ પણ વસ્તુ લાવે એમાં મારે શું?" આવું જવાબદારીથી વેગળું અને મૂર્ખતાભર્યું કથન ત્યાગીને ન શોભે. ત્યાગી તો જગતનો આદર્શ પુરુષ છે. એની એક પણ ક્રિયા વિશ્વના સંબંધથી ભિન્ન છે, એવું એ ન માને. એટલે જ એ વધુ જાગૃત રહે અને એની પ્રત્યેક ક્રિયા તથા પ્રત્યેક શ્વાસોચ્છ્વાસમાંથી જગતને આદર્શ મળે એવું સ્વાભાવિક જીવન જીવે.

જોકે અહીં તો આહારાદિ સામગ્રીના આમંત્રણની જ વાત છે. એથી પ્રત્યક્ષ તેટલી હાનિ દેખાતી ન હોય તોપણ આટલી છૂટથી પ્રલોભનની વૃત્તિને જે વેગ મળે છે એ વેગનું પરિણામ અવશ્ય ભયંકર નીવડે છે. એટલે એવા ભવિષ્યથી બચવા માટે જ આ સૂત્રમાં આ વિષય પર અતિમહત્ત્વ અપાયું

છે. કારણકે જો નિરાસક્તિની પૂર્ણ સાધના થયા પહેલાં સાધકમાં પ્રલોભનની વૃત્તિના અંશો રહી ગયા હોય તો એ એક યા બીજી રીતે તે સાધકને પ્રસંગ પડ્યે પકડવાનો પ્રયત્ન કર્યા વગર રહેતા નથી અને ઘણીવાર ફાવી જાય છે. માટે જ ત્યાં સુધી ત્યાગ પર કડક લક્ષ્ય રાખવું રહ્યુ.

[૨] અહો આયુષ્મન્ સાધકો ! (આવા પ્રસંગ કદાચ તમોને પણ પ્રાપ્ત થાય ત્યારે) એ પોતાના જાણીતા મિત્ર અથવા અન્ય મનસ્વી ગૃહસ્થને આ પ્રમાણે કહેવું કે હે આયુષ્યમન્ મહોદય ! હું આપનું આ વચન કબૂલ કરી શકતો નથી અને પાળી પણ શકતો નથી. માટે શા સારુ તમે મારા માટે આવી ઉપર્યુક્ત આરંભાદિ ક્રિયાઓ કરીને ખાન, પાન, વસ્ત્રાદિની ખટપટ કરો છો અને શા માટે મકાન ચણાવો છો ? હે આયુષ્યમન્ ગૃહસ્થ ! હું આવાં કાર્યોથી દૂર રહેવા માટે તો ત્યાગી થયો છું.

નોંધઃ—ત્યાગીની વાણીમાં કેટલી મૃદુતા હોવી ઘટે, તેનું ઉપરના સૂત્રમાં આબેહૂબ બયાન છે. સહજત્યાગ વિના આવે સમયે આવાં વચનો ન હોઇ શકે. કાં તો એ સાધક પ્રલોભનમાં સપડાઈ જાય અને કાં તો એ વ્યક્તિ પર કુપિત થાય; આ બેમાંથી એક સ્થિતિ એ પ્રસંગે બની જાય છે. પ્રલોભનનું કારણ તો સ્પષ્ટ છે. એટલે આવે સમયે પ્રલોભનમાં પકડાઇ જવું એ માનવવૃત્તિ માટે શક્ય વસ્તુ ગણાય. અને કેટલાકને પ્રલોભન પણ ન થાય, તોયે બીજું દર્દ હોય છે. તેમને પોતાના ત્યાગની ખુમારી હોય છે. મને આવું ક્ષુદ્ર આમંત્રણ કરે ? હજુ મારા ત્યાગને એણે ઓળખ્યો નથી. એ પ્રકારનું અભિમાન એનામાં કોપ અને ઘૃણાની વૃત્તિ ઉત્પન્ન કરે છે. અહીં એ બન્ને ન હોવાં ઘટે, એવો ભાવ સૂત્રકાર દર્શાવે છે.

જેટલો પદાર્થરાગ ત્યાજ્ય છે એટલો જ પદાર્થદ્વેષ પણ ત્યાજ્ય છે. ત્યાગી તો બન્ને પ્રસંગોમાં સમભાવી રહે. સમતા એ એના જીવનનું હોકાયંત્ર છે. એ ન તો રાગ તરફ ઢળે, કે ન તો દ્વેષ તરફ ઢળે.

[૩] મુનિ સાધક સ્મશાનાદિમાં ફરતો હોય કે કોઈ બીજા અહારનાં સ્થળોમાં વિચરતો હોય તેને જોઈને તે મુનિને જમાડવાની-

પોતાની હૃદયેચ્છાથી કોઇ ગૃહસ્થ તે મુનિ સાધકના નિમિત્તે આરંભ કરીને આહારાદિક આપે, અથવા રહેવા સારું મકાન બનાવે—આ વાતનો તે સાધકને પોતાના બુદ્ધિબળથી, બીજાના કહ્યાથી કે સાંભળવાથી ખ્યાલ આવે કે " આ ગૃહસ્થ મારા માટે આહારાદિ બનાવી મને આપવા ઇચ્છે છે, અથવા ચણેલું મકાન આપવા માગે છે " તો તે પ્રસંગે મુનિ સાધકે પૂરતી તપાસ કરી એ બીનાને યથાર્થ રીતે જાણી લેવી ઘટે, અને જાણી લીધા બાદ તે ગૃહસ્થને સ્પષ્ટ કહી દેવું ઘટે કે "હું મુનિ સાધક છું, માટે મારા નિમિત્તે તૈયાર થયેલ મકાન કે આહાર હું વાપરી શકીશ નહિ."

**નોંધ:**—પ્રથમ અને બીજા સૂત્રમાં ઘેરથી તૈયાર કરીને કે લઇને મુનિના સ્થાનમાં ભિક્ષાદિ આપવાની વાત હતી અને તેમ કરવામાં શિથિલતાનો દોષ બતાવ્યો હતો. આ સૂત્રમાં મુનિ સાધક પોતે યાચવા જાય તે વખતે પણ કેટલો સાવધ રહે, એની સમજણ છે. આથી મુનિનું બાહ્ય જીવન પણ બીજાને બોજારૂપ ન હોય તેવી તકેદારીની જરૂરિયાત સિદ્ધ થાય છે. અને ચોથા સૂત્રમાં તો આ વાત પર સૂત્રકાર આથીયે વધુ ભાર મૂકે છે. ગૃહસ્થ સાધકને પણ આમાંથી ઘણું શીખવાનું મળે તેમ છે.

[૪] કોઇ ગૃહસ્થ મુનિ સાધકને પૂછીને ( મુનિએ ના કહેવા છતાં ) છળપ્રપંચ કરી અથવા વગરપૂછ્યે ખોટો ખર્ચ કરી તથા ઘણી તકલીફ લઇને, આહારાદિક બનાવી મુનિ પાસે ધરે તો તે આહારને મુનિ સાધક ન જ લઇ શકે. અને ત્યારે પોતાની ભાવના પૂર્ણ ન થતાં તે ગૃહસ્થ કોપે, મારે અથવા બોલે કે "આને મારો, કૂટો, કાપો, બાળો, પચાવો, લૂંટો, એ ઝૂંટવી લો, એને પૂરો કરી નાખો, અને બધી રીતે સતાવો." આવા અચાનક સંકટમાં સપડાતી વખતે પણ ધૈર્ય અને સમતા રાખી મુનિ સાધક આ બધું પ્રસન્નતાપૂર્વક સહન કરે. જો સામેની વ્યક્તિ સુયોગ્ય હોય તો એને આવા પ્રસંગે વિવેકપૂર્વક શ્રમણવરોના આચાર (નિયમો)થી પરિચિત કરવા પ્રયત્ન કરે, અને જો તે સમયે ઉપદેશની અસર ઊલટી થવાનો ભય લાગતો હોય

તો મૌન ધારણ કરી ઉચ્ચ ભાવનાની અભિમુખ રહે. પરંતુ તેવા ભયથી ડરીને દૂષિત આહાર ન લે. મુનિ સાધક પ્રત્યેક ક્રિયામાં પૂર્ણ સાવધાન રહે એમ જ્ઞાની પુરુષોએ પુનઃ પુનઃ કહ્યું છે.

**નોંધ:**—આ સૂત્રમાંથી મૂળ નિયમો પર પ્રાણાંત ટકી રહેવાની અડગતા અને કોઇને લેશ પણ ભારભૂત ન થાય એવી સાધુતા સ્પષ્ટ દેખાઈ રહે છે. કોઈ ભક્તનું મન રાખવા ખાતર નિયમોમાં શિથિલ થવું એમાં વૃત્તિની દૂષિતતા છે. અને દાતા કુપિત થયો છે કે થશે તેવા ભયથી તેનો કોપ શમાવવા માટે નિયમોને ઢીલા કરવા તેમાં વૃત્તિની નિર્બળતા છે. આ બન્ને દશા પવિત્ર અને પૂર્ણ નિર્ભીક એવા ત્યાગી જીવનને સંગત નથી.

આ સૂત્ર પરથી બીજી વાત એ ફલિત થાય છે કે જે અન્ન પવિત્ર અને સંયમજન્ય હોય તે અન્નની અસર સંયમી જીવનને વધુ સુંદર સહાયક બને છે. એટલે તેવી ભિક્ષા મેળવવા માટે પ્રયાસ કરવો ઉચિત છે. પોતાને માટે બનાવેલું અન્ન અનેક દૃષ્ટિએ ત્યાગી માટે ગ્રહણ કરવું દૂષિત હોઈ ત્યાજ્ય છે. ત્યાજ્ય એટલા માટે છે કે તે અન્ન સંયમજન્ય ન ગણાય, અને જે અન્ન સંયમજન્ય ન હોય તેનો બદલો આપવો જ રહ્યો. તોજ તે ગ્રહણ થઈ શકે. જગતની કોઇ પણ વસ્તુ પર જેનો માલિકી હક નથી એવો ત્યાગી બદલો શો આપી શકે? જેનું કોઇ ક્રિયા પર મમત્વ નથી ત્યાં હું આટલું કરું છું એ ભાવના પણ ક્યાંથી હોય? ત્યાગી જગતનો પરમઉપકારી અને આદર્શ હોવા છતાં હું જગતને આપું છું એવું એના મનમાંય ન હોય. એ તો એની સહજ ક્રિયા હોય. આથી જ જેના પર પોતાપણું સ્થાપિત થયું હોય તેવું કોઈ પણ સાધન કે અન્ન લેવું એ ત્યાગી માટે યોગ્ય નથી. પણ જે ગૃહસ્થ પોતે પોતાની જરૂરિયાતમાં સંયમ કરી મુનિને આપે તે જ સાધન ગ્રહણ કરવું ત્યાગી માટે યોગ્ય છે. કારણકે તે અન્ન પર સાધુના વ્યક્તિત્વનું આરોપણ નથી, અને તેમાં સંયમનાં જ આંદોલનો વસ્યાં છે. આ વાત ખૂબ ઊંડાણથી મનનીય છે. આ સૂત્ર ત્યાગીની સ્વાભાવિકતાનો આદર્શ સ્પષ્ટ કરે છે, એટલું જ નહિ પણ ભક્ત કેવી ભક્તિ કરે અને ભક્તિનો ઉપયોગ મુનિ પણ ક્રિયા પ્રમાણમાં કરે, તેનુંયે અહીં આબેહૂબ ચિત્ર દેખાય છે.

[૫] સમનોજ્ઞ સાધુ આદરપૂર્વક અસમનોજ્ઞ સાધુને આહાર કે વસ્ત્રાદિ ન આપે, તથા નિમંત્રણ ન આપે, કે ચાકરી પણ ન કરે, એમ હું કહું છું.

" स्वधर्मः श्रेयान् અને परधर्मो भयावहः " એટલે કે પોતાનો ધર્મ સામાન્ય હોય તોય સારો. પરધર્મ ઉચ્ચ કોટિનો હોય તોયે ભયંકર. એની પાછળ આવો જ ઉચ્ચ આશય છે. સારાંશ કે જે ભૂમિકા પર જે સાધક હોય એણે પોતે જ આ વાત વિચારીને ક્રમપૂર્વક આગળ વધવું ઘટે. ઉચ્ચ ભૂમિકાના યોગીની ક્રિયા એક સામાન્ય કોટિનો સાધક કરવા જાય કે એની પરીક્ષા કરવા બેસી જાય તો એ સ્વ અને પર બન્નેને ભયાવહ છે. એણે તો પોતે જે ભૂમિકાનું માનસ ધરાવતો હોય એ પ્રમાણે વિચારીને તથા એમાંથી પોતાને ગ્રાહ્ય હોય તેટલું સ્વીકારીને આત્માભિમુખ દૃષ્ટિ રાખી વિકાસમાર્ગે પ્રેરાવું એ જ એની મર્યાદા છે.

## ઉપસંહાર

સાંકળ સુવર્ણની હોય તોયે સાંકળ છે. વિકાસના માર્ગનું એ અતિરોધક બાધક કારણ છે. *નિર્જસતા અનેઆત્મસ્વાતંત્ર્ય એ બે સાધુતાના મુદ્રાલેખો છે.* સાધક પોતાના માર્ગમાં એક બાજુ સંકટના કાંટા અને બીજી બાજુ પ્રલોભનનાં પુષ્પો હોવા છતાં ન કંટાળે, ન તે મુગ્ધ બને, સ્થિર અને સમભાવી રહે, પવિત્ર અને નિર્દોષ રીતે સાધના કર્યા કરે, અને પોતાનામાં (આત્મામાં) જ સદા મસ્ત રહે એ અભિષ્ટ છે.

એમ કહું છું.

વિમોક્ષ અધ્યયનનો દ્વિતીય ઉદ્દેશક સમાપ્ત થયો.



# તૃતીય ઉદ્દેશક

## દિવ્ય દૃષ્ટિ

ભિન્નભિન્ન માન્યતાઓ, વાદો, દર્શનો અને ધર્મોની આ વિશ્વ પર અસંખ્ય શ્રેણિની ભૂલભલામણી છવાયેલી છે. એમાં કયો માર્ગ સાચો ? એ શોધવું શાણા સાધકોને પણ એક અતિ અતિ કપરું કાર્ય બની રહે છે. તેવે સમયે ભગવાન મહાવીર સાધકજીવનના એ એક મહત્તા અને ગંભીરતાભર્યા એ તત્ત્વને અતિ સંક્ષિપ્ત શબ્દોમાં સમજાવે છે અને દિવ્ય દૃષ્ટિ સમર્પી એ ભાવનામાં અમી પીરસી કેવી રીતે જિજ્ઞાસુ સાધકોનું સમાધાન કરી દે છે, તે સ્પષ્ટ કરવા માટે મોક્ષાર્થી જંબૂને ઉદ્દેશીને

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] અહો જંબૂ ! કેટલાએક સાધકો મધ્યમવયે જાગૃત થઈને પુરુષાર્થી બન્યા છે અને તેમણે ત્યાગમાર્ગને પચાવ્યો છે.

નોંધઃ—મધ્યમવય એટલે યૌવનઅવસ્થા. સૂત્રકાર મહાત્માએ અહીં યૌવનઅવસ્થાનો નિર્દેશ કર્યો છે. તેની પાછળ ઘણાએ હેતુઓ છે.

યૌવનવયએટલે જીવનનો મધ્યાહ્નઃ જીવનનૌકાનું હોકાયંત્રઃ અને ઉન્નત કે અવનત જીવન ઘડવાની મૂળસ્થળી. બાલ્યવયમાં દેહ અને ઇંદ્રિયોની સ્પષ્ટતા હોવી શક્ય નથી. અને વૃદ્ધાવસ્થામાંયે દેહ અને ઇંદ્રિયો જીર્ણ થઈ ગયેલાં

કોઈ પ્રગતિ સાધવાની સંપૂર્ણ અનુકૂળતા શક્ય નથી. પરંતુ એક યૌવન જ એવું વય છે કે ત્યારે બુદ્ધિ, મન, અહંકાર, ચિત્ત, કે બાહ્ય તથા આંતરિક મન, જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો અને દેહ વગેરે જે જે જીવનવિકાસને ઉપયોગી સાધનસંપત્તિ પ્રાપ્ત થવી ઘટે તે તે બધી સામગ્રી યોગ્યતા મુજબ દરેકને પ્રાપ્ત થાય છે. યૌવનવયે દેહ અને મુખ પર જે સૌંદર્ય, ઉત્સાહ, ઓજસ, અને પ્રતિભા દેખાય છે, તે એની પ્રતીતિરૂપ છે.

સૂત્રકાર કહે છે કે એ વયે જેમ એક તરફ સાધનો અને શક્તિ પ્રાપ્ત થાય છે તેમ બીજી તરફ એ સાધનોને ખોટે માર્ગે ખેંચનારાં નિમિત્તો પણ એટલાં જ આવી મળે છે. જેમના પૂર્વજન્મોના પાશવ સંસ્કારોનું જોર નરમ પડીને નવીન સંસ્કારસામગ્રી હજુ વિકાસિત થઈ હોતી નથી, કિંવા જેમને વિવેકબુદ્ધિ પ્રાપ્ત થઈ હોતી નથી, એવા—અથવા ખરી રીતે કહીએ તો જેમણે આ સાધનસંપત્તિ શા માટે છે, એ સંબંધી પોતાની બુદ્ધિથી વિચાર કર્યો હોતો નથી તેવા—માનવો સૌંદર્ય, ઉત્સાહ, ઓજસ, અને આકર્ષણનો દુરુપયોગ કરવા માંડે છે. જેમ શક્તિનો વધુ સંગ્રહ યૌવન-વયમાં પ્રાપ્ત થાય છે, તેમ શક્તિનો વધુમાં વધુ દુરુપયોગ કે હ્રાસ પણ એ જ વયમાં થાય છે.

આવે વખતે જાગૃતિ આવવી કે જાગૃતિ આવે તેવાં નિમિત્તો મળવાં એનો આધાર પૂર્વપુરુષાર્થ પર છે—જેને આપણે પૂર્વસંસ્કારો, ઉચ્ચ પ્રારબ્ધયોગ કે મહાપુરુષોની કૃપાને નામે ઓળખીએ છીએ.)

જાગૃતિ આવવી એટલે વિવેકબુદ્ધિની પ્રાપ્તિ થવી. બુદ્ધિ તો માનવ-માત્રને હોય જ છે, પણ જ્યાં સુધી બુદ્ધિનો અંતઃકરણ સાથે સંબંધ નથી હોતો, ત્યાં સુધી તે કેવળ વિકલ્પાત્મક હોય છે, નિર્ણયાત્મક નથી હોતી. અને જ્યાં સુધી બુદ્ધિ નિર્ણયાત્મક ન હોય, ત્યાં સુધી પ્રગતિની દિશા સ્પષ્ટ ન હોય તે સ્વાભાવિક છે. સત્યાસત્યનો નિર્ણય તો હૃદયના વિકાસ પછી જ આવે છે, અને તેની નિર્ણયાત્મક બુદ્ધિને જ વિવેકબુદ્ધિ તરીકે ઓળખાવાય છે.

વિવેકબુદ્ધિ જાગ્યા પછી જ ધ્યેયની સ્પષ્ટતા થાય, અને સાચો પુરુષાર્થ સધાય. પણ સૂત્રકાર કહે છે કેઃ—યૌવનવયે આ દશા પ્રાપ્ત થવી લાગે જ શક્ય છે. એટલે જ "સાધકોએ" એવો નિર્દેશ કર્યો છે. વળી અહીં "કુટલાક" પદના નિર્દેશનો બીજો આશય એ છે કે (ત્યાગ સૌ કોઈને સુલભ નથી. અને

સુલભ નથી એટલે વિકાસ નથી એમ પણ નથી. સૂત્રનો સાર એટલો છે કે ત્યાગ તરફનું વલણ એ જ પુરુષાર્થનો પ્રધાન હેતુ હોવો ઘટે. બાહ્યદૃષ્ટિએ ત્યાગ ન દેખાય તોયે પુરુષાર્થી તો આદર્શનો જીરો અને અતિ દૃશ્ય હોય. એ પદાર્થો કે સાધનોનો ઉપયોગ ભોગવૃદ્ધિને ઉશ્કેરવામાં સહાયક નીવડે એવો અને એવી રીતે ન જ કરી શકે. પણ ઊલટું ભોગવૃત્તિને શમાવે તેવો અને તેવી રીતે જ કરી શકે. એવો સાધક ઉશ્કેરાટથી જન્મતા રસાનુભવને આત્માનો સહજ રસાનુભવ ન માને, પણ વૃત્તિના શમનથી થતા અંતઃકરણના આહ્લાદને સહજ રસાનુભવ માને, અને એનો જ અર્થી બની એમાં જ રાચે. દિવ્ય દૃષ્ટિનો મૂળ પાયો યૌવનના સુસંસ્કારો પર છે.)

[૨] બુદ્ધિમાન સાધક જ્ઞાની જનોનાં વચન સાંભળીને તેને અવધારે.

**નોંધઃ**—આ સૂત્રમાં સૂત્રકાર કહે છે કે અહીં જે કહેવાઈ રહ્યું છે તે કેવળ શ્રવણ કરવા અર્થે નથી, પણ આચરવા અર્થે છે.(પણ તેમાંનું બધું બધાએ જ આચરવું જ જોઈએ એમ પણ નથી. અને બધું આચરવા માટે તો પચે પણ નહિ. એથી જ અવધારે એ પદ મૂકી પોતે કઈ ભૂમિકાએ છે? અને પોતાની શક્તિ કેટલી છે ? તે વિચારી તે મુજબ આચરણમાં મૂકે એમ સૂચવ્યું છે.)

જ્ઞાની જન કહે છે માટે આમ કરું છું એમ અંધઅનુકરણથી પણ ન કરે. કારણકે જ્ઞાની જનો તો પ્રત્યેકને સંબોધીને કથે છે. એમનું કથન તો આખા જગતમહાસાગર જેટલું હોય છે. એક વ્યક્તિ આખા સાગરને પી શકે નહિ, એટલે પોતે પોતાનું ભાજન નક્કી કરી એટલું જ અને એ રીતે તે દૃષ્ટિબિંદુ ધ્યાનમાં રાખીને લે.

કહ્યું છે કે શાસ્ત્રદૃષ્ટિ, મહાપુરુષોનું કથન અને પોતાની વિવેકબુદ્ધિનો ઉપયોગ એ ત્રણ કસોટીએ ચડાવેલું આચરણ વિકાસને સાધક નીવડે છે. આથી એ ફલિત થયું કે આચરણમાં મૂકવું એ શ્રવણ કે જ્ઞાનનું ફળ ખરું; પણ આચરણ તે કરવું ઘટે કે જે પોતાની ભૂમિકાએ પોતાના વિકાસને માટે સાધક અને સુયોગ્ય હોય.

[૩] આર્ય પુરુષોએ "સમતામાં જ ધર્મ" અનુભવ્યો છે અને દર્શાવ્યો છે.

**નોંધઃ**—અહીં તો સૂત્રકાર ગૃહસ્થ સાધક અને ત્યાગી સાધક બન્નેના

વિકાસમાર્ગનો ક્રાયરો અતિ સુંદર રીતે ઉકેલી દે છે. એટલું જ નહિ બલ્કે આખી આર્યસંસ્કૃતિનું મૂળ શામાં છે તે બતાવે છે. અને એ આર્યસંસ્કૃતિ પણ અમુક દેશની જ છે એમ નહિ, પણ આખું જગત એનું ભાજન છે. એટલો વ્યાપક ભાવ ભાખી દે છે. તેઓ કહે છે કે જગતના જે જે આર્ય પુરુષો થયા છે, કે થશે તે બધા પુરુષોને સમાજમાં જ ધર્મ છે એવો અનુભવ થયો છે કે થશે.

સમતામાં જ શાન્તિનો અનુભવ મળવાથી જગતની બધી પ્રજા સમભાવમાં ઝીલે અને જે શાન્તિ ઇચ્છી રહી છે તે પ્રાપ્ત કરે, તે માટે એમણે સૌએ એક યા બીજી રીતે એ જ માર્ગ બતાવ્યો છે. આખા વિશ્વમાં સામ્યવાદની સહજ વ્યાપકતા થાય એવા અતિ ઉદાર અને ઉચ્ચ આશયે ભિન્નભિન્ન ક્ષેત્ર અને ભિન્નભિન્ન લોકમાનસને અનુલક્ષી ત્યાં ત્યાંના આર્યપુરુષોએ એ પ્રકારે ધર્મતત્ત્વ નિરૂપ્યું છે એવો આ સૂત્રનો સારાંશ છે.

[૪] (ભગવન્! સમતાયોગની સાધના શી રીતે થાય? તેના ઉત્તરમાં ગુરુદેવ બોલ્યાઃ—પ્રિય જંબૂ! ભગવાન મહાવીરે જે કહ્યું છે, તે હું તને કહું છું. સમતાયોગની સાધનામાં (૧) કામભોગની આકાંક્ષાનો ત્યાગ, (૨) હિંસક વૃત્તિનો ત્યાગ, અને (૩) પરિગ્રહવૃત્તિનો ત્યાગ એ ત્રણ વસ્તુઓ મુખ્ય સાધનરૂપે હોવી ઘટે.) આથી જ આદર્શ ત્યાગને પંથે ચડેલા મુમુક્ષુ સાધકો ભોગોની તીવ્ર આસક્તિને મન પર સ્થાન આપતા નથી, કોઈ પણ જીવને દૂભવવા ઇચ્છતા નથી, અને કોઈ પણ પદાર્થ પરત્વે મમત્વબુદ્ધિ ન જાગે તેવી કાળજી ધરાવે છે.

પ્રિય નિર્ગ્રન્થ જંબૂ! અને એ રીતે વૃત્તિમાં નિષ્પરિગ્રહપણું આવવાથી આખા લોક પ્રત્યે તે નિષ્પરિગ્રહી રહી શકે છે. એમના નિષ્પરિગ્રહીપણાનું પ્રમાણ એ છે કે પછી તે પ્રાણીસમૂહ સાથે વ્યવહાર રાખવા છતાં પાપકર્મ કરતો નથી. અથવા બીજાને દંડવાની વૃત્તિનો ત્યાગ કરવાથી તે દ્વારા કોઈ પણ પાપકર્મ થતું નથી. જે સાધકની આવી સહજ દશા જોવામાં આવે છે. તે સાધકને જ્ઞાની જનો મહાન નિર્ગ્રંથ તરીકે વર્ણવે છે.

આવો સાધક જન્મ અને મૃત્યુનું રહસ્ય જાણે છે, જ્યોતિ-માર્ગનો નિષ્ણાત ગણાય છે, અને ઓજસ્વી બની જગતની દૃષ્ટિએ અદ્વિતીય જેવો લાગે છે. (અદ્વિતીય એટલા માટે કે જગતની પ્રવૃત્તિ નિરાળી હોય છે. જગત રાગ અને દ્વેષને વધારનાર સાધનોદ્વારા સાધ્ય મેળવવા માંગે છે, આ સાધક આ ઊલટી રીતિનો ત્યાગ કરે છે અને સાધ્યને બાધક થતાં બધાં કારણોને દૂર કરી સાચાં સાધનોદ્વારા સાધ્ય મેળવવાને પંથે પળે છે.)

**નોંધઃ**—પણ આખા વિશ્વની સાથે એ ઉદાર સમતા "मित्ती मे सव्व भूएसु" કે "आत्मवत् सर्व जगत्' એવાંએવાં માત્ર સૂત્ર બોલ્યે ન સાધી શકાય; એટલા માટે જ એ મહાપુરુષોએ એનો વ્યવહારુ માર્ગ પણ બતાવ્યો છે એમ સૂત્રકાર આ સૂત્રદ્વારા કહી દેવા માગે છે..

જૈનદર્શનકારોને સામ્યવાદની વ્યાપકતા માટે સંયમ, અહિંસા અને તપ એ ત્રણ સાધનો દેખાયાં, અને તેથી તેમણે ધર્મનાં તે જ લક્ષણો બતાવ્યાં. ત્યાગનો આદર્શ પણ આ જ દૃષ્ટિબિંદુથી જૈનધર્મને અભિમત છે, એમ પણ આ સૂત્રમાં છે.

સંયમ વિના જગતમૈત્રી સાધી ન શકાય એ વાતને વધુ સમજાવવી પડે તેમ નથી. અને મિત્રભાવ આવ્યા વિના સમભાવે વર્તી ન શકાય તે પણ તેટલું જ સ્પષ્ટ છે. અનડાઈ, મોહ, જડતા, સ્વાર્થાંધતા અને નિર્દયતા ઇત્યાદિ દોષો અસંયમના ચિહ્નરૂપ છે.

સંયમ એટલે પરિગ્રહનો ત્યાગ એટલું જ નહિ, પણ અહીં પરિગ્રહ-વૃત્તિનો ત્યાગ બતાવ્યો છે એ ખૂબ મનનીય છે. જે પરિગ્રહવૃત્તિના ત્યાગના ધ્યેયે પરિગ્રહને ત્યાગે છે, એ જ આદર્શ નિષ્પરિગ્રહી બની રહી શકે છે. નહિ તો એ એક ક્ષેત્ર મૂકી બીજા ક્ષેત્રમાં જતાં ત્યાંય એક મૂકી બીજો પરિગ્રહ વધારવાનો. આ બીના અનુભવગમ્ય પણ છે. પરંતુ જેણે વૃત્તિમાં નિષ્પરિગ્રહીપણું કેળવ્યું હશે, તે જગતના કોઈ પણ ક્ષેત્રમાં યોજાય તોય નિષ્પરિગ્રહી રહી શકવાનો. જૈનદર્શનમાં જે "રાવી"ની પરિપાટી ચાલે છે તે આ અપેક્ષાએ છે. ઉપયોગિતાની દૃષ્ટિએ પદાર્થોની મર્યાદા કરી પરિ-ગ્રહવૃત્તિને રોકવાનો પ્રયોગ આદરવો એનું નામ સંયમ, અને આત્મરક્ષાનું ધ્યેય જાળવીને સંયમી ભાવનાથી જે ક્રિયા થાય તેનું નામ અહિંસા.

જે અહિંસામાં સંયમ નથી હોતો તે અહિંસા વાસ્તવિક હોતી નથી, અને વાસ્તવિક અહિંસાની કોઈ પણ ક્રિયા બીજાને દંડ દેતી નથી, આ વાત વિચારણીય છે. તેમજ કદાચ વૃત્તિને અંગે ઇતરને દંડરૂપ બનવા જતી હોય તો આ ક્રિયા અટકાવવાનું તપશ્ચર્યા એ પ્રબળ નિમિત્ત બની રહે છે. આમ, આહિંસા, સંયમ અને તપની ત્રિપુટીથી યુક્ત ધર્મદ્વારા કોઇ પણ અધર્મ થતો નથી.

આ સૂત્રમાં સૂત્રકાર એક બીજી વાત કહે છે, તે એ છે કે આવા સાધકો જન્મ અને મૃત્યુનું વાસ્તવિક રહસ્ય ઉકેલી મૂકે છે. કથિતાશય એ છે કે (" મૃત્યુ એ મૃત્યુ નથી પણ નવા દેહની પ્રાપ્તિનું પૂર્વરૂપ એટલે કે નવા જન્મનું શુભ કારણ છે ") એમ આવા જ્ઞાની સાધકો સમજે છે. એટલે એમની પ્રત્યેક ક્રિયા નિર્ભય અને પ્રકાશમય હોય છે. પછી આવો સાધક બાહ્ય નિમિત્તો સાથે લડતો નથી. પણ ઊલટો એમના પ્રત્યે વધુ ઉદાર અને દયાળુ બને છે. એ માત્ર આત્માનું આવરણ છે. જે અંદર છે, તે જ વૃત્તિ સાથે લડે છે. જગતની અને એની સમજણ વચ્ચે આ એક મહાન અંતર છે. અને એથી જ જગતની દૃષ્ટિએ તે અદ્વિતીય અને તેજસ્વી લાગે છે.

જે વસ્તુ અદ્વિતીય અને તેજસ્વી હોય છે એની ક્રિયા કે ધ્યેયને જગત ન પહોંચી કે ન પરખી શકે, એવું ઘણીવાર બને ખરું; તોયે તે તરફ જગતના બહોળા વર્ગનો પૂજ્યભાવ અને અનુકરણશીલ બુદ્ધિ તો જરૂર પ્રકટે જ છે.

[૫] પ્રિય મોક્ષેપ્સુ જંબૂ ! એવા સાધકને " દેહ જેમ સંકટ કે શ્રમથી ગ્લાન થાય છે, તેમ વળી આહારથી પુષ્ટ થઈ શકે છે " આમ લાગતું હોઇ દેહનાં મૂલ્ય તે એવાં અને એટલી મર્યાદા સુધી આંકે છે, તેમ જ એવું સમજીને તેનો ઉપયોગ પણ તેવી જ રીતે કરે છે. તેથી દેહ ગ્લાન થાય તોયે તેને ખેદ થતો નથી.' તેમ પ્રેરણાપૂર્વક દેહ પુષ્ટ થાય તેવા ઉપાયો યોજવાયે તેની વૃત્તિને ઇચ્છિત નથી. હવે જરા જગત સામે જુઓ: જગતના ઘણાયે જીવો બિચારા દેહ ગ્લાન થાય છે કે સર્વ ઇંદ્રિયો સાથે ગ્લાન થયેલા નજરે પડે છે.

નોંધઃ—આ પાંચમા સૂત્રમાં સૂત્રકાર જગત અને તેવા સાધકની વચ્ચેનું અંતર કઈ જાતનું છે, તે વધુ સ્પષ્ટ કરે છે. તે એની વચ્ચેનું અંતર, એટલે

એ બન્ને નિરાળાં છે, એમ જાણી જગતથી તે ઊલટો અને કે અતડો રહે એમ કોઈ રખે માની લે ! કે રખે તેવું અસહજ આચરવા માંડે ! તે વાતની અહીં ચેતવણી છે. જે જગતમાં જીવે છે, તે જગતનો સંબંધી તો રહેવાનો જ. માત્ર ફેર છે ભાવનાનો, અને તે જ તારતમ્ય અહીં બતાવ્યું છે. ઇતર જગત દેહના રક્ષણને જીવનનું ધ્યેય માને છે, જ્યારે સાધકજગત દેહને જીવનવિકાસનું સાધન માને છે. ભાવનાના ભેદે જ એક શ્રમ કે સંયમથી ડરે છે; તપ કે ત્યાગથી આનંદ અને રસ લૂંટાઈ જતો હોય તેમ માને છે. બીજો તેમાં જીવનનો આનંદ માણે છે. આથી બન્નેની ક્રિયા એક હોય, તોયે તે ક્રિયાજન્ય ફળમાં અસંતોષ અને સંતોષ જેવો મહાન ભેદ અનુભવાય છે. દિવ્યદૃષ્ટિ સાધક અને સામાન્ય દૃષ્ટિવાળા જન વચ્ચેના અંતરના રહસ્યનો અહીં ઉકેલ છે.

પોતાને અસંતોષ થાય તેવી ક્રિયા કોઇ જાણી જોઇને ન કરે, સંકટને ન ઇચ્છે, તોય પૂર્વકર્મને લીધે કહો કે નિસર્ગને મન તેનો વિકાસ ઇચ્છિત છે તે માટે કહો, પણ પ્રત્યેકના જીવનમાં તડકાછાયા તો આવે જ છે. દેહની અવસ્થાઓના પલટા, રોગો, પ્રતિકૂળતાઓ અને એવું ઘણુંઘણું પરિવર્તન સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ એ કર્મની ત્રણ બાજુઓદ્વારા જીવનમાં ઊતરે જ છે. સાધક તેને સ્વાભાવિક માની, સમભાવ જાળવી, તેમાંથીયે ઊલટું કંઈક ને કંઈક નવું પામે છે. ત્યારે જગતનો બીજો પ્રવાહ તેમાથી ગ્લાનિ અનુભવી પોતામાં પૂર્વકાળથી સ્થાપિત ગયેલો ભય અને ક્રોધાદિ કષાયોના સંસ્કારોમાં ઊલટી વૃદ્ધિ કરે છે.

[૬] તેવે પ્રસંગે પણ પૂર્વોક્ત ઓજસ્વી સાધક દયાનું રક્ષણ કરે છે, દયાને તજતો નથી.

**નોંધઃ**—જગતની આવી સરાસર ઊલટી પ્રવૃત્તિ નજરે લેવા છતાં તે ઓજસ્વી સાધક જગત પ્રત્યેની પોતાની દયા તજતો નથી, એવું આ સૂત્રમાં કથન છે. તે બે વાતો સ્પષ્ટ કરે છેઃ એક તો દયા એ પ્રાણીજાતનો સ્વભાવ છે. વિકાસનું પણ તે જ એક અનુત્તર સાધન છે. એટલે "દયા નહિ તો ધર્મ જ શાનો ?" એ એક વાત. અને બીજી વાત એ કે બીજાઓ એનો ગમે તે ઉપયોગ કરે તોયે સાધકે પોતાનું કર્તવ્ય કરતા રહેવું ઘટે. કારણ કે બીજો પોતાનો સ્વભાવ પકડે છે કે કેમ તે જોયા કરવું એ સાધકનું કર્તવ્ય નથી. સાધકનું કર્તવ્ય તો પોતાના સ્વભાવની અભિમુખ રહેવું એ છે.

આ પરથી એ ફલિત થયું કે જ્યાં લાગણીનું તત્ત્વ છે. ત્યાં દયા હોય, અને લાગણી તો પ્રત્યેક જીવમાં છે જ. એટલે દયા એ તો પ્રત્યેક જીવના સ્વભાવ સાથે સંકળાયેલી વસ્તુ છે. સાધક એ સ્વભાવ તરફ વધુ ઢળે અને પ્રત્યેક ક્રિયામાં વિવેકબુદ્ધિપૂર્વક તેનો ઉપયોગ કરે. એ જ એની વિશેષતા. જેકે જેમજેમ સાધક વિકસે તેમતેમ તેની દયાના સ્વરૂપમાં અને ક્રિયામાં પણ પલટો થાય એ બનવાયોગ્ય છે. અને એ વાતની "દાન, અતિ, રક્ષણ, હિંસા, દાનેષુ" એવા દયા ધાતુના વિવિધ અર્થો પ્રતીતિ પૂરે છે. તે જ રીતે સ્વદયા, પરદયા અને એવા દયાના ભેદોનું પણ એ જ રહસ્ય છે.

દયાની પ્રાથમિક ભૂમિકા અર્પણભાવ ઉત્પન્ન કરે છે. સાધકની પાસે જે સાધનો હોય તે દ્વારા તે બીજાના પ્રતિ અનુકંપાભાવે પ્રેરાય છે. અને કંઈ પણ અર્પી છૂટું એવી ભાવના તેને એવી ક્રિયા કરાવી નાખે છે, કે જે ક્રિયાને આપણે દયા તરીકે ઓળખીએ છીએ. જેણે માનવતા પ્રાપ્ત કરી હોય તે આમ કર્યા વિના રહી જ ન શકે?

પછી જેમજેમ તે આગળ વધે છે તેમતેમ 'હું બીજા માટે બીજાની દયા કરું છું' તે ભાવ ન રહેતાં 'હું જે કંઈ અનુકંપું છું તે મારો સ્વભાવ છે' એમ જાણી દયામાં પોતાનો વિકાસ છે એમ માનીને દયાની ક્રિયા થાય છે. આ વખતે સંયમ સહજ રીતે આવી જ જાય છે. પછી તેથી એ આગળ વધી ત્યાગની ભૂમિકાએ આવે છે એટલે એની દયાની (સકળ ચૈતન્યોની) ક્રિયા આત્મરક્ષાર્થે થાય છે. આવો સાધક અજ્ઞાન એ જ જગતના દુઃખનું મૂળ જાણી જ્ઞાનની લહાણ કરવા માંડે છે. પછી એની ભૂમિકા એથીયે જ્યારે આગળ વધે છે, ત્યારે તેની દયાની ક્રિયા પોતાના રાગદ્વેષાદિ રિપુઓને હણવા માટે થાય છે. એને તપની ભૂમિકા કહેવામાં આવે છે. અને તેને પરિણામે છેવટે આત્મસ્વરૂપની પૂર્ણ પ્રાપ્તિ થાય છે. આમ એની દયાની ક્રિયા એ રૂપે પલટે છે. આ જ ભાવને સૂત્રકાર મહાત્મા સ્પષ્ટ કરતાં કહે છે.

[૭] પણ પ્રિય જંબૂ! આ વાત ભૂલવી જોઇતી નથી કે જે સાધક સંયમના યથાર્થસ્વરૂપનો કુશળ જાણકાર છે, તે જ અવસર, પોતાની શક્તિ, વિભાગ, અભ્યાસ, સમય, વિનય તથા શાસ્ત્રદષ્ટિ એ બધાંનો સમન્વય સાધી વિવેકબુદ્ધિપૂર્વક લોકપ્રપંચમાંથી પોતાના

સ્વભાવનો માર્ગ શોધી લે છે. તેમ જ તેવો સાધક જ પરિગ્રહ પરની મમતા ઉતારીને સર્વથા નિયમિત બની, કોઈ પણ પ્રકારનો આગ્રહ ન રાખતાં નિરપેક્ષ બની સહજજીવન જીવે છે, અને રાગ તથા દ્વેષ એ બન્નેને અથવા આંતરિક તેમજ બાહ્ય બન્ને પ્રકારનાં બંધનને છેદીને વિકાસની પરાકાષ્ઠાએ પહોંચવાનો પુરુષાર્થ કરે છે.

**નોંધઃ**—આ સૂત્રમાં દર્શાવ્યો કે સ્વસ્વભાવ તરફ વળવાનો કયો માર્ગ છે? તે બહુ સુંદર રીતે સ્પષ્ટ કર્યું છે. આ વાત સમજાય તો ધર્મને નામે કોઈ પણ જાતની વિકૃતિ ન થાય. નિરપેક્ષ ભાવના, નિષ્પક્ષપાતી વૃત્તિ, પ્રત્યેક પળે વિવેકબુદ્ધિની જાગૃતિ અને નિરાસક્તિભર્યું સહજજીવન એ સાધકમાત્રના જીવનસાધનાના આદર્શો અને જીવનક્રિયાત્મક વ્યવહારો હોવા ઘટે.

[૮–૯] પ્રિય જંબૂ! જે આવા ધ્યેયજીવી અને ઉચ્ચ કોટિના સાધક છે, તેમની પણ કસોટી હોય જ છે. સાધનામાર્ગમાં થતી અનુકૂળ કે પ્રતિકૂળ સંયોગોની કસોટી જ સાધકના હૃદયસુવર્ણને વધુ શુદ્ધ અને મૂલ્યવાન બનવાની તક આપે છે. તેવા સાધકની સહજસમતા કેવા પ્રકારની હોય છે તે સંબંધમાં અહીં એક પ્રસંગ આપવાથી સ્પષ્ટ થશે. ધારો કે આવા સાધકનું શરીર (શીત, જ્વર કે અતિ શીતને લઈને ઠંડીની અધિક અસરથી) કદાચ ધ્રુજતું હોય તેવામાં કોઈ ગૃહસ્થ (હાંસી કરવા ખાતર કે સાધુતાની કસોટી કરવા ખાતર) જાણીને અથવા અજાણતાં એમ કહે કે "અહો આયુષ્મન્ શ્રમણ! તમને આ શૃંગારી કામપીડાથી તો નથી થતીને? શું આપના જેવા ત્યાગીને પણ વિષય પીડે છે? પૂર્ણ બ્રહ્મચારી અને પ્રચંડ ત્યાગી સાધકના કાન પર આવાં કાતિલ વચનો પડવા છતાં તેવે પ્રસંગે (જરાયે ન ચિડાતાં માત્ર) શાંત ચિત્તપૂર્વક તે મુનિ સાધક ત્યારે માત્ર આટલું જ કહેઃ "પ્રિય આયુષ્મન્ ગૃહસ્થ! મને કામ નથી પીડતો પરંતુ ટાઢ વાય છે. અને શરીર તેને ન ઝીલી શકતું હોવાથી કંપે છે."

મુનિના આ કથનનો ઉત્તર આપતાં જો ગૃહસ્થ એમ કહે કેઃ "જો એ વાત સાચી જ હોય તો પછી શા માટે તમે તમારા દેહને ઠંડીથી

બચાવવા માટે અગ્નિથી તપાવતા નથી ?" ત્યારે પણ તે મુનિ સાધક એમ કહે કે " ગૃહપતિ! જૈનશ્રમણને અગ્નિ સળગાવવો કે બાળવો કલ્પ્ય નથી (કારણ કે તેમાં જીવજંતુની હિંસાનો ભય છે) એટલું જ નહિ બલકે તેની પાસે જઈ શરીરને તપાવવું કે તેમ કરવા બીજાને કહેવું તે પણ કલ્પ્ય નથી."

માનો કેઃ—મુનિ સાધકની આ બીના સાંભળ્યા પછી આવા ઉચ્ચ ત્યાગને જોઈ ભક્તિથી તરબોળ થયેલો તે ગૃહસ્થ કદાચ પોતે મુનિની પાસે અગ્નિને સળગાવી મુનિનું શરીર તપાવવા ચાહે તો પણ તે મુનિ સાધક આ પ્રમાણે તેનું હાર્દ જાણી તેને તેમ કરવા સારુ પ્રેમપૂર્વક પ્રથમથી જ મનાઈ કરે. અને સમજાવે કે મારા નિમિત્તે તેમ કરવું એ પણ યોગ્ય નથી. (તમને તમારી ભક્તિનું ફળ તો ભાવનાથી જ મળી ચૂક્યું છે. માટે હવે તેવી ક્રિયા કરવી યોગ્ય નથી.) કારણ કે જૈનભિક્ષુ જેમ કોઈને દૂભવતો નથી તેમ પોતા નિમિત્તે કોઈને જરા પણ તકલીફમાં મૂકવા ઈચ્છતો નથી."

**નોંધઃ**—આ બન્ને સૂત્રમાં સાધકે જીવનમાં કેટલો સમભાવ ઉતાર્યો છે તેની કસોટીનું વર્ણન છે. બ્રહ્મચારી, સંયમી, ત્યાગી, તપસ્વી કે કોઇ પણ સાધક ઉચ્ચ છે, એમ સ્વીકારવામાં જરાયે ખોટું નથી. પણ આવા સાધકો પ્રસંગ પડયે ઘણીવાર સમતાને ગુમાવી બેસતા હોય છે. આ ત્રુટિ કંઈ સાધારણ ન ગણાય. વિકાસમાં જો કોઇ ખાસ બાધક આવરણ હોય તો એ પણ આ એક જ છે એમ કહીએ તો ચાલે. તે આવરણનું નામ છે અભિમાન. ઘણીવાર ચારિત્રવાન ગણાતા સાધકોના જીવનમાંય ઊંડા અવલોકનથી જણાશે કે તેઓ પોતાની ક્રિયા પાછળ અભિમાનનો કાંટો લઇને ફરતા હોય છે. અને તેથી જ જો કોઈ તેમને તેઓ કરતા હોય તેની વિરુદ્ધ કહે તો તેઓ વાતવાતમાં છેડાઇ પડતા હોય છે. આ કાંટો સમભાવના મૂળમાં જ કાપ મૂકે છે.

( સમભાવી સાધકને પોતામાં પૂરેપૂરી ખાતરી હોય છે. તે જાણે છે કે "જો હું મારે માટે ક્રિયા કરું છું તો તેનું ફળ મારા વિકાસઅર્થે જ હોઇ શકે. જગત તેને ઊલટું રૂપ આપે કે ઊલટી રીતે જુએ તોય એમાં મારે

શું ? " આવા આત્મવિશ્વાસીને બહારનાં વચનો લેશ પણ ક્રોધ ઉત્પન્ન કરાવી શકે નહિ, અને સમભાવથી ડગાવી શકે નહિ.

પણ હજુ જે સાધકની દૃષ્ટિ બહાર હોય છે, એની ચિત્તશાન્તિના જળાશયને આ બહારનાં વચનોરૂપી કાંકરાઓ ક્ષણેક્ષણે પડીને ખળભળાવે છે. જેની આંતરદૃષ્ટિ હોય છે તેને ઉપરનો ખળભળાટ લેશ પણ ખળભળાવી શકતો નથી;) અને એ પુરુષો જે કંઈ બોલે છે તે પોતાના ઉપરના પ્રતિકાર માટે નહિ, પણ કેવળ સામાના સમાધાન અર્થે બોલે છે—અથવા મૌન ભજે છે. એવો આ સૂત્રમાં રહસ્યસ્ફોટ છે.

અને જેમ એવો સાધક કોઇને દૂભવતો નથી, કે કોઈથી દુભાતો નથી, તેમ કોઈ પ્રલોભનમાં પડી જઇને પોતાની ક્રિયાનેય છોડી દેતો નથી. કારણ કે એની સામાન્ય દેખાતી ક્રિયાઓ પણ સહજ હોય છે. જ્યાં સહજતા છે ત્યાં સારાં કે માઠાં, અનુકૂળ કે પ્રતિકૂળ ગમે તેવાં નિમિત્તો મળે તોય એનામાં નિમિત્તને વશ થઇ સંયોગાધીન પરિવર્તન થઈ શકતું નથી. અને ઉપાદાનની જેમજેમ શુદ્ધિ થતી જાય, તેમતેમ બાહ્ય ક્રિયાનાં રૂપો પલટાય. એ પલટામાં તો સ્વરૂપસ્થિરતા હોઈ એ પરિવર્તનમાં પણ સહજતા છે, એટલે તે વિષે કંઇ કહેવાનું રહેતું નથી. આ બધા પરથી એ ફલિત થયું કે:—

## ઉપસંહાર

સમભાવ એ આત્મસ્વભાવની પ્રાપ્તિ કે આનંદના સાક્ષાત્કારની પ્રાપ્તિના માર્ગમાં પ્રવેશવાનું મુખ્ય દ્વાર છે. સમભાવ એ જ ધર્મ છે, એવી ધર્મની ઉદાર વ્યાખ્યા મળે છે. સમભાવમાં આર્યસંસ્કૃતિનાં મૂળ છે. દયા પણ સમભાવી જ પાળી શકે. સમભાવના પાયા ત્રણ છે: નિઃસ્વાર્થતા, અર્પણતા અને પ્રેમ. એ ત્રણ પાયા પર જે ક્રિયાથી જીવનનું ચણતર થાય એ ક્રિયાનું નામ ધર્મક્રિયા.

યૌવનમાં ધર્મ સહજ છે. જીવનનું સૌંદર્ય, ઉત્સાહ, ઓજસ્ અને આકર્ષણ એ યૌવનશક્તિનાં પ્રતીક છે.

યૌવન એ જીવનનું હોકાયંત્ર છે. એ જે માર્ગે વળે તે પર વિકાસ કે પતનનો મુખ્ય આધાર છે.

દિવ્ય દૃષ્ટિનું સ્ફુરણ યૌવનગત સુસંસ્કારોમાંથી જન્મે છે.

વૃત્તિના સંયમ વિના દિવ્ય દૃષ્ટિ અને વિશ્વબંધુત્વનો સંભવ નથી.

એમ કહું છું.

વિમોક્ષ અધ્યયનનો તૃતીય ઉદ્દેશક સમાપ્ત થયો.

## ચતુર્થ ઉદ્દેશક

### સંકલ્પબળની સિદ્ધિ

**ત્રીજા ઉદ્દેશકમાં દિવ્ય દૃષ્ટિ માટે વૃત્તિસંયમના વિવિધ અને સરળ માર્ગો દર્શાવવામાં આવ્યા છે. આ ઉદ્દેશકમાં એ માર્ગો જીવનમાં રચનાત્મક બનાવવા માટે જે પ્રાથમિક બળની અપેક્ષા છે એ સંકલ્પબળની સમીક્ષા કરતા**

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] જે અભિગ્રહધારી (વસ્ત્રપાત્રની અમુક મર્યાદા બાંધનાર) ભિક્ષુ સાધકે સાધના સારુ સાધનરૂપે એક પાત્ર અને ત્રણ વસ્ત્રોની છૂટ રાખી હોય છે, એને એવો વિચાર ન જ આવે કે મારે ચોથું વસ્ત્ર જોઈશે. કદાચ પોતાની પાસે મર્યાદિત કરેલાં ત્રણ વસ્ત્ર પણ પૂરાં ન હોય તો તેને સૂજતાં (સાધુધર્મને યોગ્ય) વસ્ત્ર યાચવાં કલ્પ્ય છે. કિંતુ તે જેવાં મળે તેવાં પહેરે. વસ્ત્રધૂપન કે વસ્ત્રોને વિવિધ વર્ણથી રંગિત કરે નહિ, વસ્ત્રો ધોયેલાં કે ધોઈને રંગેલાં મળે તો લે નહિ, તેમ જ બીજા ગામમાં વસ્ત્ર સંતાડે નહિ, અર્થાત્ સાવ સાદાં (ચોરનો ભય ન લાગે તેવાં) વસ્ત્રો ધારણ કરે. એ વસ્ત્રધારી મુનિનો સદાચાર છે.

**નોંધઃ**—જોકે વસ્ત્ર, પાત્ર ઓછાં કે વધુ વાપરે એ વાત સૂત્રકાર મહાત્માને મન ગૌણ છે. તોયે જે સાધક સાધનામાર્ગને બરાબર સમજ્યો છે

તે શરીરશૃંગાર માટે તો કશું ન જ વાપરે, અને જેને ઉપયોગમય દૃષ્ટિ અને વિવેકબુદ્ધિ હોય તે જરૂરિયાત કરતાં વધુ પદાર્થો પણ ન લે. કારણ કે તેમ કરી ઉપાધિમાં પડવું એને ગમે નહિ એ સ્વાભાવિક છે. તોયે સાધક માટે વસ્ત્ર, પાત્રાદિ સંયમનાં ઉપયોગી સાધનોની અહીં મર્યાદા બતાવી છે. એ મર્યાદા અભિગ્રહધારી ભિક્ષુની અપેક્ષાએ જ છે, એમ વૃત્તિકાર મહાત્મા માને છે. તે ગમે તે હો ! પરંતુ સૂત્રકાર આ સૂત્ર રજૂ કરીને એ સમજાવે છે કે જ્યારે પદાર્થોમાં જરૂરિયાતપૂરતી મર્યાદા બંધાય છે, ત્યારે મર્યાદા-બહારના પદાર્થો પરનું મમત્વ સહેજે છૂટે છે. બીજી ચિંતા સ્વયં ક્ષીણ થાય છે, અને સંકલ્પબળ દૃઢ થાય છે. એ દૃષ્ટિએ મર્યાદાપ્રતિજ્ઞા આવશ્યક છે.

બીજી વાત મર્યાદિત રાખેલાં સાધનો પર પણ મમત્વ ન થાય તે સારું છે. તે પરથી વસ્ત્ર ન ધોવાં કે ન ધોઈને રંગેલાં પહેરવાં એ ઉપલક અર્થ માની તેનો દુરુપયોગ કોઈ ન કરે ? એમ કહેવાની પાછળ સૂત્રકારનો આશય શરીરવિલાસની દૃષ્ટિએ છે, સ્વચ્છતાની દૃષ્ટિએ નહિ; કારણ કે સાધક મર્યાદિત વસ્તુઓ વાપરે તોય જેમજેમ તે ટાપટીપમાં પડી જાય છે, તેમતેમ તેનું તે પર મમત્વ બંધાય છે.

આત્માથી પર રહેલા બધા પદાર્થો પરથી મમત્વબુદ્ધિ ઉઠાવી લેવી એ જે સાધકનું ધ્યેય હોય તેને આટલુંય મમત્વ બંધનકારક છે. વસ્ત્રો કે બીજાં સાધનો માત્ર શરીરજરૂરિયાતની દૃષ્ટિએ ઉપયોગી છે. અને શરીર પોતે પણ એક સાધનરૂપે જરૂરનું છે એટલું જે જાણે છે તે સાધક વસ્ત્રોને રંગવાની કે તેવી ટાપટીપમાં ન પડે એ સ્વાભાવિક છે. પણ સાથેસાથે બીજો અનર્થ થઈ જાય એટલો મેલ પણ વસ્ત્રોમાં ન ભરાવો જોઈએ. એ વિવેક પણ એવા સાધકમાં સહજ રીતે હોવો જોઈએ એ ભૂલવું જોઈતું નથી. શાસ્ત્રકાર બીજા સૂત્રમાં આ ભેદનો ભરમ પણ આ રીતે ખોલી જ નાખે છે.

**[૨] જ્યારે મુનિ એમ જાણે કે હેમંત (ઠંડી) ઋતુ ગઈ અને ગ્રીષ્મ (ઉષ્ણ) ઋતુ આવી ત્યારે જે વસ્ત્રો હેમંત ઋતુને અનુલક્ષીને સ્વીકાર્યાં હોય તેમનો એ ત્યાગ કરે અને છતાંયે ઉપયોગી હોય તો બધાંનો ત્યાગ ન કરે પણ અલ્પ રાખે; એટલે કે ત્રણમાંથી એક ત્યાગી બે પહેરવાં, અથવા તો બે ત્યાગી એક પહેરવું, કિંવા ઠંડી દૂર થઈ જતાં જરૂરિયાત ન હોય તો એ બધાં ત્યાગવાં–એ એમને મન સ્વાભાવિક હોવું ઘટે. વસ્ત્રત્યાગ કરવાનું એટલા માટે**

કહેવાય છે કે આ પ્રમાણે કરવાથી નિર્મમત્વ ગુણની પ્રાપ્તિ અને સાધનોનું લાઘવપણું બન્ને પ્રાપ્ત થાય છે.

પ્રિય જંબૂ! આને પણ ભગવાને તપ કહ્યું છે. આ કથનનું આ રીતે રહસ્ય સમજીને સાધુઓ વસ્ત્રરહિત કે વસ્ત્રસહિત ભાવમાં જેમ બને તેમ સમતાયોગી—સમભાવી રહે.

**નોંધઃ**—શિયાળામાં ઠંડીના કારણે વસ્ત્રો આવશ્યક હોય માટે પહેરવાં એ ધર્મ, ઉનાળામાં જરૂરી ન હોય તો ત્યાગવાં એ ધર્મ. આમ કહીને ઉપરના સૂત્રનો કોઇ અવળો અર્થ ન કરે તેનો ખુલાસો આપી દીધો છે. જો વસ્ત્રોનું ધારવું કે ત્યાગવું શરીરની તન્દુરસ્તી માટે જ હોય, તો વસ્ત્રનું ધોવું પણ શરીરની તન્દુરસ્તીની દૃષ્ટિએ હોય એ વાત વિવેકબુદ્ધિથી સહજ રીતે સમજાઈ રહે. પણ કોઈ અહીં પ્રશ્ન કરે કે તેવું વિધાન કેમ સૂત્રકારે નથી કર્યું? તો તેનો ઉત્તર તો સ્પષ્ટ જ છે કે જે સૂત્રકાર સમસ્ત પદાર્થોનો ત્યાગ કરવાનું કહે તે પુનઃ વસ્ત્રનું વિધાન કરે એની પાછળ જે વિવેક છે એ વિવેક જેને બરાબર સમજાય એને આ વિવેક પણ સહેજે સમજાશે. જૈનત્વ વિવેકીને જ પચ્ય છે. જે દર્શન નૈસર્ગિક હોય તે નૈસર્ગિકતાના આકાંક્ષુને પચે.

આ સૂત્રમાં વસ્તુત્યાગથી વૃત્તિમાં અપરિગ્રહીપણું આવે, માટે વસ્તુનો ત્યાગ ઇષ્ટ છે એમ સ્પષ્ટ સમજાવ્યું છે; એટલે વસ્ત્રધારણ કે વસ્ત્રપરિહારની ક્રિયાનું મહત્ત્વ કેવળ તેની પાછળની વૃત્તિ પર છે, માત્ર ક્રિયા પર નથી, એ સિદ્ધ થાય છે. સાધક આ દૃષ્ટિએ જોતાં શીખે તો જ સાચો સમભાવ આવે.

ઘણીવાર એવું બને છે કે ઉત્કૃષ્ટ ક્રિયાને પાળતો એક સાધક પોતાના મનમાં બીજા સાધકને પોતાનાથી જરા હલકો માનતો હોય, તોય પ્રેમ, સન્માન ઇત્યાદિ ભાવો જાળવી શકે છે. પણ સૂત્રકાર કહે છે કે એમાંય સાચો સમભાવ નથી. સમભાવી સાધક હંમેશાં સૌનાં ચૈતન્ય તરફ જુએ; કારણ કે ચૈતન્ય તો સૌને સમાન છે. કોઇને આવરણ અલ્પ હોય તો તેનો વિકાસ વધુ દેખાય, કોઇને આવરણ વધુ હોય તો તેનો વિકાસ અલ્પ દેખાય. એટલે બહિર્દષ્ટિનો ત્યાગ કરી કેવળ ગુણગ્રાહી અને આત્માભિમુખ દૃષ્ટિથી જોઈને સૌ સાથે સમત્વ કેળવવું ઘટે.

[૩] જે મુનિ સાધકને સાધનાના કઠણ પંથમાં ચાલવા જતાં

કદાચ પ્રકૃતિની પ્રબળ અસરથી એવો વિચાર આવી જાય કે "હું પરિષહો કે ઉપસર્ગોમાં સપડાઈ ગયો છું અને તેને સહન કરવા માટે હવે કોઈ પણ રીતે શક્તિમાન નથી" તો તેવા પ્રસંગે વિચાર, ચિંતન, સત્સંગ અને એવાં અનેકવિધ સાધનોથી બને ત્યાં સુધી તેમાંથી બચી જવું, પરંતુ પ્રતિજ્ઞાભંગની અકાર્ય (મૈથુનાદિ) પ્રવૃત્તિ ન કરવી. જો કોઈ રીતે પ્રતિજ્ઞામાં દઢ ન રહેવાતું હોય તો વેહાન-સાદિ (અકાલ) મરણથી મરી જવાનું પસંદ કરવું (પણ અકાર્ય ન આચરવું). કારણ કે તેવા પ્રસંગનું આકસ્મિક મરણ પણ અણુસણ અને મૃત્યુકાળના મરણ જેવું નિર્દોષ અને હિતકર્તા ગણાય છે. આ રીતે મરણને શરણ થનારા પણ મુક્તિના અધિકારી હોઈ શકે છે. ઘણાયે નિર્મોહી પુરુષોએ તેવા પ્રસંગે આવા મરણનું શરણ લીધું છે. માટે તે હિતકારી, સુખકારી, સુયોગ્ય કર્મક્ષયના હેતુભૂત અને અન્ય ભવમાં પણ પુણ્યપ્રદ થાય છે.

નોંધઃ—આ સૂત્રના મૂળપાઠમાં શીતસ્પર્શનો પરિષહ લખ્યો છે. પરંતુ વૃત્તિકાર અને ટીકાકારનો મત એ છે કે અહીં કેવળ શીતસ્પર્શ જ પદથી આદિ લઈ મૂળવ્રતની વાત કહેવાનો સૂત્રકારનો આશય છે. અને આ વાત વધુ બંધબેસતી છે. કારણ કે શીતસ્પર્શ સહન ન થાય તો તે માટે તો પ્રથમ સૂત્રમાં સૂત્રકાર મહાત્માએ વધુ વસ્ત્રો રાખવાની છૂટ આપી છે. એટલે અહીં તો મૂળવ્રતને લગતી વાત જ સુઘટિત છે, અને તે પણ જે વ્રતમાં અપવાદને લેશ પણ સ્થાન નથી એવા ચોથા વ્રતને લગતી વાત વધુ પ્રાસંગિક છે. કારણ કે આપઘાત કરવાથી જૈનદર્શનમાં અનેક જન્મ-મરણો અને અધમ ગતિ પ્રાપ્ત થાય છે તેનું સ્પષ્ટ કથન છે. અને ભગવતી સૂત્રાદિ સૂત્રો એની સાખ પૂરે છે. છતાં અહીં આપઘાત કરવા સુધીનું કહે છે. તેની પાછળ એટલો જ મહાન આશય હોવો ઘટે. ઊંડા ઊતરતાં એ વાત સહેજે સમજાશે.

બ્રહ્મચર્યખંડનથી સંયમમય જીવન હણાય છે, આત્મા હણાય છે. એ વાત તો છે જ. પણ અહીં તો સાધકે જે વસ્તુની પ્રતિજ્ઞા કરી હોય—પછી

તે પ્રતિજ્ઞા ભલે સામાન્ય હોય, તોયે પ્રતિજ્ઞામાં પ્રાણાંત ટકી રહેવું, પણ પ્રતિજ્ઞાભંગ ન કરવો એવું જ મુખ્યત્વે ફલિત થાય છે. કારણ કે દેહભંગથી નવો દેહ સાંપડી શકે છે. પણ પ્રતિજ્ઞાભંગથી પ્રતિજ્ઞા નથી સાંપડતી. અને તેથી જ અહીં એક વાત નવીન અને ખાસ યાદ રાખવા જેવી એ મળે છે કે પ્રતિજ્ઞાભંગ એ મહા પતન છે. પણ એ પતન માત્ર પ્રતિજ્ઞાભંગથી થતી ક્રિયા માત્રથી થાય છે એમ નથી; ક્રિયા તો ગમે તેવી અધઃપતનકર્તા હોય, તોય એ વૃત્તિના સંસ્કારો સુંદર હોય તો પતનનું નિવારણ સહજ શક્ય છે; પણ પ્રતિજ્ઞાભંગથી વૃત્તિ પર સંકલ્પબળની ક્ષતિના જે સંસ્કારો સ્થાપિત થાય છે તેનું નિવારણ સહજ શક્ય નથી. અને એ જ દૃષ્ટિએ પ્રતિજ્ઞાભંગની ભયંકરતા છે.

## ઉપસંહાર

વસ્ત્રપાત્રાદિ સાધનોના ત્યાગ કે સ્વીકારની પાછળ દેહ પરનું મમત્વ ઉતારી દેહની મર્યાદા અને સ્વાસ્થ્ય જાળવવાનો હેતુ છે. વૃત્તિના પૂર્વઅધ્યાસોને લઈને ભૂલી ન જવાય એ સાવધાનતા માટે પ્રતિજ્ઞાની પૂર્ણ આવશ્યકતા છે. એવા સાધકોને માટે પ્રતિજ્ઞા માતાની ગરજ સારે છે. તે માતા દૃઢ સંકલ્પથી ટકે છે. ગમે તેવી કસોટીને પ્રસંગે પણ તેને ટકાવી રાખવા વીર અને ધીર બની તત્પર રહેવું ઘટે.

એમ કહું છું.

વિમોક્ષ અધ્યયનનો ચતુર્થ ઉદ્દેશક સમાપ્ત થયો

## પંચમ ઉદ્દેશક

### પ્રતિજ્ઞામાં પ્રાણાર્પણ

વસ્ત્રપાત્રનું સહરક્ષણ અને ભોજનાદિનું સેવન કેવળ દેહને સંયમ-પાળવાયોગ્ય સુવડ અને સુદૃઢ બનાવી રાખવા માટે છે. આથી શ્રમણ સાધક જેમ બને તેમ બહુ જ ઓછાં અને તે પણ શુદ્ધ સાધનોથી ચલાવી લેતાં શીખે. બાહ્ય સાધનો ઘટવાથી અંતરની ઉપાધિ પણ હળવી થાય છે. ઉપાધિ હળવી થવાથી અશાન્તિમાં મોટો ઘટાડો થાય છે અને સાધનાનો માર્ગ સરળ બને છે.

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] જે મુનિ સાધકને એક પાત્ર અને માત્ર બે જ વસ્ત્રો હોય તેને કદી આવી ઇચ્છા જ નહિ થાય કે હું ત્રીજું વસ્ત્ર માગું. પણ જો તેની પાસે બે વસ્ત્ર પણ પૂરાં નહિ હોય તો યથાયોગ્ય સાદાં બે વસ્ત્ર તેમને યાચવાં પડે એ કલ્પી શકાય છે, પરંતુ તે (આસક્તિરહિત) જેવાં મળે તેવાં જ પહેરવાં. એમ કરવું તે સાધુનો આચાર છે.

**નોંધઃ**—જિનકલ્પી, પરિહાર, વિશુદ્ધ ચારિત્રવાળા (ઉચ્ચ ભૂમિકાએ પહોંચેલા) સાધકો યથાલંદિક અને *પડિમાધારી સાધુઓ જ માત્ર બે વસ્ત્રો ધારણ કરે છે. ત્રણ વસ્ત્રવાળા તો જિનકલ્પી પણ હોય અને સ્થવિરકલ્પી પણ હોય, એવો શ્રીમાન્ શીલાંકસૂરિજીનો મત છે. આ સૂત્રમાં ગત ઉદ્દેશકના પ્રથમ સૂત્ર જેવો જ સાર છે. ભિક્ષુ શરીરની મર્યાદા અને આવશ્યકતાને અનુલક્ષીને વસ્ત્ર, પાત્ર કે બીજાં ઉપકરણો રાખે એટલું એમાંથી ફલિત થાય છે.

[૨] હવે જ્યારે મુનિ એમ જાણે કે હેમંત (ઠંડી) ઋતુ ગઈ અને ઉષ્ણ ઋતુ આવી ત્યારે જે વસ્ત્રો હેમંત ઋતુને અનુલક્ષીને વધુ સ્વીકાર્યા હોય તેનો તે ત્યાગ કરે, અથવા (હજુ પણ ટાઢનો સંભવ હોય તો) પહેરે; કિંવા ઓછાં કરે. એટલે કે એક વસ્ત્ર રાખે અને છેવટે તેની પણ જરૂર ન લાગતી હોય તો વસ્ત્રરહિત થઈ નિરાસક્તિ કેળવે. આમ કરવાથી તપશ્ચર્યા થાય છે. એમ શ્રી ભગવાને ભાખ્યું છે. પણ આ કથનનું રહસ્ય સમજીને મુનિ સાધકે વસ્ત્રસહિત અને વસ્ત્રરહિત બન્ને દશામાં સમતાયોગની સાધનામાં જરા પણ ન ચૂકતાં અડગ રહેવું.

---

* પડિમાધારી એટલે અમુક પ્રકારના નિયમો ધારણ કરનાર ભિક્ષુ. એ નિયમો બાર પ્રકારના હોય છેઃ—પ્રથમ પ્રતિમામાં પ્રથમ માસે રોજ એક વખત એક જ ઘેર આહારની એક દાત એટલે કે એક ધાર તથા પાણીની એક ધાર લેવી ને તેથી નિર્વાહ કરવો; બીજા, ત્રીજા, ચોથા, પાંચમા, છઠ્ઠા અને સાતમા મહિનામાં રોજ બે, ત્રણ, ચાર, પાંચ, છ અને સાત દાત ઉપરાંત કશું લેવું નહિ, એવો નિયમ રાખવો. આ રીતે સાત પ્રતિમાઓ થઈ, આઠમી પ્રતિમામાં સાત દિવસ સુધી એકાંતરા ઉપવાસ કરીને ઉત્કૃષ્ટ આસને એટલે કે કઠણ આસને બેસવું. નવમી પ્રતિમામાં સાત દિવસ એકાંતરા ઉપવાસ કરીને કેવળ દંડાસને બેસવું. દસમી પ્રતિમા નવમી પ્રમાણે જ છે. પણ ગોદોહિક આસને એટલે જેમ ગાયને દોહવા બેસે એવી રીતે બેસી રહેવું. અગિયારમી પ્રતિમા એક અહોરાત્રની છે. પ્રતિમા અગાઉથી બે ઉપવાસ કરી તે જ દિવસે મધરાત્રે ગામ બહાર જઈ કાયોત્સર્ગ કરવો. બારમી કેવળ એક રાત્રિની પ્રતિમા છે. તે રાત્રિ પહેલાં ત્રણ ઉપવાસ કરી ત્રીજે દિવસે રાતે વનમાં રહેવું અને એકચિત્ત રહીને ઉપસર્ગ આવે તે સહેવા. આ રીતે બાર પ્રતિમાઓનો ક્રમ પૂર્ણ થાય છે.

**નોંધઃ**—ત્યાગ પણ સમજપૂર્વક અને ક્રમપૂર્વક હોવો ઘટે. જે પદાર્થોના ત્યાગથી નિર્મમત્વ ન કેળવાય તે ત્યાગ આદર્શ ન ગણાય. અને આદર્શ ત્યાગ વિના કંઈ આદર્શ તપશ્ચર્યા ન ગણાય. એવો આ સૂત્રનો આશય છે.

[૩] કદાચિત પ્રસંગવશાત્ કોઈ ભિક્ષુ સાધકને એમ થાય કે રોગાદિ સંકટમાં આવી પડવાથી અશક્ત થઈ ગયો છું તેથી ઘેરઘેર જઈ ભિક્ષા લઈ લાવવા જેટલો હું સમર્થ નથી. ( આ પરિસ્થિતિ કોઈને સ્વાભાવિક રીતે કહેવા જતાં ) તે સાંભળીને કે જોઈને કોઈ ગૃહસ્થ તેના માટે આહારાદિ પદાર્થો તેની પાસે ( જ્યાં તેનું ઉપાશ્રય-સ્થાન હોય ) ત્યાં લાવી આપવા માંડે તો તે મુનિ સાધક તેને લેવા પહેલાં જ વિવેકપૂર્વક કહે કે આયુષ્મન્ ગૃહસ્થ ! મારા નિમિત્તે આવેલા આ પદાર્થો કે તેવું બીજું કશું ખાવું, પીવું, કે લેવું મને કલ્પતું નથી. ( હું જૈન શ્રમણ હોવાથી તે સંઘની નિયમવ્યવસ્થાને અનુસરીને એ લઈ શકું તેમ નથી. )

**નોંધઃ**—આ સ્થળે જૈન સંઘની નિયમવ્યવસ્થાની કડક સ્થિતિનું માત્ર દિગ્દર્શન છે. બાકી મૌલિક સિદ્ધાંતના નિયમોને છોડીને અપવાદ દરેક સ્થળે હોઈ શકે છે. પરંતુ અપવાદમાર્ગનો ઉપયોગ પાકટ સાધક-દ્વારા જ સમજીને વિવેકપૂર્વક થવો ઘટે, અન્યથા અર્થને બદલે અનર્થ થઈ જાય. આવે સ્થળે ગૃહસ્થોને બદલે શ્રમણ સાધકો લાવી આપે તો તે લઈ શકાય એવું વિધાન યાદ રાખવા યોગ્ય છે. કારણ કે ભિક્ષુઓ કોઈને તકલીફ આપ્યા વગર જુદેજુદે સ્થળેથી ભિક્ષાદિ સામગ્રી લાવીને એ બિમાર ભિક્ષુને આપી શકે છે. વળી ગૃહસ્થોનો આ રીતે અતિ પરિચય થઈ જાય અને રાગ બંધાય તો ભવિષ્યમાં કદાચ ત્યાગમાર્ગમાં કંઈક શિથિલતા આવવાનો ભય પણ રહે, એ દૃષ્ટિબિંદુ આ કથનની પાછળ મુખ્ય છે, તે ભૂલવું ન જોઈએ. અને આ વાત સૂત્રકાર મહાત્મા પોતે પણ સ્પષ્ટ કરી કરી દે છે. એટલે આ સૂત્ર પરથી એટલું ફલિત થયું કે મુનિ સાધકની માંદગીમાં મુનિ સાધકોની સેવા ઉપયુક્ત છે. કારણ કે મુનિનું જીવન કોઈને પણ દુઃખરૂપ કે બોજારૂપ ન થાય એ મુખ્ય હેતુ છે. બીજી વાત એ છે કે એક

પ્રસંગે પણ ગૃહસ્થ ઉપાશ્રયમાં ભોજન લાવી આપે તો તે અપવાદ પછી બીજાને અનુકરણરૂપ થઈ જવાનો તથા વિવેકચક્ષુથી ન જોતાં જનતામાં ધીમેધીમે એવી રૂઢિ ચાલુ થઇ જવાનો સંભવ રહે છે. તેમ જ એવી રૂઢિમા ગૃહસ્થનો ગાઢ વ્યાસંગ થવાનો અને સાધુજીવન શિથિલ, પરાવલંબી તેમજ અશ્રમજીવી બનવાનો પણ ભય રહે છે. એટલે ઉપાશ્રયમાં ભોજન લાવી આપવું એ ગૃહસ્થનું નહિ પણ મુનિ સાધકોનું કર્તવ્ય છે.

[૪] કોઈ મુનિ સાધકને આવી પ્રતિજ્ઞા હોય, જેમકે "હું માંદો પડું તો પણ મારે બીજાને મારી સેવા કરવાનું કહેવું નહિ પરંતુ તેવી સ્થિતિમાં બીજા સમાન ધર્મ પાળનાર (અર્થાત્ શ્રમણ સાધકો) તન્દુરસ્ત સાધકો જો કર્મનિર્જરાના હેતુપૂર્વક (નિઃસ્વાર્થબુદ્ધિથી) સ્વેચ્છાથી જો મારી સેવા કરે તો તે મારે સ્વીકારવી અને જો હું સ્વાસ્થ્યપૂર્ણ (તન્દુરસ્ત) હોઉં તો બીજા સહધર્મી અસ્વસ્થ શ્રમણોની સ્વેચ્છાપૂર્વક (કોઇની પ્રેરણા સિવાય) નિઃસ્વાર્થે સેવા કરું." તેવા મુનિ સાધકે પોતાની પ્રતિજ્ઞા ખાતર સદ્‌ભાવથી મૃત્યુને વરીને પ્રાણોને જતા કરવા. પરંતુ કદી કોઈ સ્થિતિમાં પણ પ્રતિજ્ઞાભંગ તો કરવો જ નહિ.

**નોંધ:**—બને ત્યાં સુધી અન્યની સેવા ન લેવી એ મુનિ સાધકને ઇષ્ટ હોય છે એવો આ સૂત્રમાંયે ભાવ છે, કારણ કે સેવા અને સ્વાવલંબીત્વ એ શ્રમણનું જીવનવ્રત છે. અહીં પણ પ્રતિજ્ઞા ખાતર પ્રાણાર્પણની વાત છે. અને તે વધુ સ્પષ્ટ છે. ક્રિયામાં ભૂલ થવી શક્ય છે, અને તે ક્ષમ્ય છે. પણ પણ પ્રતિજ્ઞાની ભૂલ કોઇ રીતે ક્ષમ્ય નથી. પ્રતિજ્ઞાભંગ કરતાં પ્રાણભંગ વધુ સારો, અને તેવા મરણને આપઘાત નહિ પણ સમાધિમરણ ગણાય. એની પાછળ એક જ ભાવ છે, કે પ્રતિજ્ઞાભંગથી સંસ્કૃતિ અને વિકાસના માર્ગનો જ ભંગ થાય છે. સાધનાની દૃઢતામાં જરા પણ શિથિલતા આવી તો તે શિથિલતાના સંસ્કારો પ્રત્યેક જીવનમાં પીડવાના, કારણ કે તે ઉપાદાનરૂપ બને છે. એટલે નિમિત્ત કરતાં ઉપાદાનની પરવા વધુ કરવી એ ઉચિત છે. ઉપાદાનની શુદ્ધિ થતાં નિમિત્તશુદ્ધિ સુલભ છે, પણ કેવળ નિમિત્તની શુદ્ધિથી ઉપાદાનની શુદ્ધિ સુલભ નથી. આ વાત સાધકે પ્રત્યેક પળે વિચારવી ઘટે.

અહીં ભક્તપરિજ્ઞા નામના મરણની વાત છે એવો ટીકાકારોનો મત છે. ભક્તપરિજ્ઞામરણ એટલે ચાર આહારનો સ્વેચ્છાએ ત્યાગ કરી અંતિમ વખતે અણસણ કરવું તે.

[૫] કોઈ શ્રમણ ગુરુકુળના સાધકે ( આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી હોય કેઃ—) " (૧) હું બીજા શ્રમણ માટે ખાનપાન વસ્ત્રાદિ લાવી આપીશ તેમજ અન્યનું લાવેલું પણ હું લઈશ; (૨) હું બીજા માટે પ્રેમપૂર્વક લાવી આપીશ પણ બીજાનું લાવેલું લઈશ નહિ; (૩) હું બીજા પાસેથી લાવીશ નહિ. પણ બીજાનું પ્રેમપૂર્વક લાવી આપેલું ખાઈશ કે લઈશ; (૪) હું બીજા માટે લાવીશ પણ નહિ અને બીજાનું લાવેલું લઈશ પણ નહિ. "

ઉપરના ચાર વિભાગ પૈકી જે જાતની પ્રતિજ્ઞા લીધી હોય તે પ્રતિજ્ઞા પ્રમાણે જ સદ્ધર્મની આરાધના કરતો શ્રમણ સાધક સંકટો પડવા છતાં શાંત અને વિરલ બની સદ્ભાવનાની શ્રેણી પર ચડીને મૃત્યુને પસંદ કરે, પરંતુ પ્રતિજ્ઞાનો ભંગ કોઈ પણ સંયોગોમાં ન જ કરે. આવી સ્થિતિમાં થયેલું તેનું મરણ પણ યશસ્વી મૃત્યુ છે. તેને કાળપર્યાય તરીકે વર્ણવ્યું છે. (કાળપર્યાય એટલે બાર વર્ષ સુધીની ક્રમશઃ દીર્ઘ તપશ્ચર્યા પછી શરીર નિઃસત્ત્વ થયે અણસણ કરવું તે.) આવો વીર સાધક કર્મનો ક્ષય કરી શકે છે. આવું દૃઢ સંકલ્પબળ ઘણાયે નિર્મોહી પુરુષોએ વાપર્યું છે. તે દશા હિતકર્તા છે, સુખકર્તા છે, સમુચિત છે, કર્મક્ષયના હેતુભૂત છે, અને અન્ય જન્મમાં પણ આ સંસ્કૃતિનો વારસો તે સાધકને અવશ્ય પ્રાપ્ત થાય છે. એમ કહું છું.

**નોંધઃ**—ઉપરનાં બન્ને સૂત્રો પરથી એક તો સાધકમાત્રને પ્રતિજ્ઞા હોવી ઘટે એ સિદ્ધાંત નીકળે છે, અને બીજો સિદ્ધાંત એ છે કે સાધકમાત્રે પોતે સ્વાવલંબી થવું ઘટે. સામાન્ય રીતે સાધકોની સ્થિતિ બહુ જ પરાધીન બની ગઈ હોય છે. તેઓ શ્રમને શત્રુ સમજતા હોય છે તેથી એમનું શરીર-સ્વાસ્થ્ય બરાબર ન હોવાને કારણે બીજા સાધકોને એમનું જીવન બોજારૂપ બની રહે છે. આ સ્થિતિ સાધકદશા માટે યોગ્ય નથી. એણે પ્રથમ તો

પોતે બિમારીને આવવાનાં કારણોથી દૂર રહેવું ઘટે, છતાં કર્મવશાત્ કે બીજી ભૂલને લઈને કદાચ આવે તોય એ સમયે બીજા સાધકોને બોજારૂપ ન થવું ઘટે.

## ઉપસંહાર

સાધક સિદ્ધ ન બને ત્યાં સુધી પ્રત્યેક સાધનામાં પ્રતિજ્ઞા એ સાધકનું જીવનવ્રત હોવું ઘટે. ખાવામાં, પીવામા કે બીજાની સેવા લેવામાં મર્યાદિત રહેવાની પ્રતિજ્ઞા, મહાવ્રતોને સંપૂર્ણ રીતે પાળવાના નિયમોની પ્રતિજ્ઞા તથા અન્ય સાધકોની સેવાશુશ્રૂષા કરવાની ટેક ઇત્યાદિ પ્રતિજ્ઞાઓ સ્વીકારવી જોઇએ અને પ્રાણાન્તપર્યંત પાળવી જોઇએ. પ્રતિજ્ઞા ગઈ, એટલે મૃત્યુ જ થયું સમજવું. પ્રતિજ્ઞાના ભંગ માટે અપવાદને લેશ પણ સ્થાન નથી. એક નાની સરખી પ્રતિજ્ઞા ખાતર જીવન ઓવારી નાખવું જોઈએ. સંકલ્પબળની સિદ્ધિ પ્રતિજ્ઞાની દૃઢતા પર અવલંબે છે. પ્રતિજ્ઞા એ સાધકની સગી જનેતા છે, પ્રતિજ્ઞા પડતાને બચાવે છે, પડેલાને ઉગારે છે; પ્રતિજ્ઞાથી ઉપાધિઓ ઓસરે છે ને જીવન હળવું ફૂલ બને છે.

પ્રતિજ્ઞામાં મેરુને કંપાવે, ધરાને ધ્રુજાવે અને હિમાલયને હલાવે એવી દિવ્ય અને ભવ્ય ચેતનાશક્તિ છે. પ્રતિજ્ઞાની અપૂર્વ શક્તિ પૂર્વાધ્યાસોમાં ખેંચાતી સાધકની વૃત્તિને સ્થિર રાખે છે. પ્રતિજ્ઞાવાન જ સાચું સ્વાવલંબીત્વ સાંગોપાંગ ટકાવી શકે છે, એક પ્રતિજ્ઞાસિદ્ધ સાધક નિખિલ વિશ્વને નચાવી શકે છે, નમાવી શકે છે.

એમ કહું છું.

વિમોક્ષ અધ્યયનનો પંચમ ઉદ્દેશક સમાપ્ત થયો.

## પંચમ ઉદ્દેશક

### સ્વાદજય

જેમ બાળત્વમાં સરળતા, કિશોરવયમાં સુકુમારતા, તરુણવયમાં તરંગદશા, યુવાનીમાં તન્મનાટ, પુખ્ત વયમાં બુદ્ધિ અને દેહ બન્નેની પ્રૌઢતા અને વૃદ્ધવયમાં જીર્ણતા તથા ક્ષીણતા સ્વાભાવિક છે, તેમ જીવનમાં મૃત્યુ-દશા એ પણ સહજ અને સ્વાભાવિક છે.

જ્ઞાની જનો આ વાતને જાણે છે, સમજે છે, અને વર્તે છે. મૃત્યુને ભેટવું એ જ્ઞાની સાધકને મન જીવન જેવી જ સહજ લહાણ છે. પ્રત્યેક સ્થિતિમાં શરીરને તેઓ વાહન તરીકે સમજીને એનો ઉપયોગ કરે છે, અને જ્યારે એ જાણે છે કે હવે સાધન ઉપયોગી રહ્યું નથી તેમ સાંધવાયોગ્ય પણ રહ્યું નથી, ત્યારે તેઓ તે પ્રત્યે તટસ્થ રહી મૃત્યુને સ્વેચ્છાથી આમંત્રે છે.

જે મૃત્યુના ભયને જીતે છે, તે જ મૃત્યુને જીતી શકે છે એમ ગણાય. મૃત્યુ એ તો નવજીવનની પૂર્વદશા છે એવી જેને પૂર્ણ પ્રતીતિ છે, તે મૃત્યુનો વિજેતા છે. જે મૃત્યુનો

વિજેતા છે, તે જ જીવનનો સાચેસાચો વિજેતા છે. એવું વ્યક્ત કરવા માટે

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] જે મહામુનિ સાધકને માત્ર એક જ વસ્ત્ર અને એક જ પાત્ર રાખવાની પ્રતિજ્ઞા હોય તેમને "હું બીજું વસ્ત્ર માગું ને રાખી મૂકું" તેવી ચિંતા નહિ જ થવાની. (કારણ કે તે તેટલા અલ્પ સાધનથી ચલાવી લેશે.) આવો મુનિ સાધક વસ્ત્રની આવશ્યકતા હોય તોપણ શુદ્ધ વસ્ત્રની જ યાચના કરે, અને પવિત્ર યાચનાથી જેવું વસ્ત્ર મળેલું હોય તેવું પહેરે. ઉષ્ણ ઋતુ આવ્યા પછી (વસ્ત્રની જરૂર ન હોય તો) તે જીર્ણ થયેલા વસ્ત્રને ત્યાગી દે, અથવા આવશ્યકતા હોય તો તે એક વસ્ત્રનો ઉપયોગ કરે, અથવા સાવ છોડી દે, તેમજ લઘુભાવને પામી સર્વત્ર સમભાવથી રહે.

ભગવન્! લઘુભાવ કેમ મેળવી શકાય? પ્રિય જંબૂ! નિમ્નોક્ત ભાવનાથી લઘુભાવ—ઋજુભાવ પ્રાપ્ત થાય છે. તે મુનિ સાધક એમ વિચારે કે "હું એકલો છું, મારું કોઈ જ નથી. તેમજ હું પણ કોઈનો નથી." આ પ્રમાણે પોતાના આત્માનું એકત્વ વિચારીને, સમજીને અને અનુભવીને લઘુભાવ (નિરભિમાનતા) પ્રાપ્ત થઈ શકે છે આ ક્રિયાને તપશ્ચરણ પણ કહેવાય છે. માટે ભગવાને જે ભાખ્યું છે તેને યથાર્થ જાણીને સર્વ સ્થળે સર્વ જીવો પ્રત્યે અને સર્વ પ્રકારે (મન, વાણી અને કર્મથી) સમભાવને કેળવવો અને અનુભવવો

છે. જેમ રાગ અને દ્વેષ સંસારનાં મૂળભૂત કારણો છે, તેમ અભિમાન પણ મૂળભૂત કારણ છે. અહંના અજ્ઞાનથી અભિમાન જન્મે છે. આથી તેનો લય કરવા માટે સાધનાનો માર્ગ આવશ્યક છે. જેમજેમ એ કાંટો નીકળતો જાય તેમતેમ સરળતા, ઉદારતા અને સત્યનિષ્ઠા જાગે. આથી જ સાધનાનો મુખ્ય હેતુ અભિમાનનો લય કરવાનો છે એ વાત ફરીફરી એક યા બીજી રીતે સૂત્રકાર મહાત્મા કહેતા આવ્યા છે. અને તે "આત્મા આ સર્વ બાહ્યભાવોથી પૃથક્ છે, આ દેખાતા વિકૃત ભાવો એના ધર્મો નથી, જડના સંસર્ગથી અહંત્વની જે ભાવના જાગે છે તે વાસ્તવિક નથી" એવા એવા વિચારોથી ક્રમશઃ ક્ષીણ થવાનો સંભવ છે. પણ આ વિચારો કોઈના ઉછીના લીધેલા કે વારસાથી મળેલા ન હોવા જોઈએ. પોતાના જ અંતઃકરણથી ઉદ્ભવે છે તે વિચારો જ જીવનના સંસ્કારો પર ગાઢ અસર કરે છે. અને જીવનના સંસ્કારો પર અસર થવાથી તેવું જીવન અને જીવનવ્યવહાર સુધરતાં જાય છે.

[૨] પરંતુ મોક્ષના મૌક્તિક જંબૂ! "આત્મભાન થાઓ" એવી કેવળ ઝંખનાથી દેહભાન છૂટી શકતું નથી એ વાત ભૂલવા જેવી નથી. કારણ કે અનંતકાળના જડ શરીરના સહાધ્યાસની આત્મા પર કારમી અસર હોય છે. તેથી સાધના સુંદર રીતે બને તેવી ક્રિયા આચરવી જોઈએ. શિષ્યે પૂછ્યુંઃ ભગવન્! દેહભાન ભૂલવા માટે સૌથી પ્રથમ કરવા જેવી સાદી અને સરળ ક્રિયા કઈ, તે કૃપા કરીને કહો. ગુરુદેવ બોલ્યાઃ–પ્રિય આત્માર્થી જંબૂ! કોઈ પણ સાધક કે સાધિકાએ સૌથી પ્રથમ સ્વાદ પર જય મેળવવો જોઈએ. તેઓ ખાન-પાનાદિ અવશ્ય કરે પરંતુ એ માત્ર દેહની સ્વાસ્થ્યરક્ષા માટે જ હોય. કદી પણ સ્વાદની દૃષ્ટિએ તેઓ આહારને ડાબા ગલોફામાંથી જમણા ગલોફામાં કે જમણા ગલોફામાંથી ડાબા ગલોફામાં ન લઈ જાય. આ રીતે સ્વાદેંદ્રિય પર કાબૂ મેળવવાથી ઘણીખરી પંચાત હળવી થઈ જવાની, અને તપશ્ચરણ પણ સહજ થવાનું એથી જ શ્રી-ભગવાને પોતે આમ ભાખ્યું છે. સૌ એને યથાર્થ વિચારીને, સમજીને તથા આચરીને સર્વથા સર્વત્ર સમભાવ કેળવવાનો પ્રયત્ન આદરે.

**નોંધઃ**—આ આખું આઠમું અધ્યયન ખાસ કરીને પ્રતિજ્ઞાનું મહત્ત્વ અને સંયમની વાસ્તવિકતા સમજાવે છે. આગળના ઉદ્દેશકોમાં અને સૂત્રોમાં વસ્ત્રપાત્રના સંયમમાં સૌથી પ્રથમ બ્રહ્મચર્યવ્રતનો સમાવેશ છે. અથવા બ્રહ્મચર્ય જ સાધનામંદિરનો મુખ્ય પાયો છે એમ કહીએ તો ચાલે. એટલે બ્રહ્મચર્યની રક્ષા માટે વાસનાક્ષેત્રની વિશુદ્ધિ કરે તેવા બહારના ઉપચારો અને વિચારોના વ્યવહારુ માર્ગો પણ અગાઉ ચર્ચાઈ ગયા છે. અહીં અ-બ્રહ્મચર્યની વાસનાને ઉત્તેજિત કરવામા સ્વાદ જે કારમી અસર ઉપજાવે છે તે બનાવતો ઉલ્લેખ છે.

સ્વાદની દૃષ્ટિએ ડાબા ગલોફામાંથી જમણા ગલોફામાં પણ અન્ન ન લઈ જવાય ત્યાં સુધીનો સૂત્રમા વ્યક્ત થતો કાબૂ સ્વાદજય એ સાધનાનું અગત્યનું અંગ છે તેની ખાતરી આપે છે. બધી ઇન્દ્રિયોના સંયમની વાત તો સૂત્રકારે અગાઉ કરી છે પણ આટલે હદ સુધી કટક નિયમન કેવળ જીભ માટે કહ્યું છે. અને તેટલું જ તેની પાછળ રહસ્ય છે. સૂત્રકાર મહાત્મા એ રહસ્યને ટૂંક શબ્દોમાં પણ વધુ સ્પષ્ટ કરી દે છે. તેઓ કહે છે કે સ્વાદજયથી બધી પંચાત પતી જવાની.

સ્વાદના અસંયમ પર જ મુખ્યત્વે જગતના સર્વ પ્રપંચોનું મંડાણ છે. પણ આ વાત ખૂબ ઊંડેથી વિચારતાં જ યત્કિંચિત્ પણ સમન્વય તેવી છે. જીવનના પ્રત્યેક પ્રસંગને અવલોકવાથી જણાશે કે સ્વાદ એકલી જીભનો જ વિષય નથી, પણ પ્રત્યેક ઇન્દ્રિયનો વિષય છે. આ વાત સ્વાદની વ્યાખ્યાથી કંઈક વધુ સ્પષ્ટ થશે. માટે ટૂંકમાં કહું છું:—સ્વાદ એટલે રસની વિકૃતિમાંથી રસ મેળવવાની ઝંખના, અને એની પૂર્તિ માટેનો પ્રયાસ એ જ સ્વાદ પરનો અસંયમ—અકાબૂની ક્રિયા. પદાર્થમાત્રમાં રસ તો હોય જ છે, અને ભૂખ લાગે ત્યારે પદાર્થમાત્રમાં રસ છે, તેવી સૌને ઓછીવધતી પ્રતીતિ પણ થઈ હશે. ભૂખ લાગે ત્યારે ખાવું એ ધર્મ, કારણ કે ત્યાં જરૂરિયાત છે; અને જ્યાં સુધી વસ્તુ જરૂરિયાતની દૃષ્ટિએ વપરાય છે ત્યાં સુધી વસ્તુને કે વૃત્તિને વિકૃત કરવાનું મન કોઈનેય થતું નથી. પણ જ્યારે ખાવું એ ધર્મને બદલે પદાર્થો ભોગવવા એ ધર્મ એટલું જ અંગ રહે છે, અને જરૂરિયાતનું લક્ષ ચુકાય છે, ત્યારે ખાવામાં કે સ્વાભાવિક પદાર્થો વાપરવામાં રસ આવતો નથી.

રસ મેળવવાની ઇચ્છા તો વૃત્તિમાં છે જ, અને તે સહેતુક છે. પણ જરૂરિયાત જ રસ સર્જે છે, જરૂરિયાતમાંથી રસ ઉત્પન્ન થાય છે, એ વાત

જ્યાં ભુલાય છે એટલે પદાર્થોમાંથી રસ નહિ અનુભવાતાં રસ મેળવવાની ઝંખનામાં માનવ પદાર્થોને વિકૃત કરે છે, ચૂંથે છે. અને જેમજેમ તે પદાર્થોને વિકૃત કરે છે, તેમતેમ વિકૃત રસથી તેને વાસ્તવિક રસ મળતો નથી, પણ ઊલટી રસની ઝંખના વધતી જાય છે. માનવજીવનના અસંતોષનું મૂળ અહીં છે.

પણ જીવનનાં મહત્ત્વનાં અંગો જેવાં કે ચિત્ત, બુદ્ધિ, મન, પ્રાણ, ઇન્દ્રિયો વગેરે બધાં વિકૃત થઇ ગયાં હોય, વિકૃતિના અધ્યાસથી ટેવાયેલાં હોય, ત્યાં આ વાત સાધક વિચારે તોયે સહસા હૃદયગ્રાહ્ય ન થાય. એટલે જ પ્રથમ અહીં જીભના રસાસ્વાદનો વ્યવહારુ માર્ગ બતાવ્યો છે. પદાર્થો માત્ર ઉપયોગિતાની દૃષ્ટિએ જ વાપરી શકાય, અને ઉપયોગિતાનું ભાન તો સહજ રીતે થાય. જ્યાં સહજતા હોય ત્યાં ઉશ્કેરાટ ન હોય, ઉદીરણાયે ન હોય. આવા સંસ્કારો વિચાર અને ક્રિયાદ્વારા જેમજેમ ઘડાતા જાય તેમતેમ નૈસર્ગિક જીવન બનતું જાય. નૈસર્ગિક જીવનની સાધના કરાવે એ ધર્મ, અને નૈસર્ગિક જીવન નિભાવે એ સંયમ.

સંસ્કૃત રસની લિજ્જત ચખાડે એ સંયમ અને વિકૃત રસની ઝંખનાને વધારે એ વિલાસ. આપણે રસ અને સ્વાદ એ બન્નેને એક સ્વરૂપ આપ્યું છે, એ જ આપણી વિચારસરણીનો મૂળ દોષ છે. પાશ્ચાત્ય સંસ્કૃતિ અને પૌર્વાત્ય સંસ્કૃતિના યુદ્ધનું આ એક મહા અનર્થકારી મૂળ છે. જ્યાં સુધી વિચારસરણીની આ ભૂલ ન સુધારાય ત્યાં સુધી વિલાસ અને સંયમ એ બન્નેમાં વિકૃતિ રહે જ. આપણે ત્યાં પદાર્થો ખારા ઝેર જેવા છે, અસાર છે, અનર્થોત્પાદક છે અને સંસાર પાપમય છે, આવીઆવી ભાવના થઈ જવી કે જગાડવી એને વૈરાગ્ય કહેવામાં આવે છે. પણ પદાર્થોનું નિવારણ ક્યાં સુધી ટકે? પરિણામે પદાર્થોની ઝંખના તો વધતી જ જાય છે અને દૂર રહેવાય છે તેમાં પણ પ્રાયઃ ઘૃણાત્મક બુદ્ધિ હોય છે. એટલે આ રીતે પૌર્વાત્ય સંસ્કૃતિથી ઘડાયેલો પદાર્થોને વિકૃત કરી જીવન ગાળે છે, જ્યારે પાશ્ચાત્ય સંસ્કૃતિવાળો વિલાસમાં રસ મેળવવા જતાં જીવનને વિકૃત કરી જીવન પૂરું કરે છે: આ બન્ને માર્ગો ખોટા છે.

શાસ્ત્રકારોએ રસ અને સ્વાદનો ભેદ [illegible] [illegible] સ્વા-
ભાવિક છે, સ્વાદ કૃત્રિમ છે. [illegible] [illegible] [illegible]

" रसो वै सः " એવું સૂક્ત છે. સારાંશ કેઃ—જે સાચા રસનો પિપાસુ હો તે એટલો જ સ્વયં સ્વાદથી પર હોવાનો, અને આ રીતે તેના જીવનમાં સ્વાદજય પ્રત્યેક રીતે મહત્ત્વનું અંગ બની રહેવાનું.

[૩] વહાલા અભય જંબૂ! સદ્વિચાર, સંયમ અને તપ એ ત્રિપુટીનો સહચાર સેવતાં જેમજેમ અહંકાર લય થતો જાય, તેમતેમ દેહભાન છૂટતું જાય. આ રીતે એ વિકાસના પથમાં વિહરતા સાધકને જ્યારે એવો ખ્યાલ આવી જાય કે હવે મારું શરીર (માંદગી કિંવા તપથી) સાવ ક્ષીણ થઈ ગયેલું હોવાથી, સાધનાસંયમની ક્રિયાઓ માટે ઉપયોગી રહ્યું નથી—અર્થાત્ હવે મૃત્યુને કિનારે પહોંચી ગયું છે—ત્યારે જીવન કાળના સરવાળારૂપ મૃત્યુને ભેટવા માટે તત્પર થાય અને અંતકાળની સુધારણા માટે દ્રવ્યથી આહારાદિ પર અને ભાવથી કષાયાદિ શત્રુઓ પર ક્રમશઃ વિજય મેળવીને અંતે શરીરજન્ય વ્યાપારો બંધ કરે, અર્થાત્ સમાધિસ્થ બનીને અને કાષ્ઠના પાટિયાની જેમ (સહજ સહિષ્ણુતા અને સમતા સાધીને) શરીરનું મમત્વ ત્યાગી દે. આમ કરવાથી દેહરાગાદિથી સપડાયેલો હોય તોપણ એવો સાધક સમાધિમરણદ્વારા ધૈર્યને પ્રાપ્ત કરી તથા દેહસંતાપથી દૂર રહી સુખદ મરણ મરી શકે છે.

આ મરણને ઈંગિત મરણ પણ કહેવાય છે. તેની મર્યાદાવિધિ આ પ્રમાણે છેઃ ગામ, નગર, ખેડ, કસબો, મંડપ, પાટણ, બંદર, અગર, આશ્રમ, નેસડા, વ્યાપારસ્થળ કે રાજધાનીમાં જઈને ત્યાંથી ઘાસ કે (પરાલ) તણખલાં માગી લાવવાં અને તે લઈને એકાંત સ્થળમાં જવું, ત્યાં જઈ કીડીઓનાં ઈંડાં, જીવજંતુ, બીજ, વનસ્પતિ, ઝાકળ, પાણી, કીડીઓનાં નગરાં, લીલફૂલ, લીલી માટી તથા કરોળિયાની જાળ, વગેરેથી રહિત જમીનને ઉપયોગપૂર્વક સુંદર રીતે જોઈ પૂંજી પ્રમાર્જન કરી ઘાસની શય્યા પાથરવી.

**નોંધઃ**—ઈત્વરિક અણસણ અમુક કાળનું મર્યાદાવાળું હોય છે; અને તેવું અણસણ તો શ્રાવક જ કરે. તેમાં એવી મર્યાદા હોય છે કે જો હું આ

રોગમાંથી અમુક કાળ સુધીમાં બચી જતું તો પછી જીવવા ભોગવવાની છૂટ હોય છે. અહીં (સાધુ માટે) ઇત્વરિક આપવાનું એ જ પ્રયોજન છે કે એ મરણ એમને માટે ક્ષેત્રની હરવાફરવાની છૂટવાળું હોય છે.

મૃત્યુ પહેલાં સાધક સાવધાન રહી આહારાદિનો ત્યાગ કરી આટલા પ્રદેશમાં જ મારે હરવુંફરવું એટલી ફરવાની છૂટ રાખી સમાધિમરણ પામે. એને ઇંગિતમરણ એટલે કે સાંકેતિક મરણ કહેવાય છે. ઉપરના સૂત્રમાં જે કથન છે તે આ મરણને લગતું છે.

સામાન્ય લોકોની વસતિ હોય એને ગામ, જ્યાં કરવેરો ન હોય એને નગર, માટીના ગઢવાળું ગામ હોય તેને ખેડો, બહુ થોડી જ વસતિ રહેતી હોય એને કસબો, જ્યાં ઘણાં ગામોનો સંગમ થતો હોય તેને મંડપ અને જ્યાં ધાતુની બહુ ખાણો હોય એને આગર કહેવાય છે.

શરીરની ઉપયોગિતા પૂર્ણ થયે મૃત્યુને ભેટવું એ આપઘાત નથી, આ વાત અહીં કહી છે; તે ખૂબ વિચારવા જેવી છે. આપઘાત કરવો એ દૂષિત ક્રિયા એટલા માટે છે કેઃ—આપઘાત કરનાર પોતાને જે દેહરૂપી સાધન ઉપયોગિતા માટે મળ્યું છે તેનો એ દુરુપયોગ કરે છે.

આ પરથી એ સ્પષ્ટ ફલિત થયું કે કોઇ પણ પદાર્થનો દુરુપયોગ કરવો એ કુદરતનો ભયંકર ગુનો છે. અને એ જ અધર્મ છે. એકની એક ક્રિયા ઉપયોગપૂર્વક થાય તો તે ધર્મ છે. એની પાછળ આ જ આશય છે. ઉપયોગ એટલે ક્રિયા સામે જોવું એમ નહિ, પણ વિવેકબુદ્ધિથી ગળીને ક્રિયા કરવી તે. એટલે કે ઉપયોગવંતનો ઉપયોગ પ્રત્યેક ક્રિયાની પહેલાં હોવો જ ઘટે.

ઉપરની ઇંગિતમરણની ક્રિયામાં આહારાદિના ત્યાગની સાથે કષાયોનો ત્યાગ કહેવાની પાછળ પણ એ જ રહસ્ય છે કે આ મરણ સ્વેચ્છાપૂર્વક, શાંતિ અને સમાધિપૂર્વક થવું ઘટે. ઘણી વાર સાધક લોકપ્રતિષ્ઠા ખાતર આવું અણસણ કરી નાખે છે; પરિણામે મનમાં અસમાધિ—અશાંતિ ઉત્પન્ન થાય છે. અંતિમ વખતે—મરણસમયે જીવને પૂર્ણ શાન્તિ રહેવી જોઈએ.

મૃત્યુસમયની શાન્તિ નવીન દેહનું શાન્તિબીજ છે. તેથી જ આ સૂત્રમાં કહ્યું છે કે:—જ્યારે એ સાધકને પોતાને પોતાનું શરીર હવે કાર્ય યોગ્ય રહ્યું નથી એમ જણાતું હોય અને પોતાના મૃત્યુની આગાહી પણ તુરતમાં જ જણાતી હોય ત્યારે એ અણસણ કરે. અણસણ એ કોઈના ઉપર અજમાવવાનો કે કોઈને દેખાડવાનો પ્રયોગ નથી. એ તો અંતિમ વખતે આત્મા પૂર્ણ-સમાધિમાં રહે પોતાના નિજસ્વરૂપમાં રહે તે માટેનો સાધનાપ્રયોગ છે.

[૪] (અણસણ કોણ કરી શકે એના સ્પષ્ટ ગુણો વર્ણવતાં સૂત્રકાર કહે છે કે:–) સત્યવાદી, પરાક્રમી, સંસારનો પારગામી "હાય હાય પછી મારું શું થશે" એવા ભયથી સર્વથા રહિત, વસ્તુસ્વરૂપનો યથાર્થજ્ઞાતા અને બંધનોની જાળમાં નહિ ફસાયેલો એવો મુનિ સાધક જિનપ્રવચનમાં અંતપર્યંત દૃઢ વિશ્વાસુ બની ભયંકર પરિષહો કે ઉપસર્ગોમાં પણ અડગ રહી શકે છે. અને આ વિનશ્વર શરીર ઉપર તે મોહમુગ્ધ ન બનતાં ઉપર્યુક્ત સત્ય અને કઠિન કાર્ય પાર પાડે છે. એ રીતે આ જાતનું મરણ એ સ્વેચ્છાથી નોતરેલું મરણ હોઇ તે (આપઘાત નહિ) પણ કાળપર્યાય (પ્રશસ્ત મરણ) મૃત્યુ જ ગણાય છે, અને તેથી જ તેવો સાધક કર્મ ઉપર વિજય મેળવે છે. આ રીતે આ જાતના ઇંગિતમરણનું શરણ કૈંક નિર્મોહી પુરુષોએ લીધું છે. માટે તે હિતકારી, સુખકારી, સુયોગ્ય, કર્મક્ષયના હેતુભૂત અને પુનર્ભવમાં પણ પુણ્યપ્રદ થાય છે.

નોંધ:—ઉપયોગિતાની દૃષ્ટિએ દેહરૂપી સાધનનો જે સંયમીએ ઉપયોગ કર્યો છે તેને એ સાધન જીર્ણ થયે મોહ ન હોય એ સ્વાભાવિક છે. અણસણ એ એક છેલ્લી કસોટી છે. જીવનસાધનામાં એ સાધકે કેટલું મેળવ્યું એ આ પ્રસંગથી સહેજે મપાઈ રહે છે. પણ સત્યાર્થી, આત્મલક્ષી, વીર અને ધીર એવાં વિશેષણો વાપરી એવા જ પુરુષો તે પરીક્ષામાં પાર ઊતરે છે અને તેવા સાધકને અણસણ શ્રેયસાધક બને છે બીજાને નહિ, એમ સૂત્રકારે કહ્યું છે. એનો સારાંશ એ છે કે અણસણથી મૃત્યુને ભેટવું એ જેને સહજ હોય તે જ એનું શરણ લે.

## ઉપસંહાર

જીવનમાં લઘુભાવ લાવવો એ અમૂલું ધન છે.

સ્વાદજય એ સાધનાનું અગત્યનું અંગ છે.

સ્વાદના અસંયમ પર જ જગતના સર્વ પ્રપંચોનું ઘણુંખરું મંડાણ છે.

નૈસર્ગિક જીવન જિવાડે એ જ સાચો સંયમ.

સંસ્કૃત રસની લહેજત ચખાડે એ સંયમ અને વિકૃત રસની ઝંખનાને વધારે એ વિલાસ.

આપઘાત કુદરતનો ભયંકર ગુનો છે. કારણ કે દેહરૂપી જે સાધન એને ઉપયોગ અર્થે મળ્યું છે એનો જ એ દુરુપયોગ કરે છે. કોઈ પણ પદાર્થનો દુરુપયોગ કરવો એ પાપ છે.

એમ કહું છું.

વિમોક્ષ અધ્યયનનો ષષ્ઠમ ઉદ્દેશક સમાપ્ત થયો.

---

## સપ્તમ ઉદ્દેશક

### સાધ્યમાં સાવધાની

સાધ્ય જળવાતું હોય તો સાધનોમાં કાળ, બળ, અવસર, સ્થાન ઇત્યાદિ તપાસીને વિવેકપૂર્વક પરિવર્તન કરવાની છૂટ હોઇ શકે છે. પણ કેવા સંયોગોમાં અને કોણ કરી શકે ? તે જ વિચારવાનું છે. એમ સમજાવતા

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] આત્માર્થી જંબૂ ! જો સાધક હમેશાં વસ્ત્રરહિત ( દિગંબર ) રહેતો હોય છતાં એને એ વિચાર આવે કે હું ઘાસના સ્પર્શનું દુઃખ વેઠી શકું છું, તાપનું દુઃખ ખમી શકું છું, ડાંસ, મચ્છરની પીડા સહી શકું છું, અને બીજા પણ અનુકૂળ કે પ્રતિકૂળ પરિષહો સહન કરી શકું છું. પણ વસ્ત્રરહિત રહેતાં મને શરમ લાગે છે, તો તે સાધક અવશ્ય કટિવસ્ત્ર ( ચોલપટ્ટો ) રાખી શકે છે.

નોંધઃ—જોકે આ વાત જિનકલ્પિત મુનિને ઉદ્દેશીને કહી છે, છતાં આમ કહેવાનું રહસ્ય એ છે કે માત્ર વસ્ત્રપરિધાન કે વસ્ત્રત્યાગમાં જ

કંઇ ઉદ્ધાર નથી. ઉદ્ધાર તો હૃદયની શુદ્ધિપૂર્વક વિકાસના ધ્યેયે થતી ક્રિયાઓમાં છે. કોઇ પણ ક્રિયાઓમાં આગ્રહ ન હોવો ઘટે, તેમ દંભ પણ ન હોવો ઘટે; કારણ કે તેમ કરવાથી અનેકાંતવાદનો લોપ થાય છે. અનેકાંતવાદ એટલે સાપેક્ષવાદ—વસ્તુ એક હોવા છતાં એના ધર્મો પલટાય છે એટલે દૃષ્ટિબિંદુઓનાં પરિવર્તનો સ્વાભાવિક છે, એવું દૃષ્ટિબિંદુઓનું સ્વરૂપરહસ્ય જાણી એમનો સ્વીકાર કરવો તે.

સત્ય ધ્યેય કે સાધ્ય જે કહો તે-ઉપાસ્ય તો સૌનું એક જ છે; પણ જીવોની ભૂમિકા ભિન્નભિન્ન હોઇ બાહ્ય સાધનો કે ક્રિયાઓના અનેક ભેદો હોઈ શકે છે અને એ ક્ષમ્ય છે.

એક ક્રિયા અમુક સાધક માટે આચરણીય હોય, બીજા માટે ન હોય; એક અધિક શક્તિમત્તાથી અધિક કરી શકતો હોય, બીજો અલ્પ કરી શકતો હોય કે ન કરી શકતો હોય; છતાં એ બન્ને સાધકો પરસ્પર પ્રેમપૂર્ણ જીવી શકે એવું અનેકાંતવાદ શીખવે છે.

અનેકાંતવાદી પોતે એકાંત સત્યાર્થી હશે, એના જીવનમાં દૃઢ સ્થિરતાયે હશે, પણ સત્યની સાધનપ્રણાલિકાઓ અનંત છે એનો એ જરૂર સ્વીકાર કરશે; એટલે એની દૃષ્ટિમાં એકાંત નહિ હોય.

અનેકાંતવાદી પતિત પર પણ દ્વેષ નહિ કરે, એની દૃષ્ટિએ તો એ પણ એક ભૂમિકા છે એમ એ માનશે, અને પતિત સારુ તો ઊલટો નિકટવર્તી બની પ્રેમ અને વાત્સલ્ય ઢાળવી એને માર્ગે લાવવાનો પ્રયત્ન કરશે; અથવા એ સમય નહિ પાક્યો હોય તો તે મૌન સેવશે, પણ એના પ્રત્યેય એ ઘૃણા, તિરસ્કાર કે નીચતાની દૃષ્ટિથી નહિ જુએ.

અનેકાંતવાદી પરમત, પરવિચાર અને પરકાર્યસહિષ્ણુ હશે. એનામાં ધર્મઝનૂન કદાગ્રહ કે વૈરવૃત્તિને જગાડનારાં કે વધારનારાં તત્ત્વો નહિ હોય. આથી એ જગતના સમસ્ત જીવોનો સાચો મિત્ર, બંધુ અને હિતૈષી હશે.

આવો અનેકાંતવાદ જીવનમાં વણાય એટલે વિશ્વકય સહેજે જાગે અને વ્યવહારુ બને.

[૨] અથવા જો તે સાધક ઉચ્ચ કોટિ ( દેહલજ્જાથી પર થયેલી સ્થિતિ )એ પહોંચ્યો હોય કે પોતાને માટે ( વસતિથી પર

રહેતો હોઈ) વસ્ત્રની આવશ્યકતા ન લાગતી હોય, તો તે વસ્ત્રરહિત પણ રહી શકે છે. પરંતુ તેમ રહેતાં તૃણસ્પર્શ, ટાઢ, તાપ, ડાંસ, મચ્છર તથા બીજા પણ અનેક પ્રકારના અનુકૂલ કે પ્રતિકૂળ પરિષહો આવે ત્યારે એ પરિષહોને સમભાવપૂર્વક સહન કરવાની એનામાં શક્તિ હોવી જોઈએ. તે જ તો અલ્પ ચિંતાવાન રહી શકે અને એને આદર્શ તપશ્ચરણની પ્રાપ્તિ થાય. માટે આ શ્રમણ ભગવાને જે કંઈ કહ્યું છે તેનું રહસ્ય સમજીને સર્વ સ્થળે સમતાયોગની સિદ્ધિ કરતા રહેવું.

નોંધઃ—વસ્ત્રત્યાગ કરો કે ધારણ કરો, માત્ર તે ક્રિયા તો સાધન છે, તેનું ક્ષણે ક્ષણે ભાન રહેવું ઘટે. વસ્ત્ર ધારણ કરવાં જ જોઈએ, નહિ તો આદર્શ ન ગણાય, તેમ જ વસ્ત્ર ત્યાગવાં જ જોઈએ તો જ મુક્તિ મળે, આ બન્ને આગ્રહોમાં સત્યનો અપલાપ છે. તેથી જ સૂત્રકાર કહે છે કેઃ—વસ્ત્રત્યાગ કે વસ્ત્રધારણ એ માત્ર બાહ્ય વ્યવહાર છે. વ્યવહાર તો એક સાધનમાત્ર છે. જેમજેમ ભૂમિકા ફરે તેમતેમ તેમાં પલટો થાય એ સ્વાભાવિક છે, થવો પણ જોઈએ, એને એક જ સ્વરૂપે પકડી રાખવામાં ઊલટું ધ્યેય હણાય અને વ્યવહાર કેવળ રૂઢિરૂપ બની જઈ બેવડું નુકસાન કરે.

દા. ત., જે સાધક સમાજની ચાલી આવતી રૂઢિને વશ થઈને કે પ્રશંસા ખાતર કે એવા બીજા કોઈ કારણને વશ થઈને વસ્ત્ર ત્યાગી શકે છે પણ અભિમાન કે કદાગ્રહ ત્યાગી શકતો નથી, એ સાધક આ જાતનો બાહ્ય ત્યાગ કર્યાથી કઈ શાન્તિ મેળવી શકવાનો ? સારાંશ કે બાહ્ય ત્યાગ આંતરિક ઉપાધિ ઘટાડવાની દૃષ્ટિએ ઉપયોગી છે. આંતરિક ઉપાધિ તો સમજ અને શક્તિપૂર્વક કરાયેલા ત્યાગથી જ ઘટી શકે. એટલે જ્યાં સુધી તેવી સ્થિતિ રહેતી હોય ત્યાં સુધી જ ત્યાગ પથ્ય બને છે, અને શક્તિ કે સમજ વિનાનો ત્યાગ પ્રાયઃ દંભ, માયા અને પતનના કારણભૂત બની રહે છે. આ વાત ચિંતનીય છે.

[૩] પ્રિય જંબૂ ! કોઈ પ્રતિજ્ઞાધારી ગુરુકુલમાં રહેલા શ્રમણ સાધકે (૧) હું અન્ય શ્રમણ સાધકોને માટે ખાનપાન, વસ્ત્રાદિ લાવી આપીશ તેમ જ અન્ય શ્રમણ સાધકે લાવેલું પણ હું લઈશ; (૨) બીજાને લાવી આપીશ પણ લઈશ નહિ; (૩) બીજાનું લાવેલું લઈશ,

પરંતુ હું લાવી નહિ આપું; (૪) હું અન્ય માટે લાવીશ પણ નહિ, અને લઈશ પણ નહિ: આ ચાર ભાંગા (વિભાગ) પૈકી કોઈ એક જાતની પ્રતિજ્ઞા કરી હોય અથવા તો કોઇ પણ જાતની વાંચ્છના રાખ્યા સિવાય નિર્દોષ રીતે પ્રાપ્ત થયેલા છતાં મારી આવશ્યકતા કરતાં અધિક પદાર્થ મળ્યા હોય તો એ દ્વારા મારા સ્વધર્મી મુનિ સાધકોની હું સેવા કરીશ; કિંવા એ દૃષ્ટિબિંદુથી જો કોઇ બીજા શ્રમણ સાધકો સેવા કરશે, તો તેને હું સ્વીકારીશ (એ પૈકી કોઈ પણ જાતની પ્રતિજ્ઞા કરી હોય તો તેમાં પ્રાણાંત દૃઢ રહેવું પરંતુ પ્રતિજ્ઞા કદાગ્રહ કે અહંકારના દોષથી દૂષિત હોવી ન જોઈએ).

ગુરુદેવ! પ્રતિજ્ઞાનું ફળ શું? ગુરુદેવે કહ્યું: શ્રમણ ભગવાન મહાવીરદેવે કહ્યું છે કે પ્રતિજ્ઞાથી લઘુતા પ્રાપ્ત થાય છે અને સહજ તપશ્ચર્યા થાય છે. માટે ભગવાનભાષિત સદ્ધર્મનું રહસ્ય સમજી સર્વ સ્થળે સમભાવની વૃદ્ધિ કરતા રહેવું ઘટે.

**નોંધઃ**—ઉપરનાં બે સૂત્રોમાં અનેકાંતવાદ રજૂ કરી, સાધ્ય તરફ દૃષ્ટિ રાખી, પ્રત્યેક ક્રિયા કરવાનું સૂચવી સૂત્રકાર પ્રતિજ્ઞા પર ભાર મૂકતા કહે છે કે પ્રતિજ્ઞા એ સંકલ્પબળ વધારવાનું પ્રબળ સાધન છે. સાધકની સાધનામાં પ્રતિજ્ઞા એ સહચરી જેવું કાર્ય કરે છે. રખે કોઇ પ્રતિજ્ઞાને બંધનરૂપ માનીને અવગણે! જે સાધકો પ્રતિજ્ઞાને પરતંત્રતા માની દૂર રહ્યા છે, તેમાંના અપવાદ બાદ કરીએ તો તે લગભગ સ્વચ્છંદતા અને ઉચ્છૃંખલતાનાં ચક્રોમાં ફસાઇને સ્વતંત્ર નહિ પણ પ્રકૃતિઅધીન બની પતન જ પામ્યા છે. પણ આટલું સાંભળી કોઇ સમજ્યા વિના અમે તે જાતની પ્રતિજ્ઞા લઇ સંતોષ ન માને, પણ એને સમજીને સ્વીકારે; એટલા ખાતર ઉપર પ્રતિજ્ઞાનું સ્વરૂપ સ્પષ્ટ કર્યું છે. જોકે ઉપરની પ્રતિજ્ઞા તો ભિક્ષુ અને શ્રમણ સાધકને અનુલક્ષીને છે, પરંતુ તેમાંથી ભાવ એ નીકળે છે કે પ્રત્યેક સાધકે એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે જે પ્રતિજ્ઞાથી વૃત્તિ પર કાબૂ આવે અને વિકાસ થાય. સૂત્રકારે એમ પણ કહી દીધું છે કે પ્રતિજ્ઞાનું ફળ ઉધાર નથી, રોકડું છે. જે જાતની પ્રતિજ્ઞા કરી હોય એટલા દૃઢતાના સંસ્કારો સ્થાપિત થાય.

[૪] નિરાસક્ત જંબૂ! જ્યારે શ્રમણ સાધકને એવો ખ્યાલ આવે કે હવે મારું શરીર અશક્ત થઈ ગયું છે, અર્થાત્ ધર્મક્રિયા—સાધનાને યોગ્ય રહ્યું નથી, હવે આ શરીરની મને આવશ્યકતા રહી નથી, ત્યારે તેણે અનુક્રમે દ્રવ્યથી આહારાદિ તથા ભાવથી કષાયાદિને ઘટાડવાનો ભરપૂર પ્રયત્ન કરવો, અને ક્રમશઃ શરીરને લગતા બધા વ્યાપારોનો સંયમ કરીને લાકડાના પાટિયાની માફક (પાટિયું જેમ છોલેકાપે તોપણ સમવૃત્તિ રાખે છે તેમ) સમભાવ કેળવી (આયુષ્યને અંતે) ધૈર્યપૂર્વક અને વિલાપરહિત ભાવપૂર્વક પાદપોપગમન અણસણ કરવું અને મૃત્યુને વરવું.

તે સમયે પ્રથમ ગ્રામાદિ સ્થાનોમાં જઈ, પરાળ, ઘાસ કે દર્ભ વગેરે લાવી, એકાંતમાં નિર્જીવ અને પવિત્ર ભૂમિ જોઈ, ત્યાં શય્યા પાથરવી અને પછી શરીર, શરીરનો વ્યાપાર તથા હલનચલનાદિ બધી ક્રિયાઓને તજી દેવી.

**નોંધ:**—અહીં સૂત્રકારે જીવનકાળ પૂરો થાય ત્યારે કઈ જાતનું સમાધિમરણ સાધવું એ વાત કહી છે. આવાં મરણો પ્રાયઃ વિશિષ્ટ ત્યાગી પુરુષોનાં હોઈ શકે કે જેઓ પોતાના આયુષ્યના અંતસમયને પણ યથાર્થ જાણી શકે. આવાં મરણો પૂર્વકાળના શ્રમણ સાધકોમાં સહજ રીતે થતાં હતાં. જેનું જીવન સમાધિમાં ગયું હોય, એનું મરણ સમાધિપૂર્વકનું હોઈ શકે.

આ મરણો ઇચ્છાપૂર્વકનાં હોય છે. એમાં આગ્રહ, પ્રતિષ્ઠાનો મોહ કે વિષાદનાં અનિષ્ટ તત્ત્વો હોતાં નથી. કારણ કે એ તત્ત્વો હોય તો એ મરણ સમાધિમરણ ન ગણાય. આ મરણને જૈન પરિભાષામાં અણસણ કહેવામાં આવે છે. અને શાસ્ત્રકારો એના ત્રણ ભેદો પાડે છેઃ ભક્તપરિજ્ઞા ઇંગિત મરણ અને પાદપોપગમન.

ભક્તપરિજ્ઞામાં માત્ર ચતુર્વિધ આહારનો પરિહાર હોય છે. ઇંગિત મરણમાં ચારે પ્રકારના આહારના ત્યાગ ઉપરાંત ક્ષેત્રસ્થાનની પણ મર્યાદા હોય છે કે આટલાં જ ક્ષેત્ર કે સ્થાન સિવાય બીજું ન કલ્પે ઇત્યાદિ. તેમ જ પાદપોપગમનમાં તો પ્રાણાંતપર્યંત વૃક્ષની માફક સ્થિર, નિશ્ચેષ્ટ અર્થાત્ કે વ્યાપારરહિત રહેવાનું હોય છે.

[૫] સત્યવાદી, પરાક્રમી, સંસારનો પારગામી હોય કે " પછી મારું શું થશે ? " એવા ભયથી સર્વથા રહિત, વસ્તુસ્વરૂપનો યથાર્થ જાણકાર અને બંધનોની જાળમાં નહિ ફસાયેલો એવો મુનિ સાધક જિનપ્રવચનમાં અંતપર્યંત દૃઢ વિશ્વાસુ બની ભયંકર પરિષહો કે ઉપસર્ગોમાં પણ સમતા રાખી શકે છે, અને આ વિનશ્વર દેહમાં મોહમુગ્ધ ન બનતાં આ રીતે જીવનના અંતપર્યંત સત્ય અને દુષ્કર સાધના સાધ્યે જાય છે. આ જાતનું સ્વેચ્છાથી મરણને ભેટવું તે ( આપઘાત નહિ ) પરંતુ પ્રશસ્ત મૃત્યુ ગણાય છે. તેવો ઉચ્ચ શ્રમણ સાધક આત્મરિપુઓનો અંત કરી શકે છે. આ રીતે આ બીજાં સમાધિમરણોની જેમ પાદપોપગમન મરણનું શરણ પણ કેંક નિર્મોહી પુરુષોએ લીધું છે. માટે તે હિતકર્તા, સુખકર્તા, સુયોગ્ય, કર્મક્ષયના હેતુરૂપ અને ભવાંતરમાં પણ ફળપ્રદ નીવડે છે. ( તેમ સ્વીકારવામાં ખાસ અપાય નથી. )

## ઉપસંહાર

પાંચમા ઉદ્દેશકમાં ભક્તપરિજ્ઞા, છઠ્ઠામાં ઇંગિત મરણ અને સાતમામા પાદપોપગમન મરણની વિધિ છે. જીવનથી મરણ સુધીના પ્રત્યેક પ્રસંગે ધ્યેયમા અડગ રહેવું એ એનો સાર છે. જે ક્રિયાથી સમભાવ પ્રાપ્ત થાય અથવા જે ક્રિયા કરતાં સમભાવ રહે, તે જ ક્રિયા ધ્યેયને પહોંચવાનું સાધન ગણી શકાય.

આ રીતે અનેકાંતવાદની જીવનમાં પળે પળે ઉપયોગિતા સિદ્ધ થાય છે. અનેકાંતવાદ સમભાવનો પ્રેરક અને સમાધિનો સાધક છે. સાધ્યમાં સાવધાની રાખનાર પ્રત્યેક સાધક એનું શરણું સ્વીકારી એને પોતાનો બનાવી લે.

એમ કહું છું.

વિમોક્ષ અધ્યયનનો સપ્તમ ઉદ્દેશક સમાપ્ત થયો.

## અષ્ટમ ઉદ્દેશક

### સમાધિવિવેક

અણુસણ એટલે ન ખાવું એવો વ્યાપક અર્થ નથી તેમ અણુસણ એટલે મરી જવું એવો રૂઢ અર્થ પણ નથી. પરંતુ જીવન સમાપ્ત થવાનો સમય આવે તે પહેલાં સ્વયં સાવધાન થઈ હસતા મુખે મૃત્યુને ભેટવાનો દૃઢ સંકલ્પ કરવો અને દેહભાન ભૂલી આત્મભાનમાં લીન રહેવું એનું જ નામ અણુસણ એવો સૂત્રકારનો કથનાશય છે. અને એ જ દષ્ટિએ પ્રતિજ્ઞાપાલન કે ધ્યેયમાં અડોલ રહેવા ખાતર સ્વેચ્છાએ જીવનાંત લાવવો એનો પણ અણુસણમાં સમાવેશ થાય છે. એ વાત આગળ કહેવાઇ ગઇ છે.

હવે સૂત્રકાર આ ઉદ્દેશકમાં એવા સહજ મરણનો અવસર આવે ત્યારે શું કરવું એ સમજાવે છે.

અણુસણનો આરાધક નથી તો મૃત્યુ જલદી આવે તો પીડા પતે એમ માનતો, કે નથી તો જીવનના દીર્ઘકાળની

ઝંખના કરતો. એને મન જીવન અને મૃત્યુ બન્ને દશા સમાન બની જાય છે; કારણ કે દેહ રહેશે ત્યાં સુધી આ દેહસાધનદ્વારા સાધ્યમાં તલ્લીન રહીશ, અને એ છૂટી ગયા પછી બીજું તો મળવાનું જ છે એવો એને નિશ્ચિત વિશ્વાસ હોય છે. આવો જેને વિશ્વાસ હોય એને ચિંતા શી? આવા સાધકને અન્ય જીવનમાં પણ એ સાધનો મળે જ છે. સંસ્કારોની જેવી આંતરિક સામગ્રી હોય છે, તેવું જ બાહ્ય શરીર, શરીરોપયોગી સાધનો અને ક્ષેત્ર તેને માટે તૈયાર થાય છે, અને જીવાત્મા ત્યાં યોજાય છે. એ કર્મનો અબાધિત નિયમ છે. પણ આ નિયમ કેવળ ગોખ્યેથી જ જીવનમાં વણાઈ જતો નથી. અને જ્યાં સુધી તે જીવનમાં ન વણાય, ત્યાં સુધી તે અનુસાર આચરણ થઈ શકે નહિ અને થાય તોયે અપથ્ય નીવડે.

ગુરુદેવ બોલ્યા:—

[૧] પ્રિય જંબૂ! સંયમી, ધીર અને જ્ઞાની મુનિ સાધક અનુક્રમે સાધના કરતાં કરતાં મૃત્યુસમય પ્રાપ્ત થાય ત્યારે પોતાની શક્તિ પ્રમાણે મોહના મળથી રહિત એવાં પવિત્ર ત્રણ મરણો પૈકી (પોતાને માટે જે મરણ યોગ્ય હોય તે) ગમે તે એકને આદરીને અંતિમ સમાધિનું યથાર્થ પાલન કરે.

**નોંધ:**—(મૃત્યુ એટલે એક દેહ છોડવાની અંતિમ પળ અને બીજો દેહ ધારણ કરવાની પૂર્વપળ. આમ હોવા છતાં જીવમાત્રને પછીની સ્થિતિના અજ્ઞાનથી પૂર્વસાધન પર મોહ અને મમતા રહે છે.) જેકે એક ઘરમાં જ્યાં સુધી રહેવાનું થતું હોય ત્યાં સુધી તેના પ્રત્યે મોહ કે મમત્વ હોવા છતાં સમભાવ હોય એવું લાગે અરૂં; પણ જ્યારે એ છોડવું પડે ત્યારે કોઈ એક પ્રકારનો વિચિત્ર અનુભવ થાય છે. તેમ દેહ છોડતી વખતે આ જીવાત્માને પણ તેવું જ કંઈ લાગે એ સ્વાભાવિક છે. પણ આ તો સામાન્ય જગતની વાત

થઇ. સાધકજીવનથી આ ભાવનાનો પલટો થાય છે, અને થવો જોઇએ. દેહભાનથી હું પર છું એનો એ જેટલો અનુભવ કરે, તેટલાં એનાં બાહ્ય પદાર્થો પરથી મોહ અને મમતા ઘટે.

સાધકોને સંબોધીને અહીં સૂત્રકાર મૃત્યુ વખતે સમાધિ જાળવવાની વાત વદે છે. સમાધિ એટલે આત્મલીનતા. સાધકે જીવનભર જાગરૂક રહેવાનો પ્રયત્ન કર્યો હોય તોય, અંતિમ પળ એ એની અંતિમ પરીક્ષા છે. અનુભવથી એમ જણાય છે કે ઘણીવાર એક વિદ્યાર્થી ચાલાક અને હોશિયાર હોવા છતાય પરીક્ષાની પળો એને ગભરાવે છે. એમ જ્ઞાની સાધકના સંબંધમાં પણ ઘણીવાર બને છે. એ જીવનભર સુંદર જીવ્યો હોય, તોય મૃત્યુની પળો એને મુંઝાવે છે. એટલે જ મૃત્યુની પળે પૂર્ણ સાવધ રહેવું એવું મહાપુરુષો પુનઃપુનઃ કહે છે.

અહીં સંયમી, ધીર અને જ્ઞાની એ ત્રણે વિશેષણો સાર્થક છે. સંયમી એટલે સંયમને જીવનમાં વણનાર. પણ સંયમી તો ધીર—સહિષ્ણુ હોવો જોઇએ. અને આ બન્ને ગુણો હોય તોય જ્ઞાનવિવેક ન હોય તો પરિણામ ઊંધું આવે. એટલે કે સંયમ, ધીરજ અને વિવેક એ ત્રણે ગુણો સાધકમાં હોવા ઘટે. સમાધિ કેળવવામાં આ ત્રણે સદ્‌ગુણો જરૂરના છે.

સૂત્રકાર મહાત્મા અહીં 'શક્તિ પ્રમાણે' એવું પદ મૂકી 'પથારી હોય તેવડી સોડ તાણવી,' 'શક્તિ હોય તેટલું કરવાની હામ ભીડવી' એવું સૂચન કરે છે. આ વાત તો વ્યવહારમાં પણ પ્રસિદ્ધ છે. એટલે એ તો સહેજે સમજાય તેવું છે. પણ શક્તિનો અર્થ અહીં એ છે કેઃ—પોતાનાં નિશ્ચયબળ અને વિવેકબુદ્ધિ એ બેનો વિચાર કરી કોઇ પણ ક્રિયાનો પ્રારંભ કરવો, કે જેથી એ કાર્ય સાંગોપાંગ પાર ઊતરે. ઘણીવાર શક્તિ નથી એમ માનીને ઘણા મનુષ્યો વિકાસની ક્રિયા તરફ લક્ષ્ય આપતા નથી, એ યોગ્ય નથી. કારણ કે શક્તિ તો સૌમાં છે જ; માત્ર એને કેળવવી જોઇએ. એ કેળવવા માટે માનવને ઇતર પ્રાણીઓ કરતાં વધુ સુંદર અને અનુકૂળ સાધનો તથા અવસર બન્ને છે. એટલે શક્તિ નથી એમ કહીને એ પોતાની ફરજથી ન જ છૂટી શકે, અને છૂટે તો તે બેવડો ગુનેગાર ગણાય.

સારાંશ કે અહીં શક્તિ પ્રમાણેનો ઉલ્લેખ ક્રિયા ઉતાવળથી ન કરવી ઘટે એટલું સમજાવવા પૂરતો છે, ક્રિયા ન કરવી એ માટે નહિ; શક્તિ નથી

એમ માનવામાં ભૂલ અને દંભ છે. હા; એ બનવા યોગ્ય છે કે તેમાં અલ્પતા કે બહુતા હોય તોયે શક્તિ અલ્પ હોય તો એને વધુ કેળવી અને સમાધિ સાધવી એ સૌનું કર્તવ્ય થઈ પડે છે. અને શક્તિ ક્રમ-પૂર્વક ચાલવાથી આવે જ છે, એ વાત જો નિશ્ચિત છે તો પછી શુદ્ધ માર્ગે પુરુષાર્થ કરવો જ રહ્યો.

[૨] અહો જંબૂ! જેઓ બાહ્ય (શરીરાદિ) તથા આંતરિક (રાગાદિ શત્રુઓ) એ બન્નેનું યથાર્થ સ્વરૂપ સમજશે અને પછી ક્રમશઃ તેની ખૂરી અસરથી છૂટશે, તેવા ધર્મના પારગામી અને જ્ઞાની મુનિ સાધકો અનુક્રમે સાધનામાર્ગમાં આગળ વધી કર્મોથી સર્વથા છૂટી શકશે.

**નોંધઃ—**પણ ક્રિયા હેતુશૂન્ય ન હોવી ઘટે. કોઈ પણ અનુષ્ઠાન લક્ષ્ય-રહિત ન હોવું ઘટે; નહિ તો અર્થનો અનર્થ થાય. એ માટે સૂત્રકાર મહાત્મા અહીં સ્પષ્ટ ભાખી દે છે કે ચેતનને ચોંટેલાં જડ કર્મોથી ચેતનને મુક્તિ મળે એવી ચિત્તની સ્થિતિ બનાવે એ અનુષ્ઠાન જ લક્ષ્યયુક્ત ગણાય. અનુભવ પણ એમ જ કહે છે કે જે ક્રિયાની પાછળ આ હેતુ હોય છે, તે જ ક્રિયા સ્વ અને પર, વ્યક્તિ અને સમાજ, રાષ્ટ્ર કે વિશ્વને ઉપકારક થઇ પડે છે. આવા હેતુથી રહિત જે ક્રિયા થાય છે, તે સ્વ તથા પરને નિરર્થક અને બાધક નીવડે છે. ઘણા શુષ્ક કર્મકાંડીઓ કે ક્રિયાકાંડ આચરનારાઓ પોતાનું આંતરિક જીવન ગમે તેવું કલુષિત હોય તોયે ક્રિયાથી જ માત્ર આત્મસંતોષ પકડી બેસી રહેતા દેખાય છે; એટલું જ નહિ બલ્કે જેઓનું આંતરિક જીવન શુદ્ધ હોવા છતાં અવકાશના અભાવે કે બીજા કોઈ કારણે બાહ્ય ક્રિયાઓ પૂર્ણ રીતે ન કરી શકતા હોય, તેમને પોતા કરતાં હલકા ગણવાની તથા હલકા બનાવવાની તેઓ ધૃષ્ટતા પણ કરે છે. આ દશા અતિ ખેદજનક છે. ક્રિયાઓ એટલા માટે જરૂરી છે કે તે ક્રોધાદિ રિપુઓ ઘટાડી તથા પ્રેમ, પવિત્રતા, નમ્રતા વગેરે ગુણો પ્રાપ્ત કરાવી વિશ્વ બંધુત્વનો વિકાસ સાધવામાં ઉપયોગી નીવડે છે. એટલે જે ક્રિયાથી તે રિપુઓ ન ઘટે અને ઊલટા વધે તે ક્રિયા શુદ્ધ ન જ ગણાય. પ્રત્યેક સાધકે આ ધ્યેય જાળવીને ક્રિયા કરવી ઘટે, એવો અહીં ધ્વનિ છે.

[૩] ગુરુદેવ! ત્યાગ કે તપશ્ચર્યાનો પ્રધાન હેતુ શો? ગુરુદેવે કહ્યું: મોક્ષાર્થી શિષ્ય! પ્રત્યેક સાધક કષાયોને મંદ કરવા માટે આહારને ઘટાડે છે. અને એ જ દૃષ્ટિએ તપશ્ચર્યા હોવી ઘટે. આથી જ વહાલા જંબૂ! જો આહારના ત્યાગથી પ્રકૃતિનો કાબૂ ચાલ્યો જતો હોય તો સમાધિશાન્તિ જાળવવા માટે સાધક જરૂર આહાર લઈ શકે છે. અને એ ખોટું યે નથી. માત્ર એ છૂટ લીધા પછી પોતાનું લક્ષ્ય ચુકાઈ ન જવું જોઈએ, એટલું ધ્યાન રહેવું જોઈએ. આ રીતે સાધક અનુક્રમે સંયમ, ત્યાગ અને તપની ત્રિપુટીને કેળવી કષાયોને શમાવી આગળ ધપે અને શિથિલ ન બનતાં મૃત્યુકાળે મૃત્યુને સુખથી ભેટે.

**નોંધઃ**—જૈન દર્શનમાં સ્થળે સ્થળે અનેકાંતવાદનાં દર્શન થાય છે. એની આવાંઆવાં સૂત્રો પ્રતીતિ આપે છે. અહીં જે તપશ્ચર્યા કહી છે, તે સંથારો એટલે કે અંતિમ મરણને અનુલક્ષીને કહેવાયેલી છે. પણ તે તપશ્ચર્યા શા હેતુએ કરવી એનો આ સૂત્રમાં વધુ સ્ફોટ છે. એટલું જ નહિ પણ સૂત્રકારે અહીં એક બીજી ઉત્તમ વાત કરી નાખી છે. અને તે એ છે કે ક્રિયા પોતાને પ્રિય લાગતી હોય, પોતે એમાં જોડાઈ ગયો હોય, તોયે પરિણામે કે ક્રિયામાં જોડાયા પછી પોતાનું ધ્યેય તેમાંથી સરતું ન દેખાતું હોય તો તે ક્રિયાને જડની માફક વળગી ન રહેતાં એ વખતે તો તેણે તેનો ત્યાગ જ કરી દેવો. એટલે કે ધ્યેય જાળવીને ક્રિયાનું પરિવર્તન કરવું.

આ એક માનસશાસ્ત્રથી સિદ્ધ બીના છે કે એક ક્રિયા કે એક વસ્તુ આપણને એક કાળે અતિપ્રિય હોય, આપણે એને આચરતા પણ હોઈએ, છતાં અમુક પળે એવી પણ આવે કે એ ક્રિયા પોતાને ન રુચે. વળી ઘણી વાર એવું પણ બને કે એ ક્રિયા કરવાની પોતામાં પૂર્ણ શક્તિ હોય, ક્રિયા શુદ્ધ છે એની પ્રતીતિયે હોય, તોયે તેના ઉપર કંટાળો ઉપજે અને એ મૂકી દેવાનું મન થાય. આ સ્થિતિનો અનુભવ આપણને આપણા પોતાના જીવનમાંથીયે ક્યાં નથી થતો? આમ બનવામાં આપણા પૂર્વઅભ્યાસો, માનસિક નિર્બળતાઓ અને ઊંડાણમાં રહેલી અશ્રદ્ધા કારણભૂત હોય છે. એથી એને વશ થવું વીર સાધકને ન શોભે, એ વાત પણ ખરી છે. તોયે એ પરથી આટલું તો સમજવું જ પડે છે કે વહાલામાં વહાલી ક્રિયા પર પણ અસંતોષ જન્મે. અને એમ થવું એ કોઈ અકસ્માત નથી. તેમ બનવાયોગ્ય છે ને

બને છે. આટલું સમજનાર સાધક પ્રત્યેક ક્રિયામાં વિવેક ન જાળવી રાખે એ કહેવાની જરૂર નથી.

આ પરથી ક્રિયા મૂકી દેવી એટલે આળસુ બની જવું, કે ખોટે માર્ગે જવું, એવો ઊલટો અર્થ કોઈ ન લઈ લે. ખરી વાત તો એ છે કે જે સાધક આટલો વિવેકી હશે તે કોઇ પણ સ્થિતિમાં પતન તો નહિ જ પામે, એટલી ખાતરી રાખવી જ રહી. વિવેકી સાધક એક ક્રિયા મૂકી દે, તોય એ બીજી ક્રિયા પકડ્યા વિના રહી શકશે જ નહિ. કારણ કે વિકાસનું એનું ધ્યેય તો બરાબર જ હશે. તે નિવૃત્ત હશે તોય નિવૃત્તિમાં પોતાના સંકલ્પબળને વધુ ને વધુ કેળવશે, ક્રિયાના ધ્યેયને ફરીને તે ચોક્કસ તપાસશે, અને આવું બળ પ્રાપ્ત કરી તાજો થઇ પાછો એ અધૂરી અથવા પોતાનું ધ્યેય સિદ્ધ કરતી બીજી કોઈ ક્રિયાને હાથમાં લઈ આગળ ધપશે જ. પરંતુ ઊલટું જેઓ આવે વખતે આટલો વિવેક જાળવતા નથી, તેઓ કેવળ શુષ્ક ક્રિયાકાંડી બની સાધનામાર્ગમાં રહેવા છતાં સાચું ધ્યેય નથી પામી શકતા. એનું આંતરિક અને બાહ્ય જીવન બન્ને નિરાળાં બની જાય છે. એટલું જ નહિ પણ કંટાળાના અતિભારે મહાપતનની ગર્તામાંયે એવા સાધકો કેટલીકવાર ધકેલાઈ જાય છે એનાં અનેક દૃષ્ટાંતો છે. એટલે આ સૂત્રનો સારાંશ એ છે કે જે સાધક ધ્યેય તરફ અભિમુખ થયો હોય, તેણે આવા સમયે ક્રિયામાં નવીનતા અને સંગીનતા લાવવા પૂરતો આરામ લેવો યોગ્ય છે એ આરામ એટલા માટે કે ફરી તાજગી આવે. રસ અને પ્રેમપૂર્વક જે ક્રિયા થાય છે, તે જ સંગીન અને પરિપક્વ ફળ આપી શકે છે. એ ભૂલવાજેવું નથી. જેમ રાત્રિ એ નિષ્ક્રિયતા માટે નથી, પણ દિવસના શ્રમને નિવારી વળતા દિવસે વધુ કામ કરવા માટેના આરામ સારુ છે, અને એ નૈસર્ગિક તથા આવશ્યક પણ છે, તેમ એવા વિવેકી સાધકની નિવૃત્તિ એ પણ શ્રેયસાધક અને ઉપયોગી છે. આટલું સૌ કોઈ મનન કરે. ઊંડા મનન પછી આ સૂત્રનું રહસ્ય સ્પષ્ટ સમજાશે.

[૪] ( વહાલા જંબૂ! અણસણ કરે, મરણને ભેટે, એ પદો પરથી જીવિતને જાણે કરીને નષ્ટ કરી નાખવાનો કોઈ અવળો અર્થ ન લઈ લે તે ખાતર કહ્યું છે કેઃ– ) જીવન અને મરણ એ બન્ને સ્થિતિ પૈકી

શાણો સાધક કોઈ પણ વાસના આગળ ન રાખે. સારાંશ કે જીવિત કે મરણ એ બન્ને પૈકી કોઈ પણ દશા પર આસક્ત ન જ થાય, પરંતુ મધ્યસ્થ–સમભાવી બની કેવળ કર્મક્ષયના હેતુ માટે જ જીવનના અંતપર્યંત સમાધિભાવ–સહજ શાન્તિને જાળવી રાખે.( અને તે શાંતિ ચાલી ન જાય તે સારુ ) પ્રથમ ( આંતરિક તથા બાહ્ય ) ઉપાધિને છોડીને અંતઃકરણની શુદ્ધિ કરે.

**નોંધઃ**—સમાધિનું લક્ષ્ય હોય એ સાધક મરણ અને જીવન બન્ને માત્ર કર્મજન્ય સહજ અવસ્થા છે એમ સમજે. જેને આવું સમજાય એને જીવનનો મોહ કે મરણનો ભય એ બેમાંથી કશુંયે ન હોય એ સ્વાભાવિક છે. એવો સાધક જીવે ત્યાં સુધી મધ્યસ્થ ભાવથી જીવી શકે, અને મરણ આવે તો તેને પ્રસન્ન હૈયે ભેટી પણ શકે. એ વખતની તપશ્ચર્યા પણ એ જ હેતુએ ઉપયોગી છે. તે હેતુ ન સરતાં ઊલટું દેહભાન વધુ પીડે તો થોડો વખત તપશ્ચર્યા સ્થગિત કરવી એ વાત પણ આગળના સૂત્રમાં સૂત્રકારે આપી દીધી છે. હવે એ વખતે કોઇ રોગાદિ ઉપદ્રવ આવી પડે તો શું કરવું, તે જણાવે છે.

[૫] અણસણ સમયે કદાચિત્ આકસ્મિક રીતે કોઈ રોગ ઉત્પન્ન થઈ જાય અને ચિત્તસમાધિ યથાર્થ રીતે ન રહેતી હોય તો તે સ્થિતિમાં સાધક ( અણસણમાં પણ ) તે રોગ નિવારવાના શુદ્ધ ઉપાયો કરી શકે, પરંતુ એ ઉપાયો કર્યા પછી જ્યારે સમાધિ પ્રાપ્ત થાય ત્યારે તુરત જ એમણે પૂર્વપ્રયોગ ચાલુ રાખવો ઘટે.

**નોંધઃ**—અણસણમાં ઔષધાદિ ચોપડવાનો પણ ત્યાગ હોય છે, છતાં તેવા પ્રસંગમાંય જો ચિત્તસમાધ ન રહેતી હોય તો તે જાળવવા માટે યોગ્ય અને નિર્દોષ ઔષધની સૂત્રકાર પોતે છૂટ આપે છે. આ પરથી અણસણનો હેતુ શો હોવો ઘટે ? અને પ્રત્યેક ક્રિયામાં અનેકાંતવાદને કેટલું ઉમદા સ્થાન હોવું ઘટે ? એ વધુ સ્પષ્ટ સમજી શકાશે. ક્રિયાનું મહત્ત્વ આ રીતે સમજાય તો વ્યવહાર અને નિશ્ચય બન્નેનો સુમેળ સધાઈ રહે. જે ક્રિયા પાછળ ધ્યેયને ચૂકીને પણ વળગી રહેવાય છે તે ક્રિયા નથી પણ

ક્રિયાને નામે ચાલતી કેવળ રૂઢિ છે. ગત ક્રિયા સુંદર હોય તોયે સાધકને તેનો કશો લાભ મળી શકે નહિ. સારાંશ કે પ્રત્યેક સમયે ધ્યેય તરફ લક્ષ્ય રાખવું; ધ્યેયને બાધિત હોય તે ક્રિયાને ન પકડવી: અને ધ્યેયને બાધક થાય તેવી ક્રિયા પકડી હોય તોયે એને છોડી દેવી અથવા વિવેકબુદ્ધિથી આચરવી.

[ ૬ ] (આયુષ્યને અંતે સમાધિમરણ કયાં હોવું જોઈએ તેના ઉત્તરમાં ગુરુદેવ બોલ્યાઃ—) પ્રિય જંબૂ! મરણ અમુક સ્થળે થાય તો જ સમાધિ મરણ થાય કે કહેવાય એવું એને કશુંય ક્ષેત્ર-બંધન નથી. ગામમાં હો કે અરણ્યમાં હો, માત્ર એ સ્થાન નાનામોટા જીવજંતુઓથી વ્યાપ્ત ન હોય અને શુદ્ધ હોય એટલું જાળવવું જોઈએ. એવું સ્થળ જોઇ પ્રથમ ત્યાં સૂકા ઘાસ કે દર્ભાદિની શય્યા પાથરવી—

[૭] અને પછી તે શય્યા પર આહારત્યાગ (અણસણ) કરી શયન કરવું. આવા અણસણને આચરતો વિશિષ્ટ સાધક, જે કંઈ પરિષહ કે ઉપસર્ગ (સંકટો) ઉત્પન્ન થાય તે બધાંને સમભાવપૂર્વક સહે અને કોઈ મનુષ્યો અનેક પ્રકારનાં કષ્ટ આપે તોય મનથી પણ કલુષિત ન થાય.

**નોંધ:**—આ બન્ને સૂત્રોમાં સૂત્રકારે બે વાતો કહી છે. એક વાત તો એ કહી છે કે અણસણ કરવા માટે અમુક જ ક્ષેત્ર જોઇએ. બીજું હોય તો ન ચાલે એવો આગ્રહને સ્થાન નથી, કારણ કે સ્થાન એ તો માત્ર નિમિત્ત છે. ઉપાદાનની પૂર્ણ તૈયારી હોય તો નિમિત્તની પ્રતિકૂળતા તદ્દન ગૌણ બને છે. પણ માત્ર એટલો વિવેક રાખવો જોઇએ કે તે સ્થાન પવિત્ર હોવું ઘટે. સ્થાનના શુદ્ધ આંદોલનો સમાધિમાં સહકારી નીવડે છે. અને બીજી વાત અંતિમ સમયે આવી પડતી આફતોના સંબંધમાં કહી છે. પ્રથમ ક્ષુધા, રોગ વગેરે સ્વજન્ય સંકટોની વાત હતી. અહીં પરજન્ય સંકટોની વાત છે. જોકે આફત એ આફત જ છે. પણ તોયે પોતે જે આફતને નાણે છે તે સહન કરવી સહેલી છે. પરંતુ અન્ય તરફથી અને તે પણ કોઈ જાતના વાંક-ગુના વગર જે આફત આવે છે. એ અપરિચિત હોવાથી સહવી કઠિન થઈ પડે છે. જો કે સ્વજન્ય કે પરજન્ય કોઇ પણ જાતની આફતો આવે છે એ આકસ્મિક નથી,

પણ એ દેખાતાં કે નહિ દેખાતાં એવાં પોતાનાં જ કરેલાં કર્મોનું પરિણામ છે, અને તે પોતાને જ ભોગવવાં રહ્યાં, એવી જેની શુદ્ધ સમજ છે. તેને માટે સહનશક્તિનો પ્રશ્ન ગૌણ છે.) કારણ કે વિવેકી સાધક એ બધું પ્રેમપૂર્વક સહી શકે છે. સહવું એટલે કેવળ ભોગવી લેવું એટલું જ નહિ, બલ્કે એ સંકટોનાં નિમિત્તો પર લેશ માત્ર પણ મનમાં કલુષિત ભાવ કે પ્રતિકારક ભાવ ન આવવા દેવો. એ જ આદર્શ સહિષ્ણુતા છે.

જોકે આવા ઉચ્ચ સાધકો પાસે એવી સિદ્ધિ, શક્તિઓ અને એટલું સામર્થ્ય હોય છે કે તેઓ ધારે તો બેઠાંબેઠાં પણ અનેક બળો સામે પ્રતિકાર કરી શકે છે. તોયે તેઓ એનો પ્રયોગ કરવાનું ઇચ્છતા નથી, એટલું જ નહિ પણ બીજાનું અનિષ્ટ સુદ્ધાં ચિંતવતા નથી. આ દશા જ એમની સાચી સહિષ્ણુતાની કે સમભાવની પ્રતીતિરૂપ છે.

[૮] મોક્ષાભિમુખ જંબૂ! વળી કીડીઓ, કીડાઓ, મચ્છર, ગીધ વગેરે પક્ષીઓ, માંસભક્ષી કે લોહી પીનારાં ઇતર હિંસક પ્રાણીઓ, સર્પ કે સિંહ વગેરે જીવો (જંગલમાં અણસણ કરી મૃત્યુ-કાળપર્યંત સમાધિસ્થ રહેલા સાધકને) કંઈ પણ ઉપદ્રવ કરે તો તે પ્રસંગે મુનિ કશો પણ હાથથી કે રજોહરણાદિ સાધનોથી તેનો પ્રતિકાર કરે નહિ.

**નોંધઃ**—મચ્છરના એક નાના સરખા ચટકાને સહન કરવામાં પણ કેટલી સહિષ્ણુતા કે બળની આવશ્યકતા પડે છે, એનો ખ્યાલ અનુભવથી આવી શકે તેમ છે. પણ એ બળ જેમ વાતો કરવાથી કે માત્ર શરીરશક્તિ કેળવવાથી આવી જતું નથી, તેમ સહવાથીયે આવી જતું નથી. એ માટે તો જબ્બર નિશ્ચયબળ જોઇએ. " જગતની કોઇ પણ ક્રિયા અસહજ થતી નથી. સર્પ કે સિંહનું અમુકને કરડવું, અમુકનું અમુકને જ ઉદ્દેશીને રંજાડવું વગેરે થાય છે તે એનામાં પરસ્પર રહેલાં વૈર અને ભયના સંસ્કારોને લીધે જ થાય છે. આવો જેને દૃઢ નિશ્ચય છે, " તે જ સાધકમાં આટલું બળ આવી શકે છે. એ જાતના બળ વિના સહન કરવું સહેલું છે, પણ સમભાવ જાળવવો દુર્લભ નહિ તો અશક્ય છે. એથી જ સૂત્રકાર મહાત્મા કહે છે કે જે સમાધિ ઇચ્છતો હોય તેણે આ બાહ્ય પ્રતિકારથી મનને પર રાખવું.

[૯] પ્રિય જંબૂ! સાંભળઃ દેહ પર આવી પડેલાં સંકટો કેવી રીતે સહન થઈ શકે એનું હું સ્પષ્ટીકરણ કરું છું. ( ઘણીવાર તો એવું જ બને છે કે એ સાધકનાં ચિત્ત, પ્રાણ અને મન એવા કોઈ ઉન્નત ભૂમિકાના પ્રદેશમાં હોવાથી એ સાધકને પોતાના દેહ કે પ્રાણ પર શું થઈ રહ્યું છે એનો ખ્યાલ પણ હોતો નથી. અને ખ્યાલ આવે તોય એની આંતરિક શક્તિ ખૂબ વિકસિત હોવાથી એ પ્રસંગે ) એ વિશિષ્ટ સાધક એમ ચિંતવે છે કે આ બિચારાં પશુઓ મારું શરીર ખાય છે. પણ મારા આત્માને ખાવાની તેમનામાં તાકાત નથી. મારા આત્માને જો કોઈ ખાઈ શકતું હોય તો તે મારા પોતામાં રહેલા શત્રુઓ જ માત્ર, કે જે બીજા પ્રત્યે ખોટો પ્રતિકાર કરવા સારુ મને ઉશ્કેરી રહ્યા છે. આથી મારા સાચા શત્રુઓ—ક્રોધ, માન, માયા અને લોભાદિ શત્રુઓનો જ મારે પ્રતિકાર કરવો ઘટે. એમ ચિંતવી તે અધ્યાત્મ-ધ્યાનમાં લીન થાય છે. પ્રિય જંબૂ! આવું સર્વ સાધકો ચિંતવીને સ્થિર થાય, પણ તેવી બાહ્ય અસરથી પોતાનું નિયત કરેલું સ્થળ છોડી બીજે સ્થળે ન જાય. ( કારણ કે તેમ કરવાથી સમાધિભંગ થાય છે. ) સારાંશ કે પાપના હેતુઓને છોડી દઈ આનંદમાં રહી બધું સહન કરવું અને સમભાવ ધારી રાખવો એમાં સાધકનું હિત છે.

નોંધઃ—આ સૂત્રમાં મન એથી પર કેમ રહે, એના ઉપાયો કે જેમનો ઉપયોગ અનુભવી જનોએ કર્યો છે એ બતાવ્યા છે. ખરી વાત તો એ છે કે (ઘણા સાધકો કાર્ય સામે જોવા ચોભતા જ નથી, અને કાર્ય પર નજર જાય તોય તેઓ કાર્યને નથી તોડતા—કારણને જ તોડે છે. કારણ કે જેમ કાર્યનું મૂળ કારણ છે, એમ બહારના દુઃખનું મૂળ પણ પોતામાં રહેલું કારણ છે, એ વાત તેઓ બરાબર જાણે છે.)

[૧૦] વહાલા જંબૂ! ગીતાર્થી મુનિ સાધક આ રીતે શાસ્ત્રોદ્વારા સંયમ અને ધ્યાનના રહસ્યને જાણીને મૃત્યુકાળ આવ્યે ઇંગિત મરણ નામનું અણસણ આચરે છે. એ અણસણ ભક્તપરિજ્ઞાની અપેક્ષાએ તો ઘણી રીતે કઠિન છે.

[૧૧] કારણ કે ઇંગિત મરણના અણુસણ સંબંધમાં જ્ઞાતપુત્ર ભગવાન વીરે ફરમાવ્યું છે કે આ જાતના અણુસણ કરવાવાળો સાધક પોતે પોતાની મેળે જ ઊઠવું, પાસું ફેરવવું અને કુદરતી હાજત નિવારવી ઈત્યાદિ ક્રિયાઓ કરી શકે છે. બીજા દ્વારા એ પોતાનું કાર્ય કરાવી શકતો નથી, એવું વિધાન છે.

**નોંધઃ**—સાતમા ઉદ્દેશકમાં જે ત્રણ પ્રકારનાં અણસણોની વાત આગળ કહેવાઈ ગઈ છે, તેમાંનું આ બીજું અણસણ છે. એની વિશેષ સમજ ત્યાંથી જોઈ લેવી.

[૧૨] પ્રિય જંબૂ! આવા અણુસણનો ધારણ કરનાર સાધક વનસ્પતિ કે ક્ષુદ્ર જીવજંતુવાળી જગ્યામાં સૂએ નહિ; માત્ર નિર્જીવ અને નિર્દોષ સ્થાન પસંદ કરી ત્યાં શયન કરે, તેમજ આહારનો ત્યાગ કરીને જે કંઈ માનવ, દેવ કે પશુ કે પ્રાણીજન્ય સંકટો પડે તે સમભાવપૂર્વક સહન કરે.

[૧૩] અપ્રમત્ત જંબૂ! અણુસણ આદરી શય્યા પર સૂતાં સૂતાં કદાચ એ સાધકની હાથ, પગ વગેરે ઇંદ્રિયો બહુ અકડાય ત્યારે ઇંદ્રિયોને હેરવીફેરવીને પણ સમાધિ પ્રાપ્ત કરે; કારણ કે તેમ ( ક્રિયાઓ ) કરવા છતાં જો સમાધિસ્થ રહેવાય તોયે એ ક્રિયા થવા છતાં પવિત્ર અને અચલ જ ગણાય છે.

**નોંધઃ**—જે ક્રિયાથી ચલિત નથી પણ ચિત્તથી ચલિત છે તે અચલ નથી, પણ જે ક્રિયાથી ચલિત હોવા છતાં ચિત્તથી નિશ્ચલ છે તે અચલ છે, એમ કહી સૂત્રકાર એ સૂચવે છે કે આ (બધા નિયમો સ્થિરતા અને સમાધિ મેળવવા અર્થે છે. તે પાછળ જતાં જો સમાધિનો ભંગ થતો હોય તો તે ક્રિયાને પકડી રાખી સમાધિનો ભંગ કરવો તે કરતાં સમાધ જાળવવા ક્રિયા બદલવી એ યોગ્ય છે.)

પરંતુ આ ઇંગિત મરણમાં આવી ક્રિયાની છેક જ પ્રતિજ્ઞા નથી હોતી એ વાત ભૂલવી ન જોઇએ. લીધેલી પ્રતિજ્ઞામાં જે પ્રકારની છૂટ છે એનો લાભ લેવાનું આમાં સૂચવ્યું છે, પ્રતિજ્ઞાનો ભંગ કરવાનું નહિ.

પ્રતિજ્ઞાભંગ તો પ્રાણભંગથી વધુ કનિષ્ઠ છે, અને એ વાત આગળ કહેવાઈ ગઈ છે. અહીં આ છૂટનો નિર્દેશ કરવાનું એ કારણ છે કે પ્રતિજ્ઞામાં મળતી છૂટનો દુરુપયોગ ન થવો ઘટે. એટલું જ કહ્યું કે જો અંગ અકડાઈ જાય તો છૂટનો લાભ લેવો.

આમાંથી ફલિત એ થયું કે પ્રતિજ્ઞામાં રાખેલી છૂટ શા માટે છે, તે સમજી એનો દુરુપયોગ ન કરવો, તેમ જડ કદાગ્રહ પણ ન રાખવો.

[૧૪] અહો જંબૂ! આ ઇંગિત અણુસણ માટે નિયત (નક્કી) કરેલી ભૂમિમાં તે અણસણુ કરનાર શ્રમણુ સાધક ચિત્તની સમાધિ માટે જવું, આવવું, બેસવું, પગ ફેલાવવા, સંકોચવા વગેરે ક્રિયાઓ કરી શકે છે. પણ જો તે સમર્થ સાધક હોય તો તેણે ખાસ જાણી જોઇને છૂટ ન લેવી; કેવળ અચેતન (નિર્જીવ) પદાર્થની માફક એક આસને અડગ જ થઇને રહેવું.

**નોંધઃ**—ઉપરની વાતનો અહીં વધુ સ્ફોટ છે.

(૧૫) જો સાધક તદ્દન સ્થિર ન રહી શકે અને બેસી બેસીને થાકી જાય, તો તેણે (ચિત્તસમાધિ અર્થે) હરવુંફરવું અથવા હરતાંફરતાં થાક લાગે ત્યારે અપ્રયત્નપૂર્વક બેસવું, અને બેસવાથી થાકી જાય તો શયન કરવું (તેના માટે યોગ્ય છે.]

[૧૬ अ]–વળી હે જંબૂ! આવા પવિત્ર અણસણના માર્ગમાં ઉપયુક્ત થયેલા શ્રમણુ સાધકે (ખાસ કરીને એક લક્ષ રાખવાનું તે એ કેઃ–) પોતાની કોઈ પણ ઇંદ્રિયો વિષયો તરફ ન ધકેલાઈ જાય તે માટે પૂરતો સંયમ રાખવો.

**નોંધઃ**—મનોભાવના પણ વિષય તરફ ન ઢળે એટલા અસાધારણ સંયમની દષ્ટિએ અહીં આ વાત સૂત્રકારને કહેવી પડી છે. અંતિમ સમાધિમાં વિષય તરફ ઢળતી વૃત્તિ મહાન અંતરાયભૂત છે એવું એ સમજાવવા માગે છે. સતત જાગરૂકતા વિના એમ રહેવું અશક્ય છે. સાધક જ્યારે કોઈ પણ ક્રિયામાં પ્રવૃત્ત હોય ત્યારે તેને પૂર્વઅધ્યાસો જરાયે પીડતા નથી; અને એ પરથી એને એમ પણ લાગે છે કે હું હવે નિર્વિકારી થઈ ગયો છું, કે થતો

જાઉં છું. એકાંત નિવૃત્તિ તો ખરેખર પૂર્વઅભ્યાસોને આગળ આવવાની એક ઉત્તમ તક છે. આવે સમયે જીવનભરમાં નહિ અનુભવેલી એવી વાસનાઓના આંદોલનો જબ્બર આઘાત ઉપજાવે છે. એની સામે પ્રત્યાઘાત પણ તેટલો જ પ્રબળ હોવો જોઇએ. તો જ સાધક વિજયી નીવડી શકે.

અહીંનો વિજય એ જ સાચો અને અંતિમ વિજય છે, અને અહીંની હાર એ જ અંતિમ હાર છે. જેવી સ્થિતિ જીવનકાળને સરવાળે—મૃત્યુસમયે બને છે, તેવી સ્થિતિ આ પ્રસંગે પણ થાય છે. જીવાત્મા સ્થાનાંતર જઇ પુનર્ભવ પામે છે. આથી જ આવી પળોમાં સાવધ રહેવાનું પુનઃ પુનઃ મહાપુરુષો કહે છે.

[૧૬ ब]--મોક્ષાર્થી જંબૂ! આ અણસણમાં એ સાધકને બહુ અશક્ત થઇ જવાને લીધે જો પીઠ પાછળ ટેકો રાખવાની ઇચ્છા થાય તો લાકડાનું પાટિયું રાખી શકાય. પરંતુ એ પાટિયું પોલું ન હોવું જોઇએ. કારણ કે. એ પોલાણમાં નાનામોટા જીવજંતુ હોવાનો સંભવ રહે છે. એથી જો પોલું હોય તો એ બદલીને બીજું પણ લઇ શકાય.

[૧૭] આવે સમયે જે ક્રિયાથી આત્મા દૂષિત થાય તેવી કોઈ પણ ક્રિયાનું સાધક કદી અવલંબન ન લે. સર્વ સદોષ યોગોથી આત્માને દૂર કરીને (માત્ર ઉપસ્થિત થતા) સર્વ પરિષહો તથા ઉપસર્ગોને સમભાવપૂર્વક સહન કરે.

**નોંધ:**—દેહભાન ભૂલી કેવળ આત્મભાનમાં રહેવાનું ધ્યેય સૂત્રકાર પુનઃ પુનઃ વ્યક્ત કરે છે.

[૧૮] (ઇંગિત અણસણની વિધિ સમાપ્ત કરી હવે ગુરુદેવ પાદપોપગમન અણસણની વિધિ કથે છે.) પ્રિય જંબૂ! (પાદપોપગમન) અણસણને જે શ્રમણ સાધક સ્વીકારે છે એનું શરીર અકડાય કે પ્રાણીઓથી પીડાય તોપણ એને પોતાના સ્થાનથી લેશ માત્ર ડગવાનું હોતું નથી. સારાંશ કે આ રીતે પાદપોપગમન અણસણનો વિધિ અતિદૃઢ અને કડક હોય છે.

[૧૯] મોક્ષાર્થી શિષ્ય! એથી જ આ અણસણ ત્રણે જાતનાં

અણુસણોમાં સર્વોત્તમ છે, કારણ કે પ્રથમ બતાવેલાં ભક્તપરિજ્ઞા ને ઇંગિતમરણ એ બન્ને કરતાં આ અણુસણુ વધુ કઠણ છે. ( તેની વિધિ આ પ્રમાણે છેઃ– ) પ્રથમ તો નિર્જીવ અને નિર્દોષ સ્થાન તપાસી ત્યાં બેસીને એ અણુસણુ આદરવું જોઈએ.

[૨૦] અને આવા સાધકે, તેવા શુદ્ધ સ્થાન પર અથવા ચોખ્ખું પાટિયું મળે તો તે પર સ્થિત થઈને ચારે પ્રકારના આહારનો ત્યાગ કરવો તથા મેરુની માફક નિષ્કંપ થઈ દેહભાનથી સર્વથા પર જ થવું. ( આવા પ્રસંગે કદાચ પરિષહો કે ઉપસર્ગો થાય તો. વિચારવું કેઃ–) પરિષહને અને મને લાગેવળગે શું ? ( કારણ કે શરીર પોતે જ જ્યાં મારું નથી ત્યાં એને લગતા પરિષહો મારે માટે શાના હોય ? )

[૨૧] પ્રિય જંબૂ! વળી એણે એમ વિચારવું કે માત્ર જ્યાં લગી જીવીશ ત્યાં લગી જ પરિષહ અને ઉપસર્ગો સહવાના છે; પછી તો કશું જ નથી. અને એમ ધારીને મેં સ્વેચ્છાપૂર્વક "શરીરથી ભિન્ન થવા માટે જ શરીરનો ત્યાગ કર્યો છે તો હવે પીછે હઠ શા માટે ! વીર જંબૂ! હું કહું છું કે આવા ચિંતનથી પંડિત સાધક ઉપસ્થિત થતા સર્વ પરિષહોને તથા ઉપસર્ગોને સહેલાઈથી સહન કરી શકે છે.

**નોંધઃ**—કલ્પના અને વસ્તુ બન્ને ભિન્ન છે એવું કથન અહીં સૂત્રકાર કહી નાખે છે. સાધક જ્યારે કોઈ પણ પદાર્થની પ્રતિજ્ઞા લે છે ત્યારે એ પ્રતિજ્ઞાનું પાલન કરવામાં સંકટો આવશે એવી કલ્પના તો એના મનમાં હોય જ છે; પણ જ્યારે તે જ સંકટોનો અનુભવ થાય છે, ત્યારે તેના આંતરિક ઘડતરની પૂર્ણ કસોટી થાય છે.

જેઓ પ્રતિજ્ઞાને પૂર્ણતા ન માની લેતાં પ્રતિજ્ઞા લીધા પછી પણ તેવું ને તેવું દૃઢ સંકલ્પબળ જાળવી રાખવા માટે જાગૃત રહે છે તેઓને આવે સમયે આંતરિક શક્તિ અવશ્ય સહાય કરે છે. પણ જેઓ પ્રતિજ્ઞા લીધી એટલે ત્યાગ થઇ ગયો એમ માની ગાફેલ રહે છે તેઓ આવે સમયે પ્રાયઃ પરાજિત થાય છે. તેથી જ વૃત્તિને સહેજ પણ બીજી બાજુ ન ઢળવા

દેવી એવો અહીં આગ્રહ છે. કેટલાક સાધકો એક તરફ વૃત્તિને પદાર્થો તરફ ઢળવા દે છે, અને બીજી બાજુ પોતે તટસ્થ દ્રષ્ટા રહેવાના મનોરથો સેવે છે. તે માર્ગ સૂત્રકારની દૃષ્ટિથી જોતાં સર્વથા સુરક્ષિત નથી.

[ ૨૨ ) મોક્ષાર્થી જંબૂ! કદાચ પ્રસંગોપાત્ત કોઈ રાજાદિ અથવા કોઈ શ્રીમંત આવીને કામભોગો સંબંધી અનેક પ્રકારનાં પ્રલોભનો બતાવી ભોગોનું નિમંત્રણ કરી શ્રમણ સાધકનું મન લોભાવે, તો તે પ્રસંગે પણ શ્રમણ સાધક ક્ષણભંગુર એવા શબ્દાદિ વિષયો તરફ પોતાની રાગવૃત્તિને ઢળવા ન દે. તે તો સદા સ્થિર જ રહે અને નિજાનંદ સ્વરૂપની જ માત્ર આકાંક્ષા રાખી આત્મદશામાં લયલીન રહે.

[૨૩] અથવા કોઈ શાશ્વત ( એટલે કે મરણપર્યંત કાયમ રહે તેવા ) ભોગ, વૈભવો કે દ્રવ્યની લાલચો આપી તેવા શ્રમણ સાધકને નિમંત્રણ કરે તો તે વખતે તે વિચારે કે જો મારું શરીર પોતે જ શાશ્વત નથી તો એ દ્વારા ભોગવાતી બીજી વસ્તુ શાશ્વત કેમ હોઈ શકે ? વળી કોઈ દેવતા આવીને કોઈ પ્રકારની વિવિધ માયાજાળ બતાવે તો ત્યાં પણ ઉપરની શ્રદ્ધામાં જ તે સ્થિર રહે. સર્વ પ્રપંચોથી દૂર રહીને તે સમજે કે, આ તો બધી માયા ખરેખર ભ્રાન્તિ જ છે.

નોંધઃ—જોકે જીવનમાંય પળેપળે દ્વંદ્વ તો છે જ. પરંતુ એ એટલું ધીમું હોય છે કે સામાન્ય માનવીને તે સ્પષ્ટ દેખાતું નથી. અને એથી એ અનેક દ્વંદ્વો વચ્ચે પણ જીવનની આશાના મધુબિંદુએ ચાલ્યો જ જાય છે. પણ જ્યારે મૃત્યુની નોબત વાગે છે ત્યારે એની ઊંઘ ઊડી જાય છે.

એક તરફ એની જીવનઆશા રુંધાય છે અને બીજી તરફ એના બાંધેલા અનેક આશાઓ, મહેચ્છાઓ અને કલ્પનાઓના કોટ તૂટી પડે છે. આ બે તરફના મારા વચ્ચે રહેલો માનવી મૂંઝાય છે, અકડાય છે, ચોમેર ફાંફાં મારે છે, કરુણ કાકલૂદી કરે છે અને ભાન ભૂલે છે. એટલા જ સારુ સૂત્રકાર મહાત્મા મરણકાલીન સ્થિતિને સમાધિમય રાખવાના વ્યવહારુ ઉપાયો દર્શાવી પુનઃપુનઃ તે યાદીને તાજી કરાવે છે. આગળ પ્રતિકૂળ પ્રસંગોનું વર્ણન થયું. આ બન્ને સૂત્રોમાં અનુકૂળ પ્રસંગોનું વર્ણન છે. પ્રતિકૂળ પ્રસંગોમાં

સમભાવ જેટલો સુલભ અને શક્ય છે તેટલો અનુકૂળ સંયોગોમાં નથી. તોયે જેને આત્મભાન થયું છે તેને એ અશક્ય તો નથી જ. શાસ્ત્રકારે મનુષ્ય સંબંધી અને દેવ સંબંધી બન્ને પ્રકારના કામભોગોનો અહીં ઉલ્લેખ આપ્યો છે.

કામભોગોથી આ આખો સંસાર જકડાયો છે એમ તો સૌનો અનુભવ છે. પણ તે કામભોગો શાથી ઇચ્છાય છે એનો ઉકેલ એ કે તેમાં સુખ કલ્પ્યું છે માટે એની ઝંખના છે. પછી સૂત્રકાર કહે છે કેઃ—સુખ જગતની કોઈ પણ અંતવાન વસ્તુમાં નથી. તે અનંતમાં છે. અને અનંતનું સુખ તો અનંતમાં જ હોયને ? જગતના જીવો જેમાં સુખ કલ્પે છે. તે પદાર્થો પોતે નશ્વર છે, માટે જ એ સાચું સુખ નથી. દેવના ભોગોને રખે કોઇ સુખદ માને ! તે સારુ કહે છે કે દિવ્ય પદાર્થો પણ નશ્વર છે. સુખ જોઈતું હોય તો અનંતમાં શોધો, એવો આ સૂત્રનો સાર છે.

[૨૪] એ રીતે સાધનામાં આગળ ધપતો સાધક સર્વ વિષયોમાં અનાસક્ત થઈ, આયુષ્યકાળનો જાણકાર બની, મૃત્યુસમયે ઉપરના ત્રણ પૈકી કોઈ એક અણસણને યથાવિધિ, યથાશક્તિ આદરે અને સહનશીલતાને સર્વોત્કૃષ્ટ સ્થાને રાખે. આ ત્રણ અણસણો પૈકી કોઈ એક પોતાની યોગ્યતા અનુસાર જે સાધક આદરે, તેને માટે એ મરણ ખરેખર કલ્યાણકર્તા છે.

## ઉપસંહાર

અણસણ એ શરીર છૂટતી વખતે એ શરીરજન્ય આસક્તિ જીવાત્માને જકડી ન લે તે સારુ એક ઉપયોગી સાધન છે. એટલા પૂરતું તેનું અહીં ખૂબ મહત્ત્વ વર્ણવાયું છે. પણ તે ઉત્તમ છે, તેમાં ધર્મ છે, માટે સૌએ કરવું જ જોઈએ એવો આગ્રહ નથી. શક્તિ હોય એ જ એનું શરણું લે. પણ લીધા પછી છોડવું પડે એવું કોઇ ન કરે. જે ક્રિયા પ્રેમ, શ્રદ્ધા અને નિર્ભયતાથી સ્વીકારાય અને પ્રેમ, શ્રદ્ધા તથા નિર્ભયતાથી પળાય તે જ ક્રિયા સાધક નીવડે. જૈન મુનિ સાધકની કોઇ પણ ક્રિયા પ્રમાદ, અંધાનુકરણ, સ્વા[illegible] કે અવિવેકબુદ્ધિથી યુક્ત ન હોવી ઘટે. એટલું પ્રત્યેક સાધક વિચારે.

જીવન સંસ્કારોને ઘડે છે, અને સંસ્કારો જીવનને ઘડે છે. જેને જીવનનો મોહ નથી અને મૃત્યુનો ભય નથી એ જ જ્ઞાની છે.

આત્માભિમુખ સ્થિતિ એ જ સમાધિ. સમાધિમાં લીન રહેવું એ શ્રમણનો ધર્મ છે.

જે ક્રિયાઓદ્વારા કષાય મંદ પડે અને આત્માના અંશો વિકસિત થાય, એ જ ધર્માચરણ છે.

મૂળ ધ્યેય જાળવતાં ક્રિયાઓનું પરિવર્તન થાય એ હિતાવહ છે. સહિષ્ણુમાં જે બળ હોય છે, એ લાખોના વિજેતા વીરમાં નથી હોતું. જ્યાં ચિત્તની ચંચળતા છે, ત્યાં સમાધિ નથી.

એમ કહું છું.

વિમોક્ષ નામનું અષ્ટમ અધ્યયન પૂર્ણ થયું.



# ઉપધાન શ્રુત

૯

આ અધ્યયનનું નામ ઉપધાન શ્રુત છે. જૈનદર્શનમાં ઉપધાનનો વ્યાપક અર્થ તપશ્ચર્યા છે. એ શબ્દનો વ્યુત્પત્તિ-જન્ય અર્થ સામીપ્ય ધારણ કરવું એવો થાય છે. આથી એ સ્પષ્ટ રીતે ફલિત થયું કે જે ક્રિયા આત્માભિમુખતા પ્રાપ્ત કરાવે તે ક્રિયાનું નામ ઉપધાન. તે શબ્દ સાથે શ્રુત પદ જોડીને ભગવાન સુધર્મા સ્વામી કે જેમણે આત્માભિમુખતાની પરાકાષ્ઠા સાધી હતી એવા શ્રમણ ભગવાન મહાવીર સ્વામીનું વ્યક્તિત્વ પોતે જે રીતે સાંભળીને પચાવ્યું હતું તે રીતે અહીં પોતાના શિષ્ય શ્રી જંબૂસ્વામીને ઉદ્દેશીને કહે છે.

## પ્રથમ ઉદ્દેશક

### પાદવિહાર

આ અધ્યયનના ચાર ઉદ્દેશક છે. એ ચારે વિભાગોમાં ભગવાન મહાવીરની સંક્ષિપ્ત છતાં રહસ્યપૂર્ણ જીવની વર્ણવાઇ છે. ભગવાન મહાવીરની સાધનાની શ્રેણીનું નવનીત આમાં ટપકે છે. આ પ્રથમ ઉદ્દેશકમાં *કેવળ મહાવીરના વિહારની વાત છે.

ત્યાગી સાધકને માટે ત્યાગ અને સંયમની દૃષ્ટિએ પગવિહાર જેટલો ઉપયોગી છે તેટલો જ લોકકલ્યાણની દૃષ્ટિએ પણ પગવિહાર ઉપયોગી છે. નિઃસ્વાર્થતા, નિર્ભયતા, સ્વાવલંબિતા, અને સહજ સંયમિતતાની ચતુષ્ટયી પાદવિહારથી વિકસે છે. ને તે સાધકના જીવનવિકાસની સાધનામાં ચેતના સમાન ઉપયોગી છે.

ઉપદેશક વૃત્તની દૃષ્ટિએ પણ પાદવિહાર ખૂબ ઉપયોગી છે. ગ્રામ્ય જીવનનું નિરીક્ષણ, નૈસર્ગિક આનંદ અને સ્વચ્છ વાતાવરણની જેટલી અનુભૂતિ પાદવિહારથી મળે છે તેટલી કદાપિ વાહનોદ્વારા ન જ મળી શકે. વાહનથી પરાવલંબી-

* શ્રમણ મહાવીરની સાધનાકાળનો વિહાર કેવળ આત્મીય જીવનના શોધન અર્થે હતો.

પણ, કંચનાદિ સંગ્રહ અને રાગીમંડળ જમાવવાની પ્રવૃત્તિ સહેજે થતી જવાની, એ ભયથી બચવા સારુ અને કોઇને લેશ પણ બોજારૂપ થયા વિના સંયમી જીવનની અખંડ અને અડોલ સાધના થાય એ હેતુની પૂર્તિ સારુ પાદ-વિહારની રીતિ રચાયેલી છે.

ગુરુદેવ બોલ્યા:–

[1] વહાલા જંબૂ! (તારી જિજ્ઞાસા જોઈને શ્રમણ ભગવાન મહાવીર વિષે) જે મેં સાંભળ્યું છે તે જ હું અહીં કહીશ. શ્રી મહાવીરે પ્રબળ વૈરાગ્યપૂર્વક હેમંતઋતુમાં દિક્ષા (ગૃહસ્થનો સ્વાંગ તજી ત્યાગનો સ્વાંગ) અંગીકાર કરી તુરત જ ત્યાંથી વિહાર કર્યો. (હેમંત ઋતુની માગશર સુદી દશમીને દિને કુટુંબસંબંધ, રાજપાટ, અલંકારો, ભોગાદિ વિપુલ સામગ્રી તથા સમૃદ્ધિને છોડી પોતાના દિવ્ય જીવન-દ્વારા ગૃહસ્થાશ્રમની વાસ્તવિકતા અને કર્ત્તવ્યપ્રણાલિકાનો વિશ્વને આદર્શ આપી તથા ક્રમપૂર્વક આગળ વધતાં એકાંતહિતમાર્ગની યોગ્યતા પ્રાપ્ત કરી. ત્યારબાદ એમણે સંપૂર્ણ ત્યાગ જેવા મહાભારને વહન કરવાનું પસંદ કર્યું.)

આ રીતે ક્ષત્રિયકુંડમાં દીક્ષા અંગીકાર કર્યા પછી થોડા સમયમાં ત્યાંથી* પોતે કુમારપુર ગામ તરફ વિહાર કર્યો. અર્થાત્ પૂર્વ-પરિચિત સ્થળે વધુ રહેવાનું તેમને ઉચિત ન લાગ્યું. કારણ કે તેમનું ત્યાં રહેવું તેમના કુટુંબ, સ્નેહી અને પ્રજાવર્ગના પૂર્વસ્નેહસંબંધના કારણે મોહભાવને લઈને દુઃખમય થવાનો સંભવ હોઈ તેઓએ તે સ્થાન શીઘ્ર છોડયું.

**નોંધઃ**—ભગવાન મહાવીરનું મૂળ ગામ +ક્ષત્રિયકુંડ. તેમના પિતાનું

*કુમારપુર પણ બંગાળમાં આવેલા હુગલી જીલ્લામાં આવેલું ગામ છે. હાલ એને કામારપુકુર તરીકે ઓળખવામાં આવે છે.

+બંગાલમાં આવેલા બિહાર પ્રાંતના મોંઘીર જિલ્લામાં લછવાડ જાગીરમાં હજુ પણ ક્ષત્રિયકુંડ તીર્થ તરીકે ઓળખાય છે.

નામ સિદ્ધાર્થ. માતાનું નામ ત્રિશલા. તેઓએ પ્રથમ તો ગૃહસ્થાશ્રમી જીવન ગાળ્યું અને દયા, દાન, આતિથ્ય સન્માન, કૌટુંબિક ફરજો, રાષ્ટ્રધર્મ વગેરે ગુણોદ્વારા પોતાનું જીવન ખીલવીને જીવનવિકાસનાં પાદચિહ્નોની સાધના કરી લીધા પછી પોતાનું ક્ષેત્ર વિસ્તારી ત્યાગમાર્ગ અંગીકાર કર્યો હતો. એમના સંક્ષિપ્ત જીવન માટે નીચેની નોંધ જુઓ.×

---

×ભગવાન મહાવીરનું જન્મસ્થાન રાજનગર ક્ષત્રિયકુંડ. એ મગધ દેશનાં મહારાજા શ્રી સિદ્ધાર્થના સપૂત અને ત્રિશલાદેવીના અંગજાત હતા. ગુણકર્મથી ક્ષત્રિય ગણાતી જાતિમાં એમનો જન્મ એટલે વીરતાનો વારસો એમને સ્વાભાવિક હતો. તોયે શ્રીમહાવીર એક સાચા બ્રાહ્મણરૂપે જન્મ્યા હતા.

સરસ્વતીના તો એ જાણે સાક્ષાત અવતાર ! વિદ્યા, કળા અને વિજ્ઞાનના તો એ ભવ્ય ભંડારી. પૂર્વકાલીન અનંત શુભ કર્મોના અખૂટ વારસાને પૂર્વભવોથી સંચિત કરતાં કરતાં એમના આત્માએ હવે વિકાસની પૂર્ણ પરાકાષ્ઠા સાધવા માટે મંગળ પ્રદેશ પસંદ કર્યો અને જ્યાં બ્રાહ્મણ તથા ક્ષત્રિયત્વના છેક જ લિલામ થઇ ચૂક્યાં હતાં ત્યાં જ તેમના જીવનમાં આર્યસંસ્કૃતિના ઉચ્ચગામી આદર્શોનું જીવંત પુનરાવર્તન બન્યું. વિદ્યા, કળા અને વીરતા સાધ્યા પછી એમણે ગૃહસ્થાશ્રમ સ્વીકાર્યો. બાળપણથી જ એમનામાં માતાપિતાની ભક્તિનાં ઉત્તમ બીજો વવાઇ ચૂક્યાં હતાં. ગૃહસ્થાશ્રમીને માતા અને પિતા-એ તીર્થભૂમિ છે, એમનો ઋણાનુબંધ સફળ કરવામાં વિકાસ છે, એમની સેવામાં સ્વર્ગીય સુખ છે, એવો જ્વલંત બોધપાઠ એમનું ગૃહસ્થાશ્રમી જીવન પૂરું પાડતું.

માતાપિતાના દેહાંત પછી પણ પોતાના વડીલ બંધુ નંદીવર્ધનની આજ્ઞા એમને શિરોવંદ્ય હતી. ગૃહસ્થાશ્રમ એટલે કર્તવ્યક્ષેત્રની પુણ્યભૂમિ. વિકાસનાં બીજ એ કર્તવ્યભૂમિમાં જ વવાય. એમના પત્નીનું નામ યશોમતી. એમની સાથે એમનો લગ્નસંબંધ બંધાયો. પત્ની અને પતિનો સંગમ એટલે પ્રભુતાને પંથે જતાં બે પથિકનો સુયોગ. શરીરજન્ય મોહ એ પાશવ વૃત્તિનું પ્રતીક છે, અને ત્યાં વિકાસ રોધાય છે. પણ પ્રણય એ એક ઉચ્ચગામી આકર્ષણ છે અને એ વાસ્તવિક છે. એવા શુદ્ધ પ્રણયજન્ય આકર્ષણે એ વિકાસાભિમુખ અંતરવાળા યુગલનો દંપતીરૂપે સહચાર સાધી આપ્યો. ફળસ્વરૂપે એમને એક પુત્રીરત્નની પ્રાપ્તિ થઇ. એમનાં પુત્રીનું નામ પ્રિયદર્શના અને જમાઈનું નામ જમાલી હતું.

ગૃહસ્થાશ્રમમાં રહેતાં જેમજેમ એમની સાધનપ્રણાલિકા વિપુલ થતી ગઇ, તેમતેમ એમની વિદ્યા, કળા અને વીરતાનો ઉચ્ચ, ઉચ્ચતર અને ઉચ્ચતમ ઉપયોગ થવા

આ સૂત્રમાંથી શ્રી મહાવીરને ત્યાગમાર્ગ અંગીકાર કરવાનું પ્રયોજન શું? અને ત્યાગ લીધા પછી એ સ્થાન છાડવાનું પ્રયોજન શું? એવા બે પ્રશ્નો ઉદ્ભવે છે. અનંતને પ્રાપ્ત કરવાની જેને ઇચ્છા છે તેણે એ અનંતને માટે અંતવાન પદાર્થો પરથી મોહ ત્યાગવો જ રહ્યો. જડના સંગથી ચેતનના

---

માંડ્યો, અને સાથેસાથે એમની સંસ્કારસમૃદ્ધિ પણ વધતી ચાલી. આધ્યાત્મિકતા એ તો એમની સહચરી, તથા દયા અને દાન તો જાણે એમના જીવનના પરમ સાથીદાર. એમના સંપૂર્ણ વિકાસ સુધી એક યા બીજા સ્વરૂપમાં એ બધું રહ્યું જ. આખરે એ વીરને જે દ્વારા વર્ધમાન અભિમાન મળ્યું હતું એ ઋદ્ધિ, સમૃદ્ધિ અને સંપત્તિનો ઉદ્દેશ જ્યારે બરાબર સમજાયો, ત્યારે પદાર્થો ઉપયોગ કરવા ખાતર મળે છે, પકડી રાખવા માટે નહિ, પદાર્થોના ઉપયોગમાં જે સુખ છે એ પદાર્થો પર મૂંઝાવામાં નથી, આટલું એ સમજ્યા; અને તુરત જ એ સિદ્ધાંતને એમણે અમલમાં પણ મૂકી દેવાની પૂર્ણ તૈયારી કરી

જે હાથે કરોડોની સંપત્તિ સાચવેલી એ જ હાથે એને છૂટથી વહેંચી, ને એક વર્ષ સુધી અભેદભાવે સૌ કોઇને અખંડ દાન આપવું શરૂ રાખ્યું; અને એ દાનવીર કહેવાયા. પોતાપણાનો જેના પર આરોપ હોય એને છૂટે હાથે આપવામાં નિર્મોહ અને નિર્મમત્વની સાચી કસોટી થાય છે. આ રીતે દાન એ સંયમનું બીજ છે, એ સૂત્રનું સાર્થક્ય થયું.

આટલી યોગ્યતા પછી રાજપાટ, સ્ત્રી, પરિવાર ઇત્યાદિ પરનો સંકુચિત સંબંધ છોડી વિશ્વસંબંધ સાધવા સારુ એમને વીર (બાહ્ય) મટી મહાવીર (સાચા વીર) બનવાની ભાવના જાગી. રાજ્યવર્ધન, પ્રજારક્ષણ એ ક્ષત્રિયના મુખ્ય ધર્મો ખરા, પરંતુ જે વીરતાનો ઉપયોગ 'અમુક જ પ્રજા મારી' એમ માનીને થાય, ત્યાં વીરતાનો વ્યભિચાર છે; અને બાહ્ય રક્ષણ, પોષણ કે પાલન એ ચિરસ્થાયી આરામ જ નથી, જે પોતાના આત્માને પરભાવથી જતાં ન બચાવે, ન પાળે કે ન પોષે તે બીજાને શું બચાવી શકવાનો હતો; એમ જણાતાં એમણે વીરતાનો ઉપયોગ પોતાના જીવન-શોધન અર્થે કરવાનું ધારી ત્યાગમાર્ગ અંગીકાર કર્યો અને ત્યાગવીર બન્યા. આ વખતે એમની વય ૩૦ વર્ષની હતી.

ત્યાગ પછી શ્રી મહાવીરનાં સાડાબાર વર્ષ અને પંદર દિવસ જેટલો દીર્ઘકાળ કેવળ સાધનામાં પસાર થાય છે. સાધનાકાળમાં અનાર્ય તથા અસંસ્કૃત ગણાતી પ્રજાના વસતિપ્રદેશમાં પાદવિહાર, ભિક્ષા, પરિષહસહિષ્ણુતા, ઇંદ્રિયદમન, તપશ્ચરણ, કેવળ-મૌન, સ્વાધ્યાય, ચિંતન, ધ્યાન ઇત્યાદિ અંગોનો સમાવેશ છે.

આટલી દીર્ઘકાલીન તપશ્ચર્યા પછી એમને આત્માના સર્વાંગવિકાસની પરા-

જે વ્યાપારો થાય છે અને તે થતા વ્યાપારો પરથી વૃત્તિ પર જે જાતના વાસના અને લાલસામય સંસ્કારો રૂઢ થઈ જાય છે તેને પૂર્વાધ્યાસો કહેવામાં આવે છે. એવા પૂર્વાધ્યાસોની અસર વાસના કે લાલસાને પ્રેરનારાં નિમિત્તોમાં રહીને દૂર કરવી શક્ય નથી. એથી જ એ અસરને કાયમી દૂર કરવા માટે ત્યાગ

---

કાષ્ઠાનો સાક્ષાત્કાર થયો અને એ સર્વજ્ઞ બન્યા. વીતરાગતાની પરાકાષ્ઠા સાધ્યા પછી જ એમણે પોતાનો અનુભવ જગતને ખોળે ધર્યો.

" અજ્ઞાન દુઃખનું અને જ્ઞાન સુખનું મૂળ છે; સુખ કે દુઃખ બહાર નથી, પણ અંદર છે. બાહ્ય યુદ્ધ છોડી આંતરિક યુદ્ધ કરો; આત્મા જ સુખ અને દુઃખનો કર્તા છે."

આ રીતે જગતનું અજ્ઞાન ટાળવા માટે એમણે સ્પષ્ટ જાહેર કર્યું કે સત્યને સાધ્ય અને અહિંસાને સાધન બનાવો. એ બે તત્ત્વોમાં નિખિલ વિશ્વની શાન્તિનાં મૂળ છે. પૃથ્વી, પાણી જેવાં સૂક્ષ્મ તત્ત્વોમાંય ચેતન છે, એવું એ અહિંસાના સંપૂર્ણ સાધક સિવાય કોઇએ નહોતું કહ્યું.

અહિંસાની વ્યવહારુ સાધનામાં સંયમ, ત્યાગ અને તપ એ પ્રધાન સાધનો છે. અને સાપેક્ષવાદ તથા વિવેક વિના તો અહિંસાનો માર્ગ આરાધી શકાય જ નહિ, એમ એમણે પુનઃ પુનઃ ઘોષિત કર્યું.

જ્યાં ધર્મ, મત, પંથ અને માન્યતાના કદાગ્રહોનું શમન છે ત્યાં જ જૈનત્વ છે. જૈન જન્મતો નથી, પણ થાય છે. શુદ્ધ અહિંસા વૃત્તિમાં છે, ક્રિયામાં જ નથી. જ્યાં વિષમતા છે, ત્યાં ધર્મ નથી. ધર્મ સમતામાં છે આમ જીવી બતાવી એમણે જૈનસંસ્કૃતિને પુનર્જીવન આપી એનો આત્મા વિશ્વવ્યાપી બનાવ્યો

પંચમહાભૂતનાં પૂજન દિશાપૂજન, ભાવપૂજન, ઇત્યાદિ પૂજનો વિકાસના પ્રતિબંધક છે એમ બતાવી શુદ્ધ ચૈતન્ય અને ગુણપૂજનનુ રહસ્ય સમજાવ્યું. દ્રવ્યયજ્ઞ, સ્નાન, જડ તપશ્ચર્યા અને કર્મકાંડોથી સ્વર્ગ મળે છે કે વિકાસ થાય છે, એવી માન્યતાની જાળથી જનતાને એમણે ઉગારી. અને બાહ્યયુદ્ધથી સ્વર્ગ મળે છે, એ માન્યતાનોય ધ્વંસ કરી એ દ્વારા થતો માનવહત્યાકાંડ રોક્યો.

વિકાસમાં જાતિનાં બંધન નથી; જીવમાત્ર વિકાસના અધિકારી છે. મનુષ્યત્વ એ એની પ્રથમ ભૂમિકા છે. ત્યાંથી જ વિકાસની સ્વતંત્ર શ્રેણી શરૂ થાય છે મનુષ્યત્વ, ધર્મ, શુશ્રૂષા, જ્ઞાન, વિજ્ઞાન, સત્યાસત્યપૃથક્કરણ, સમ્યક્ત્વ, સંયમ, ત્યાગ, અનાસક્તિ, તપ અને કર્મમુક્તિ એવો એ ભૂમિકાઓનો ક્રમ છે, કે જેને વિસ્તૃત સ્વરૂપે ચૌદ ગુણસ્થાનરૂપે ઓળખવામાં આવે છે–એ રહસ્ય સમજાવ્યું. તથા જાતિવાદ

એ રાજમાર્ગ બને છે. જગતના પ્રત્યેક અનુભવી મહાત્માઓએ એ રીતે ત્યાગનું માહાત્મ્ય ગાયું છે. પરંતુ એવો આદર્શ ત્યાગ અમુક ભૂમિકાએ આગળ ગયેલો હોય તે સાધકને જ પચે. અને તે જ નિરાસક્તિનાં ધ્યેયપૂર્વક એને સાંગોપાંગ પાળી શકે, એ વાત ગૃહસ્થજીવનમાં રહીને શ્રી મહાવીરે પ્રાપ્ત કરેલી આદર્શતા પરથી સ્પષ્ટ સમજાય એવી છે.

ત્યાગ એટલે જગતના અમુક જ ક્ષેત્રમાં કલ્પેલા કે બાંધેલા મોહજન્ય સંબંધને ખસેડી વિશ્વના સકળ જીવો સાથેના પ્રેમસંબંધમાં જોડાવાની તાલાવેલી જાગવી તે. આ તાલાવેલીને લીધે જ શ્રી મહાવીર પોતાનાં માનેલા સ્ત્રી, પુત્ર, રાજપાટના સંકુચિત વર્તુલની મમતા છોડી વિશ્વના સકળ જીવજંતુઓ અને વનસ્પતિ જેવાં સૂક્ષ્મ ચેતનો સાથેય મૈત્રી જોડવા તત્પર થયા.

પોતાનું સ્થાન છોડવાનું પણ પ્રથમ પ્રયોજન તો એ જ કે પોતાને મમતા ન હોય તોયે બીજા મમતાળુ જીવો તાજા છૂટેલા સંબંધને લીધે દુઃખી થાય. અને એમાંય એમને પોતાનું તથા પરનું અનિષ્ટ દેખાયું હોય. અને બીજું કારણ એ પણ ખરું કે પોતે બીજાના મિત્ર છે એમ તો સૌ કોઈ કહે. પરંતુ એનો ખરો અનુભવ તો બીજાના સંસર્ગમાં આવ્યા પછી જ થઇ શકે. આ અનુભવની કસોટી ખાતર ત્યાગીએ શક્ય તેટલાં સ્થાનાંતરો કરવાં, અને વિવિધ પ્રકૃતિવાળા લોકોના માનસનો સમભાવે અભ્યાસ કરવો, એ એમની ફરજ હોવી ઘટે. પણ ત્યાંય એના ત્યાગનો ઉદ્દેશ એ ન ચૂકે, કે કોઇને બોજારૂપ પણ ન બને, એ રીતે એટલે કે ભિક્ષાચરીથી જીવન નિર્વાહ અને પાદવિહારથી સ્થાનાંતરગમન કરે. આ બે વાતો લક્ષગત રાખી વિહરે.

---

અને અધિકારવાદનાં મૂળથી જ ખંડન કરી સ્ત્રી, શૂદ્ર ઇત્યાદિ સૌને અધ્યયન, ત્યાગ તથા મુક્તિના સમાન અધિકારી છે એમ એમણે બતાવ્યું.

આ એમની સાધનાકાળ પછીના ધર્મસંસ્કરણની સંક્ષિપ્ત રૂપરેખા. ભગવાન મહાવીર બુદ્ધદેવના સમકાલીન હતા. ભગવાન મહાવીરનો અહિંસાનો મૌલિક સિદ્ધાંત અખિલ આર્યસંસ્કૃતિનો પ્રાણ બન્યો. અને આ રીતે ભારતવર્ષની વ્યાપેલી જડતામાં ભગવાન મહાવીરના શોધને ચેતન રેડ્યું. એમનું ૭૨ વર્ષની વયે નિર્વાણ થયું. આજે એ ભગવાન મહાવીરનું નિર્વાણ સંવત ૨૪૬૨મુ ચાલે છે.

[૨] પ્રિય જંબૂ! (દિક્ષા લેતી વખતે શ્રી મહાવીરને એક દિવ્ય દૂષ્ય મળેલું), પરંતુ તે શ્રમણ સાધકે એમ ન વિચાર્યું કે આ વસ્ત્રને હું શિયાળામાં ઉપયોગ કરીશ. આત્માર્થી શિષ્ય! એ મહાશ્રમણે જીવનપર્યંત પરિષહો (સંકટ) સહવાનો તો પ્રથમથી જ નિશ્ચય કરી લીધો હતો. (આમ છતાં તેમણે વસ્ત્રને તરછોડયું પણ નહિ) છતાં માત્ર તીર્થંકરોની પ્રણાલિકાને અનુસરવા માટે તેમણે તે વસ્ત્રધારણ કર્યું.

**નોંધઃ**—આ સૂત્રથી શ્રી મહાવીરની બે ઉત્તમ ભાવનાઓ સ્પષ્ટ થાય છે. એક તો તીર્થંકરોની વાસ્તવિક પ્રણાલિકાને જાળવી રાખવાની, અને બીજી નિરાસક્ત ભાવે પદાર્થ ગ્રહણ કરવાની. શ્રી મહાવીર ધારત તો એ એટલા સમર્થ પુરુષ હતા કે તદ્દન નવો પંથ સ્થાપી શકત, પણ એમણે સત્યની સહજ ઉપાસનાને જ જૈનદર્શન માન્યું હતું. પરંપરાથી જૈનદર્શન-પ્રણાલિકા ચાલી આવતી હતી, પણ આસપાસના વાતાવરણને અંગે એ દર્શનમાં જે સંકુચિતતા કે અવાસ્તવિકતા પેસી ગઇ હતી તે જ દૂર કરવાની તે કાળે તેમને ખાસ જરૂરિયાત હતી.

જૈનદર્શનમાં જે જે તીર્થંકરો થાય છે તે નવું તીર્થ ઊભું નથી કરતા, પણ માત્ર તીર્થનો પુનરુદ્ધાર કરે છે. શ્રી મહાવીરે ભગવાન મહાવીર થયા પછી પણ તે જ કાર્ય કર્યું છે, અને પૂર્વની પ્રણાલિકામાં જે જે સિદ્ધાંત-ભૂત વસ્તુઓ હતી તે કાયમ રાખી માત્ર રૂઢિનું જ ભંજન કર્યું છે. સમાજ, દેશ કે વિશ્વમા કાર્ય કરનાર પ્રત્યેક શક્તિધરને આ વાત ખૂબ મનનીય છે.

ઘણા સમર્થ સાધકોય વિકારના નાશને બદલે કેટલીકવાર વસ્તુનો નાશ કરવા મથી પડે છે. એ માર્ગે શક્તિના વ્યય સિવાય સ્થાયી ફળ કશું મળતું નથી. કારણકે વસ્તુમાત્ર નિત્ય છે, તેનો સંપૂર્ણ નાશ કદી સંભવિત નથી. માત્ર સ્થિતિઅંતર થાય છે. એમ છતાં નાશનો પ્રયોગ થાય તો તે પ્રયોગથી તો ઊલટો એક વિકાર મટી બીજો વિકાર પેસી જાય છે.

આ સૂત્રની દૃષ્ટિએ અહીં શ્રી મહાવીરનો આ સાધનાનો કાળ છે. એટલે સાધક સમર્થ હોય તોયે તેણે સાધનાના નિયમો પાળવા જ રહ્યા, અને એ દૃષ્ટિએ એમણે દિવ્ય દૂષ્ય સ્વીકાર્યું ખરું, પણ એ ભોગઅર્થે નહિ; ટાઢના નિવારણના અર્થેય નહિ, માત્ર પૂર્વપ્રણાલિકાની અપેક્ષાએ લીધું. એમ કહી સૂત્રકારે ત્યાગી સાધક પદાર્થોનો ઉપયોગ કઈ ભાવનાથી કરે એ

સમજાવી દીધું છે. ત્યાગીઓની દૃષ્ટિ સાધનોમાંય વિવેકબુદ્ધિપૂર્વકની અને જરૂરિયાત જેટલી મર્યાદિત હોય. અને જે વસ્તુ જરૂરીયાતપૂરતી લેવાય તેમાં મોહ કે આસક્તિનું નિમિત્ત ભાગ્યે જ બને એ તો દેખીતી વાત છે. અહીં પણ આસક્તિના ત્યાગનો આશય ધ્વનિત થાય છે.

[૩] (શ્રી મહાવીરના તે સુવાસિત વસ્ત્રની દિવ્ય . વાસથી આકર્ષાઈને અધિક માસ સહિત ચાતુર્માસ જેટલા લાંબા સમય સુધી ભ્રમર વગેરે ઘણાં જંતુઓ તેમના શરીર પર બેસતાં હતાં, આસપાસ ભમતાં હતાં અને હેરાન પણ કરતાં હતાં. (છતાં સમભાવપૂર્વક તે યોગી અડોલ રહેતા.)

**નોંધઃ**—અહીં ચોમાસાના ચાર માસ સુધી શ્રમણ મહાવીર એક જ સ્થાનમાં રહ્યા હતા અને ચાર માસના જેટલા દીર્ઘ કાળનો એટલે કે વર્ષા તથા શરદ બન્ને ઋતુનો લાભ લઇ ઘણો સમય તેઓ ચિંતન, મનન, અને ધ્યાન ધરવા પાછળ પસાર કરતા હતા. ધ્યાનસમયે તો તેઓ એટલા એકાગ્ર થઈ જતા કે ત્યાં દૂષ્યના વાસક્ષેપની ગંધથી આકર્ષાઈને ભ્રમરાદિ નાના જીવજંતુઓ આવી ગણગણાટ કરતા કે દેહ ઉપર બેસતા, તોયે તેમની એકાગ્રતાનો ભંગ થતો નહિ.

પ્રથમ તો આ સૂત્રમાંથી સાધુ પુરુષના ચોમાસાનો સ્થિરવાસ શા હેતુએ છે, તે વ્યક્ત થાય છે. ધરતીપટ પર વર્ષાઋતુમાં વનસ્પતિ તથા સૂક્ષ્મ જીવોની ઉત્પત્તિ ખૂબ બહોળા પ્રમાણમાં થઈ જવાથી વિહારને માટે એ ઋતુ પ્રતિકૂળ બને છે, પરંતુ નિસર્ગજન્ય પ્રતિકૂળતાઓ અનુકૂળતાઓના સર્જન માટે પૂર્વકારણરૂપ બને છે એ નિયમ પણ માનવીએ ભૂલવો જોઈતો નથી. સાધુ પુરુષોએ આઠ માસમાં ફરીને, બોલીને, અનેકના પ્રસંગોમાં આવીને પોતાની શક્તિઓને વાપરી નાખી.હોય છે, તેનો સંગ્રહ કરવાનું આ ચાતુર્માસ્યમાં ઉપયોગી નીવડે છે. અને જ્ઞાન, ધ્યાન મૌન, ચિંતન અને કાયમી સ્થિરતાથી નવીન ચેતના જગવવાનું પ્રબળ નિમિત્ત થાય છે. આ લક્ષ્ય જેટલે અંશે ન જળવાય તેટલે અંશે સાધક જીવન ફીકું દેખાય. વર્તમાનમાં દૃષ્ટિગોચર થતી શીકાશ આ લક્ષ તરફની બેદરકારીથી જન્મી છે એમ માનવામાં હરકત જેવું નથી. *આજે શ્રમણ મહાવીરના જીવનમાંનાં આવાં વાસ્તવિક* અનુકરણ ભુલાયાં છે, પણ શ્રમણ મહાવીરના દિવ્યદૂષ્ય પર ત્યારે જે

વાસક્ષેપ થયેલો. એના અનુકરણરૂપે વાસક્ષેપની પ્રથા તો હજુયે ઘણા ગચ્છોમાં એ જ રૂપે ચાલી આવે છે. ત્યાગ વખતે દેવો હાજર થાય કે ન થાય, પણ વાસક્ષેપ તો જોઇએ જ. આ અનુકરણનું નામ અંધાનુકરણ છે. રૂઢિ અને વ્યવહારનું આ જ તારતમ્ય. રૂઢિ એટલે અંધઅનુકરણ અને વ્યવહાર એટલે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ તથા ભાવ જોઇ વિવેકબુદ્ધિપૂર્વક કરાતું અનુકરણ. પહેલા અનુકરણમાં ધ્યેય જળવાય કે વિકૃત થાય તે સામે જોવાનું જ હોતું નથી, અને બીજામાં ક્રિયા ગૌણ હોય છે. પણ ધ્યેય એ જ મુખ્ય હોય છે. એમાં ક્રિયા થાય છે એ માત્ર ધ્યેયને અનુલક્ષીને જ થાય છે.

[૪] પ્રિય જંબૂ! શ્રી મહાવીરે પૂર્વોક્ત દિવ્યવસ્ત્ર લગભગ તેર માસ સુધી (સ્કંધ પર ધર્યું હતું) છોડયું નહોતું, પરંતુ પછી તો એ યોગી વસ્ત્રને ત્યાગી વસ્ત્રરહિત થયા.

નોંધઃ—આટલો વખત વસ્ત્ર રાખ્યું એની પાછળ પણ રહસ્ય હતું. અને પછી ત્યાગ્યું એની પાછળ પણ રહસ્ય હતું. આથી એટલું તો સ્પષ્ટ ફલિત થયું કે ભગવાન મહાવીરને વસ્ત્ર તજવાનો કે વસ્ત્ર ધારણ કરવાનો એ બેમાંથી એકેય આગ્રહ ન હોતો, અને હોય પણ નહિ. અહીં અનેકાંતતાનું સ્થાન જીવનવ્યવહારમાં કેવું અને કેટલા દરજ્જાનું હોવું જોઈએ એ સમજી શકાય છે.

[૫] પ્રિય જંબૂ! વિહાર કરતી વખતે એ ત્યાગી મહાપુરુષ રથધૂરિની માફક ચક્ષુનો ઉપયોગ બરાબર રાખીને ધોંસરી પ્રમાણે માર્ગને (સીધી રીતે સાવધાનીથી જોઈ) તપાસીને અર્થાત્ કે 'ઇર્યા-સમિતિ' શોધીને ચાલતા હતા. આત્માર્થી જંબૂ! વિહાર વખતે કેટલાંક નાનાં બાળકો તેમને દેખી ભયગ્રસ્ત થતાં, કોઈ ધૂળ વગેરે ઉડાડતાં અને કેટલાંક તો રડવાંય લાગી જતાં હતાં.

નોંધઃ—આંખના ઉપયોગની આ વાત છે. પણ તે પરથી અહીં એ કહેવું પ્રાપ્ત થાય છે કે શ્રમણ મહાવીર પ્રત્યેક ઇંદ્રિય અને દેહનો ઉપયોગ યથાર્થ જાળવતા. આંખથી જોવું એટલે આંખનો ઉપયોગ જાળવી લીધો એવું કોઇ ન સમજે! જોવું એ આંખનો સ્વભાવ ખરો, પણ તે અને તેટલું જ જોવું જોઈએ કે જે અને જેટલું સંયમની દૃષ્ટિએ ઉપયોગી હોય.

જેને આટલું ભાન રહે તેણે જ ખરી રીતે ઉપયોગ સાધ્યો છે એમ કહી શકાય.

ઉપ એટલે સમીપે, યોગ એટલે જોડાવું. જે ક્રિયા આત્માની સમીપ જવામાં સહકારી નીવડે એ ઉપયોગ ગણાય. આ રીતે ઉપયોગી પુરુષ પોતાની એક સૂક્ષ્મ ક્રિયા પણ વિવેક કે વિચારશૂન્યપણે નહિ કરે. અને વિવેક તથા વિચારપૂર્વક કરેલી ક્રિયા પરપીડાકારી કે નિરર્થક પણ નહિ હોય. સારાંશ કે ઉપયોગપૂર્વકની ક્રિયામાં અને સંયમમાં અહિંસાનો સમાવેશ સહેજે થઇ જાય છે.

નાનાં બાળકો ભયભીત થતાં, કોઇ રડવા લાગતાં અને કોઈ ધૂળ પણ ઉડાડતા. આનું કારણ શ્રી મહાવીરનો શ્રમણ વેશ હોય એવો અહીં ધ્વનિ છે. બાળકોની દૃષ્ટિમાં કોઇ નવીન પદાર્થ ચડે એટલે પ્રથમ તેમનામાં *કુતૂહલબુદ્ધિ જાગે કે ભય પણ લાગે, એ સ્વાભાવિક છે. બીજું આ ઉપરથી* એમ પણ માનવાનું કારણ મળે છે કે તે વખતે શ્રમણ મહાવીર જેવો ત્યાગી વર્ગ ક્વચિત જ હોય; અને એ બાળકોની અપરિચિતતાનું પ્રબળ કારણ તો ખરું જ ને!

આ જ સૂત્રમાં વળી શ્રી મહાવીરની એકાગ્રતાનું યે આબેહૂબ બયાન વર્ણવાયું છે. શ્રી મહાવીર એટલે દયાના સાગર. અનુકંપકભાવના તો તેમની નસેનસમાં ઊભરાતી; એટલે બાળરુદનના નિમિત્ત ન બનવા વધુ વધુ ઇચ્છે એ સંભવિત છે. છતાં માનો કે અપવાદ બને તોય બાળકો રડે, છતાં તેમને છાંના રાખવાં કે તેમના તરફ સહાનુભૂતિ દર્શાવવા ઊભા ન રહેવું એની પાછળ શ્રી મહાવીરની અજોડ એકાગ્રતા દેખાય છે. બીજાઓ પોતા પ્રત્યે કઈ દૃષ્ટિથી જુએ છે એની જેને લોકૈષણા નથી તે જ પુરુષની રસ્તે જતાં પણ આટલી ક્રિયાએકાગ્રતા હોઇ શકે.

[૬] અપ્રમત્ત જંબૂ! કેટલીકવાર ગૃહસ્થ અને તીર્થંકરોની મિશ્રિત વસ્તીમાં આવવાજવાનો પ્રસંગ પડતો તેવે સમયે શ્રી શ્રમણ ભગવાન મહાવીરના અંગોપાંગ જોઈ ને આકર્ષાતી કેટલીક સ્ત્રીઓ તેમને ભિન્નભિન્ન પ્રકારે વીનવવા સુદ્ધાં તેમની પાસે જતી. આવે પ્રસંગે પણ તેઓ તો પોતાની આત્મગુહામાં પ્રવેશીને ધ્યાનમાં મગ્ન જ

રહેતા અને આવા બળવત્તતર નિમિત્તો મળવા છતાંય તેમની ક્રિયા આત્મવિકાસથી વિરુદ્ધ બનતી નહોતી, ભાગ્યે જ બનતી.

**નોંધઃ**—શ્રી મહાવીર સાધનાકાળમાં સર્વથા લોકસંગથી અલગ જ રહેતા. ગુફા, વનખંડ કે તેવાં સ્થાનોમાં તેમનો એકાંત નિવાસ હતો. તોય આહારાદિ લેવા જતાં કે બીજે ગામ વિચરતાં માર્ગે વસતિપરિચયનો પ્રસંગ પડતો એ સ્વાભાવિક હતું. સૂત્રકાર એ બીનાને અનુલક્ષી અહીં આ વાત કહી નાખે છે.

વિશ્વમા સ્ત્રીનિમિત્ત એ બીજાં અનેક પ્રલોભન કરતાં બળવાન નિમિત્ત છે. વાસનાનું સૂક્ષ્મ પણ બીજ રહ્યું હોય. ત્યાં આ નિમિત્ત અસર કર્યા વગર રહેતું નથી. સ્ત્રીદેહ પરતું આકર્ષણ અને નિરીક્ષણ વાસના હોય ત્યારે જ સંભવે છે. દેહસૌંદર્યથી ભરપૂર સ્ત્રીઓ સ્વયં આવીને આ રીતે યાચના કરે છતાં મનથી પણ અડોલ રહેવું એમાં શ્રી મહાવીરનો કેવળ સંયમ કે ત્યાગ જ નહિ, પણ ત્યાગની પાછળના આદર્શનું–નિરાસક્તિયોગનું વાસના વિનાની આત્મલીનતાનું દર્શન થાય છે.

અહીં એક પ્રશ્ન થવો સંભવિત છે કે (જેણે વાસનાજય મેળવ્યો છે, તેવા યોગીને જોઈ સામા પાત્રને વિકારી ભાવના કેમ જન્મે? આ પ્રશ્ન ખૂબ તાત્ત્વિક છે. સ્વજાતીય તત્ત્વ વિના આકર્ષણ સંભવિત નથી, તેમ નિસર્ગનો કે કર્મનો અબાધિત નિયમ સાક્ષી પૂરે છે. પણ એક વાત અહીં ભૂલવા જેવી નથી કે કેટલીકવાર એક વ્યક્તિ બીજામાં તે ભાવ ન હોય હોય તોયે તેનું આરોપણ કરી શકે છે. જોકે ક્રિયા થવી કે ન થવી, આકર્ષણનું વધુ વખત ટકવું કે ન ટકવું, એ સામા પાત્રની વાસનાની તરતમતા ઉપર આધાર રાખે છે. પણ કોઈ નિર્વાસનામય પદાર્થ પર પણ આરોપિત કલ્પનાદ્વારા આ રીતે આકર્ષણ સંભવે છે. કોઈની આકૃતિ કે તેવું કંઈક જડ પદાર્થનું નિમિત્ત મળતાંયે આવું આકર્ષણ થતું અનુભવાય છે. પણ તે આકર્ષણ ક્રિયામાં ન પરિણમે એટલો જ ફેર. એ ક્રિયામાં તો ત્યારે જ પરિણમે કે જ્યારે સામા પાત્રમાં પણ તેવું જ કંઈ તત્ત્વ હોય, કિંવા ઉદ્ભવે. અહીં શ્રી મહાવીરના આ પ્રસંગ ઉપરથી એક વાત એ પણ યાદ રાખવા જેવી છે કે જેની વાસનાનો ક્ષય થયો છે કે જેને દૃઢ સંકલ્પબળ પ્રાપ્ત થયું છે તે સાધક પણ ઉદીરણા કરી આવાં નિમિત્તો ન યોજે.)

વસતિથી દૂર રહેવામાં અને દેહસૌંદર્ય કે ટાપટીપના ત્યાગમાં શ્રી મહાવીરનો આ એક મહાન હેતુ હતો. અને આથી જ તેઓ પોતે પોતાના સ્વભાવમાં સ્થિર રહેવા છતાં સામેની વ્યક્તિઓમાંય જે આકર્ષક તત્ત્વનું હતું તેનું પણ વાસ્તવિક સમાધાન કરી શકયા. એટલે કે એ અજોડ યોગીની આ અડોલતામાંથી તેવી સ્ત્રીઓને આ એક ઉચ્ચકોટિનો અદષ્ટ અને અનનુભૂત આદર્શ મળ્યો, તેમનો જીવનરાહ પલટાઈ જવાનું પ્રબળ નિમિત્ત મળ્યું. જોકે આવાં નિમિત્તો સૌનો જીવનરાહ પલટે એવું કંઇ નિશ્ચિત નથી. કારણકે રાહ પલટાવવાનો આધાર પોતપોતાના શુભાશુભ સંસ્કારોના બળ ઉપર છે. પણ જીવ પોતે જેમાં સુખ માની રહ્યો હોય, જગત આખુંયે એક જ ચીલે ચાલી રહ્યું હોય, તેના કરતાં બીજો પણ કોઈ માર્ગ છે; અને એ માર્ગે જતું એવું કોઇ પ્રત્યક્ષ જીવતું જાગતું દૃષ્ટાંત મળે એ નિમિત્ત વૃત્તિ પર એક નવીનતાનું પ્રબળ આકર્ષણ મૂકી જાય છે. અને અમુક પ્રસંગે તે અંકુર ધીમેધીમે ફાલીને નવપલ્લવિત બને છે, એ કંઇ ઓછો લાભ નથી. જીવનમાં આવા પ્રસંગો વિરલ જ મળે છે.

[૭] મુક્તિના મહારથી પ્રિય જંબૂ! શ્રમણ મહાવીર ગૃહસ્થ સાથેના અતિ સંસર્ગ છોડીને પ્રાયઃ ધ્યાનમગ્ન રહેતા. આવે વખતે ગૃહસ્થો તેમને પૂછતા તો તેઓ કશોયે ઉત્તર ન આપતાં મૌન ગ્રહણ કરી, પોતાની સાધનામાં જ દત્તચિત્ત રહેતા. આ રીતે પવિત્ર અંતઃકરણવાળા એ ત્યાગી સાધક મોક્ષમાર્ગને અનુસરતા હતા.

નોંધઃ—સાધનાકાળમાં શ્રી મહાવીર મૌન રહેતા, અને લોકસંસર્ગ ઓછો રાખતા. એ પરથી એ સદ્બોધ મળે છે કે જ્યાં સુધી વૃત્તિ પર રહેલા કુસંસ્કારો કે પૂર્વના અધ્યાસો નિમિત્ત મળતાં વાર જ પોતા તરફ ખેંચી શકે એવી જેમની કમજોર સ્થિતિ હોય, નિમિત્તો સામે ટકવાનું પૂર્ણ બળ હજુ કેળવાયું ન હોય, ત્યાં સુધી તેવા સાધકને કેવળ સાધના તરફ જ વધુ લક્ષ રાખવું ઘટે. સ્વદયા વિના પરદયા શક્ય નથી. પોતે પૂર્ણ રીતે સ્થિર થયો હોય તે જ બીજાને સ્થિર કરી શકે. સાધક પોતે આત્મલીનતા પામ્યો ન હોય, તે બીજાને સ્થિર કરવાના કોડ સેવે તો તે સંપૂર્ણરીતે ફળે નહિ. ભાવના ઊંચી હોય તોયે તેની પાછળ જ્યાં સુધી શક્તિનું અને સાધનોનું બળ ન હોય, ત્યાં સુધી તે ભાવના ક્રિયામાં પરિણમી શકે નહિ એમ હોઈ

ચિંતવ્યા પછી શ્રી મહાવીરે સૌથી પ્રથમ પોતાની શક્તિને વિકસાવવાનો એક જ માર્ગ સ્વીકાર્યો.

[૮] કોઈ પ્રશંસે કે કોઈ નિન્દે, કોઈ વંદે કે કોઈ ન વંદે, અને કોઈ બિચારા પામર, નિર્ભાગી કે અનાર્ય પુરુષો તે યોગીને દંડાદિથી મારે, વાળ ખેંચે કે દુઃખ આપે તોયે ભવ્ય અને શાન્તભાવને ધરનારા તે શ્રમણના મન પર તેની કશી અસર થતી નહિ. આત્મનિષ્ઠ જંબૂ! આ પ્રમાણે સહજ દશા પ્રવર્તવી એ સૌ કોઈને માટે સુલભ નથી.

**નોંધઃ**—એક જ પાત્ર પર પ્રશંસા અને નિંદા બન્ને થાય, તેમાં એ પાત્રને લઈને થાય છે કે પાત્રને જોનારની દૃષ્ટિને લઈને થાય છે તે વાત એક સામાન્ય બુદ્ધિથી વિચારતાંય સ્પષ્ટ જણાઇ રહે છે. જોનારની દૃષ્ટિથી જેવું દેખાતું હોય તેવી તે ક્રિયા કરે એ સ્વાભાવિક છે. તેમાં વળી પાત્રને લેવાદેવા શું? પણ આ વાત જ્યાં સુધી લોકાભિમુખ દૃષ્ટિ હોય ત્યાં સુધી સમજી શકાય નહિ અને સમજાય તોયે આચરી શકાય નહિ. શ્રી મહાવીરનું આત્મજ્ઞાન એમનામાં આ સહજતા સહેજે લાવી શક્યું હતું. બહારથી જન્મતું સુખ અને દુઃખ એ માત્ર બાહ્ય ધર્મ છે, આત્મધર્મ નથી, એવો એમનો સ્વાનુભવ એમને આવાં અનુકૂળ કે પ્રતિકૂળ બન્ને નિમિત્તોમાં સમભાવ જાળવી રાખાવતો હતો.

[૯] વળી તે યોગી રસ્તે જતાં પણ અસહ્ય અને અતિ કઠોર પરિષહોની કશી દરકાર કર્યા વગર સંયમમાર્ગમાં વીરતાપૂર્વક અડગ રહેતા. માર્ગમાં લોકોથી થતાં નૃત્ય કે ગીતોમાં તેઓ ન રાગ ધરતા કે દણ્ડયુદ્ધ અથવા મુષ્ટિયુદ્ધ જોઈને ન ઉત્સુક બનતા.

**નોંધઃ**—આગળ એકાંત સ્થાનમાં ધ્યાન ધરતી વખતની અને એકાંત સેવતી વખતની વાત કહેવાઇ હતી. અહીં સૂત્રકાર બીજી વાત કહે છે. ધ્યાન વખતે જ ચિત્તની સ્થિરતા કે અડોલતા રહેવી જોઇએ એમ કેટલાક સાધકો માનતા હોય છે, વળી કેટલાક તો આસન અડોલ રહે પછી ચિત્ત સ્થિર રહો કે ન રહો તોય ધ્યાન થયું એમ પણ માનતા હોય છે, એ યોગ્ય નથી. ધ્યાન એ તો ક્રિયામાત્ર છે, એ ક્રિયા પરથી વૃત્તિના સંસ્કારો પર જેટલી અસર થાય તેટલું જ એનું ફળ ગણાય. વૃત્તિના સંસ્કારોનો શુભ પલટો થાય એટલે એવા સાધકની પ્રત્યેક ક્રિયા શુદ્ધ બની રહે, એ સ્વાભાવિક છે.

નૃત્યાદિ લીલાઓ આંખનું પ્રબળ આકર્ષક નિમિત્ત છે. કોઇ સાધક સંકલ્પથી આંખને રોકે તોયે તેનું મન તો ત્યાં જાય જ. કારણકે પૂર્વ અધ્યાસને લઇને વૃત્તિનું ખેંચાણ થાય, એટલે તેમ બની જવું અસ્વાભાવિક નથી. મુષ્ટિ-યુદ્ધોના સંબંધમાં પણ તેવું જ છે. મુષ્ટ યુદ્ધોના આટલા દીર્ઘ પ્રચાર પરથી તે સમયના લોકોમાં શરીરવીરતા અને શરીરસુદઢતા કેટલી સુંદર હતી તેનો અહીં ખ્યાલ આવી શકશે. શરીરવીરતા વિના માનસિક વીરતા અને દૃઢ સંકલ્પબળ શક્ય નથી. શ્રી મહાવીર બન્ને પ્રસંગોમાં અડોલ રહેતા અને એમના મન પર પણ અસર ન થતી, એ એમના ઉચ્ચગામી ધ્યાનનું સફળપણું સૂચવે છે.

[૧૦] પ્રિય જંબૂ ! કદાચિત્ જ્ઞાતનંદન શ્રી મહાવીરને એકાંતમાં રહેલી સ્ત્રીઓ કે સ્ત્રીપુરુષનાં જોડલાંઓ કામકથામાં તલ્લીન થયેલાં નજરે પડી જતાં તો ત્યાં પણ તે રાગદ્વેષરહિત મધ્યસ્થભાવ જાળવી શકતા. અને એ રીતે એવા અનુકૂળ કે પ્રતિકૂળ પ્રસંગો પર કશું પણ લક્ષ્ય ન આપતાં એ જ્ઞાતપુત્ર મહાવીર સંયમમાર્ગમાં સ્થિર-બુદ્ધિથી પ્રવર્ત્યે જતા હતા.

**નોંધ**—આ ઉપરના ૫ માથી ૧૦ મા સુધીના સૂત્રોમાં શ્રમણ મહાવીરે ત્યાગ લીધા પછી જે સ્થિતપ્રજ્ઞતા સાધી એની વાત છે. ઘણી વખત જોવું એ આંખનો સ્વભાવ હોઈ, ઇચ્છા ન હોય તોયે એવાં અનેક દશ્યો નજરે પડે કે જે જોવાજેવાં ન હોય છતાયે એ નજરે પડે ત્યારે સ્થિતપ્રજ્ઞ સાધક કેવી રીતે વર્તે તેની આ વાત છે. સ્થિતપ્રજ્ઞ પોતે વિષયોને ન વાંચ્છે, તોય વિષયમાં આસક્તિવાળા જીવોને જોઈને તે તેના પર ઘૃણાયે ન લાવે એ તેમની સ્થિતપ્રજ્ઞતાની કસોટી છે. અહીં આવા પ્રસંગે રાગ ન આવે એ ઘણા સાધકોને માટે શક્ય છે, પણ દ્વેષ આવવાનું આ પ્રબળ નિમિત્ત છે. સ્થિતપ્રજ્ઞ સાધક આવે સમયે એમ વિચારી શકે છે કે "જે વસ્તુને અનિષ્ટ સમજું તે વસ્તુને હું ન સ્વીકારું, પણ જગતના સૌ જીવો માટે તેમ થવું સ્વાભાવિક ન હોય." અને આમ જાણીને જ તે વસ્તુ પર કે તે વસ્તુને પકડનાર વ્યક્તિ પર લેશ માત્ર દ્વેષ, ઘૃણા કે તિરસ્કાર ન લાવે. આ દૃષ્ટિ પ્રત્યેક સાધકે સાધનામાર્ગમાં જતાં લક્ષ્યગત રાખવા યોગ્ય છે.

[૧૧] શ્રી મહાવીરે ત્યાગદીક્ષા અંગીકાર કર્યા પહેલાં એટલે કે

ગૃહસ્થાશ્રમમાં પણ લગભગ બે વર્ષથી અધિક કાળ સુધી ઠંડું પાણી ત્યાગી, પોતાને માટે પીવા તથા વાપરવામાં અચિત્ત જળનો જ ઉપયોગ કર્યો હતો અને અન્ય વ્રતોનું પણ ગૃહસ્થાશ્રમમાં જ યથાશક્ય પાલન કર્યું હતું. શ્રમણ શ્રી મહાવીર એકત્વભાવનાથી તરબોળ અને કષાયરૂપ અગ્નિને ઉપશમાવી શાન્ત તથા સમ્યક્ત્વ (સજ્જ્ઞાન)ભાવથી ભરપૂર રહેતા. આત્માર્થી જંબૂ! આટલી યોગ્યતા પછી જ શ્રમણ મહાવીરે પોતે ત્યાગમાર્ગ અંગીકાર કર્યો હતો.

**નોંધઃ**—જેણે સાચું ભાન અને આત્મજાગૃતિ કેળવી છે તથા કષાયોનું બહુ અંશે શમન કર્યું છે, તે જ આદર્શ ત્યાગ પાળી શકે છે, એવો અહીં આશય છે. શ્રી ભગવતીસૂત્રમાં પણ મનુષ્યત્વ, સદ્ધર્મ, શ્રવણ, જ્ઞાન, વિવેક, પ્રત્યાખ્યાન અને સંયમ ઇત્યાદિ ભૂમિકાઓ વટાવી ગયા પછી જ એ સાધક ત્યાગની ભૂમિકાને પહોંચે છે એમ સમજાવ્યું છે. અને શ્રી મહાવીરે તો આ ક્રમિક ભૂમિકાઓમાં જીવીને જ બતાવી દીધું છે, કે સાધનામાર્ગમાં ક્રમપૂર્વક આગળ વધવા પર જ સરળતાનો આધાર છે. પૂર્ણ ત્યાગ કઈ ભૂમિકાએ શક્ય અને આચરણીય છે તે એમના આ જાતના ક્રમિક જીવનવિકાસ પરથી જાણી શકાય છે. જે સાધક શ્રમણ મહાવીરના ક્રમિક જીવનવિકાસના ઉદ્દેશને યાદ રાખી ડગલેડગલે ચાલશે એ કોઈ પણ ભૂમિકામાં હોવા છતાં ત્યાંથીયે પોતાના ધ્યેયને જાળવીને આગળ વધી શકશે એ નિઃશંક છે.

[૧૨] પ્રિય જંબૂ! તે પરમ શ્રમણ જ્ઞાતનંદન મહાવીર પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, સેવાળ, બીજ, લિલોતરી (વનસ્પતિ), તેમ જ ત્રસકાય (બીજા હાલતા ચાલતા નાનામોટા જીવજંતુઓ) ઇત્યાદિ સૌમાં 'આત્મા' છે અને એથી એ બધા સજીવ છે એમ યથાર્થ જાણીને વિચારીને તથા ચિંતવીને તેઓ જરા પણ ન દુભાય તેવી રીતે ઉપયોગ રાખી વિચરતા—આરંભથી દૂર રહેતા.

**નોંધઃ**—અહીં શ્રમણ મહાવીરના આ અતીન્દ્રિય જ્ઞાનની પ્રતીતિ છે. જૈનદર્શન સિવાય કોઈ પણ દર્શનમાં મહાવીરના કાળ સુધી પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ કે વનસ્પતિ જેવાં સ્થિર તત્ત્વોમાં ચેતન છે એવું વિધાન મળતું નહોતું, તેવા વખતે શ્રી મહાવીરના ધ્યાનદ્વારા આત્મજ્ઞાનનો વિકાસ

થતો ગયો તેમતેમ આખા જગતનો કોયડો ઉકેલાતો ગયો, અને શ્રમણ મહાવીરની અહિંસાની વ્યાખ્યા વધુ વ્યાપક થતી ગઈ.

આખા વિશ્વ સાથે જેને મૈત્રી સાંધવાના કોડ હોય, જેને જગતના જીવો સાથે પ્રેમનો મહાસાગર ઢોળવો હોય તે એક સૂક્ષ્મ ચૈતન્ય પરત્વે પણ ઉપયોગશૂન્ય વ્યવહાર ન રાખી શકે, લેશ પણ ગફલતભર્યું જીવન ન જીવી શકે, એમ શ્રમણ મહાવીરે ત્યાગમાર્ગમાં જીવીને બતાવ્યું અને સમજાવ્યું કે ત્યાગ વિના પૂર્ણ દયા કે અહિંસા જીવનના એકેએક વ્યવહારમાં વણાઈ શકતી નથી. આરંભથી મુક્તિ પણ આ જાતના સાચા જ્ઞાન પછી જ મેળવી શકાય છે. ત્યાં સુધી નિમિત્ત ન મળે, તો આરંભની ક્રિયા ભલે ન દેખાય પણ આરંભ તો છે જ. આરંભનું મૂળ વૃત્તિમાં છે. તે વૃત્તિના સંસ્કારો પછી પલટાઈ જાય છે, અને એ રીતે આરંભક્રિયાથી મનનો વેગ પાછો હઠી જાય છે.

શ્રી મહાવીર પણ આવું જીવનજીવીને છ કાયના પિયર અને છ કાયના નાથ બન્યા. આજે તો વિજ્ઞાનદ્વારા આખું જગત સ્વીકારતું થઇ ગયુ છે કે પાણી અને વનસ્પતિમાં ચેતન છે અને લાગણી પણ છે. આ જગતકલ્યાણનો અનુપમ ઉપકાર કશાય બાહ્ય સાધન વિના આત્મજ્ઞાનથી જ જાણનાર એ મહાન તત્ત્વચિંતક તપસ્વી શ્રી મહાવીરના ઉદાર ચરિત્રની, પ્રભાવની અને વાણીની પ્રસાદીરૂપ છે, એમ આજે પાશ્ચાત્ય વિદ્વાનો પણ મુક્તકંઠે ઉચ્ચારે છે. આ ઉપરથી એ પણ ફલિત થયું કે જ્ઞાન બહાર નથી; બહાર દેખાય છે તે જ્ઞાનનાં માત્ર સાધનો છે, જ્ઞાન નહિ, એટલું જાણ્યા પછી કયો આત્માર્થી અંતર તરફ નહિ વળે?

[૧૩] મોક્ષાર્થી જંબૂ! શ્રમણ તપસ્વી મહાવીરે જ્ઞાનથી એમ અનુભવ્યું છે કે સ્થાવર જીવો પણ કર્માનુસાર ત્રસરૂપે અને ત્રસજીવો પણ પોતાના કર્માનુસાર ભવાન્તરમાં સ્થાવરરૂપે ઉત્પન્ન થઈ શકે છે. સારાંશ કે જેટલા પ્રમાણમાં જીવોનાં રાગદ્વેષનું ઓછા કે વત્તાપણું તેટલા પ્રમાણમાં સર્વ પ્રાણી સર્વ યોનિઓમાં કર્માનુસાર પરિભ્રમણ કરતાં રહે છે. (આ રીતનું સંસારનું વૈચિત્ર્ય સંપૂર્ણ જ્ઞાન થવાથી તેઓને જણાય છે.)

નોંધઃ—આ સૂત્રમાં કર્મ એ જ ભવભ્રમણનું અને સંસારની વિચિત્રતાનું કારણ છે એમ બતાવ્યું. આ વાતને એક યા બીજી રીતે જરા ક

દર્શનો, મતો અને ધર્મો સ્વીકારે છે. કર્મ પોતે જડ હોવા છતાં જ્યાં સુધી જીવને સંગ હોય ત્યાં સુધી તેને જન્મમરણના ચક્રમાં ફરવું અને જગત સાથે સંબંધિત રહેવું અનિવાર્ય છે. એટલે જો કર્મ છે તો પુર્નભવનો સ્વીકાર પણ કરવો જ પડે છે, અને હવે તો પ્રત્યેક પાશ્ચાત્ય તત્વજ્ઞાની પણ એ વાત કબૂલ કરતા થઈ ગયા છે. એટલે આ સિદ્ધાંતને આથી વધુ દલીલોની આવશ્યકતા દેખાતી નથી. પરંતુ કર્મવાદનો સ્વીકાર કરવા છતાંયે ત્યાના બહોળા વર્ગની એ માન્યતા છે કે આખો સંસાર સ્વયં-નિયમિત અને વ્યવસ્થિત ચાલે છે, એટલે કે જે જીવાત્માઓ જે યોનિમાં જન્મે છે તે પાછાં ત્યાં જ જન્મી કર્મ એકત્રિત કરી મરીને પુનઃ તે તે સ્થાનોમા અને યોનિઓમા જન્મે છે. જ્યાંના કર્મ હોય ત્યાં જ તેને અવતરવું રહ્યું. પણ કર્મમીમાંસક શ્રી મહાવીરનો અનુભવ અહીં અનેરું અને કંઈ વિશેષ ભાખે છે. તેઓ કહે છે કેઃ–પશુ મરીને પશુ તથા માનવ મરીને માનવ જ થાય તો મુક્તિની ઝંખના અને પુરુષાર્થ શા માટે? જગતમાં જે કંઇ નિયમિનતા અને વ્યવસ્થિતિ દેખાય છે તેનું કારણ કર્મનો નૈસર્ગિક કાયદો જ છે. પણ નિયમિતતા અને વ્યવસ્થિતિ બીજા પદાર્થોને તેની યોગ્યતા પ્રમાણે નિયમિત અને વ્યવસ્થિત રાખે એટલું જ એનું કાર્ય. એ પોતે તો વિચિત્ર છે જ. મોરને પીંછા આવે, ગાયને શિંગડાં આવે, અને ગજરાજ-ને સૂંઢ આવે એ દેખાતી જગતની વિચિત્રતા કર્મની વિચિત્રતાને જ આભારી છે. અને તેનું પરિણામ પણ ભિન્ન હોવું જ જોઈએ. બધાં કર્મોનું પરિણામ એક જ રૂપે કેમ હોઈ શકે?

આ પછી આ બન્ને વચ્ચેની એક એવી મધ્યસ્થ માન્યતા અસ્તિ-ત્વમાં આવી કે જીવમાત્રનું કર્મદ્વારા ઊર્ધ્વગમન થાય છે. અને ઉપરાંત મુક્તિ પણ પુરુષાર્થદ્વારા થઈ શકે છે એ વાત માન્ય છે. પણ જગત આખું ક્રમપૂર્વક વિકસે છે અને તે ક્રમ પણ અનુલોમરૂપે, એટલે કે સીધી અને ઊર્ધ્વગતિરેખાએ વિલોમરૂપે નહિ. અન્યથા નિયમિતતા અને વ્યસ્થિતિનો નિયમ ખંડિત થાય. આ માન્યતા(વિકાસવાદીઓની છે. તેઓ એમ માને છે કે કર્મોની શુદ્ધિ કરે તો જીવ જે યોનિમાં હોય ત્યાંથી તેનો વિકાસ થાય છે, અથવા ત્યાં ને ત્યાં રહે છે. અને એનાં કર્મોની જેટલી અશુદ્ધિ તેટલાં તેને સાધનસંપત્તિ ઓછા મળવાનાં અને સુખ અને દુઃખનો અનુભવ પણ કરાવવાનાં.) પરંતુ કોઇ જીવ પોતે હોય તે કરતાં નીચેની યોનિમાં જતો નથી. (ભગવાન મહાવીર પોતાની સર્વજ્ઞતાદ્વારા તે માન્યતા

સંપૂર્ણ નથી એમ પુરવાર કરે છે. પોતાના પૂર્ણ જ્ઞાનથી એમણે એમ સ્વીકાર્યું છે કે સ્થાવર અને ત્રસ કોઈ પણ જીવો પોતાના શુભાશુભ કર્મદ્વારા નીચ કે ઉચ્ચ યોનિઓમાં જઈ શકે છે. અનુભવ પણ એમ જ કહે છે કે જે કર્મમાં જીવાત્માને વિકાસ આપવાની શક્તિ હોય તે કર્મમાં જીવને પતન આપવાની પણ શક્તિ હોવી અસ્વાભાવિક નથી. જો કર્મ એક જ પ્રકારનાં હોતાં નથી તો તેમાં પરિણામો પણ ભિન્નભિન્ન હોઈ યોનિમાં ઉત્પન્ન થવું એ આત્માના ઉચ્ચ કે નીચ સંસ્કારો પર નિર્ભર છે. જે જાતના જીવન-સંસ્કારો હોય તે જાતની યોનિમાં તે જીવ યોજાઈ રહે એ કર્મના અચળ અને વ્યાપક કાયદાને આભારી છે. અને તે ઊંડું વિચારતાં સ્પષ્ટ સમજાય તેવી બીના છે. સંસ્કારોમાં અજ્ઞાનજન્ય ક્રૂરતા અને સ્વાર્થ હોય તો તે સંસ્કારો જંગલી ભયંકર પશુયોનિમાં જ લઈ જાય, કારણકે તેમનું સ્વજાતિય તત્ત્વ ત્યાં હોય. સારાંશ કે કર્મની વિચિત્રતાનું મુખ્ય કાર્ય તો યોનિનું પરિવર્તન કરવું એ છે. સાધનસંપત્તિ મળવી કે ન મળવી એ તેના કર્મની ઉપલી બાજુ છે કે જેનો સીધો સંબંધ આત્મા સાથે નહિ પણ માત્ર દેહ સાથે છે. આને પુણ્ય અને પાપ તરીકે ઓળખાવવામાં આવે છે. પણ તે સાધનરૂપ હોય છે. સાધનનો સંબંધ સાધ્ય સાથે સમવાયરૂપે નિત્ય અને અનિવાર્ય હોતો નથી. ચિત્ત ઉપર જે સંસ્કારો પડે છે તે તો જીવાત્માની સ્થિતિ જ છે અને તે સ્થિતિ જુદીજુદી ગતિ અને ગતિમાં રહેલી ભિન્નભિન્ન યોનિઓમાં નિયમને અધીન બની જીવને ખેંચી જાય છે. પરિણામે, જીવાત્મા પોતે એક રૂપી હોવા છતાં તેના આકાર અનેક દેખાય છે. તે સંસ્કારોને લીધે આત્મા અને તે આજે એકરૂપ લાગે છે. આનું કારણ પણ સૂત્રકાર અહીં સ્પષ્ટ કરે છે કે તે સંસ્કારોય રાગ અને દ્વેષને અંગે જ છે, અને રાગદ્વેષની તરતમતાને લઈને તેમનામાં ફેરફારો પણ થવા સંભવિત છે.

આ રીતે રાગ અને દ્વેષ બે જ જીવનું ભિન્નભિન્ન યોનિઓમાં ભ્રમણ કરાવે છે, તે સંસ્કારોનું અને જુદીજુદી સાધનસંપત્તિ મેળવવાનું અને ગુમાવવાનું મૂળ છે. આથી એનો ક્રમિક સંક્ષય કરવો એ જ વિકાસનો હેતુ છે, અને એનો સંપૂર્ણ ક્ષય કરવો એ જ વિકાસની પરાકાષ્ઠા આનું શ્રી મહાવીરે જાણ્યું; અને તેથી જ રાગદ્વેષના વિનાશાર્થે સાધના આદરી. આ સાધનાનું મુખ્ય સાધન તે સમભાવ.

[૧૪] આ રીતે સત્ય પામ્યા પછી એ ભગવાને સ્પષ્ટ રીતે જાણ્યું કે ઉપાધિ (મમત્વ) એ જ આ સંસારમાં બંધન છે, અને એ મમત્વથી જ આ બિચારા સંસારના સર્વ અજ્ઞાની જીવો દુઃખ વેદી રહ્યા છે. તેથી કર્મોના યથાર્થ સ્વરૂપને સમજીને તેના મૂળ હેતુભૂત પાપકર્મનો તેઓશ્રી ત્યાગ કરતા હતા અને જગતનેય તે આદર્શ આપતા હતા.

**નોંધઃ**—સ્વાનુભવની આ સચોટ સાધના ક્રમપૂર્વક થવાથી જ તે ભગવાનના પદને પ્રાપ્ત થયા હતા તે બતાવવા પૂરતું 'ભગવાન' વિશેષણ વપરાયું છે. ઉત્તમ પ્રકારનું બીજ કે જે ફલિત થયા વગર રહેતું જ નથી, એવા ક્ષાયિક સમકિતની ઉચ્ચકોટિની ક્ષપકશ્રેણિનો ઉપર નિર્દેશ છે. (ક્ષપકશ્રેણી ૮ થી ૧૨ મા ગુણસ્થાનક સુધી હોય છે.) ક્ષપકશ્રેણીવાળા જીવને હવે પતન નથી. તેથી જ એને ભગવાન વિશેષણ ઉપયુક્ત છે. બીજે સ્થળે તો ઉપરનાં સૂત્રોમાં મુનિ, શ્રમણ, જ્ઞાતપુત્ર, મહાવીર વગેરે વિશેષણો આવ્યાં હતાં. દિવ્યવસ્ત્ર પાસે આવેલું 'ભગવાન' એ વિશેષણ ભાવી તીર્થંકૃતની પ્રતીતિરૂપ સમજવાનું છે.

મમત્વ એ સમભાવનું ઘાતક શસ્ત્ર છે. એટલે પહેલાં શ્રી મહાવીરને એ બાધક કારણોનો નાશ કરવો આવશ્યક લાગ્યો, તથા મમતા ઉતારવી ઇષ્ટ થઈ. એટલે પહેલાં એમણે ગૃહસ્થાશ્રમમાં અર્પણતાના ગુણને ખીલવ્યો, વરસીદાન કર્યું, અનુકંપા સેવી, કુટુંબ, સમાજ અને રાષ્ટ્ર સાથેની ઉચિત કર્તવ્યપ્રણાલિકા જાળવી, પછી જ વૈરાગ્યભાવની જાગૃતિ થતાં પદાર્થોનો ત્યાગ રાજમાર્ગ તરીકે સ્વીકાર્યો. પરંતુ બાહ્યત્યાગ પછી સંતોષ ન પકડી લેતાં જિજ્ઞાસા જાગૃત રાખી એમણે આ રીતે ધ્યાન, ચિંતન અને નિરીક્ષણદ્વારા આંતરિક મમત્વને ઘટાડવા માંડયું. એ મનની ક્રિયા ક્રિયાના હેતુએ નહોતી થતી, પણ મમત્વવૃત્તિના પલટા માટે થતી હતી.

[૧૫] આથી વહાલા જંબૂ! તે જ્ઞાની ભગવાને ઇર્યાપ્રત્યયકર્મ તથા સાંપરાયિક કર્મ એમ બન્ને પ્રકારનાં કર્મ તથા તે કર્મોને આવવાનો માર્ગ અને યોગ—એટલે કે એમનું આત્માની સાથે જોડાણ

એ ત્રણે વસ્તુ તત્ત્વોને બરાબર અનુભવી પોતે ઈર્યાપ્રત્યયકર્મમાં પ્રવર્તતા હતા અને જગતને પણ તેજ આદર્શ અર્પતા હતા.

**નોંધઃ**—આ સૂત્રમાં સૂત્રકાર ઉપરની વાતને જ વધુ સ્પષ્ટ કરે છે. ઈર્યાપ્રત્યયકર્મ અને સાંપરાયિક કર્મને ટી. હર્મન જેકોબી વર્તમાન અને ભાવી કર્મ તરીકે વર્ણવે છે. આ અર્થ વૃત્તિકારને કે કોઈ પણ ટીકાકારોને સંમત નથી. છતાં આ અર્થો એમણે શા હેતુએ લીધા છે તે એક પ્રશ્ન છે. મને લાગે છે કે ઈર્યાનો અર્થ ગતિ અને પ્રત્યયનો અર્થ નિમિત્ત થાય છે. એટલે ગતિ નિમિત્તે થયેલું કર્મ એવો શબ્દાર્થ લઈ વર્તમાન કર્મ લીધો હોય તો તે સંભવિત છે. પણ તોયે વ્યુત્પત્તિની દૃષ્ટિએ તપાસતાં પણ સાંપરાય સંબંધી કર્મનો અર્થ ભાવિકર્મ ઘટી શકતો નથી. વાસ્તવિક રીતે જોતાં આ બન્ને જૈન પરિભાષાના શબ્દો હોઈ એનો શબ્દાર્થ ઘટાડવો યુક્ત નથી. જોકે મૂળમાં તો ઈર્યાપ્રત્યયકર્મ કે સાંપરાયિક કર્મ એવું સ્પષ્ટ નથી. માત્ર બે પ્રકારની ક્રિયા એટલું જ કહ્યું છે.

વૃત્તિકાર મહાત્માએ ઈર્યાપ્રત્યયકર્મ અને સાંપરાયિક કર્મ સૂત્રકારને અભિમત છે એવું સ્પષ્ટ કર્યું છે. એને હું એવી રીતે ઘટાડું છું કે ઈર્યાપ્રત્યયકર્મ એટલે (જે ક્રિયા પાછળ એ ક્રિયાના કર્તાની આસક્તિ ન હોય એવી ક્રિયાદ્વારા બંધાયેલું કર્મ. દેહ છે ત્યાં સુધી હલન, ચલન, ખાન, પાન અને એવી આવશ્યક ક્રિયાઓ રહે, અને એ ક્રિયાઓ દેહ, ઇંદ્રિયો, મન અને આત્માની એકવાક્યતા વિના જન્મે નહિ; એટલે કર્મબંધન તો છે જ. પરંતુ નિરાસક્તભાવે બંધાયેલું કર્મ નિબિડ કે સ્નિગ્ધ નથી હોતું. તેનું આલોચના કે એવાં બીજાં સાધનોદ્વારા તુરત નિવારણ થઈ જાય છે. માટે એ ઈર્યાપ્રત્યયકર્મ એટલે કે જવાના નિમિત્તરૂપ કર્મ કહેવાય છે) અને જે ક્રિયા આસક્તિપૂર્વક થાય છે, તે દ્વારા બંધાયેલું કર્મ સાંપરાયિક એટલે સંસાર વધારનારું કર્મ હોવાથી સાંપરાયિક કર્મ કહેવાય છે. આ બન્ને પ્રકારનાં કર્મોમાં બીજું બંધન કર્તા, દુઃખકર્તા અને સંસારકર્તા છે. તેથી એના ક્ષય તરફ જ પ્રધાન લક્ષ્ય હોવું ઘટે.) શ્રી મહાવીરે તે તરફ જ વધુ લક્ષ આપ્યું હતું, અને તેથી જ તે ક્રમિક વિકાસ પામ્યા હતા. એમ કહી સૂત્રકાર એમ ચોખ્ખું સમજાવી દે છે કે ક્રિયા તરફ જોવા કરતાં એ ક્રિયા શાથી અને શા સારુ થાય છે તે તરફ જુઓ; એટલે કે તમારી કઈ વૃત્તિ તમારી પાસે એ ક્રિયા કરાવે છે અને એ ક્રિયા પછી તેનું પરિણામ વૃત્તિ પર કેવા

આકારમાં આવે છે એ તપાસતા રહો—પછી તે ક્રિયા વ્યવહારની હો કે ધર્મની હો. આનું જ નામ ઉપયોગ, જાગૃતિ કે સાવધાનતા.

[૧૬] સુજ્ઞ જંબૂ! આ રીતે તે ભગવાન સ્વયં શુદ્ધ અહિંસાને અનુસર્યા અને અન્ય સુયોગ્ય સાધકોને પણ આ માર્ગે અધઃપતનથી અટકાવવામાં સમર્થ થયા. વળી એમણે સ્ત્રીસંસર્ગ તથા એના પરિણામને યથાર્થ જોઇ લીધા પછી એમ કહ્યું કે અબ્રહ્મચર્ય પણ સર્વ કર્મોનું મૂળ છે. માટે આ રીતે પદાર્થમોહ અને સ્ત્રીમોહથી પર થવું ઘટે. મોક્ષાર્થી જંબૂ! હું તને કહું છું કે શ્રી મહાવીર પોતે પણ એ બન્નેનો ત્યાગ કરીને જ સર્વ કર્મનો ક્ષય કરી શક્યા છે, અને પરમાર્થદર્શી–કેવળ જ્ઞાની–સર્વજ્ઞ બની શક્યા છે.

**નોંધઃ**—અહીં શુદ્ધ અહિંસાનો કરાયેલો નિર્દેશ, નિરાસક્તિની ભાવનાથી પળાતી અહિંસા જ શુદ્ધ અહિંસા છે એવો જે શીતોષ્ણીયના બીજા ઉદ્દેશકમાં ઉલ્લેખ આવ્યો છે તેનું વધુ સચોટ નિરૂપણ કરે છે. શ્રી મહાવીર પોતે તે જીવતા એટલે એ એના પૂર્ણ દૃષ્ટાંતરૂપ છે. જ્યાં સુધી વૃત્તિમાં મમત્વ અને આસક્તિ હોય ત્યાં સુધી પૂર્ણ અહિંસા ન પળાય. આ વાત મનનીય હોય તોયે અનુભવગમ્ય તો છે જ.

બીજી વાત સ્ત્રીસંગના ત્યાગની કહી છે. જોકે આનો સમાવેશ પણ મમત્વના ત્યાગમાં આવી જ જાય છે, તોયે તેનો પૃથક્ નિર્દેશ કરવાનું કારણ એ છે કે પદાર્થમોહ કરતાંયે સ્ત્રીમોહ સંસારનું મૂળકારણ છે. સ્ત્રીમોહ પાછળ છાયાની પેઠે પદાર્થમોહની લાલસા આવે છે. સ્ત્રીમોહ છૂટ્યા પછી તેને છૂટતાં વાર લાગતી નથી. પણ સ્ત્રીમોહ અને સ્ત્રીઆકર્ષણ બન્ને વસ્તુ શું છે? સ્ત્રીઆકર્ષણ શાથી જન્મે છે? અને એ આકર્ષણ પછી મોહનું સ્વરૂપ કેવી રીતે અને શા માટે પકડે છે એ વાત અગાઉ વિચારાઈ ગઈ છે. એમાંથી કંચન અને કામિનીના ત્યાગની પાછળ લાલસા અને વાસનાના સંસ્કારો—પૂર્વાધ્યાસો—ને દૂર કરવાનો આશય સમજાશે.

[૧૭] (આ રીતે એ શ્રમણવરના મૂળ ગુણોને બતાવી હવે સૂત્રકાર ઉત્તર ગુણોને પ્રકટ કરે છે) મતિમાન્ જંબૂ! તે ભગવાને આધાકર્માદિ દૂષિત આહાર સેવનથી (વૃત્તિ કલુષિત થાય છે અને તેવી વૃત્તિથી) કર્મબંધન થાય છે એમ જોયું, અને તેથી જે કંઈ બંધનના

કારણરૂપ છે તેનો ત્યાગ કરીને તે ભગવાન શુદ્ધ, સાત્વિક અને પરિમિત આહાર–ભોજન લેવા લાગ્યા હતા.

**નોંધઃ**—ઉપરનાં બધાં સૂત્રોમાં વૃત્તિ પર જ કર્મબંધનનો મુખ્ય આધાર છે એમ શ્રમણ મહાવીરના જીવનથી ફલિત થયું. અહીંથી તેમની ક્રિયા કેવી હતી તે સૂત્રકાર વર્ણવવા માગે છે. અને તે પ્રસ્તુત તથા યોગ્ય છે. "ક્રિયા ગમે તે કરી શકાય માત્ર એમાં નિરાસક્તિ હોવી જોઈએ" આવી જાતની સાધકની વૃત્તિ એને ઘણીવાર ઠગી નાખે છે, અને ક્રિયા કે નિયમો તરફ દુર્લક્ષ્ય ધારણ કરાવી એને ઊલટે માર્ગે ચઢાવી દેવામાં મદદરૂપ થાય છે, એનું આમાં વારણ છે. નિરાસક્ત પુરુષ ગમે તે ક્રિયા કરી શકે એવી એને છૂટ હોઈ શકે નહિ. અને ખરી વાત તો એ છે કે નિરાસક્ત પુરુષ તો ઊલટો વધુ જાગૃત હોય. તેની એક પણ ક્રિયા નિરર્થક ન હોય અને નિયમોના બંધન તો એને પણ એવાં જ હોય. આસક્તિ અને નિરાસક્તિના ભેદ એ છે કે, જ્યાં સુધી આસક્તિ હોય ત્યાં સુધી એ નિયમો નિયમોરૂપ રહે અને નિરાસક્ત થયા પછી એ સ્વભાવગત થઈ જાય. આથી ફલિત એ થયું કે નિરાસક્તને પણ ક્રિયા અને નિયમો હોય જ, પણ એ બધાં સ્વાભાવિક હોય.

શ્રમણ મહાવીરે વૃત્તિમાં નિરાસક્તિથી સાધનાનો પ્રયોગ શરૂ કરેલો તોપણ આહારની સાત્વિકતા પર વૃત્તિની સાત્વિકતા રહેવાનો વધુ સંભવ હોવાથી તેના સંસ્કારો એવા ટેવાયેલા હતા કે તેઓ આહારશુદ્ધિ જાળવવા પર બરાબર લક્ષ આપતા.

આધાકર્માદિ ભોજનના કુલ્લે ૪૭ સુડતાલીસ દોષો છે તેનું વર્ણન શ્રી ઉત્તરાધ્યયનાદિ સૂત્રોમાં છે. કોઈને પણ બોજા રૂપ ન થતા શુદ્ધ અને સાત્વિક આહારથી સંયમી જીવનનો નિર્વાહ કરવો એવો એ નિયમોની પાછળ આશય છે.

[૧૮] તપસ્વી જંબૂ! વળી આ વખતે શ્રમણ મહાવીર પર-વસ્ત્રને અંગે ધરતા નહિ કે પરપાત્રમાં જમતા પણ નહિ અને અપમાનને ન ગણતાં વીરતાપૂર્વક ભિક્ષાર્થે જતા.

**નોંધઃ**—"શ્રી મહાવીર પરવસ્ત્ર અંગે ધરતા નહિ કે પરપાત્રમાં જમતા નહિ" સૂત્રકારના આ વાક્ય સામે પ્રશ્ન ઉદ્ભવે છે કે શ્રી મહાવીર પોતે અચેલક એટલે કે નિર્વસ્ત્ર થયા હતા એવો ચોથા સૂત્રમાં ઉલ્લેખ

તો પછી ફરીથી અહીં વસ્ત્રનો ઉલ્લેખ શા માટે ? એની પાછળ જે રહસ્ય છે તે શું છે ? એ જોઈએ.

વૃત્તિકાર અહીં પરના બે અર્થો ઘટાડે છે (૧) પર-એટલે બીજાનું. (૨) પર-એટલે ઉત્તમ. આ બેમાંથી ગમે તે એક અર્થ લઈએ તોય શ્રી મહાવીરનું વસ્ત્રપરિધાનપણુ તો સિદ્ધ થઈ જ જાય છે. અને જો તેમ જ હોય તો અચેલકનો અર્થ નિર્વસ્ત્રને બદલે 'અલ્પવસ્ત્રી કે અલ્પમૂલ્યવાળું વસ્ત્ર' લેવો ઘટે. દીર્ઘતપસ્વી મહાવીરે દિવ્ય વસ્ત્ર તેર માસ સુધી તો ધારણ કર્યું જ હતું અને તે કાળ દરમ્યાનની આ બીના હોય એ પણ સંભવિત છે. તે ગમે તે હોય. પરંતુ અહીં પર એટલે બીજાનું અર્થ લેવો મને પ્રસ્તુત નથી લાગતો. પોતાનું અને પારકું એવી ભેદબુદ્ધિ જ નષ્ટ થઈ હોય એવી ઉચ્ચ નિર્ગ્રન્થ ભૂમિકા પર તેઓ તે સમયે હતા એવું મારું સૂત્રોમાં આવતા ગુણોને લીધે દૃઢ મંતવ્ય છે. જો તેઓ અચેલક એટલે નિર્વસ્ત્ર જ રહ્યા હોય, તો પરનો અર્થ અહીં એ રીતે ઘટી શકે કે શ્રમણ મહાવીર વસતિમાં ભિક્ષાર્થે જતા હોય અને ત્યાં તેમને નિર્વસ્ત્ર જોઈ કોઈ ગૃહસ્થને મન એમ થાય કે "આ મુનિને વસ્ત્ર નહિ મળવાથી નગ્ન રહેતા હશે માટે વસ્ત્ર આપું" તે આપવા છતાં મુનિશ્રી ન ઇચ્છતા, તેમ જ ગૃહસ્થ પોતાને ત્યાં ભોજનનું કહે તોય તેનાં પાત્રમાં તે ન જમતાં માત્ર કલ્પતી અને અલ્પ ભિક્ષા જ લેતા આ આર્થ લેવો મને વધુ સુસંગત લાગે છે. સૂત્રપરિભાષામાં પરનો અર્થ ગૃહસ્થ કર્યો હોય એવા શ્રી દશવૈકાલિક અને આ સૂત્રમાં પણ અનેક ઉલ્લેખો મળે છે.

વળી અહીં ભિક્ષાની આવતી બીના એ વાતની સાક્ષી પૂરે છે શ્રી મહાવીર કે જે પૂર્વાશ્રમમાં એક સિદ્ધાર્થ જેવા મહારાજાના યુવરાજ હતા તેવા પુરુષનું ભિક્ષા માગવા નીકળવું કેટલું દુઃખદ હોય એ વાત તો કેવળ અનુભવગમ્ય જ છે. તોય તેમને માન કે અપમાન નડતાં નહોતાં, તેઓ વીરતાપૂર્વક ભિક્ષાર્થે જઈ શકતા, આટલું કહી અહીં સૂત્રકાર તેમના પૂર્વ-અભ્યાસો તેમને ઘડીઘડી પીડતા નહોતા એમ બતાવે છે.

સાધકે માનાપમાનમાં સમતા કેટલી કેળવી છે? તેની ભિક્ષામય જીવનથી કસોટી થાય છે. ભિક્ષા એ ત્યાગી જીવનનું કપરું અને કઠિન વ્રત છે. ભિક્ષા અને પાદવિહાર એ બે એવા જ્ઞાનનાં સાધનો છે કે જે જ્ઞાન ભૂગોળના કે માનસશાસ્ત્રના અનંત ગ્રંથોથીય ન મળી શકે. એવું લોકમાનસનું જ્ઞાન આ

એ સાધનો દ્વારા મળી રહે છે અને ત્યાગી જીવનના આદર્શનો પ્રચાર પણ આ બે સાધનો દ્વારા સહેલાઈથી ગામડે ગામડે પહોંચી વળે છે એ દૃષ્ટિએ જ શ્રમણસંસ્થા માટે આ બે સાધનો નિર્માયાં છે.

[૧૯] આત્માર્થી જંબૂ! શ્રમણ મહાવીર, ભિક્ષાથી મળતાં અન્નપાનમાં પણ નિયમિત અને પરિમિત જ ભિક્ષા લેતા, અને એ પરિમિત ભિક્ષામાંથી મળતા રસમાં પણ તેઓ આસક્ત ન થતા, તેમ રસની પ્રતિજ્ઞાય નહોતા કરતા. મોક્ષાર્થી જંબૂ! હું ખરેખર કહું છું કેઃ—આમ બનવું એ તેમને માટે સહજ હતું, કારણ કે તેઓ હવે દેહભાનથી એટલા તો પર થયા હતા કે આંખમાં કણું પડયું હોય તો કાઢવાની કે ખરજ આવે તો ત્યાં ખરડવાની યે તેમને ઇચ્છા થતી ન હોતી.

**નોંધઃ**—આ સૂત્રમાંથી શ્રમણ મહાવીરની અનેક વિશેષતાઓ અને સહજ દશાઓ તારવી શકાય તેમ છે. એક તો શ્રમણ મહાવીરને ખંજોળવાનુંય મન થતું નહિ એ પરથી તેમનું દેહભાનથી પર રહેવું વાણી માત્રમા નહોતું પણ સહજ હતું એ ફલિત થાય છે. બીજું આવી સહજ દશા હોવા છતાં ય ગમે તે રીતે ખાવું, ગમે ત્યાં અને ગમે ત્યારે જવું એવી જાતના અનિયમિત અને અવ્યવસ્થિત જીવનને જે સહજ દશાનું આરોપણ કરવામા આવે છે એવી એ સહજ દશા આ નહોતી. જેમજેમ સહજ દશા થતી ગઈ, તેમ તેમ શ્રમણ મહાવીરનું જીવન ઊલટું વધુ નિયમિત અને વ્યવસ્થિત થતું ગયું અને એ જ વાસ્તવિક છે. જેમજેમ નૈસર્ગિક જીવનને અનુકૂળ થવાય તેમતેમ જીવનમાંથી કૃત્રિમતા અને અનૈસર્ગિકતા નીકળી સાચી નિયમિતતા અને વ્યવસ્થિતિ સ્વાભાવિક દાખલ થતી જાય; એ વાત અનુભવથી ગળે ઊતરે એવી છે.

ત્રીજી વાતમાં અહીં રસ અને સ્વાદની ભિન્નતા સૂત્રકારે વર્ણવી છે અને એ વિચારવા યોગ્ય છે. પ્રથમ મૂકેલા રસ પદનો અર્થ વૃત્તિકારે પણ વિકૃતિ જ કર્યો છે. એટલે કે શ્રમણ મહાવીર સ્વાદમાં આસક્ત નહોતા બનતા, અને એમ થવું તેમને સ્વાભાવિક હતું. પણ રસની તેઓ પ્રતિજ્ઞા પણ નહોતા કરતા, એ વાક્ય ગંભીર અને મનનીય છે. સૂત્રકાર અહીં એમ કહેવા માગે છે કે રસ તો પદાર્થમાત્રમાં સ્વાભાવિક છે. એટલે જેમ તરફ એમની રુચિ નહોતી, તેમ સ્વાભાવિક મળતા રસ તરફ અણ-

નહોતો. આ વાત સાધકોએ લક્ષમાં રાખવા જેવી છે. ઘણીવાર સાધક એ કરતાં કંઈક બીજું જ કરતો હોય છે. એ એક તરફ તો રસ તરફ ઘૃણા કરતો હોય છે, અને બીજી તરફ સ્વાદને હોંસેહોંસે કરીને ખાતો હોય છે. દા. ત., જેણે ઘી, ગોળ કે દૂધ, દહીંની પ્રતિજ્ઞા કરી હોય એવો સાધક મરચું, તેલ, મસાલો ખૂબ ખાવા માંડે છે, અથવા બીજા વિવિધ પદાર્થો મેળવી એનો સ્વાદ કરી ખાવા લાગે છે. આનું પરિણામ એ આવે છે કે:-પદાર્થ-ત્યાગ પછી વૃત્તિ પર જે પલટો થવો જોઇએ એ નથી થતો. અહીં શ્રી મહાવીરના જીવનમાં રસ અને સ્વાદની ભિન્નતાનો જે વિવેક છે તે ખૂબ વિચારીને આચરવા યોગ્ય છે.

[૨૦] જિજ્ઞાસુ જંબૂ! તેઓ માર્ગે જતી વખતે પીઃ પાછળ ફરીને કે આડીઅવળી દૃષ્ટિ કરીને જોતા નહિ, પણ માર્ગ પર સીધી દૃષ્ટિ રાખીને એક માત્ર ચાલવાની જ ક્રિયા કરતા. તે ક્રિયા વચ્ચે કોઈ બોલાવે અને ખાસ પ્રસંગ પડે તો જ અલ્પ બોલતા, નહિ તો પ્રાયઃ મૌન સેવી કેવળ પોતાના માર્ગ સામે જોઈને યત્નપૂર્વક ચાલ્યા જતા.

**નોંધઃ**—આ સૂત્ર પરથી એક તો તેઓ જે વખતે જે ક્રિયા કરતા તે વખતે તેમાં જ લીન રહેતા એટલે કે તેમના ચિત્તની અજોડ એકાગ્રતા હતી એ ફલિત થાય છે. અને બીજું એ કે માર્ગે જતાં અનેક પ્રકારનાં દશ્યો કે કારણો ઉપસ્થિત થાય અથવા પૂર્વાધ્યાસને લઈને મનનું ખેંચાણ થાય તોય તેઓ ત્યાં સંયમ જાળવતા. એટલે કે એકાગ્રતાનાં બાધક કારણોને શીઘ્ર દૂર કરી શકે એટલા એ સમર્થ શક્તિમાન હતા. આ પરથી એ પણ ભાવ સહેજે નીકળી આવે છે કે એકાગ્ર સાધક જે તે ક્રિયામાં તન્મય થાય એવી સ્થિતિ જ તેની એકાગ્રતાની સિદ્ધિનું પ્રમાણ છે. જે ક્રિયામાં એકાગ્રતા હોય છે તેમાં હૃદય અને બુદ્ધિ બન્નેના અંશો જાગૃત રહે છે. એટલે તે કાર્ય વિવેકબુદ્ધિથી ગળેલું અને પ્રેમપૂર્ણ થતું હોઈ તેમાં અસદ્ અંશો ભળી જઇને તે અશુદ્ધ થતું નથી તેમ ગાઢ કર્મબંધનના કારણભૂત પણ થતું નથી.

[૨૧] તત્ત્વજ્ઞ જંબૂ! નિર્ગ્રંથ મહાવીર હેમંતઋતુમાં દીક્ષિત થયા હતા. અને તે વર્ષની વર્ષાઋતુ પછી શરદ તથા હેમંતઋતુ વીત્યા બાદ બીજે વર્ષે શિશિરઋતુ આવતાં જ તેમણે પોતાની પાસે રહેલા વસ્ત્રનો ત્યાગ કર્યો હતો, અને એ વસ્ત્ર ત્યાગીને જિતેન્દ્રિય શ્રમણ-વીર શ્રી મહાવીર છૂટે હાથે અને છૂટે ખંભે વિચરતા હતા.

**નોંધઃ**—આ સૂત્રમાંથી એ સ્પષ્ટ થયું કે શ્રમણ મહાવીરે વસ્ત્ર પણ તેર જ માસ પોતાની પોતાની પાસે રાખ્યું. તેટલો વખત રાખવાનું સપ્રયોજન હતું એ વાત આગળ કહેવાઇ ગઈ છે. પરંતુ શિશિરઋતુમાં પુષ્કળ ઠંડી પડતી હોવા છતાં એ વસ્ત્રનો ત્યાગ કર્યો તેની પાછળ તેમની દીર્ઘ તપસ્વીવૃત્તિ જણાઇ આવે છે. તોયે સૂત્રકાર કહે કે તે તપશ્ચર્યા અસહજ નહોતી. શીતનું શરીર ઉપર ભાન થાય અને વસ્ત્ર છોડવું એ સહજ તપશ્ચર્યા નથી. શ્રમણ મહાવીરને તેવું નહોતું, તેમને તો "ભલું થયું ભાંગી જંજાળ" જેવું હતું. એથી વસ્ત્ર છૂટયું એટલે ખાંધોઅને હાથ રોકાઇ રહેતા હતા, તે હવે છૂટા થયા. અને જ્યારે આવી જાતની ઉત્કટ ભાવના થઈ ત્યારે જ તેમણે વસ્ત્રને છોડયું હતું, ત્યાં સુધી નહોતું છોડયું. કડકડતી ઠંડીમાં હાથ ખાંધા ઉપર સ્વાભાવિક બિડાઈ જતા લાગે, પણ એમના હાથ ખાંધા ઉપર નહોતા રહેતા એ જ એમની સહજ તપશ્ચર્યાની કસોટી છે. આથી એ પણ ફલિત થયું કે તપશ્ચર્યા એ સહજ થતી ક્રિયા છે. જે વીરતાભરી ક્રિયાથી ઇચ્છા, વાસના કે લાલસાનો વિજય થાય તે જ આદર્શ તપશ્ચર્યા.

[૨૨] મોક્ષના નિકટવર્તી શિષ્ય ! એ રીતે જ્ઞાની અહિંસક અને અતિ નિઃસ્પૃહ એવા શ્રમણ ભગવાન મહાવીરે ત્યાગના નિયમોનું પાલન કર્યું છે. અન્ય મુનિ સાધકો પણ એ દૃષ્ટિએ એ વિધિને પાળે.

**નોંધઃ**—જ્ઞાનનું ફળ વૃત્તિમાં અહિંસાનું પરિણમવું તે; અને નિઃસ્પૃહતા જાગ્યા વિના અહિંસા ક્રિયાત્મક બને નહિ. એટલે શ્રમણ ભગવાન મહાવીરને જ્ઞાન થયા પછી તેઓ વધુ ને વધુ અહિંસક અને નિઃસ્પૃહ બનતા ગયા. એમ વદીને સૂત્રકાર એ કહેવા માંગે છે કે સર્વ મુનિઓ એ દૃષ્ટિએ સાધનાના નિયમનું પાલન કરે; એટલે કે શ્રમણ મહાવીરે જેમ પોતાના વિકાસ તરફ પ્રતિપળે દૃષ્ટિ રાખી હતી તેમ સૌ પોતાની પ્રત્યેક ક્રિયાદ્વારા પોતાનું અંતઃકરણ કેટલું વિકસ્યું એનો મેળ રાખે, અને લોકાભિમુખ દૃષ્ટિ છોડી આત્માભિમુખ બને.

## ઉપસંહાર

ભિક્ષાર્થી ભિક્ષુનું જીવન નગર [illegible] જનસંપર્ક રહે છે. અને પરિચિત સ્થળોમાં વારંવાર રહેવાથી રાગબંધન વધવા [illegible] લોકસંપર્કની જીવન [illegible] અસર પડવાનો જે ભય રહે છે તે વિહારથી દૂર થાય છે. [illegible]

ત્યાગી સાધકનાં પાદવિહાર અને ભિક્ષા જનકલ્યાણના હેતુભૂત હોઈ ઉપયોગી છે, તેમ સાધકના પોતાના વિકાસ માટેય આ રીતે ઉપયોગી છે. શ્રમણ મહાવીરે સાધનાકાળમાં પોતાના ધ્યેયને જાળવવા સારુ જે અખંડ જાગૃતિ રાખી હતી, તેવી જાગૃતિ પ્રત્યેક ત્યાગી સાધક રાખે. ધ્યેય જાળવીને જે ક્રિયા થાય છે તે અલ્પ હોય તોયે તેનું ફળ જીવન પર અદ્ભુત અને અજોડ અસર ઉપજાવે છે.

શ્રમણ મહાવીર પૂર્વકાળના યોગી હતા અને જ્ઞાની પણ હતા, છતાં ગૃહસ્થ જીવનના આદર્શથી માંડીને ત્યાગના ઉત્કૃષ્ટ આદર્શ સુધી તેઓએ ક્રમ જાળવી જગતકલ્યાણ સારુ સાધકની વિકાસસીડી સમજાવી.

ગૃહસ્થાશ્રમમાં રહ્યા તોયે ધ્યેયપૂર્વક રહ્યા. ગૃહસ્થાશ્રમ છોડ્યો તોયે ધ્યેયપૂર્વક છોડ્યો. સંબંધો છોડ્યા તે પણ સમજીને છોડ્યા. ત્યાગને આરાધ્યો તે પણ ક્રમપૂર્વક આરાધ્યો. તથા સંયમનો અને તપશ્ચરણનો ક્રમ વગેરે બધું પણ ક્રમશઃ અને હેતુપૂર્વક પાળ્યું અને પરૂપ્યું. વસ્ત્ર ધારણ કરો કે ત્યાગો એમાં મુક્તિનાં મૌક્તિક નથી, પણ મુક્તિ તો મૂર્છાના ત્યાગથી છે એમ એમણે જીવી બતાવ્યું. તેઓના ત્યાગમાર્ગની વચ્ચે કંઈક સ્ત્રીઓનાં, મધુર ભોજનોનાં, મંજુલ સાધનોનાં અને ભક્તોનાં યશોનાં ઇત્યાદિ પ્રલોભનો હતાં. તોયે તેઓ સંયમમાં સ્થિર રહ્યા અને કર્કશ વચનો, કલુષિત નિંદા, તાડન, તથા અપમાનનાં દુઃખો સામે પણ તેઓ અડોલ રહ્યા. આ રીતે એમણે પોતાના જીવનદ્વારા સાધકોને સમતાયોગની સાધનાનું રહસ્ય સમજાવ્યું. પોતાના પગ ઉપર ઊભા રહી જેમ શ્રી મહાવીર અલ્પમાંથી મહાન બન્યા અને ક્રમશઃ સંપૂર્ણ થયા, તેમ તે માર્ગે પ્રત્યેક સાધક પોતાની શક્તિ તપાસી, ક્રમપૂર્વક આગળ વધી, પોતાનું ધ્યેય નિશ્ચિત કરીને તે દ્વારા અભીષ્ટ સાધવાનો પ્રયાસ કરે.

એમ કહું છું.

ઉપધાનશ્રુત અધ્યયનનો પ્રથમ ઉદ્દેશક સમાપ્ત થયો.

---

**સ્થાનોમાં આવી પડતી કપરી પરિસ્થિતિમાં કેટલી અને કેવા પ્રકારની સમતા જાળવે? તે શ્રી નિર્ગ્રંથ મહાવીરના સાધનાકાળના જીવનવર્ણનમાંથી સમજાવવા ઇચ્છતા**

**ગુરુદેવ બોલ્યાઃ—**

[૧] નિર્ગ્રંથ જંબૂ સ્વામીએ ભગવાન સુધર્મ સ્વામીને પ્રશ્ન કર્યો કે ગુરુદેવ! તે શ્રમણ શ્રી મહાવીરે વિહાર કરતાં ક્યાં અને કેવાં સ્થાનોમાં નિવાસ કર્યો હતો તે હવે આપ કૃપા કરીને કહો.

**નોંધઃ**—આ શ્લોકને વૃત્તિકાર કે પ્રાચીન ટીકાકારોએ નથી સંભાર્યો પરંતુ સૂત્ર તથા પુસ્તકોમાં દેખાય છે.

[૨] ગુરુદેવ બોલ્યાઃ—સાંભળ શિષ્યજંબૂ! કોઈ વખતે એ વીર શ્રમણ નિર્જન ઝૂંપડાંઓમાં, ધર્મશાળાઓમાં, પાણી પીવા માટે બંધાયેલી પરબોમાં કે હાટડાઓમાં રહેતા તો વળી કોઈ વખત લુહાર વગેરેની કોઢોમાં અથવા ઘાસની ગંજીઓની નીચે પણ રહેતા.

**નોંધઃ**—(૧) શૂન્ય ગૃહને આવેશન કહે છે. જંગલમાં કે વસતિથી દૂર અમુક ઋતુમાં પોતાને રહેવા માટે લોકો ઝૂંપરાંઓ બનાવે છે, અને પછી તે કૂબા કે ઝૂંપડાંઓ છોડીને ગામમાં રહેવા ચાલ્યા જાય છે, આવાં ઝંપડાંઓને પણ આવેશન કહેવાય છે. ઉપર જે નિર્જન ઝંપડાંઓ એવો અર્થ કર્યો છે એ આવેશન શબ્દનો અર્થ છે. (૨) સભાનો અર્થ અહીં ધર્મશાળા કે ઝંપડીઓ થાય છે. (૩) પાણીની પરબને સંસ્કૃતમાં પ્રપા કહે છે. (૪) પુણ્યશાળી એટલે હાટડા. તે કાળે નાનાંનાનાં ગામડાંઓની વચ્ચે જુદીજુદી પ્રજાને ઉપયોગી થાય એવા માલની બજારો ભરાતી અને તે સારુ હાટડાઓ ગોઠવવામાં આવતા. હાલ પણ જે ગામડાઓની આસપાસ શહેરનું ઝેરી જીવન નથી તેવા નાનાં ગામડાંઓમાં આ પ્રથા ચાલુ છે. (૫) તે કાળે યંત્રયુગ ન હોવાથી અને વાસણની ધાતુઓમાં પણ લોખંડ અને કાંસું વપરાતું હોવાથી લુહારની આવશ્યક્તા ખૂબ રહેતી અને તેથી વસતિથી દૂર પણ લુહારની પુષ્કળ કોઢો રહેતી. (૬) ઘાસના ઢગલા નીચે એટલે એ કાળે નીચે થોડી જગ્યા રાખવા માટે કોઇ આધાર રાખી તેની ઉપર ઘાસની ગંજીઓ વિશેષ ખડકાતી હોઈ તેની નીચે જગ્યા મળવાનો બહુ સંભવ હતો.

આ રીતે શ્રમણ મહાવીર પોતાના વિહારમાં એવાં સ્થાનોનો ઉપયોગ કરી લેતા કે જે વસતિથી દૂર હોય, એકાંતમાં હોય અને જ્યાં પોતાને રહેવાથી બીજા કોઈને કશીયે અડચણ ન પડતી હોય.

ઉપરનાં સ્થાનોનો નિર્દેશ પ્રાયઃ રાત્રિનિવાસને ઉદ્દેશીને છે. આ સૂત્રને તે કાળની ઐતિહાસિક દૃષ્ટિથી તપાસીએ તો આ સ્થાનો પરથી તે કાળનું લોકજીવન કઈ જાતનું હતું એનો સ્પષ્ટ ખ્યાલ આવે છે (૧) વસતિથી દૂરનાં ઝુંપડાંઓ, એ કાળના લોકોમાં શ્રમજીવિત્વ તથા સાદું છતાં સુખી અને સુવાસ તથા મીઠાશભર્યું જીવન હોવાનું સૂચવે છે. (૨) ધર્મશાળાઓ તે કાળના લોકોની પરગજુ અને સ્વાર્થત્યાગની ભાવનાનું પ્રતીક છે. (૩) પાણીની પરબો લોકોના કર્તવ્ય, સજ્જનતા, ઉદારતા અને દયાળુ વૃત્તિને બતાવે છે. (૪) હાટડાઓ પરથી એક ચીજ લઈ બીજી આપવી એટલે કે પદાર્થ વિનિમય એ જ વ્યાપાર એવો ગ્રામ્ય જીવનના વ્યાપારનો આદર્શ ખડો થાય છે અને આજના શહેરી જીવન અને વ્યાપારની લૂંટણનીતિ એ ભારતીય સંસ્કૃતિ નથી એમ સમજાવે છે. (૫) લુહારની કોઢનું ચિત્ર યંત્રયુગ વિના જીવી શકાય નહિ એવી માન્યતાને ખોટી ઠરાવે છે. અને તે કાળે લોકો કેટલા વીર હતા તેની પણ પ્રતીતિ પૂરે છે. (૬) ઘાસની પુષ્કળ ગંજીઓ બહોળા પશુધનની સાક્ષી આપે છે. આ પ્રમાણે સ્વાવલંબીત્વ, સેવા, સંયમ અને સ્વાસ્થ્યભર્યું જીવન એ ચારેય ધર્મન કે જીવનવિકાસનાં અંગો તે કાળે જળવાઈ રહેતાં હતાં. આજની સ્થિતિ અને તે કાળની સ્થિતિ વચ્ચે કેટલું મહાન અંતર પડી ગયું છે તે પણ આ સૂત્રથી સમજી શકાશે; અને સુખ મેળવવાનો સાચો માર્ગ કયો છે, અને તે શક્ય છે કે કેમ, તે વિચારવાની તક પણ મળશે.

આધક સંભવ છે. (૨) તે વખતે બાગો ઘણા હતા એ પરથી તે કાળના લોકો ફળાહારી અને સાત્ત્વિક જીવન વધુ પસંદ કરતા હોય એમ જણાય છે. અને એ પરથી તેઓ નૈસર્ગિક સૌંદર્યના શોખીન, મહેનતુ, અને વનસ્પતિ-વિજ્ઞાન તથા કળાના જાણકાર હોય એમ પણ ફલિત થાય છે. (૪) તે વખતે નગરો નહોતાં એમ તો નહિ જ, પણ તે નગરને આજનું વિકૃત શહેરી જીવન નહોતું સ્પર્શ્યું એવું તે કાળના લોકોના રહનસહન પરથી દેખાય છે.

આ સૂત્રમાં શ્રમણ મહાવીર કેવળ જંગલમા જ નહોતા રહેતા પણ વસતિમાંયે પ્રસંગ પડ્યે રહેતા, એમ સૂત્રકાર વદે છે. એટલે અમુક જ સ્થળે રહેવું એવો એમને આગ્રહ નહોતો. સ્મશાનમાં પણ તેઓ રહી જતા. એ પરથી તેમના નિરાસક્ત અને સમભાવી જીવનની વિશેષ પ્રતીતિ થાય છે. અને તેમનું કોઇ પણ સ્થાનમાં રહેવું કે જવું કેવળ પોતાની સાધના પુષ્ટ થવાના હેતુને અનુલક્ષીને થતું એમ પણ સિદ્ધ થાય છે.

[૪] આત્માર્થી જંબૂ ! આ રીતે ઉપરનાં સ્થાનોમાં અપ્રતિબદ્ધ-પણે વિહરીને અને રહીને તપસ્વી મહાવીર પ્રમાદને પરહરી તથા સમાધિમાં લીન થઈ લગભગ તેર વર્ષ લગી પવિત્ર ધ્યાન ધ્યાતા રહ્યા.

**નોંધઃ**—અમુક સ્થાને રહેવાથી સાધના થઈ શકે છે એમ નથી, ઊલટું સ્થાનનું મમત્વ સાધકની સાધનામાં વિક્ષેપ પાડે છે. એટલે શ્રમણ મહાવીર પોતાના સાધકજીવનમાં કોઈ પણ સ્થાન પર સારા કે માઠાપણાનું આરોપણ ન કરતાં અપ્રતિબદ્ધપણે ઉપર વર્ણવેલાં વિવિધ સ્થાનોમાં વિચર્યા. જ્યાં જ્યાં ગયા હશે ત્યાં અનેક પ્રકારનાં કષ્ટો અને પ્રલોભનોનાં પ્રબળ નિમિત્તો મળ્યાં હશે. પરંતુ એમને એ દૃઢ વિશ્વાસ હતો કે કસોટી વિના સાધનાની સિદ્ધિ જ નથી, એટલે સમતોલપણું જાળવીને તથા આત્માભિમુખપણું કેળવીને તે કેવળ શાન્તિમાં નિમગ્ન રહ્યા.

આ જ રીતે શ્રી મહાવીરનો લગભગ તેર વર્ષના સાધનાકાળમાંથી સાડાબાર વર્ષ અને પંદર દિવસનો કાળ તો માત્ર તપશ્ચર્યાકાળ ગણાય છે. અને ત્યાર બાદ તેઓની સાધના સિદ્ધ થઈને તેઓ પૂર્ણ જ્ઞાન પામે છે, જેને કેવળજ્ઞાન કહેવામાં આવે છે. કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી શ્રી મહાવીર; સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એમ ચાર તીર્થસંઘની સ્થાપના કરે છે. આથી જ એમને મહાવીર, તીર્થંકર, ભગવાન, લોકનાથ, જિન, સર્વજ્ઞ અને દીર્ઘતપસ્વીના નામે ઓળખવામાં આવે છે.

[૫] પ્રિયજંબૂ! આ અપ્રમત્ત મહાવીર સાધનામાર્ગમાં હતા ત્યારે પણ પ્રમાદપૂર્વક નિદ્રાનું કદી સેવન કરતા નહિ (રાતદિન ધ્યાનમાં એટલા એકાગ્રચિત્ત રહેતા કે માનસિક આરામ મેળવવા માટે સામાન્ય રીતે નિદ્રાની જે આવશ્યકતા રહે તે એમને અલ્પ રહેતી) કદાચ સુષુપ્તિ આવી જતી તોપણ તે આત્માભિમુખ થઈને ફરી અનુષ્ઠાનમાં પ્રવર્તવા તુરત જ જાગૃત થતા. તેમનું શયન પણ અપ્રમત્ત દશા જેવું જ હતું.

**નોંધ:**—આ આચારાંગસૂત્રમાં એક સૂત્ર આવ્યું છે કે "જેનો આત્મા જાગૃત થયો છે, તેની નિદ્રા પ્રમાદમય હોતી નથી; તે સૂતાં સૂતાં જાગૃત રહી શકે છે." જોકે આ વસ્તુ અનુભવગોચર છે. પણ આથી આંતરજાગૃતિ જોઈએ, બાહ્ય જાગૃતિની શી જરૂર છે એમ માની રખે કોઈ આનો દુરુપયોગ કરે! બાહ્ય જાગૃતિ પણ આંતરજાગૃતિ જગવવાનું એક પ્રબળ સાધન છે અને જેની આંતર જાગૃતિ થઈ છે તે બહાર નથી જાગતો એમ સમજવાનું નથી, તે તો ઊલટો વધુ જાગૃત રહે છે. એટલે બાહ્યજાગૃતિની જરૂર તો રહેવાની જ. અલ્પાહાર, રસત્યાગ, આસનબદ્ધતા, ઉપવાસ ઇત્યાદિ તપશ્ચર્યાઓ નિદ્રા ઘટાડવામાં સહકારી નીવડે છે; આ પદ્ધતિએ ઘટાડેલી નિદ્રા શરીરને હાનિકર પણ થતી નથી અને સાધનામાં સાથ પૂરે છે.

શ્રમણ મહાવીરે પોતાની સાધનાને વધુ સબળ બનાવવા અને આવી જાગૃતિ રાખવા અતિ દીર્ઘ તપશ્ચર્યાઓ કરી હતી; પણ તેમની જાગૃતિ એટલે માત્ર નિદ્રાનો ત્યાગ જ નહોતો, પણ એ જાગૃતિ આત્મભાનની જાગૃતિ હતી. શ્રમણ મહાવીર પણ સાધક દશામાં તો સાધક જ હતા, સિદ્ધ નહોતા; એ વાત અહીં ભૂલવી જોઈતી નથી. એટલે તેમની પણ ગફલત થવી સંભવિત જ હોય. તેથી ટીકાકાર સૂત્રકારના 'અપ્પાણં' પી જગ્યાવતી. એ પદના આશયને અનુસરીને એ વાતને સ્પષ્ટ કરે છે કે રાજપૂતાનામાં આવેલા અસ્થિક + ગામ પાસે કાર્યોત્સર્ગ કરતી વેળા એક મુહૂર્ત સુધી તેઓ પ્રમાદવશ થયા હતા પણ તુરત જ તેમણે પોતાના આત્માને જગાડી દીધો હતો. સારાંશ કે જેમ પ્રમત્ત સાધક ચૂકે છે તેમ પ્રબળ નિમિત્ત મળે તો અપ્રમત્ત સાધક પણ ચૂકી જાય છે.

+ હાલ જેને લોકો વઢવાણ તરીકે ઓળખે છે એ ઝાલાવાડ પ્રાંતમાં આવેલા વઢવાણને અહીં વઢવાણ તરીકે સમજવું નહિ.

બન્નેમાં ફેર એટલો કે અપ્રમત્ત સાધક તુરત જ પાછો ઠેકાણે આવી જાય છે, અને પ્રમત્ત તેમાં ને તેમાં ગોથાં ખાઇ ઊંડો ખૂંચે છે. આ જ તે બન્નેવચ્ચેનું મહાન તારતમ્ય છે. "શ્રમણ મહાવીર તુરત જાગૃત થઈ જતા" એ પરથી એમનું આત્મભાન જણાઈ રહે છે. એ અખંડ આત્મભાનને લીધે તે શીઘ્ર પૂર્વાધ્યાસોને પાર પામી ન શકયા. આ પરથી શ્રમણ મહાવીર નિદ્રા નહોતા લેતા એમ નહિ પણ તેમના આસનસ્થ શયનમાં ધ્યાનસમાધિ તથા યોગનું વલણ અધિક જાગૃત હોવાથી એ નિદ્રા નિરર્થક નિદ્રા નહોતી. એટલો આશય ફલિત થયો.

[૬] પ્રિય અપ્રમત્ત શિષ્ય ! જોકે ઉપરના કથનથી હવે તું જાણી જ શકયો હોઇશ કે શ્રમણ મહાવીર ત્યારે સાધન કાળમાં આત્મભાનમાં પૂર્ણ જાગૃત હતા તોય જ્યાં સુધી એમની સાધનાની પૂર્ણ સિદ્ધિ નહોતી થઈ ત્યાંસુધી તેઓ બાહ્યભાવે પણ સવિશેષ ધ્યાનસ્થ અને જાગૃત રહેતા. એમને કોઈ વખતે પ્રસંગવશાત્ જો બહુ નિદ્રા આવવા માંડતી તો તે ઊઠીને ટટ્ટાર બેસતા, અને બેસતા છતાં નિદ્રા આવતી તો તેઓ શિયાળાની કડકડતી ઠંડી રાત્રે પણ મુહૂર્ત વાર જરા બરાબર ફરીને નિદ્રાને ટાળવાનો પુરુષાર્થ કરતા.

**નોંધઃ**—અહીં શ્રમણ મહાવીરનું સંકલ્પબળ કેટલું દૃઢ હતું. તેનું પ્રમાણ છે. ઉપયોગમય દશા તે આનું નામ. સ્થિતપ્રજ્ઞની એક પણ ક્રિયા નિરર્થક ન હોય અને આત્મભાનને બાધક પણ નહોય. જે ક્રિયા આત્મબાધક હોય કે આત્મબાધક નીવડવાનો સંભવ હોય તેવી કોઇ પણ ક્રિયાને ત્રોડવા માટે એ પોતાનું સર્વ બળ ખરચી નાખે, ભલે પછી એ ક્રિયાનું બાહ્યસ્વરૂપ સામાન્ય દેખાતું હોય ! આ પરથી પણ ફલિત થયું કે સાધકને માટે શારીરિક કે માનસિક શ્રમ ઉતારવા પૂરતી નિદ્રાની ઉપયોગિતા ભલે હોય, એથી અધિક નિદ્રા સ્વીકારવી એ કોઇ પણ દૃષ્ટિએ યોગ્ય નથી.

આજે જેમ ખાદ્ય અને ભોગ્ય પદાર્થોમાં મર્યાદા અને વ્યવસ્થિતિ સુકાઈ ગઇ છે અને એ પદાર્થો મેળવવા એ જ ધ્યેય બની ગયું હોય તેમ જગતનો મોટો ભાગ પ્રવર્તી રહ્યો છે, તેમ નિદ્રા સંબંધમાં પણ બન્યું છે. નિદ્રા પર કાબૂ લાવવો એ પુરુષાર્થનું પ્રધાન કાર્ય છે અને તે સારુ તેટલી જ ભોજનાદિ ક્રિયાઓમાં સાવધાનતા અને સાદાઈ કેળવવી રહી.

[૭-૮-૯-૧૦] જિજ્ઞાસુ જંબૂ! સાંભળ, હવે હું એમની સમતા અને સહિષ્ણુતા સંબંધમાં કહું છું. ઉપર કહેલાં નિર્જન સ્થાનોમાં કે વૃક્ષો નીચે રહી, ધ્યાન ધરતાં એ દીર્ઘતપસ્વી શ્રમણ મહાવીરને (અગોચર સ્થાનો હોવાથી) ઘણીવાર સર્પ, નોળિયો કે એવાં ઝેરી જાનવરો તથા શ્મશાન જેવા સ્થાનની નિકટ રહેતાં ગીધ વગેરે પક્ષીઓ આવી કરડતાં કે રંજાડતાં. આ અને આવા અનેક પ્રકારના ઉપસર્ગો (સંકટો) તે ધ્યાનસ્થ મુનિવરના માર્ગમાં આવીને નડતા હતા.

તેમ જ મોક્ષાર્થી જંબૂ! એ યોગી જ્યારે શૂન્ય ઘરોમાં ધ્યાનમગ્ન બનતા ત્યારે કેટલીકવાર ચોરો એ એકાંતસ્થાન જોઈ ત્યાં સતાવવા માટે આવતા. કોઈવાર તો લંપટજનો પણ એ એકાંત સ્થાનનો લાભ લેવા આવતા. (અને એ અડગ ઊભેલા તપસ્વીને જોતાં એ પોતાના કાર્યમાં બાધાકર થશે એવું ધારીને, તેમને ત્યાંથી દૂર કરવા માટે ખૂબ રંજાડતા. કોઈવાર વળી ગામના રક્ષકો (પોલીસો) વગેરે (ચોરને શોધવા જતાં આ જ ચોર છે, પોતે રખે પકડાઈ જાય માટે ધ્યાનનો ઢોંગ કરે છે એમ) વહેમાઈને પોતાનાં હથિયારોદ્વારા તેમને ઇજા પહોંચાડતા અને કેટલીકવાર તો તેમની મનોહર મુદ્રા જોઈને કેટલીક મુગ્ધા નારીઓ મોહાઈને તેમને કંટાળો આપતી. એવાંએવાં અનેક પ્રલોભનો અને સંકટોના કાંટાઓ તેમના સુકોમળ પંથમાં વેરાતા હતા, પણ તોય વીર જંબૂ! એ મહાશ્રમણે આવાંઆવાં મનુષ્ય, દેવ, અને પશુજન્ય અનુકૂલ પ્રતિકૂળ બન્ને પ્રકારનાં ભયંકર સંકટો તથા સુવાસમય કે દુર્ગંધમય પદાર્થોના, અનેક જાતના શબ્દોના તથા પ્રશસ્ત કે અપ્રશસ્ત સ્પર્શો વગેરેના ઉપસ્થિત ઉપસર્ગો સહ્યા.

આત્માર્થી શિષ્ય! આવા પ્રસંગે પણ એ આદર્શ તપસ્વી હર્ષ અને શોક બન્ને (વિભાગજન્ય સ્થિતિ) થી પર રહ્યા, એટલું જ નહિ બલ્કે એ મહાશ્રમણે તે કાળે વાણીનો પણ વ્યય નહોતો કર્યો. (તેઓ કારણ સિવાય મૌન સેવતા.)

**નોંધ**—ઉપરનાં ચારે સૂત્રોમાં ભિન્નભિન્ન પ્રકારનાં ઉપસ્થિત સંકટોની વાત છે. પ્રસ્તુત પ્રકરણ શ્રમણ સાધક શ્રી મહાવીરનું હોઈ, અહીં એમની સાધના વચ્ચે આવેલી બાધાઓનું વર્ણન હોવું સ્વાભાવિક છે. સામાન્ય રીતે સાધનામાર્ગમાં પ્રત્યેક સાધકને આવી એક યા બીજા પ્રકારની બાધાઓ આવે છે. આ બધી બાધાઓ બહારથી આવતી હોય કે બીજાઓ કરતાં હોય એમ લાગે છે ખરું. પણ ખરી રીતે તેમ નથી. મોટે ભાગે તો એ પોતાની પૂર્વ કે વર્તમાનમાં કરેલી ક્રિયાના ફળરૂપે હોય છે. ક્રિયા કર્યા પછી વૃત્તિ પર જે સંસ્કારો સ્થાપિત થયા હોય તે સંસ્કારો જ સમય પાક્યે તેવાં નિમિત્ત મેળવી આપે અને કાં તો નિમિત્ત મળ્યે એ જાતનો પોતાની સાથે સંબંધ સાધી લે છે. એ બન્ને વાતો એકસરખી જ છે. એટલે બહારની કોઈ પણ ક્રિયાથી એક વ્યક્તિને પોતાના-પ્રત્યે દ્વેષ, ઈર્ષ્યા, વૈર, મોહ કિંવા રાગ જામે છે. તેનું કારણ પોતામાં રહેલી વૃત્તિનું આકર્ષણ જ છે આટલું શ્રમણ મહાવીરે બરાબર વિચાર્યું હતું, વિચારીને જીવનમાં વણ્યું હતું, અને તેથી જ તેઓ તેવા સુખદ કે દુ:ખદ બન્ને પ્રસંગોમાં સહિષ્ણુ અને સમભાવી રહી શક્યા.

સહેવું એટલે માત્ર ખમવું, એમ નહિ. કારણકે આવું સહવાનું તો પરતંત્ર રહેલા જીવમાત્રને થાય છે. પશુ પોતાના અવિવેકી માલિકનો ભાર અને માર બન્ને સહી લે છે. ઘણાએ મનુષ્યો આવી સ્થિતિમાંથી પસાર થાય છે. અને કુદરતના કાયદા આગળ સૌને સહ્યા વગર છુટકોય થતો નથી. પ્રલય, જળસંકટ, અકસ્માત અને રોગોની આફતથી કોઈ છૂટી શકતું નથી એવો અનુભવ પણ ક્યાં નથી ? પણ એ બધું જ્યારે સહન થાય છે ત્યારે એની સામે વૃત્તિ બળવો પોકારે છે. પ્રત્યક્ષ પ્રતિકાર કરવાની શક્તિ ન હોય તો બહારની ક્રિયામાં પ્રતિકાર ન દેખાય એવું ઘણી વાર બને ખરું, પણ પ્રતિકારની ભાવના રહે જ. અને એ પ્રતિકારની ભાવનાનો જે સંસ્કાર વૃત્તિ પર દૃઢ થઇ જાય તે જ સંસ્કાર જે સ્થાનમાં સહવાથી કર્મમુક્તિ થઇ જવી જોઈએ તે જ સ્થાનમાં કષ્ટ સહીને પણ કર્મબંધન વધુ કરે. અહીં જ જ્ઞાની અને અજ્ઞાનીનું તારતમ્ય સમજાય છે.

જ્યારે માત્ર ક્રિયા પર લક્ષ્ય ન જતાં એ ક્રિયાના મૂળકારણ તરફ એટલે પોતા તરફ લક્ષ્ય જાય ત્યારે એ બહારની ક્રિયાઓ અસ્વાભાવિક નથી એમ લાગે અને તે સહેતી વખતે પણ આ થવું જોઈતું હતું માટે જ

થયું છે, એનું બરાબર ભાન રહે તો જ કર્મબંધનને બદલે કર્મથી છૂટી શકાય. આવી ભાવના થવી સત્યાર્થી સાધકને સુલભ હોઇ એ ભાવનામાં સત્યાર્થી મહાવીર દૃઢ રહેતા.

પ્રસંગોચિત એ પણ કહેવું પ્રાપ્ત થાય છે કે ઘણા સાધકો કષ્ટ સહી શકે છે. કષ્ટ આપનાર પર દ્વેષ પણ નથી કરતા. તોયે એ કષ્ટ છે એવું તો તેમને ભાન હોય જ છે. યાદ રાખવું જોઈએ કે આવું ભાન પણ જ્યાં સુધી છે ત્યાં સુધી એ સાધક શુદ્ધ છે એમ ન ગણાય. આજે એ પ્રતિકાર ભલે ન કરે પણ પ્રતિકારની વૃત્તિ જ્યાં સુધી પલટે નહિ ત્યાં સુધી એ સાધકમાં સાચો સમભાવ ન પ્રગટે. જગતમાં જે કંઇ સુંદર કે અસુંદર દેખાય છે કે બને છે તે કેવળ મારી દૃષ્ટિનો જ દોષ છે. સૌમાં હું જ જવાબદાર છું. આટલું નૈસર્ગિક વલણ જે સાધકનું હોય તે જ આવે પ્રસંગે સમભાવ જાળવી શકે.

બાકી વૃત્તિમાં દુષ્ટોનો પ્રતિકાર કરવો એ અયોગ્ય નથી. 'शठं प्रति शाठ्यं कुर्यात्' એ પણ એક કર્તવ્યધર્મ છે. પણ હું તો એક ઉચ્ચ કોટિનો સાધક છું કે કહેવાઉં છું માટે મારાથી તેમ ન થાય એવી ભાવના પણ જ્યાં છે ત્યાંય કર્મબંધન તો છે જ. એટલું જ નહિ બલકે વૃત્તિમાં પ્રતિકારના સંસ્કારો દૃઢ કરવાનું પણ એ નિમિત્ત છે. માત્ર પોતાના ડહાપણથી તેમને હાલતુરત શમાવી દેવાનો તેણે પ્રયાસ કર્યો છે, માટે એ બહાર દેખાતા નથી, એટલું જ કહી શકાય. આ અસાધક સમભાવી ન કહેવાય. અને તે સમભાવી રહી પણ ન શકે. અહીં આટલું યાદ રાખવું જરૂરી છે કે દુષ્ટતા વ્યક્તિમાં નથી હોતી વૃત્તિમાં હોય છે. અને સામા પાત્રની દુષ્ટ વૃત્તિ તો એમાં માત્ર નિમિત્તરૂપ બને છે. તેનું મૂળ કારણ તો પોતાની વૃત્તિ જ છે. એટલે 'શઠં પ્રતિ શાઠ્યં કુર્યાત્' એ સૂત્ર બહાર લાગુ નથી પડતું, પણ પોતાની વૃત્તિને લાગુ પડે છે. આટલું સમજનાર સાધક બહાર જે કંઈ દેખાય છે તે અંદરનું છે એમ ધારી જો લડશે, તો તે કેવળ પોતાની વૃત્તિ સાથે જ લડશે, બહારનો પ્રતિકાર નહિ કરે; એટલું જ નહિ બલકે બહાર પ્રતિકાર કરવા જેવું એને જણાશે પણ નહિ.

શ્રમણ મહાવીર ઉપરના ભાનમાં હતા એથી જ સમતા રહી. અન્યથા જો પ્રતિકાર કરવાનો તેમને સંકલ્પ માત્ર થાત તોયે તેમની પાસે યોગદ્વારા પ્રાપ્ત થયેલી અસાધારણ અને સહજ શક્તિઓથી પ્રતિકાર કરીને આ

પ્રસંગોનું નિવારણ કરી નાખત. પરંતુ કર્મના અચળ કાયદાનું એમને ભાન હતું, એટલે એવો સંકલ્પ પણ કેમ સંભવે ? આ દશા સ્થિતપ્રજ્ઞની સહજ સામ્યાવસ્થાની દશા કહેવાય. આવા સાધકને હર્ષ પણ ન હોય અને શોક પણ ન હોય; કારણકે નિમિત્તજન્ય સંયોગોને અધીન થનારૂં તત્ત્વ એમનામાંથી નીકળી ગયું હોય છે. એટલે સંયોગોને એમને આધીન થવું હોય તો ભલે થાય, પણ તે પોતે કદી સંયોગોને અધીન નાહ થાય.

આ રીતે શ્રમણ મહાવીરને કાયાથી સંયમ, વાણીથી મૌન અને મનથી સમભાવ એ ત્રણે યોગો સહજ પ્રાપ્ત હતા. આ યોગ તેમની સાધનાને વિકસાવ્યે જતા હતા. શ્રમણ મહાવીરને એ પ્રબળ પ્રતીતિ હતી કે સાધક ગમે તેટલો સમર્થ હોય તોય મુક્તિના માર્ગમાં; કર્મ ખપાવ્યા વિના મુક્તિ મળી જવાનો કોઈને માટે અપવાદ હોતો નથી. કર્મ મુક્તિ તો કર્મ ભોગવ્યા પછી જ મળી શકે, અને કર્મ કાપવાના માર્ગમાં કષ્ટ તો સ્વાભાવિક જ હોય.

[૧૧-૧૨] મોક્ષાભિલાષી જંબૂ ! (નિર્જનસ્થળમાં એ યોગીશ્વરને એકાકી જોઈને) રાત્રે કે દિવસે (ચોર, જાર કે એવા ઇતર) લોકો આવી એમને સંબોધીને પૂછતા કે " રે તું કોણ અહીં ઊભો છે ?" આમ પૂછવા છતાં એ ધ્યાનમગ્ન મુનિવર તરફથી જ્યારે ઉત્તર નહોતો મળતો ત્યારે એ (મૂર્ખ) લોકો ચિડાઈ જઈને તેમને ખૂબ મારતા કે પ્રહાર કરવા મંડી પડતા, તોય દેહભાનથી પર થયેલા તે મુક્તયોગી સમાધિમાં તલ્લીન રહેતા.

વહાલા જંબૂ ! કેટલીક વાર ચિંતન અને મંથનમાં મગ્ન થયેલા એ શાંત અને વીર શ્રમણ શ્રી મહાવીરને જ્યારે કોઈ એમ પૂછતું કે " અરે અહીં કોણ ઊભો છે ?" ત્યારે તેઓ જો ધ્યાનમાં ન હોય તો જરૂર ઉત્તર વાળતા કે " ભિક્ષુક છું. " આ ઉત્તર સાંભળીને તે લોકો કહેતા કે " ઊઠ, ઊઠ, આ સ્થાનેથી જલદી બહાર ચાલ્યો જા. " તો તે મુનિશ્વર તુરત જ વળતો ઉત્તર વાળ્યા વગર ઉત્તમ પુરુષોની રીતિને અનુસરીને વિનાસંકોચે ત્યાંથી ઊઠી અન્યત્ર ચાલ્યા જતા. પરંતુ જો તેઓ જવાનું ન કહેતાં કેવળ કુપિત જ થઈ જતા તો તેઓ મૌન રહી (જે બનવાનું હશે તે બનશે એમ વિચારી) ધ્યાનસ્થ બનતા.

**નોંધઃ**—પ્રથમ શ્લોકમાં ધ્યાન વખતની સ્થિતિનું વર્ણન કર્યું છે. અને તે સ્થિતિમાં પોતે દેહભાનથી પર હોઇ તે સમયે ઉત્તર ન વાળી શકે એ બનવું સ્વાભાવિક છે. પણ સમાધિ કે ધ્યાનમાં ન હોય અને દેહભાનમાં હોય ત્યારે પણ સાંભળવા છતાં ઉચિત અને સત્ય ઉત્તર ન આપવો એ વાસ્તવિક ન ગણાય એમ બતાવે છે.

એટલે જ સૂત્રકાર બીજા શ્લોકમાં વદે છે કે જો કોઈ પૂછે તો તેને પોતે સ્પષ્ટ કહેતા. આ પરથી સાધકને શીખવાનું એ છે કે (જે ભૂમિકાએ પોતે હોય તે ભૂમિકાનો ધર્મ તેણે પાળવો જોઈએ અને આચરવો જોઈએ. એથી જ ક્રમિક વિકાસ થાય છે. અને જેમજેમ અનુભવ થતો જાય તેમતેમ ક્રિયાશુદ્ધિ પણ સહજ રીતે થાય છે. આથી ઊલટું જે સાધક પોતાની ભૂમિકા ન તપાસતાં આગળની ભૂમિકાના ઉચ્ચધર્મને અડવા માટે કલ્પનાના ફૂદકા મારે છે તેને ગજાવગરની વાત થઇ પડવાથી પટકાવું જ પડે છે. અને તેના આંતરજીવનને અને બાહ્યજીવનને સો સો ગાઉનું અંતર પડી જવાથી તે વધુ ને વધુ પતન પામે છે. સાધનામાં જોડાનાર પ્રત્યેક સાધકે આ કાંટાને દૂર ફેંકી પછી પગ મૂકતા રહેવું ઘટે, તો જ તે પંથ કાપવામાં સફળતા પામે.)

(આંતરિક સંસ્કારો જેવા હોય, પોતે માનતો હોય, કે વિચારતો હોય, તેમજ વર્તતો હોય તો એવું આવું નિખાલસ જીવન કુટિલ માર્ગે હોય તોય સીધે માર્ગે વળતા વાર લાગતી નથી. અને તે સદાયે હળવો ફૂલ જેવો રહે છે. તેથી ઊલટું ચાલનાર સીધે માર્ગે હોય તોય તેના માર્ગમાં દંભ, પાખંડ, કુટિલતા અને એવા એવા કાંટાઓ હોઈ એને પંથ કાપવામાં અનેક મુશ્કેલીઓ નડે છે) સારાંશ કે જે વસ્તુ જે રૂપમાં અસર કરતી હોય તે રૂપે એને તાત્કાલિક પ્રગટ કરવી ઘટે, અને જો એ અસર દૂષિત હોઈ દૂર કરવા જેવી લાગે તો સૌથી પ્રથમ વૃત્તિ પરથી તેનું સ્થાન દૂર કરવા પ્રયત્ન કરવો. પણ જો તેમ ન કરતાં, વૃત્તિ પર જુદી અસર થાય તોયે વાણીમાં કે ક્રિયાને ન દેખાય તેવા દંભથી એને ગોપવવાનો પ્રયાસ કરવામાં આવે તો બેવડું નુકસાન થાય છે. જે જેવું હોય છે તેવું વહેલું કે મોડું દેખાયા વિના રહેતું નથી એ કુદરતી નિયમ છે. અને તેને ઢાંકવા માટે કરેલી ખોટી ક્રિયાઓના સંસ્કારો સાધકને ઊલટા વધુ પીડે છે.

અહીં શ્રમણ મહાવીરની આ ક્રિયાઓ પરથી તેમના નૈસર્ગિક જીવનની પૂર્ણ ખાતરી થાય છે. પોતાના કાનમાં વચનો પડે, અને તે અસર કરે

પ્રસંગોનું નિવારણ કરી નાખત. પરંતુ કર્મના અચળ કાયદાનું એમને ભાન હતું. એટલે એવો સંકલ્પ પણ કેમ સંભવે ? આ દશા સ્થિતપ્રજ્ઞની સહજ સામ્યાવસ્થાની દશા કહેવાય. આવા સાધકને હર્ષ પણ ન હોય અને શોક પણ ન હોય; કારણકે નિમિત્તજન્ય સંયોગોને અધીન થનારું તત્ત્વ એમનામાંથી નીકળી ગયું હોય છે. એટલે સંયોગો એમને અધીન થવું હોય તો ભલે થાય, પણ તે પોતે કદી સંયોગોને અધીન નાહ થાય.

આ રીતે શ્રમણ મહાવીરને કાયાથી સંયમ, વાણીથી મૌન અને મનથી સમભાવ એ ત્રણે યોગો સહજ પ્રાપ્ત હતા. આ યોગ તેમની સાધનાને વિકસાવ્યે જતા હતા. શ્રમણ મહાવીરને એ પ્રબળ પ્રતીતિ હતી કે સાધક ગમે તેટલો સમર્થ હોય તોય મુક્તિના માર્ગમાં; કર્મ ખપાવ્યા વિના મુક્તિ મળી જવાનો કોઈને માટે અપવાદ હોતો નથી. કર્મ મુક્તિ તો કર્મ ભોગવ્યા પછી જ મળી શકે, અને કર્મ કાપવાના માર્ગમાં કષ્ટ તો સ્વાભાવિક જ હોય.

[૧૧-૧૨] મોક્ષાભિલાષી જંબૂ ! (નિર્જન સ્થળમાં એ યોગીશ્વરને એકાકી જોઇને) રાત્રે કે દિવસે (ચોર, જાર કે એવા ઇતર) લોકો આવી એમને સંબોધીને પૂછતા કે "રે તું કોણ અહીં ઊભો છે ?" આમ પૂછવા છતાં એ ધ્યાનમગ્ન મુનિવર તરફથી જ્યારે ઉત્તર નહોતો મળતો ત્યારે એ (મૂર્ખ) લોકો ચિડાઈ જઈને તેમને ખૂબ મારતા કે પ્રહાર કરવા મંડી પડતા, તોય દેહભાનથી પર થયેલા તે યુક્તયોગી સમાધિમાં તલ્લીન રહેતા.

વહાલા જંબૂ ! કેટલીક વાર ચિંતન અને મંથનમાં મગ્ન થયેલા એ શાંત અને વીર શ્રમણ શ્રી મહાવીરને જ્યારે કોઈ એમ પૂછતું કે "અરે અહીં કોણ ઊભો છે ?" ત્યારે તેઓ જો ધ્યાનમાં ન હોય તો જરૂર ઉત્તર વાળતા કે "ભિક્ષુક છું. "આ ઉત્તર સાંભળીને તે લોકો કહેતા કે "ઊઠ, ઊઠ, આ સ્થાનેથી જલદી બહાર ચાલ્યો જા." તો તે મુનિશ્વર તુરત જ વળતો ઉત્તર વાળ્યા વગર ઉત્તમ પુરુષોની રીતિને અનુસરીને વિનાસંકોચે ત્યાંથી ઊઠી અન્યત્ર ચાલ્યા જતા. પરંતુ જો તેઓ જવાનું ન કહેતાં કેવળ કુપિત જ થઈ જતા તો તેઓ મૌન રહી (જે બનવાનું હશે તે બનશે એમ વિચારી) ધ્યાનસ્થ બનતા.

**નોંધઃ**—પ્રથમ શ્લોકમાં ધ્યાન વખતની સ્થિતિનું વર્ણન કર્યું છે. અને તે સ્થિતિમાં પોતે દેહભાનથી પર હોઇ તે સમયે ઉત્તર ન વાળી શકે એ બનતું સ્વાભાવિક છે. પણ સમાધિ કે ધ્યાનમાં ન હોય અને દેહભાનમાં હોય ત્યારે પણ સાંભળવા છતાં ઉચિત અને સત્ય ઉત્તર ન આપવો એ વાસ્તવિક ન ગણાય એમ બતાવે છે.

એટલે જ સૂત્રકાર બીજા શ્લોકમાં વદે છે કે જો કોઈ પૂછે તો તેને પોતે સ્પષ્ટ કહેતા. આ પરથી સાધકને શીખવાનું એ છે કે (જે ભૂમિકાએ પોતે હોય તે ભૂમિકાનો ધર્મ તેણે પાળવો જોઈએ અને આચરવો જોઈએ. એથી જ ક્રમિક વિકાસ થાય છે. અને જેમજેમ અનુભવ થતો જાય તેમતેમ ક્રિયાશુદ્ધિ પણ સહજ રીતે થાય છે. આથી ઊલટું જે સાધક પોતાની ભૂમિકા ન તપાસતાં આગળની ભૂમિકાના ઉચ્ચધર્મને અડવા માટે કલ્પનાના કૂદકા મારે છે તેને ગનતવગરની વાત થઇ પડવાથી પટકાવું જ પડે છે. અને તેના આંતરજીવનને અને બાહ્યજીવનને સો સો ગાઉનું અંતર પડી જવાથી તે વધુ ને વધુ પતન પામે છે. સાધનામાં જોડાનાર પ્રત્યેક સાધકે આ કાંટાને દૂર ફેંકી પછી પગ મૂકતા રહેવું ઘટે, તો જ તે પંથ કાપવામાં સફળતા પામે.)

(આંતરિક સંસ્કારો જેવા હોય, પોતે માનતો હોય, કે વિચારતો હોય, તેમજ વર્તતો હોય તો એનું આવું નિખાલસ જીવન કુટિલ માર્ગે હોય તોય સીધે માર્ગે વળતા વાર લાગતી નથી. અને તે સદાયે હળવો ફૂલ જેવો રહે છે. તેથી ઊલટું ચાલનાર સીધે માર્ગે હોય તોય તેના માર્ગમાં દંભ, પાખંડ, કુટિલતા અને એવા એવા કાંટાઓ હોઈ એને પંથ કાપવામાં અનેક મુશ્કેલીઓ નડે છે) સારાંશ કે જે વસ્તુ જે રૂપમાં અસર કરતી હોય તે રૂપે એને તાત્કાલિક પ્રગટ કરવી ઘટે, અને જો એ અસરદૂષિત હોઈ દૂર કરવા જેવી લાગે તો સૌથી પ્રથમ વૃત્તિ પરથી તેનું સ્થાન દૂર કરવા પ્રયત્ન કરવો. પણ જો તેમ ન કરતાં, વૃત્તિ પર જુદી અસર થાય તોયે વાણીમાં કે ક્રિયાને ન દેખાય તેવા દંભથી એને ગોપવવાનો પ્રયાસ કરવામાં આવે તો બેવડું નુકસાન થાય છે. જે જેવું હોય છે તેવું વહેલું કે મોડું દેખાયા વિના રહેતું નથી એ કુદરતી નિયમ છે. અને તેને ઢાંકવા માટે કરેલી ખોટી ક્રિયાઓના સંસ્કારો સાધકને ઊલટા વધુ પીડે છે.

અહીં શ્રમણ મહાવીરની આ ક્રિયાઓ પરથી તેમના નૈસર્ગિક જીવનની પૂર્ણ ખાતરી થાય છે. પોતાના કાનમાં વચનો પડે, અને તે અસર કરે

પ્રસંગોનું નિવારણ કરી નાખત. પરંતુ કર્મના અચળ કાયદાનું એમને ભાન હતું, એટલે એવો સંકલ્પ પણ કેમ સંભવે ? આ દશા સ્થિતપ્રજ્ઞની સહજ સામ્યાવસ્થાની દશા કહેવાય. આવા સાધકને હર્ષ પણ ન હોય અને શોક પણ ન હોય; કારણકે નિમિત્તજન્ય સંયોગોને અધીન થનારું તત્ત્વ એમનામાંથી નીકળી ગયું હોય છે. એટલે સંયોગોને એમને અધીન થવું હોય તો ભલે થાય, પણ તે પોતે કદી સંયોગોને અધીન નાહ થાય.

આ રીતે શ્રમણ મહાવીરને કાયાથી સંયમ, વાણીથી મૌન અને મનથી સમભાવ એ ત્રણે યોગો સહજ પ્રાપ્ત હતા. આ યોગ તેમની સાધનાને વિકસાવ્યે જતા હતા. શ્રમણ મહાવીરને એ પ્રબળ પ્રતીતિ હતી કે સાધક ગમે તેટલો સમર્થ હોય તોય મુક્તિના માર્ગમાં; કર્મ ખપાવ્યા વિના મુક્તિ મળી જવાનો કોઈને માટે અપવાદ હોતો નથી. કર્મ મુક્તિ તો કર્મ ભોગવ્યા પછી જ મળી શકે, અને કર્મ કાપવાના માર્ગમાં કષ્ટ તો સ્વાભાવિક જ હોય.

[૧૧-૧૨] મોક્ષાભિલાષી જંબૂ ! (નિર્જનસ્થળમાં એ યોગીશ્વરને એકાકી જોઈને) રાત્રે કે દિવસે (ચોર, જાર કે એવા ઇતર) લોકો આવી એમને સંબોધીને પૂછતા કે "રે તું કોણ અહીં ઊભો છે ?" આમ પૂછવા છતાં એ ધ્યાનમગ્ન મુનિવર તરફથી જ્યારે ઉત્તર નહોતો મળતો ત્યારે એ (મૂર્ખ) લોકો ચિડાઈ જઈને તેમને ખૂબ મારતા કે પ્રહાર કરવા મંડી પડતા, તોય દેહભાનથી પર થયેલા તે યુક્તયોગી સમાધિમાં તલ્લીન રહેતા.

વહાલા જંબૂ ! કેટલીક વાર ચિંતન અને મંથનમાં મગ્ન થયેલા એ શાંત અને વીર શ્રમણ શ્રી મહાવીરને જ્યારે કોઈ એમ પૂછતું કે "અરે અહીં કોણ ઊભો છે ?" ત્યારે તેઓ જો ધ્યાનમાં ન હોય તો જરૂર ઉત્તર વાળતા કે "ભિક્ષુક છું." આ ઉત્તર સાંભળીને તે લોકો કહેતા કે "ઊઠ, ઊઠ, આ સ્થાનેથી જલદી બહાર ચાલ્યો જા." તો તે મુનિશ્વર તુરત જ વળતો ઉત્તર વાળ્યા વગર ઉત્તમ પુરુષોની રીતિને અનુસરીને વિનાસંકોચે ત્યાંથી ઊઠી અન્યત્ર ચાલ્યા જતા. પરંતુ જો તેઓ જવાનું ન કહેતાં કેવળ કુપિત જ થઈ જતા તો તેઓ મૌન રહી (જે બનવાનું હશે તે બનશે એમ વિચારી) ધ્યાનસ્થ બનતા.

**નોંધઃ**—પ્રથમ શ્લોકમાં ધ્યાન વખતની સ્થિતિનું વર્ણન કર્યું છે. અને તે સ્થિતિમાં પોતે દેહભાનથી પર હોઇ તે સમયે ઉત્તર ન વાળી શકે એ બનવું સ્વાભાવિક છે. પણ સમાધિ કે ધ્યાનમાં ન હોય અને દેહભાનમાં હોય ત્યારે પણ સાંભળવા છતાં ઉચિત અને સત્ય ઉત્તર ન આપવો એ વાસ્તવિક ન ગણાય એમ બતાવે છે.

એટલે જ સૂત્રકાર બીજા શ્લોકમાં વદે છે કે જો કોઈ પૂછે તો તેને પોતે સ્પષ્ટ કહેતા. આ પરથી સાધકને શીખવાનું એ છે કે (જે ભૂમિકાએ પોતે હોય તે ભૂમિકાનો ધર્મ તેણે પાળવો જોઈએ અને આચરવો જોઈએ. એથી જ ક્રમિક વિકાસ થાય છે. અને જેમજેમ અનુભવ થતો જાય તેમતેમ ક્રિયાશુદ્ધિ પણ સહજ રીતે થાય છે. આથી ઊલટું જે સાધક પોતાની ભૂમિકા ન તપાસતાં આગળની ભૂમિકાના ઉચ્ચધર્મને અડવા માટે કલ્પનાના કૂદકા મારે છે તેને ગજાવગરની વાત થઇ પડવાથી પટકાવું જ પડે છે. અને તેના આંતરજીવનને અને બાહ્યજીવનને સો સો ગાઉનું અંતર પડી જવાથી તે વધુ ને વધુ પતન પામે છે. સાધનામાં જોડાનાર પ્રત્યેક સાધકે આ કાંટાને દૂર ફેંકી પછી પગ મૂકતા રહેવું ઘટે, તો જ તે પંથ કાપવામાં સફળતા પામે. )

(આંતરિક સંસ્કારો જેવા હોય, પોતે માનતો હોય, કે વિચારતો હોય, તેમજ વર્તતો હોય તો એવું આવું નિખાલસ જીવન કુટિલ માર્ગે હોય તોય સીધે માર્ગે વળતા વાર લાગતી નથી. અને તે સદાયે હળવો ફૂલ જેવો રહે છે. તેથી ઊલટું ચાલનાર સીધે માર્ગે હોય તોય તેના માર્ગમાં દંભ, પાખંડ, કુટિલતા અને એવા એવા કાંટાઓ હોઈ એને પંથ કાપવામાં અનેક મુશ્કેલીઓ નડે છે) સારાંશ કે જે વસ્તુ જે રૂપમાં અસર કરતી હોય તે રૂપે એને તાત્કાલિક પ્રગટ કરવી ઘટે, અને જો એ અસરદૂષિત હોઈ દૂર કરવા જેવી લાગે તો સૌથી પ્રથમ વૃત્તિ પરથી તેનું સ્થાન દૂર કરવા પ્રયત્ન કરવો. પણ જો તેમ ન કરતાં, વૃત્તિ પર જુદી અસર થાય તોયે વાણીમાં કે ક્રિયાને ન દેખાય તેવા દંભથી એને ગોપવવાનો પ્રયાસ કરવામાં આવે તો બેવડું નુકસાન થાય છે. જે જેવું હોય છે તેવું વહેલું કે મોડું દેખાયા વિના રહેતું નથી એ કુદરતી નિયમ છે. અને તેને ઢાંકવા માટે કરેલી ખોટી ક્રિયાઓના સંસ્કારો સાધકને ઊલટા વધુ પીડે છે.

અહીં શ્રમણ મહાવીરની આ ક્રિયાઓ પરથી તેમના નૈસર્ગિક જીવનની પૂર્ણ ખાતરી થાય છે. પોતાના કાનમાં વચનો પડે, અને તે અસર કરે

તેનો ઉચિત ઉત્તર આપે, એ ઉત્તરથી સામા લોકો ચિડાઇને મારે તો તે સહે, અને ત્યાંથી ચાલી જવાનું કહે તો તેમ કરે, પૂછયા વગર તેમને સ્વયં બોલવાનું મન ન થાય, અને પોતાની હાજરીમાં ચોર સંતાઇ રહે, કોઈ કુકર્મ કરે અથવા કોઇ પોતાને મારે કે ગાળો દે, તોય તેમને લેશ પણ તેની અસર ન થાય. એનું કારણ એ છે કે એ મહાપુરુષ એમ જાણતા હોય છે કે એ બધું બનવા યોગ્ય છે. અને બને છે. આ દશા કે આ ભૂમિકા, સત્યજ્ઞાની અને સમર્થયોગીને જ સહજ હોઈ શકે. અહીં પણ મહાવીરના સહજ-યોગની પ્રતીતિ છે.

[૧૩] ઓ મોક્ષમાર્ગના મહારથી જંબૂ! જ્યારે શિશિરઋતુમાં ઠંડો પવન બહુ જોરથી ફુંકાતો હતો, જ્યારે લોકો થરથર ધ્રૂજતા હતા, જ્યારે બીજા કેટલાક સાધુઓ (આવી ઠંડી સહન ન કરી શકવાથી) નિર્વાત (જ્યાં વાયુ ન પ્રવેશી શકે એવું) સ્થાન શોધતા હતા, અથવા વસ્ત્રો પહેરવાને ચાહતા હતા, જ્યારે તાપસો લાકડા બાળીને ઠંડીનું નિવારણ કરતા હતા, જ્યારે આવી રીતે ઠંડી સહન કરવી ઘણી મુશ્કેલ હતી, ત્યારે તેવે સમયે પણ તે સંયમીશ્વર ભગવાન (વીર પ્રભુ) નિરીહ (ઈચ્છારહિત) બની ખુલ્લા સ્થાનમાં રહીને પણ ઠંડી સહન કરતા. કદાચ અત્યંત ઠંડી પડતાં તે સહન કરવા દેહ અસમર્થ થઈ જતો તો રાત્રિએ (મુહૂર્તમાત્ર) બહાર હરી-ફરીને સમભાવ કેળવી પુનઃ અંદર આવી ધ્યાનસ્થ રહી એ ઠંડીને સહન કરતા.

**નોંધઃ**—આ સૂત્ર પરથી એ ફલિત થાય છે કે શ્રમણ મહાવીર જેવા યોગીના દેહ પર પણ ઋતુની અસર તો થઈ જ જતી અને થાય છે. અને એ સ્વાભાવિક પણ છે. જ્યાં દેહ છે ત્યાં દેહને અંગેની અસરો તો જરૂર થાય જ. યોગીને ઠંડી ન જ લાગવી જોઇએ એવો કંઈ એને માટે નિસર્ગની નિયમાવલીમાં અપવાદ હોઇ શકતો નથી, તેમ યોગી ખાય પીએ નહિ એવી માન્યતાય ભ્રમમૂલક છે. જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી તેની સંયમી હાજતો તો જરૂર રહે. અને તે ખોટું કે અવાસ્તવિક છે તેમ માનવું એ ભૂલભરેલું છે. એટલું જ નહિ, બલકે યોગીને બહારની ક્રિયાની વિશેષતાઓ કે બહારની શક્તિઓથી માપવાની રીતિ પણ વાસ્તવિક નથી.

એ સાધકનું હૃદય કેટલું ઉચ્ચ અને ઉદાર છે? એ પતિત પ્રત્યે પણ કેટલો પ્રેમાળ છે? એનાં વિકાર, માયા, દંભ, લોભ વગેરે કેટલાં ઘટ્યાં છે? અને એણે પૂજાપ્રતિષ્ઠાની વાસના તથા લાલસા કેટલી ઘટાડી છે? એનો દેહાધ્યાસ કેટલો છે? એ યોગ્યતા પર જ યોગીની ભૂમિકાનો મદાર છે. અહીં શ્રમણ મહાવીરની મહત્તા પણ એ દૃષ્ટિએ છે.

[૧૪] દિવ્યદૃષ્ટિ જંબૂ! આ રીતે યોગી હોવા છતાં શ્રમણ મહાવીરે દેહાધ્યાસની લેશ પણ અસર ન થાય તે સારુ વધુ ને વધુ જાગરુક રહી ઉપરની જે વિધિનું પાલન કર્યું છે તે વિધિનું પ્રત્યેક ત્યાગી સાધકે વિવેકપૂર્વક પાલન કરવું હિતાવહ છે.

## ઉપસંહાર

શ્રમણ મહાવીરનો વિહાર એ જેમ સાધનાનું એક અંગ હતું, તેમ વિહારમાં ભિન્નભિન્ન એકાંત સ્થાનોમાં રહી સ્વાધ્યાયમગ્ન અને ધ્યાનમગ્ન રહેવું એ ક્રિયા પણ સાધનાનાં અંગભૂત હતી. અલ્પનિદ્રા, તપશ્ચરણ, કષ્ટસહન એ બધાં વૃત્તિ પર વિજય મેળવવાના પ્રયોગો હતા. તે દ્વારા સત્યની પ્રાપ્તિ જેમજેમ થતી ગઈ તેમતેમ દેહ સાથે રહેવાં છતાં તેઓ દેહાધ્યાસથી પર રહેવામાં સફળ થતા ગયા. પ્રત્યેક સાધકની સાધના આ રીતે સફળ થઇ શકે છે.

એમ કહું છું.

ઉપધાન શ્રુત અધ્યયનનો દ્વિતીય ઉદ્દેશક સમાપ્ત થયો.



## તૃતીય ઉદ્દેશક

### શ્રમણની સહિષ્ણુતા

પાદવિહાર અને ભિક્ષા એ બન્ને શ્રમણના સ્વાવલંબન અને સંયમ કેળવનારાં સુદૃઢ સાધનો છે. જેણે પોતાનું સર્વસ્વ જગતને ચરણે ધરી " वसुधैव कुटुंबकं " એટલે કે સમસ્ત વિશ્વની સાથે મૈત્રી અને પ્રેમ સાધવાનો પ્રયોગ આદર્યો છે. એવા ત્યાગીજનને પાદવિહારમાં અનેક પ્રકારના ટાઢાઊના પ્રસંગો સાંપડે એ સ્વાભાવિક છે. આવા અનેક ઉપસર્ગો અને પરિષહો વચ્ચે જેટલે અંશે તે સમભાવે જીવી શકે તેટલે અંશે તેની શ્રમણસાધના સફળ થાય અને તે વિકસ્યો ગણાય.

સંયમમાર્ગે જતાં અકસ્માતથી સ્વજન્ય કે પરજન્ય જે સંકટો આવે તેને પરિષહ, અને કોઇ અન્ય વ્યક્તિદ્વારા ઇરાદાપૂર્વક કે અજ્ઞાનતાથી, વૈરવૃત્તિથી કે કુતૂહલવૃત્તિથી જે સંકટો ઉપજાવવામાં આવે તેને જૈન પરિભાષામાં ઉપસર્ગ કહેવામાં આવે છે. પાદવિહાર અને ભિક્ષામય જીવનમાં આ બન્નેનો રચનાત્મક અનુભવ થવો અતિ સુલભ છે.

શ્રમણ મહાવીર અનાર્ય ભૂમિમાં વિચર્યા હતા, કારણકે

**તે નિર્ગ્રન્થની દૃષ્ટિમાં આર્ય અને અનાર્યની એવી વિષમબુદ્ધિ કે ભેદબુદ્ધિને અવકાશ નહોતો. તે શ્રમણવર તો સર્વ પર સમભાવી હતા. છતાંયે અનાર્યત્વના સંસ્કારોને વશ થયેલાં અનેક જનોદ્વારા વિવિધ રીતે એ યોગી પર અનાર્યત્વના નમૂનારૂપ ઉપસર્ગો નડયા. અને એ અનેક દુઃસહ સંકટોમાં પણ જે તત્ત્વનું અવલંબન લઈ તેઓ સંયમી, સ્થિર અને સમભાવી રહ્યા તે પ્રતિકારરહિત સહિષ્ણુતાનું ચિત્ર આલેખતા**

### ગુરુદેવ બોલ્યાઃ—

[૧] મોક્ષાર્થી જંબૂ! મહાનિર્ગ્રંથ મહાવીર, કર્કશ સ્પર્શ, ટાઢ, તાપ તથા ડાંસ અને મચ્છરના ડંખો વગેરે વિવિધ પરિષહોને સમભાવપૂર્વક સહન કરી શકતા.

**નોંધઃ**—તેઓ વસ્ત્ર ન રાખતા હોવાથી દેહ પર ટાઢ, તાપ, કઠોર સ્પર્શ અને ડાંસ તથા મચ્છર વગેરેના ડંખોનો અનુભવ થવો સ્વાભાવિક હતો. શ્રમણ મહાવીર એ કષ્ટોને મોજપૂર્વક સહી લેતા એટલું જ નહિ, પણ ત્યાંય સમભાવ રાખી શકતા. એટલે કે તેમનું ચિત્ત પણ તેનો બચાવ કરવા પ્રેરાતું નહિ એમ કહી સૂત્રકાર અહીં શ્રમણ મહાવીરની સતત જાગતદશા અને અખંડ એકાત્મલીનતાનાં દર્શન કરાવે છે.

[૨] સાધક જંબૂ! વળી તે દીર્ઘ તપસ્વી મહાવીર દુર્ગમ્ય એવા લાટ દેશના વજ્રભૂમિ અને શુભ્રભૂમિ નામના બન્ને વિભાગોમાં વિચર્યા હતા. ત્યાં તેમને રહેવાને સ્થાનો પણ હલકાં (વિષમ) મળતાં અને આસનો (બેસવાનાં સ્થાનો) પણ તેવાં જ મળતાં.

**નોંધઃ**—લાટ દેશમાં વજ્રભૂમિ × અને શુભ્રભૂમિ એ બન્ને ભૂમિનો

× વજ્રભૂમિનો વિભાગ. વજ્ર=Hard અર્થાત્ સખત. અને ભૂમિ=Soil; અર્થાત્ કે પ્રદેશ કે જમીન. It means hard soil. That is such country where religious preaching had very little effect, or

વિભાગ તે કાળે પ્રાયઃ અનાર્ય લોકોની વસતિથી વ્યાપ્ત હોવા જોઇએ. જેનામાં આર્યના ગુણો જેવા કે માનવતા, દયા, પ્રેમ, ઉદારતા, પરાપકાર, સંયમ કે ત્યાગ ઇત્યાદિ ન હોય પણ મૂઢ સ્વાર્થ અને નિર્દયતા જ હોય કે-એને લઇને જેઓ પાશવી અને પૈશાચિક કર્મો કરતા હોય, તથા પરલોકનો કે સ્વકૃત કર્મોના પરિણામનો ડર ન રાખતા હોય, તેમને અનાર્ય કહેવાય. આજે પણ આવી વસતિ પ્રાયઃ જંગલો અને ખીણોમાં વસતી મળી આવે છે. તેમનું જીવન વ્યવસ્થિત શ્રમજીવી નથી હોતું. પ્રાયઃ લૂંટીને કે જેતે ખાઈને તેઓ જીવન લંબાવતા હોય છે. તેઓમાં માંહેમાંહે પણ ખાસ સામાજિક નિયમો નથી હોતા. શક્તિ એ જ એમનો નિયમ. એટલે જ સૂત્રકાર કહે છે કે તે વિભાગો સાધુજનોને જવા માટે દુર્ગમ્ય હતા. એ પ્રદેશો જંગલ, ખીણો અને પહાડોને લઇને કેવળ માર્ગની દૃષ્ટિએ જ નહિ બલકે ત્યાં વસતી માનવજાતિની સંસ્કૃતિની દૃષ્ટિએ પણ દુર્ગમ્ય હતા છતાં

---

the minds of the audience. સારાંશ કે જ્યાં શ્રોતાઓના મન પર ધાર્મિક ઉપદેશની ઘણી જ થોડી અસર થતી તેવો પ્રદેશ. આવો અર્થ "પ્રાચીન ભારતવર્ષ"માં સ્વીકૃત છે. જુઓ પૃ. ૧૬૫. જો એ વ્યુત્પત્તિજન્ય અર્થનો સ્વીકાર કરીએ તો શુભ્ર ભૂમિનો 'ઉજ્જ્વળ સંસ્કારવાળી પ્રજાનો પ્રદેશ' એવો અર્થ પણ કાં ન ઘટે? જ્યારે અહીં સૂત્રકાર તો એ બન્ને પ્રદેશને લાટ દેશના વિભાગો તરીકે વર્ણવે છે. અને એ બન્ને વિભાગોમાં વસતી પ્રજામાં અનાર્યત્વ અધિક હતું એમ પણ જણાવે છે. વળી ભૂમિ સખ્ત કે નમ્ર હોય તો પ્રજાનું માનસ નમ્ર કે લોખંડી બને એ યુક્તિ પણ સંગત નથી. ઘણી વાર નમ્ર ભૂમિમાં વસતા માનવોનાં માનસ કઠોર હોય અને કઠોર ભૂમિમાં વસતા મનુષ્યોનાં માનસ નમ્ર હોય એવું નજરે દેખાય છે. વસ્તુતઃ માનસ સ્વભાવ અને ભૂમિને ખાસ પ્રત્યક્ષ એવો કશો સંબંધ નથી.

આ પ્રદેશો હાલના ઓરિસ્સા પ્રાંતની સરહદ પર અને પ્રાચીન સૂત્રની દૃષ્ટિએ વંગ અથવા ચેદી દેશની સરહદ પર હોવો જોઇએ એવી પ્રાચીન ભારતવર્ષના લેખકની કલ્પના છે. જ્યારે બીજા ગ્રંથકારો એ પ્રદેશોને શ્રાવસ્તી નગરની ઉત્તરમાં હિમાલય તરફના પહાડી દેશમાં હોવાનું જણાવે છે. આ બે પૈકી ઐતિહાસિક સત્ય શું છે એ ઇતિહાસના જિજ્ઞાસુઓ શોધીને વિચારે. મારી દૃષ્ટિએ મને બીજા ગ્રંથકારોનો મત શ્રમણ મહાવીરનાં વિહારચર્યાની અપેક્ષાએ પ્રમાણભૂત છે.

શ્રમણ મહાવીરે ત્યાં વિચરવું યોગ્ય ધાર્યું. અહીં જ તેમની સહજ ઉદારતાની પૂરેપૂરી પ્રતીતિ થાય છે. જ્યાં આર્યો હોય ત્યાં આર્યોનું સન્માન હોય જ. અને ત્યાં ખાસ ઉપસર્ગો–પરજન્ય બાધક સંકટો આવવાના પ્રસંગો પણ ભાગ્યે જ મળે, પણ અનાર્ય ભૂમિમાં તો એવા પ્રસંગો પળેપળે સાંપડે અને ત્યાં સમભાવનો નમૂનો પુરો પાડવાથી પોતાને અને પરને બન્નેને લાભ થાય. પરને એટલા માટે કે આવા ચરિત્રની અનાર્યોને પણ અસર થવાનો સંભવ રહે. કારણ કે તેઓ પણ મનુષ્ય છે, તેઓમાં પણ લાગણી જેવું તત્ત્વ છે. માત્ર નિમિત્ત ન મળવાને કારણે વાતાવરણવશ તેમનું અનાર્યત્વ વધતું જાય છે. એટલે અનાર્યોને આર્યત્વનાં આંદોલનો મળે એ શુભ નિષ્ઠા પણ શ્રમણ મહાવીરના અનાર્યભૂમિના ગમન પાછળ ફલિત થાય છે. જગ-કલ્યાણના ઇચ્છુક શ્રમણ મહાવીરની આ યોગ્યતાએ જ તેઓ વિશ્વ-કલ્યાણના સાધક, સર્વજ્ઞ અને ભગવાન બની શક્યા.

[૩–૪] વિચક્ષણ જંબૂ! લાટ દેશમાં વિચરતાં તે મહાશ્રમણને ઘણાં કષ્ટો વેઠવાં પડતાં. ભિક્ષાર્થે જતાં ત્યાંના અનાર્ય લોકો તે વીર શ્રમણને મારવા અને બટકાં ભરવા દોડતા. અથવા ઘરમાં બેઠાં બેઠાં કેટલાક અનાર્યો તો પોતાના જંગલી કૂતરાઓને તે તરફ દોડાવી મૂકી કરડાવતા પણ ખરા. છતાં આ બધાં કષ્ટોને તેઓ સમભાવથી સહી લેતા. આવાં કષ્ટો સહી ફરતા ફરતા કદાચ કોઈ સ્થળેથી ભિક્ષા મળતી તોપણ તે ભોજન અતિ લૂખું અને બહુ અલ્પ મળતું.

આ અનાર્ય પ્રદેશોમાં સામાન્ય રીતે વિચરતાં પણ ઘણા જંગલી પશુઓ અને કુતરાઓ તેમને રંજાડતા. પરંતુ એ જોઈ અનાર્યોને તો કુતૂહલ થતું અને ઘણા મૂર્ખ લોકો તો કૂતરાઓને છુ છુ કરીને તે શ્રમણને કરડાવવાની ઊલટી પ્રેરણા કરતા તેમાંના કોઈ ભાગ્યેજ એવા મળતા કે જે આવું કંઈ કરવા ન ઇચ્છતા અને કોઈ વિરલ તેને વારવાનો પ્રયત્ન પણ કરતા.

નોંધઃ—આ બન્ને સૂત્રો પરથી ત્યાંની જંગલી પ્રજાનું માનસ, ત્યાંની રહણીકરણી અને ત્યાંના ખાનપાનનો પરિચય થાય છે. અને અનાર્યોમાંય આર્યત્વના આછાપાતળા સુષુપ્ત કે પ્રગટ સંસ્કારો તો હોય છે એ વાત

પણ ઉપરના સૂત્રમાં સૂત્રકારે આપેલી અનાર્યોની વિવિધ પ્રવૃત્તિઓદ્વારા તરી આવે છે. આ પરથી અનાર્યોમાંય આર્યત્વ અને આર્યોમાંય અનાર્યત્વ હોઈ શકે છે કે પ્રવેશી શકે છે. તેમ જ આર્યત્વ કે અનાર્યત્વને કોઇ પણ જાતિ, ક્ષેત્ર કે કાળનાં બાહ્ય બંધન નથી એટલું સહેજે સમજાય છે.

[૫] આત્માર્થી જંબૂ! આવા અનાર્ય લોકોની વસતિમાં તે ભગવાન માત્ર એક કે બે વાર જ નહિ પરંતુ ઘણીયે વાર વિચરતા. ત્યાંની વજ્રભૂમિમાં વસતા લોકોને પોતાના સારુ પણ લૂખું અને તામસી ભોજન માંડમાંડ મળતું હોવાથી તેઓ એટલા તો તામસી સ્વભાવના બની ગયા હતા કે સાધુને ભિક્ષાર્થે આવતા દૂરથી જોતાં જ દ્વેષી બની કૂતરાઓને છૂ છૂ કરીને તેની પાછળ દોડાવી ઉપદ્રવ કરતા. આ કારણે બૌદ્ધાદિ મતના તથા બીજા કેટલાક ભિક્ષુકોને જો તે પ્રદેશમાં વિચરવાનું કામ પડતુ તો નાળવાળી લાકડી (કૂતરાના ઉપદ્રવથી બચવા પૂરતું સાધન) હાથમાં લઈ બહાર નીકળવાનું રાખતા. છતાંય કૂતરાઓ તેઓની પાછળ પણ લાગ્યા રહેતા અને તેઓને કરડી ખાતા. સુજ્ઞ જંબૂ! આ રીતે એ લાટ પ્રદેશ મુનિવિહારને માટે સર્વથા વિકટ જ હતો, તોયે ભગવાને તે પરિસ્થિતિમાં રહી, દેહભાન ભૂલી તથા દુષ્ટ મનોવૃત્તિને દૂર કરી પ્રત્યેક પ્રાણી પ્રત્યેનો પ્રેમ કેળવીને અનેક પ્રકારનાં સંકટો અને અનાર્ય લોકોનાં કડવાં વચનોને સમભાવે તથા પ્રસન્નચિત્તે સહન કર્યાં.

**નોંધ:**—શ્રમણ મહાવીરનો આ શોધનકાળ હતો. અને એ શોધનનો માર્ગ કઠિન અને કપરો હતો. તોય શોધનનો માર્ગ જેટલો કઠણ છે, તેટલી જ તેના ગર્ભમાં શાશ્વત શાન્તિ છે; અને પતનનો માર્ગ જેટલો સરળ છે, તેટલો જ તેના ગર્ભમાં પરિતાપ છે. એવો એમને અતૂટ વિશ્વાસ હોવાથી એમણે એ સ્વેચ્છાથી જ સ્વીકાર્યો હતો. આ સૂત્રમાંથી એ પણ ફલિત થાય છે કે તે વખતે શ્રમણ મહાવીરના સાધનાકાળમાં બૌદ્ધ સાધુઓ પણ તે પ્રદેશમાં વિચરતા. આથી બુદ્ધદેવ અને ભગવાન મહાવીર બન્ને સમકાલીન હતા. એટલું જ નહિ બલકે બૌદ્ધ ભિક્ષુઓ ભગવાન મહાવીરની સાત્વિક પ્રવૃત્તિનું અનુકરણ પણ કરતા કે કરવા ઇચ્છતા એમ પણ

સ્પષ્ટ થાય છે. એ ભિક્ષુઓનું પણ લાટ પ્રદેશનું દુર્ગમ્ય ગમન, એમની શુભ પ્રવૃત્તિ તથા શુભ અનુકરણવૃત્તિ બતાવે છે, અને તે સુયોગ્ય છે. સાથેસાથે બૌદ્ધભિક્ષુઓ નાળવાળી લાકડી રાખતા એમ પણ સૂત્ર ભાખે છે, એ પરથી એમની ક્રિયા પાછળ પ્રતિકારક વૃત્તિનું માનસ પણ દેખાઈ આવે છે. અને આ માનસનું મૂળ કારણ ધાર્મિક સંસ્કૃતિ છે. તેઓ આ સાધન કેવળ રક્ષણાર્થે જ રાખવાનું ચાહતા એ વાત અહીં ભૂલવી જોઈએ નહિ.

પરંતુ શુદ્ધ પ્રેમના માર્ગમાં સામેની વ્યક્તિની ક્રિયા તરફ જોવાનું હોતું જ નથી, એટલું જ નહિ પણ સામા પાત્રની સરાસર અઘટિત ક્રિયા હોય તોયે પ્રતિકારની ભાવના સુધ્ધાં હોવાનું સંભવતું નથી. તેમ જ વિશ્વમાં વસતા એક પણ પદાર્થનો દુરુપયોગ કરવો એ તો હિંસા છે જ. પણ એક પણ સૂક્ષ્મ જીવજંતુની વચ્ચે આવી તેમને રંજાડવાની ઇચ્છા સુદ્ધાં કરવી; ત્યાં પણ હિંસા છે. ભગવાન મહાવીર આવી પૂર્ણ અહિંસાની વ્યાખ્યામાં માનતા હોવાથી નિસર્ગના–કર્મના અચળ સિદ્ધાંત પ્રમાણે તે કોઈનોય પ્રતિકાર ન કરતા, એટલું જ નહિ પરંતુ પ્રતિકારના સાધનનેય ન ઇચ્છતા. એમ ઉપરનું સૂત્ર કહે છે. એમની આ વિશેષતા એમના કાળ પછી પ્રત્યેક દર્શનકારે મત કે પંથના સંસ્થાપકે તથા મહાપુરુષોએ અનુકરણીય ગણી છે. એટલું જ નહિ બલકે જીવનમાં આચરી પણ છે. ભગવદ્ગીતા, પાતંજલયોગ, ધમ્મપદ, ઇત્યાદિ માનનીય ગ્રંથોમાં તેનાં કિરણો સારા પ્રમાણમાં મળે છે.

જૈનદૃષ્ટિએ "શઠં પ્રત્યપિ સખ્ય" એ વાસ્તવિક અહિંસાનો મૂળભૂત સિદ્ધાંત છે. એ જ અહિંસા જ્યારે ક્રિયાત્મક બને છે, ત્યારે તેને શબ્દપર્યાયરૂપે ઓળખવા માગીએ તો અનુકંપા કે દયાના નામથી ઓળખવામાં આવે છે. આ સિદ્ધાંત જેટલો જ્યાં વ્યાપક તેટલી જ તે વ્યક્તિ, સમાજ કે રાષ્ટ્રમાં વધુ સંસ્કારિતા અને વધુ શાન્તિ નજરે પડવાની. પણ અહીં એટલું કહેવું જરૂરી છે કે ઉપરની અહિંસાની વ્યાખ્યા જૈન એટલે વીર વિજેતા અને ઉચ્ચકોટિના સાધક માટે છે, અને એવો વીર જ શઠની સાથે સખ્ય બાંધી શઠની શઠતા છોડાવી શકે. એટલી ભૂમિકાએ ન પહોંચ્યો હોય તે જો એનું અનુકરણ કરવા લાગે તો અનર્થ જ કરી બેસે. જેની વૃત્તિમાં વ્યક્તિપરત્વેના અંગત વૈરના અંકુર ન હોય તે જ ઉપરની અહિંસાનું વિવેકયુક્ત પાલન કરે.

આ સૂત્રમાં જેમ વૈજ્ઞાનિક દૃષ્ટિ છે, તેમ વૈદ્યક દૃષ્ટિનું પણ એક વાક્ય મળે છે. અને તે એ છે કે ભોજન પણ માનસને ઘડવાનું અનુત્તર સાધન છે. 'જેવું અન્ન તેવું મન' એ સામાન્ય કહેવત પણ ખૂબ ઊંડાણથી વિચારવા જેવી છે. આબોહવા અને ખોરાક પર માનસિક ઘડતરનો મોટો આધાર છે એ વાત બરાબર જ છે. જેમ અતિ સ્વાદુ, રસાળા અને તીખાં તમતમતાં ખાણાં જ્ઞાનતંતુઓને તથા ઇંદ્રિયોને ઉત્તેજિત બનાવી મૂકે છે, તેમ કેફી, માદક અને તામસી ખાણા લેવાથી પણ પ્રકૃતિમાં નિર્દયતા, ક્રૂરતા અને પરશોષણવૃત્તિ વધે છે. આટલું વિચારી વિકાસને ઈચ્છનાર પ્રત્યેક માનવ સાદું અને સાત્વિક ખાણુંપીણું લેવા તરફ લક્ષ આપે.

આથી જૈનદર્શનમાં માંસમદિરાદિ અભક્ષ્ય ખાનારને નરકગતિનો આધકારી કહી એના ત્યાગ પાછળ અતિ ભાર આપ્યો છે એમ દેખાઇ રહે છે. કેવળ સાત્વિકતા જ નહિ બલકે સાચું શારીરિક અને માનસિક સ્વાસ્થ્ય જાળવવા માટે પણ એ ઉપયોગી છે. તામસી ખાણાંપીણાંથી મનુષ્યની પ્રકૃતિ તામસી અને ઝનૂની થઇ જાય છે, એ સારાસારનો વિવેક ખોઈ બેસે છે, અને ધર્મને કે વ્યવહારને નામે અનેક પ્રકારના પૈશાચિક કાર્યો કરી તે દ્વારા અધમ સ્થાનમાં યોજાવા લાયક બધી સામગ્રી પણ તૈયાર કરી નાખે છે; પરિણામે એને અધમ તથા દુ:ખદ સ્થાનમાં જવું પડે છે. આ વાત ખૂબ સંસ્મરણીય છે. અનાર્ય અને આર્યનો ભેદ પણ આ જ જાતની વૃત્તિ અને એ વૃત્તિદ્વારા થતાં કર્મો પર જ અવલંબે છે. બાકી તો, મનુષ્યમાત્રને પછી એ આર્ય હો કે અનાર્ય હો, દેહ, ઇંદ્રિયો અને મન વગેરે તો બધું સરખું જ મળે છે. ફેર માત્ર હોય તો વૃત્તિનો, જગતનાં સુખદુઃખનું મંડાણ પણ આ વૃત્તિને જ આભારી છે.

[૬] પ્રિય મોક્ષાર્થી જંબૂ! સંગ્રામને મોખરે ચડેલા બળવાન હાથી પરાક્રમપૂર્વક જય મેળવે છે તેમ સાધકપુંગવ મહાવીર પણ આંતરિક સંગ્રામમાં (અહિંસા, સત્ય અને સંયમનાં શસ્ત્રોથી) જીતીને પાર ઊતર્યા હતા.

નોંધઃ—પાંચમા સૂત્ર પરથી "असमर्थो भवेत्साधुः" એવો કોઇ અવળો અર્થ ન લઇ લે તે ખાતર શ્રમણ મહાવીરની વીરતાને સૂત્રકારે પ્રશંસી છે અને તે સમુચિત છે. પ્રત્યેક કાર્યમાં વીરતાની આવશ્યકતા છે.

એમ કહેતા કે "આ ભૂત જેવો કોણ છે?" અને એમ કહી કેવળ બૂમો પાડવા લાગી જતા. (અને બીજા લોકોને પણ એકઠા કરતા.)

[૯] વહાલા ભિક્ષુક જંબૂ! કોઈ વખતે તો ત્યાં વસતા અનાર્યો એ મહાશ્રમણને પકડીને તથા તેમના દેહ પર અનેક ઉપસર્ગો (પીડાઓ) ઉત્પન્ન કરીને તેમનું માંસ પણ કાપી લેતા, અથવા તો એમના પર ધૂળ વરસાવતા. કોઈ તો કેટલીક વાર ઊંચે ઊંચકીને તેમને નીચે પટકી પાડતા, અથવા ધ્યાનસ્થ આસને બેઠા હોવા છતાં તે આસનને ડગડગાવી ધ્યાનથી ચલિત કરવાનું કુતૂહલ કરતા. પરંતુ આવા પ્રત્યેક પ્રસંગે દેહાધ્યાસ, દેહમમત્વને દૂર રાખી તથા વાસના-રહિત બની એ શ્રમણ સમભાવને ધાર્યે જ જતા હતા.

[૧૦] ઓ મોક્ષના સંપૂર્ણ અભિલાષી જંબૂ! આ રીતે જેમ બખ્તરથી સજ્જ થયેલો કોઈ વીર સુભટ યુદ્ધને મોખરે ચડી ભાલાથી ભેદવા છતાં (બખ્તર હોવાથી) ભેદાતો નથી કે ડરતો નથી, તેમ પ્રબળ સત્ત્વવાળા ભગવાન મહાવીર પણ એ ઉપસર્ગોનું બધું કષ્ટ સહવા છતાં લેશ પણ ચંચળ ન બનતાં બરાબર અડોલ તથા અચલ રહ્યા.)

**નોંધ:**—ભાલાં અને હાડકાંનાં ખપ્પર વગેરે શસ્ત્રો પરથી તે પ્રદેશમાં કેવા પ્રકારના જંગલી લોકો રહેતા હતા એ સ્પષ્ટ થાય છે. જેમને સાંભળતાં પણ કમકમાટી ઊપજે એવાં વિવિધ સંકટોનો આ સૂત્રોમાં ઉલ્લેખ છે. તોયે એ બધાં એમણે સમભાવે સહ્યાં હતાં એમ પણ સૂત્રકારની સ્પષ્ટ સાક્ષી છે. ત્યારે અહીં એ પ્રશ્ન થવો સ્વાભાવિક જ છે કે એમણે એ બધું મનમાં પણ આવ્યા વગર શી રીતે સહ્યું હશે? એનો ઉકેલ પણ સૂત્રકાર સાથે ને સાથે દશમાં સૂત્રમાં આપી દે છે. અહીં આપેલી વીર સુભટની ઉપમા પણ સંપૂર્ણ રીતે સુંદર ઘટે છે. વીર સાધક જેમ બખ્તર હોવાથી શસ્ત્રો પડવા છતાં ભેદાતો નથી, તેમ શ્રમણ મહાવીરને વૃત્તિ પર આત્મભાનથી જાગૃત થયેલી શુદ્ધ વિવેક-બુદ્ધિનું બખ્તર હતું એટલે જ તેઓ અડોલ અને અસ્ખલિત સમભાવ રાખી શક્યા."

[૧૧] મોક્ષાર્થી જંબૂ! આ રીતે શ્રમણ ભગવાન મહાવીરે જે માર્ગનું પાલન કર્યું છે તે માર્ગને અન્ય સાધકો પણ અનુસરે.

## ચતુર્થ ઉદ્દેશક

### વીર પ્રભુની તપશ્ચર્યા

સાહિત્ય, સંગીત, કળા, વિજ્ઞાન, અર્થાર્જન, કે એવી બીજી સર્જનાત્મક બાહ્ય પ્રવૃત્તિઓમાંયે કોઈ પણ ક્ષેત્ર એવું નથી કે જેમાં તપશ્ચરણને અવકાશ ન હોય! પરંતુ અહીં તો જે તપશ્ચરણનું વિધાન છે તે મુખ્યત્વે આધ્યાત્મિક વિકાસને અનુલક્ષીને છે.

બહિર્ભૂત—પરભાવથી થતી ક્રિયાઓમાં ચૈતન્યની જે શક્તિઓ વહેંચાઇને વિખરાઇ જાય છે એને એકત્રિત કરવી. એટલે કે ચૈતન્યની વિખરાતી શક્તિઓ સંગ્રહીત કરી એમનો એક પ્રખર સંચય કરવો, એનું નામ તપ. જુદીજુદી રીતે વહી જતી અનેક નિર્ઝરણીઓના જલનો સંગ્રહ કરવાથી જેમ સ્થાયી સંચય થાય છે, અને મહાન કાર્ય આપી શકે છે, તેમ ચૈતન્યની સંગ્રહીત શક્તિ પણ અનંતગણું કાર્ય આપી શકે છે. છૂટાંછવાયાં કિરણો કશું કાર્ય કરી શકે નહિ. પણ એ એકત્રિત થાય છે અને જ્વલંત શક્તિ પ્રગટે છે. તેમ ચૈતન્યની શક્તિઓના સંગ્રહથી પણ એક અજોડ નવચેતન પ્રગટે છે. આથી કોઇ પણ ધર્મ તપાસશો તો પ્રત્યેક ધર્મસંસ્થાપકે તપઃશક્તિની અનિવાર્ય આવશ્યકતા સ્વીકારી છે એમ જણાયા વિના રહેશે નહિ.

પરંતુ એ સંગૃહીત થયેલી શક્તિ ખોટે માર્ગે ન વેડફાઈ જાય–તે બાંધેલા પુલમાં ગાબડું પડીને પાણી ચાલી ન જાય કિંવા તે વિશુદ્ધ પ્રવાહમાં બીજું કોઈ ઉપરથી, આજુબાજુમાંથી કે નીચેથી અનિષ્ટ તત્ત્વ ન ભળી જાય તે પૂરતી સંભાળ રાખવા-ની પણ જરૂર પડે છે. આથી જ મહાશ્રમણ મહાવીરે પોતાની સાધનામાં તપનું સ્થાન જ્ઞાન અને ધ્યાન પછી આપ્યું છે.

જ્યાં સુધી મોહનીય કર્મનું જોર હોઈ પરપદાર્થોથી દૂર રહેવાની કાળજી ધરાવતાં છતાં મમતા કે અહંતાનું આ-રોપણ થઈ જાય અને એમાં સુખ છે, એવી ઊંડીઊંડી વૃત્તિ રહે ત્યાં સુધી આત્મશાન્તિ સાધવી એ કેવળ વલખાં માત્ર છે. આવું ધારી સંયમ અને ત્યાગ કર્યા પછી પણ શ્રમણ મહાવીરે સાડાબાર જેટલાં વર્ષો દીર્ઘ તપશ્ચર્યા આદરી અને તેઓ દીર્ઘતપસ્વી મહાવીર કહેવાયા.*

| | * તપનું નામ | તેની સંખ્યા | તેના કેટલા દિવસ થયા | ત્રીસ દિવસનો એક મહિનો તે ગણતરીએ કેટલો સમય રોકાય | | |
|---|---|---|---|---|---|---|
| | | | દિવસ | વર્ષ | માસ | દિવસ |
| ૧ | છ માસી | એક | ૬×૩૦×૧=૧૮૦ | ૦ | ૬ | ૦ |
| ૨ | છ માસી ઊણા પાંચ દિવસ | એક | ૬×૩૦–૫=૧૭૫ | ૦ | ૫ | ૨૫ |
| ૩ | ચૌમાસી | નવ | ૪×૩૦×૯=૧૦૮૦ | ૩ | ૦ | ૦ |
| ૪ | ત્રણ માસી | બે | ૩×૩૦×૨=૧૮૦ | ૦ | ૬ | ૦ |
| ૫ | અઢી માસીઓ | બે | ૨॥×૩૦×૨=૧૫૦ | ૦ | ૫ | ૦ |
| ૬ | બે માસીઓ | છ | ૨×૩૦×૬=૩૬૦ | ૧ | ૦ | ૦ |
| ૭ | દોઢ માસીઓ | બે | ૧॥×૩૦×૨=૯૦ | ૦ | ૩ | ૦ |
| ૮ | માસ ક્ષમણ | બાર | ૧×૩૦×૧૨=૩૬૦ | ૧ | ૦ | ૦ |
| ૯ | પક્ષ ક્ષમણ | બોંતેર | ૦॥×૩૦×૭૨=૧૦૮૦ | ૩ | ૦ | ૦ |
| ૧૦ | સર્વતોભદ્ર પ્રતિમા | એક | ૧૦ દિવસની=૧૦ | ૦ | ૦ | ૧૦ |
| ૧૧ | મહાભદ્ર પ્રતિમા | એક | ૪ દિવસની=૪ | ૦ | ૦ | ૪ |

જ્ઞાન એટલે વિવેકબુદ્ધિ અથવા સમજશક્તિ. સંગ્રહમાં ક્યાંય ગાબડું ન પડે એની આ શક્તિ પૂરતી સંભાળ રાખે છે. અર્થાત્ કે તપશ્ચર્યા કેવળ નિર્વ્યાજ અને નિષ્કામ રહે એની એ અહર્નિશ કાળજી કર્યા કરે છે; કારણકે કોઈ પણ ક્રિયા કર્યા બાદ તેના ફળની ઇચ્છા માનવમાત્રમાં રહે છે. એટલું જ નહિ બલકે કંઈ પણ નવીન જુએ એટલે આવું મને મળે તો ઠીક એવી એને ઊંડીઊંડી સ્પૃહા—કે જેને જૈન પરિભાષામાં નિદાન તરીકે ઓળખવામાં આવે છે— રહ્યા કરે છે. સામાન્ય રીતે જીવમાત્રમાં અને પ્રગટ સ્વરૂપે માનવમાત્રમાં એ લાલસા અતિ સ્પષ્ટ દેખાય છે. આ એક વાસનાનું જ સ્વરૂપ છે અથવા એની બીજી બાજુ છે, એમ કહી શકાય. એ સ્પૃહાના સંગથી શક્તિઓના સંગ્રહમાં ગાબડું પડે છે, અર્થાત્ કે એ તપશ્ચર્યા અશુદ્ધ બની જાય છે. પણ આવી તુચ્છ વૃત્તિ કે જે શલ્યની પેઠે જીવનને ડગલે ને પગલે ખૂંચ્યા કરે છે તે કાંટાને સાચું જ્ઞાન ફેંકી દે છે, અને આત્મવિશ્વાસમાં લેશ પણ ગાબડું પડવા દેતું નથી. એ દૃષ્ટિએ જ્ઞાનની સર્વ પ્રથમ અગત્ય છે. જ્ઞાની સાધકને જગતના અભિપ્રાયની કશી પડી હોતી નથી; માત્ર આત્માની જ પડી હોય છે. એની તપશ્ચર્યા અહંતાની વૃદ્ધિ માટે, ગારવ માટે, મહત્ત્વાકાંક્ષા માટે અથવા લોકપૂજા કે લોકપ્રતિષ્ઠા માટે થતી નથી એટલે જ એ તપશ્ચર્યા આદર્શ અને સફળ ગણાય છે.

---

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૨ | અટ્ઠમ | બાર | ૩×૧૨=૩૬ | ૦ | ૧ | ૬ |
| ૧૩ | છઠ્ઠ | ૨૨૯ | ૨×૨૨૯=૪૫૮ | ૧ | ૩ | ૮ |
| ૧૪ | ભદ્ર પ્રતિમા | એક | ૨ દિવસની=૨ | ૦ | ૦ | ૨ |
| ૧૫ | દીક્ષાનો દિવસ | એક | ૧ દિવસની=૧ | ૦ | ૦ | ૧ |
| ૧૬ | પારણાં | ૩૪૯ | ૩૪૯ દિવસની=૩૪૯ | ૦ | ૧૧ | ૧૯ |
| | | | દિવસ ૪૫૧૫ | વ.૧૨ | મા.૬ | દિ.૧૫ |

જૈનપ્રકાશ ઉત્થાન 'મહાવીરાંક'માંના શ્રી ત્રિભુવનદાસ મહેતાના લેખમાંથ

તપશ્ચર્યામાં જ્ઞાન સાથે ધ્યાનનું પણ સ્થાન આવશ્યક છે. કારણકે બહારથી ઘૂસતા વિકલ્પોના અનિષ્ટની ચોકી તો ધ્યાન જ રાખી શકે છે. સર્વ ઇંદ્રિયો, મન, વાણી અને કર્મને સત્ય પર એકાગ્ર કરી રાખવાની અદ્ભુત શક્તિ પણ ધ્યાનદ્વારા જ સાંપડે છે. એટલે આ રીતે જ્ઞાન અને ધ્યાન એ બન્ને તપસ્વીને અનિવાર્ય આવશ્યક છે. જે એ બન્ને મેળવે છે એને એ સૌ શક્તિમાં ગાબડુંય નથી પડતું અને દુર્વ્યય પણ નથી થતો અને ધ્યાનપૂર્વકની તપશ્ચર્યા કેવળ આત્મવિકાસમાં સાંગોપાંગ ઉપયોગી બની રહે છે.

આવી તપશ્ચર્યા એટલે જ્વલંત ભઠ્ઠી. એમાં અનેક જન્મોનાં સંચિત થયેલાં કર્મકાષ્ઠો ક્ષણવારમાં બળીને ભસ્મીભૂત થાય છે, અને ચૈતન્યનો અપ્રતિહત પ્રકાશ જીવનના સર્વ ભાગોમાં પથરાઇ જવાથી અંધકાર દૂર થાય છે.

આથી જ શ્રમણ મહાવીરના આયુષ્યકાળનો છઠ્ઠા કરતાંયે વધુ હિસ્સો કેવળ તપશ્ચર્યાની ક્રિયાને ખોળે આવે છે, અને એમના સાધનાકાળનું તો એ મુખ્ય કેન્દ્ર છે.

દીર્ઘતપસ્વી મહાવીરે તપશ્ચર્યાનો સંબંધ સીધી રીતે આંતરિક વૃત્તિઓ સાથે છે એ હેતુ બરાબર જળવાઇ રહે એટલા ખાતર તપશ્ચરણના મુખ્ય-આંતરિક અને બાહ્ય એવા ×બે ભેદો, અને તેના પેટા વિભાગો મળી કુલ બાર ભેદો વર્ણવ્યા છે.

એ બધા ભેદોને એમણે પોતાના જીવનમાં કેવી રીતે ઉતાર્યા હતા એ વર્ણવતાં

ગુરુદેવ બોલ્યા:—

[૧] તપસ્વી જંબૂ ! શ્રમણ ભગવાન મહાવીર રોગોથી અસ્પૃસ્ય ને નીરોગી હોવા છતાં અલ્પભોજન (મિતાહાર) કરતા. વળી

× અધિક વર્ણન સારુ જુઓ—શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર અધ્યયન

જંબૂ! (તેઓ નૈસર્ગિક જીવન જીવતા હોવાથી) તેઓનું શરીર નિત્ય નીરોગી હતું અને રહેતું. છતાં કોઈ અકસ્માતથી વ્યાધિરોગ આવી પડે તોયે કદી તેઓ એનો પ્રતિકાર (નિવારવાનો ઉપાય) કરવાનું ઇચ્છતા નહિ.

**નોંધ**—આ સૂત્રથી સૂત્રકાર એમ કહેવા માગે છે કેઃ—માણસ નીરોગી હોય તોયે શરીરનું સ્વાસ્થ્ય બરાબર ટકાવી રાખવું. એ એની ફરજ છે, અને એ પણ એક પ્રકારની તપશ્ચર્યા છે. અહીં એ કહેવું પ્રાપ્ત થાય છે કે કેટલાંક શાણા ગણાતા સાધકોનેય પૂર્વાધ્યાસવશાત્ સ્વાદમાં રસ શોધવાની અને ભોગવવાની કુટેવ પડી ગઈ હોય છે. એમણે "રસ સ્વાદમાં નથી પણ ભૂખ અને ઉપયોગિતાથી થતી ચર્વણક્રિયામાં છે" આટલું સતત ચિંતવવું ઘટે. અન્યથા સ્વાદથી ઇંદ્રિયો ઉશ્કેરાય છે, એટલું જ નહિ બલકે દેહને રોગિષ્ઠ પણ બનાવી શકે છે. એટલે શરીર એ સાધનામાં મુખ્ય સાધન હોઈ તેનું સ્વાસ્થ્ય જાળવવું એ કર્તવ્યધર્મ જેને સમજાયો હોય એણે સ્વાદજય અને ઇંદ્રિયજય બે પ્રધાન અંગોને સૌથી પ્રથમ સંભાળવાં રહ્યાં.

ઉપરના સૂત્રમાં સાદું અને સાત્ત્વિક ભોજન હોય તોયે પરિમિત કે અલ્પ લેવું એમ બતાવ્યું છે. આથી અલ્પ ભોજનથી ભૂખ રહે છે, અને નિર્બળતા વધે છે, એવો ભ્રમ ઘણાને હોય છે, એ વાસ્તવિક નથી એમ સહેજે સમજાશે.

અનુભવ પણ એમ જ કહે છે અને શરીરશાસ્ત્રના નિષ્ણાતો પણ ચોક્કસ ઇતિહાસથી એમ ભાખે છે કે જગતની જેટલી પ્રજા અધિક ખાવાથી કે સ્વાદલોલુપતાથી રોગિષ્ઠ થઈ અકાળે મૃત્યુ પામે છે તેટલી પ્રજા ખોરાક ન લેવાથી પામતી નથી. આ વાતનો ઓછોવત્તો સ્વાનુભવ પણ સૌને હોવો સ્વાભાવિક છે. તોયે આજે માનવે પોતાના જીવનની અનેક હાજતો અને ખોટી જરૂરિયાતો વધારી પોતાની જ બુદ્ધિથી પોતાનું દુઃખ નોતર્યું છે એમ દેખાય છે. સૂત્રકારના આશય પ્રમાણે પૂર્વાધ્યાસોને પલટી નાખવાથી ખોટી જરૂરિયાતો સહેજે ઘટી જાય છે. આ પણ એક પ્રકારની તપશ્ચર્યા જ ગણાય.

કોઈ એમ પ્રશ્ન કરે કે શું અલ્પ ખાવાથી કદી રોગ ન જ થાય? એનો પોતે જ ઉત્તર આપી દે છે. એ કહે છે કે એવું એકાંત નથી. કારણ કે જીવ અને કર્મનો સંબંધ કેવળ વર્તમાન ક્રિયા સાથે નથી. પરાપૂર્વથી ચાલી આવેલી ભૂલો—કર્મોથી પણ રોગ જન્મવાનો સંભવ તો છે જ. આ વાત ભૂલવી ન જોઇએ. આ પરથી આપણે ત્યાં કર્મના સિદ્ધાંતનો જે દુરુપયોગ થાય છે એનું નિવારણ મળી રહે છે. વળી ઘણી વાર એવુંયે બને છે કે માનવને બુદ્ધિ તથા પુરુષાર્થ જેવાં ઉત્તમ તત્ત્વો મળ્યા છતાં એ આળસુ બની જાય છે અને પોતાની આ પ્રત્યક્ષ ભૂલ ન જોતાં પૂર્વકર્મો પર દોષારોપણ કરે છે. એ પણ અવાસ્તવિક છે. સારાંશ કે વર્તમાન ક્રિયાની પૂર્ણ શુદ્ધિ કરવી એ માનવની શક્તિનું કાર્ય છે. એ પોતાની વિવેકબુદ્ધિથી ગળીને બધી ક્રિયાઓ સંયમપૂર્વક કરે. અને એટલું જાળવવા છતાં કોઇ આકસ્મિક આફત, પીડા કે રોગ આવી પડે તો ત્યાં એને પૂર્વકર્મોનું પરિણામ માની પોતાની ભૂમિકાને ઘટતો શુદ્ધ પુરુષાર્થ કરે. સારાંશ કે તે સમયે પણ પોતાની શાન્તિ ન ગુમાવતાં એને અખંડ રાખવા પ્રયત્ન કરે.

કર્મોનું પરિણામ ભોગવવું સૌને માટે અનિવાર્ય છે, એવું તેઓને સતત ભાન રહેવાથી શ્રમણ મહાવીર પ્રત્યેક ક્રિયામા સહજભાવે વર્તતા. એમની તપશ્ચર્યામાં પણ એ જ ભાવ હતો. આ આશય વધુ સ્પષ્ટ કરતાં હવેના સૂત્રમાં કહે છેઃ

[૨] મોક્ષાર્થી જંબૂ! તે તપસ્વી પ્રતિકારવૃત્તિથી પર હોઈ તેમને રોગોના ઇલાજરૂપે જુલાબ, વમન તથા તેલમર્દન કે શરીરશુશ્રૂષા માટે સ્નાન, અંગચંપી કે દાતણની આવશ્યકતા રહેતી નહિ.

**નોંધઃ**—આ બન્ને સૂત્રોથી એ ફલિત થયું કે જ્યાં પ્રતિકારવૃત્તિ છે ત્યાં જ પ્રતિકારઉપાયોની આવશ્યકતા છે અને એ દશામાં ઉપાયો યોજાય એ કંઈ અસ્વાભાવિક નથી. પણ જૈનદર્શન તો નિસર્ગદર્શન હોઈ એમ કહે છે કે કોઇ પણ ક્રિયાનો પ્રતિકાર કરવો એ એને નિવારવાનો ઉપાય જ નથી.

ચિકિત્સકો પણ એમ જ કહે છે કેઃ—ઔષધ રોગને નાબૂદ કરવા સારુ એક પ્રતિકારક ઉપાય તરીકે યોજવામાં આવે છે એમ સામાન્ય રીતે જણાય છે ખરું, પણ વાસ્તવિક રીતે એમ નથી. વધતા રોગને અટકાવવો એટલું જ

ઔષધનું કાર્ય, રોગને મટાડવાની તાકાત તો નિસર્ગના હાથમાં જ છે, દર્દીના હાથમાં જ છે. દર્દીને પરહેજ પાળવાનું કહેવામાં આવે છે એની પાછળ એ જ હેતુ છે. પરહેજ પાળવી એટલે નિસર્ગશક્તિને કામ કરવા દેવાનો અવકાશ આપવો. આથી આટલું સ્પષ્ટ સમજાશે કે જેની ક્રિયામાં સહજતા વર્તે છે તેને માટે પ્રતિકારક ઉપાયોની લેશ માત્ર આવશ્યકતા નથી જ. પણ જેની વૃત્તિમાં પ્રતિકારક ભાવના છે અને એ ભાવના વૃત્તિ પરથી દૂર કરી નાખવા જેટલી જેણે હજુ શક્તિયે કેળવી નથી એણે તો વિવેકબુદ્ધિપૂર્વક શુદ્ધ ઉપચારાર્થે પુરુષાર્થ કરવો જ રહ્યો.

આ સૂત્રમાં તો સૂત્રકારે શ્રમણ મહાવીરની વૃત્તિ દેહરોગના પ્રતિકારથી અને દેહશુશ્રૂષાના ભાનથી પર કેમ રહેતી એનો પણ ઉકેલ આપી દીધો છે. જેમ ખાવું, પીવું એ દેહધારીનો સહજપ્રાપ્ત ધર્મ છે, તેમ ઇંદ્રિયોનું વિષયોમાં પ્રવર્તવું એ પણ ઇંદ્રિયોનો ધર્મ છે, એવા ભ્રમનું આમાં નિરાકરણ છે.

ઇંદ્રિયો એવું ઇચ્છે છે ખરી, પણ એની એ ઇચ્છા સ્વસ્વભાવજન્ય નથી. એ તો માત્ર આદતથી જન્મી છે. વૃત્તિના પૂર્વાધ્યાસોને અંગે નિમિત્ત મળતાં તેમનો ઉશ્કેરાટ પણ થતો દેખાય છે. પણ એ ઉશ્કેરાટ કે વિલાસ કરતાં ઇંદ્રિયસંયમનો માર્ગ વિકટ લાગે અને અલ્પ જ સંખ્યા એ માર્ગે વળી શકે. પણ તોયે તે અશક્ય તો નથી જ, અને વહેલા યા મોડા તે માર્ગે વળ્યા વિના ચિરશાન્તિ પણ નથી, એમ શ્રમણ મહાવીરનું જીવન ભારપૂર્વક ભાખે છે.

[૩] આત્મલક્ષી જંબૂ! તે શ્રમણ ઇંદ્રિયોના ધર્મોથી–વિષયોથી વિરક્ત રહેતા અને અલ્પભાષી બની વિહરતા હતા.

**નોંધઃ**—આ સૂત્રમાં મૌનનું પણ અધિક મહત્ત્વ આંકાયું છે. અને તે વાસ્તવિક છે. મૌનનો વ્યાપક અર્થ તો ઠેઠ મનના સંયમ સુધી પહોંચે છે. પણ અહીં એની મર્યાદા વાણીસંયમ સુધી છે. સાધકની શક્તિનો બહુ મોટો હિસ્સો કેવળ વાણીદ્વારા જ વેડફાઇ જાય છે, એટલે કારણ વિના પણ ગમે ત્યારે અને ગમે ત્યાં બોલવું જ જોઇએ એવી આદત પાડવી યોગ્ય નથી. વાચામાં જે અલૌકિક શક્તિ અને અદ્ભુત ચમત્કૃતિ છે તે પણ વાણીના

આવા દુર્ગુણથી શીઘ્ર નષ્ટ થાય છે. પરંતુ વાણીનો સંયમ રાખવો એટલે કેવળ મીઠા બની જવું એવો અવળો અર્થ કોઇ ન લઇ લે ! ખાસ પ્રસંગ પડે ત્યારે જ મૃદુ, મિષ્ટ, પરિમિત અને સત્ય બોલવાનો પ્રયત્ન કરવો, એવો અહીં કથિતાશય છે. પણ જેમને વાચાળતાનો અભ્યાસ બહુ થઈ જાય છે, તેમનામાં આટલી વિવેકબુદ્ધિ હોવી અશક્ય છે. તેથી એમને વાણીનું મૌન પણ હિતાવહ છે.

[૪] પ્રિય જંબૂ ! તે તપસ્વીએ પોતાનો દેહ એટલો તો ઋતુસહિષ્ણુ બનાવી દીધો હતો કે તેઓ ઠંડી ઋતુમાં શીતળ છાયા નીચે અને ઉષ્ણ ઋતુમાં ઉઘાડા તાપમાં પણ ઉત્કટુક (ઊકડું રાખી) આસને બેસી ધ્યાન ધરી શકતા.

**નોંધઃ**—ઊકડું આસન એટલે બે પગ પર બે હાથની કોણીઓને ટેકવી બે હાથની અંજલિ મસ્તક પાસે લઈને જોડવી તે. આ આસનનો ગુરુ પાસે બેસતી વખતે વિશેષ ઉપયોગ થાય છે. આ સૂત્ર એમ કહે છે કે ધ્યાનમાંય આસનોની અગત્ય મહત્વની છે. આસનોથી દેહની અડોલતા બરાબર ટકી શકે છે અને દેહ તથા ઇંદ્રિયો બન્ને ચિત્તની એકાગ્રતામાં સહાયક થાય છે. એથી જ આસનને યોગનું પણ અંગ ગણવામાં આવ્યું છે.

પ્રથમનાં ત્રણ સૂત્રોમાં ઇંદ્રિયનો સંયમ અને વૃત્તિનિરોધની વાત કહી યમનિયમનું પ્રતિપાદન કર્યું. અહીં આસનોની આવશ્યકતા સમજાવી છે. પણ અહીં એટલું યાદ રાખવું જોઇએ કે જે આસન શરીરને અતિ કષ્ટ આપે તેવા આસનની ધ્યાન સારુ જરા પણ આવશ્યકતા નથી. ઊકડું આસન બહુ જ સરળ અને સુસાધ્ય હોઇ એનું અહીં ઉત્કૃષ્ટ સ્થાન છે. એ જ રીતે પદ્માસન, સુખાસન, ગોદોહિકાસન, વગેરે આસનો પણ જૈનદર્શનનાં વ્યાપક આસનો છે. એટલું જ નહિ બલ્કે એનું બાહ્યતપશ્ચર્યામાં પણ સ્થાન છે.

[૫] અપ્રમત્ત જંબૂ ! એ તપસ્વી મહાવીર જ્યારે ક્ષુધા લાગે ત્યારે, કે જ્યારે તપશ્ચર્યાનું પારણું હોય ત્યારે, માત્ર શરીરના નિર્વાહ અર્થે ભિક્ષાર્થે જતા. અને ઘણી વાર તો માત્ર લૂખા ભાત, બોરકૂટ અને અડદનો આહાર મેળવી એનાથી જ નિર્વાહ કરી લેતા: આ પ્રમાણે ભગવાન આ ત્રણ વસ્તુઓ પર જ લાગલાગટ આઠ માસ સુધી રહ્યા હતા.

**નોંધઃ**—ભોજન એ ક્ષુધા નિવારવાઅર્થે ઉપયોગી છે; અને જીવન માટે પદાર્થ છે, પદાર્થ માટે જીવન નથી. આટલો જે સાધકને સતત ઉપયોગ હોય તે સ્વાદજય જરૂર કરી શકે. આ સૂત્રમાં શ્રમણ મહાવીરે સ્વાદ પર કેટલો પ્રબળ વિજય મેળવ્યો હતો એનું અનુભવપૂર્ણ પ્રમાણ છે. તેઓ આઠઆઠ માસ સુધી લૂખા ભાત, બોરના ભૂકાનો બનેલો બોરકૂટ તથા અડદના બાકળા પર જીવન નિર્વાહ કરી શકતા. અને એ પણ ભૂખ લાગે ત્યારે જ. આ બીના એમની શરીરસ્થિતિની સહજતા અને નિર્મોહતાને પણ સ્પષ્ટ કરે છે.

ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકતા તે કાળે લોકોમાં ભાત, બોરકૂટ અને અડદના બાકળાનો રિવાજ બહુ પ્રમાણમાં પ્રચલિત લાગે છે. એથી એ સહજ પ્રાપ્ત થવો શક્ય હોઈ શ્રમણ મહાવીરને એ મળે, અને એમાંથી પણ એ ક્ષુધાતૃપ્તિ મેળવી લે, એ એમને માટે તદ્દન સ્વાભાવિક છે.

અહીં જીવનપોષક તત્ત્વનો પ્રશ્ન રહે ખરો. પણ એ યાદ રાખવું જોઇએ કે ઉપર દેખાતા રસાળ પદાર્થો સાથે જ જીવનપોષક તત્ત્વોનો સંબંધ નથી. ઘણા પદાર્થો ખાવામાં નીરસ લાગે છતાંય એમાં જીવનપોષક તત્ત્વ સારા પ્રમાણમાં હોય. ઉપરની ત્રણે વસ્તુઓના સંબંધમાં પણ એવું જ છે. એ ત્રણેમાં રસમાધુર્ય ન દેખાય, તોય જીવનપોષક તત્ત્વ તો પૂરા પ્રમાણમાં છે જ. અને રસના સંબંધમાં તો એવું છે કે જેને સાચા રસની પ્રતીતિ થઈ છે તે સૂકા દેખાતા પદાર્થમાંથી પણ રસ લઈ શકે છે. અને એ નથી એને તો રસાળ પદાર્થ પણ નીરસ નીવડે છે. જીભમાં અમી સાથે મળેલો લૂખો આહાર પણ જે રસાનંદ જન્માવે છે અને અર્પે છે, તે રસ કૃત્રિમ સ્વાદ કે કૃત્રિમ રસથી તરબોળ કરેલાં ભોજન નથી જન્માવી કે અર્પી શક્તાં. આવો અનુભવ કોને નહિ હોય?

છતાં પછીથી આ સૂત્રના છેલ્લા અંશમાં જે કાળમર્યાદા છે તે પરથી સૂત્રકાર એમ પણ કહી જ દે છે કે આ પ્રકારનો આહાર જ લેવો એ એમને આગ્રહ પણ નહોતો. જ્યાં આગ્રહ છે, ત્યાં સહજતાનો લોપ થાય છે. એટલે આઠ માસ સુધી અને તે પણ તેવા પ્રસંગને અનુસરીને જ આ પ્રયોગ તેમના જીવનમાં થયો હતો. બાકી તેમની સાધનાનો ઘણોખરો ભાગ તો કાયમી તપશ્ચર્યાનો છે. એમની તપશ્ચર્યા પણ સહજતપશ્ચર્યા હતી. સહજ-

તપશ્ચર્યા એટલે જેનો પોતે ત્યાગ કર્યો છે એવા આહાર પ્રત્યે મન સુધ્ધાં ન જાય અને સ્વાધ્યાય કે ધ્યાનમાં અડોલ એકતારતા રહે. આ પરથી ઉપવાસ, ઊણોદરી, સ્વાદત્યાગ ઇત્યાદિ બાહ્ય તપશ્ચર્યાઓ જ છે. એ પોતે તપશ્ચર્યા નથી, પણ તપશ્ચર્યાનાં સાધનમાત્ર છે. અને એ સાધનો પણ એટલા માટે જરૂરી છે કે દેહની નિત્ય નૈમિત્તિક ક્રિયા જેટલી અલ્પ થાય તેટલી વૃત્તિનિરોધના પ્રયોગમાં અનુકૂળતા થાય. આ વાત સૌ કોઈ યાદ રાખે.

[૬] મોક્ષાર્થી જંબૂ! દીર્ઘતપસ્વી મહાવીર ઘણીવાર એકી-સાથે પંદરપંદર ઉપવાસ, માસખમણ (માસના ઉપવાસો) તથા બબ્બે મહિના અને છછ મહિના સુધી અન્ન અને પાણી બન્નેનો ત્યાગ કરી (અર્થાત્ ચોવિહારા ઉપવાસ કરી) રાત્રિદિવસ નિરીહ (ભોજનાદિની ઇચ્છારહિત) તથા અપ્રમત્ત થઈ વિચરતા. તેમ જ બબ્બે, ત્રણત્રણ, ચારચાર ઉપવાસને પારણે પણ જ્યારે અન્નપાણી લેતા, ત્યારે એ કેવળ નિરાસક્ત ભાવે શરીરસમાધિ ટકાવવા સારુ જ લેતા હોઈ મધ્યમ અને સાદો જ ખોરાક લેતા.

**નોંધઃ**—પ્રથમના સૂત્રમાં મિતાહાર, ઊણોદરી એટલે અલ્પાહાર અને સ્વાદવિજયની વાત હતી. અહીં ઉપવાસની વાત છે. એનો સાર એ છે કે ઉપવાસ એ આકસ્મિક નથી, પણ પ્રયોગસાધ્ય સહજતપશ્ચર્યા છે. ઉપવાસ કરીએ તો જ તપશ્ચર્યા કરી કહેવાય એવી માન્યતા સર્વાંગસત્ય નથી. એટલું આ પરથી સ્પષ્ટ સમજાશે.

વળી તેઓ છછ માસ જેટલા લાંબા કાળ સુધીના ઉપવાસ પછી પણ પારણામાં હંમેશની જેમ સહજ, સાત્ત્વિક અને સાદો આહાર લેતા એમ કહી અહીં સૂત્રકાર એ પણ વદી નાખે છે કે તેમના લાંબા કાળના ઉપવાસો પણ સહજ રૂપે હતા. આટલા લાંબા કાળ સુધી ઉપવાસનું શું કારણ? એવા પ્રશ્નનો ઉત્તર પણ એ જ કે જ્યાં સહજતા હોય છે ત્યાં કરવાનું ન હોય તોયે થઈ જાય છે.. આપણે જ્યારે આપણી ઇષ્ટ વસ્તુની પાછળ પ્રયત્ન કરતા હોઇએ ત્યારે ક્ષુધા, તૃષા તો શું શારીરિક હાજતોને પણ ઘણી વાર ભૂલી જઇએ છીએ. અને જ્યાં ક્રિયામાં ચિત્ત પરોવાઈ ગયું હોય છે ત્યાં સમયનુંય ભાન રહેતું નથી. એવો અનુભવ કોને નથી?

સહજતપશ્ચર્યાનું ફળ કર્મની નિર્જરારૂપે પરિણમે છે. તપશ્ચર્યાનો હેતુ ભૌતિક હોતો નથી, અને ભૌતિક હેતુપૂર્વક જે તપશ્ચર્યા થાય છે તે સહજ કે સફળ તપશ્ચર્યા પણ ગણાતી નથી. સારાંશ કે સહજતપશ્ચર્યાદ્વારા જ આત્મશુદ્ધિ અને આત્મસંતોષ બન્ને પ્રાપ્ત થાય છે. અને શ્રમણ મહાવીરે તેનો અનુભવ કર્યો હતો.

[૭] આત્મલક્ષી જંબૂ! આ રીતે દેહાદિ સંયોગ તથા કર્મનું સ્વરૂપ યથાર્થ જાણ્યા પછી તે મહાવીર પોતે પાપકર્મ કરતા નહિ, કરાવતા નહિ અને કરનારને અનુમોદન સુદ્ધાં આપતા નહિ.

**નોંધઃ**—પણ જ્યાં સુધી તપશ્ચર્યા સહજ ન થાય ત્યાં સુધી કશું ન કરવું એવો કોઈ રખે અવળો અર્થ કરે! તેથી અહીં સૂત્રકાર એમ કહેવા માગે છે કે જેને યથાર્થજ્ઞાન થયું છે કે યથાર્થજ્ઞાન મેળવવાની સાચી જિજ્ઞાસા છે, તેને માટે આધ્યાત્મિક તપ અનિવાર્ય છે. એટલું જ નહિ બલ્કે તેને પ્રિય પણ લાગે છે. એટલે માણસ પોતે ઇચ્છે કે ન ઇચ્છે તોયે તે દ્વારા તપ કર્યા સિવાય રહેવાતું નથી. પછી તે તપ ભલે બાહ્ય હોય, વ્યવસ્થિત ન દેખાતું હોય, પણ એ તપ તો છે જ.

સારાંશ કે યથાર્થ ભાન પહેલાંય તપ હોય છે, અને પછીયે હોય છે. પ્રથમ જે તપ હોય છે તે કૃતિસાધ્ય અને પ્રેરણાજન્ય હોય છે. પછી તે સહજસાધ્ય અને સ્વભાવજન્ય બને છે. પ્રથમના તપને સંયમ અને પછીના તપને આધ્યાત્મિક તપ તરીકે ઓળખાવી શકાય.

[૮] શિષ્ય! શ્રમણ મહાવીર ગામમાં કે શહેરમાં જઈ પરને માટે તૈયાર થયેલો આહાર (જો તે દાતાને સંયમી ભાવનાપૂર્વક આપવાની ઇચ્છા થાય તો જ) મેળવતા અને એ રીતે વિશુદ્ધ ભિક્ષા મેળવીને નીરાગ વૃત્તિથી (સંયમના હેતુપૂર્વક) તેનો ઉપયોગ કરતા.

**નોંધઃ**—વિશુદ્ધ ભોજનની મન પર સુંદર અસર થાય અને શ્રમણ મહાવીર જેવાને પણ સાધક દશામાં તેની અનિવાર્ય આવશ્યક્તા હોય, તે વાતમાંથી એટલું સમજાય છે કે વિશુદ્ધ ભિક્ષા મેળવવામાં જે નિયમોની અગત્ય છે તે હેતુ સમજી વિવેકપૂર્વક આચરવા જ રહ્યા.

જોકે અહીં આઠમા સૂત્રમાંથી તો માત્ર એટલું જ જાણવાનું મળે છે કે ભિક્ષા તે જ કહેવાય કે જે અન્નપાણી ગૃહસ્થે પોતાને માટે તૈયાર કર્યાં હોય છતાં તેમાંથી પોતે અમુક સંયમ કરીને ભાવનાપૂર્વક ભિક્ષુને આપે. આવો સંયમ અને ભાવના સૌ કોઈ ગૃહસ્થને સુલભ નથી. અને એથી જ ભિક્ષા મેળવવી દુર્લભ છે એવો અનુભવી જનોનો અનુભવ યથાર્થ છે. ભિક્ષા મેળવવામાં ભિક્ષુને આટલું લેવાનું એ તો મુખ્ય. બાકી પોતા માટે તેમાનું પથ્ય શું છે ? આપનાર સંયમભાવનાથી આપે છે કે તેની પાછળ કોઈ બીજો આશય છે ? આપનારને ભિક્ષા આપ્યા પછી કષ્ટ તો નહિ થાયને ? એ આપનાર ભિક્ષા આપતાં આપતાં બીજા કોઈ સૂક્ષ્મજીવોને તો નથી પીડી રહ્યો ને ? ઇત્યાદિ બાબતો પણ ભિક્ષા ગ્રહણ કરતી વખતે જાણવા અને આચરવા યોગ્ય છે.×

[૯] પ્રિય અપ્રમત્ત શિષ્ય ! તે ભગવાન ભિક્ષાર્થે જતાં રસ્તામાં ભૂખ્યા કાગડા કે પારેવાં વગેરે પક્ષીઓ ચણતાં હોય કે બીજાં પ્રાણીઓ કંઈ ખાતાંપીતાં હોય તો તેમના તે કાર્યમાં ભંગ ન પડે તે રીતે ધીમેધીમે ચાલતા અથવા તે માર્ગ છોડી કે તે ઘર છોડી બીજે સ્થળે ચાલ્યા જતા.

**નોંધઃ**—નવમા સૂત્રમાં ભિક્ષાર્થે જતાં કે વળતાં માર્ગમાં પણ એ શ્રમણ કેટલા સાવચેત રહેતા એનું સ્વરૂપ દર્શાવ્યું છે; અને એ પ્રત્યેક સાધકને વિચારણીય છે. અપ્રમત્ત સાધક પ્રત્યેક ક્રિયામાં આટલો જાગૃત હોવો જ જોઇએ.

[૧૦] વિવેકી જંબૂ ! એ શ્રમણ મહાવીર ભિક્ષાર્થે કોઈ ગૃહસ્થના ઘરમાં પ્રવેશતા ત્યાં જો બીજા કોઈ બ્રાહ્મણ, શ્રમણ, ભિખારી, અતિથિ, ચંડાલ, બિલાડી કે કૂતરાને આગળ કે પાછળ આવેલા જોતા અથવા તેને આહાર મેળવતાં દેખતા, તો તે ક્રિયામાં લેશ પણ વિક્ષેપ ન પડાવતા કે તેનાં પર દ્વેષ ન ધરતા, પણ તે જ વખતે કોઈને જરા પણ અડચણ ન થાય તેમ ત્યાંથી તેઓ દૂર ચાલ્યા જતા. આ રીતે તેઓ નાનામોટા કોઈ જીવોને પોતાના નિમિત્તે લેશ પણ દુઃખ ઉત્પન્ન ન થાય એવી કાળજી રાખતા.

× વિશેષ વીગત માટે જુઓ શ્રી દશવૈકાલિકસૂત્રનું પાંચમું અધ્યયન

**નોંધઃ**—જ્યારે બીજો ભિક્ષાર્થી ભિક્ષા મેળવતો હોય ત્યારે તેની નજરે કે દાતારની નજરે પડવાથી એ ભિક્ષાર્થીને દુઃખ થાય અથવા દાતાર જેને આપતો હોય તેને ઓછું આપે વગેરે અનેક દોષોનો સંભવ હોવાથી, ત્યાં તેવા પ્રસંગે ભિક્ષુને ભિક્ષાર્થે ઊભા રહેવું કે ભિક્ષા મેળવવા પ્રયત્ન કરવો એ ઇષ્ટ નથી એમ કહેવાનો અહીં સૂત્રકારનો આશય છે.

આ સૂત્રમાં જીવનવ્યાપી અહિંસાનું સુંદર ચિત્ર છે. કોઈની પ્રત્યક્ષ કે પરોક્ષ લાગણી દૂભવવી કે કોઈની લાગણી દૂભાય એવું નિમિત્ત આપવું તે પણ હિંસા છે. પછી એ અજ્ઞાનતાથી હો કે બેદરકારીથી હો! ઘણી વાર કર્મવાદના અજોડ સિદ્ધાંતને કેટલાક સાધકો વિકૃત સ્વરૂપમાં રજૂ કરતા હોય છે. પોતાની બેદરકારીથી—પોતાના નિમિત્તથી બીજાને ઇજા પહોંચી હોય, પહોંચતી હોય કે પહોંચવાની હોય તેમ જાણવા છતાં "એ જાણે અને એના કર્મ જાણે" એમ બોલી પોતાનું કર્તવ્ય ચૂકતા હોય છે. શાણો અને વિવેકી સાધક આવું કદી ન કરે એમ શ્રમણ મહાવીરની ઉપર દર્શાવેલી સાધુતા પરથી સ્પષ્ટ જણાઈ રહે છે.

[૧૧] વળી ઓ મુમુક્ષુ જંબૂ! સાંભળ, મળેલી ભિક્ષાનો આહાર લિંજાયેલો હોય, શુષ્ક હોય, ઠંડો હોય, બહુ દિવસના અડદનો, જૂના ધાન્યનો કે જવ વગેરે નીરસ ધાન્યનો હોય તો-પણ શ્રી શ્રમણ મહાવીર, તેને સમભાવે (પ્રેમપૂર્વક) આરોગતા. અને કદાચ ભિક્ષાર્થે બહુ પરિભ્રમણ કરવા છતાં કંઈ ન મળતું તોય તેઓ એને સહજતપશ્ચર્યા માની પ્રમત્ત રહેતા. સારાંશ કે એ શ્રમણની મોક્ષમાર્ગાભિમુખ પ્રવૃત્તિ રહેતી.

**નોંધઃ**—ઘણા સાધકોને પોતાના જીવનમાં પળેપળે જે પ્રશ્ન મૂંઝવી રહ્યો હોય છે તેનો આમાં ઉકેલ છે.

કેટલાક કેવળ પુરુષાર્થને માનનારા અને કેટલાક કેવળ પ્રારબ્ધને માનનારા એવા માનવસમુદાયના બે વર્ગો વિશ્વમાં બહુધા નજરે પડે છે. શ્રમણ મહાવીરના જીવનમાં એકાંતપુરુષાર્થ કે એકાંતપ્રારબ્ધય નહિ, પણ એ બન્નેનું સાહચર્યભર્યું સ્થાન મળી રહે છે.

નૈસર્ગિક જીવન ગાળવું એટલે કેવળ પ્રારબ્ધ પર નિર્ભર રહેવું કેટલાકને ભ્રમ હોય છે. એ ભ્રમ ટાળવો જ રહ્યો. નૈસર્ગિક જીવન ગા તો પ્રબળ પુરુષાર્થી હોય, પણ ફેર એટલો જ કે પુરુષાર્થ પ્રબળ હોવા વસ્તુ પ્રાપ્ત થવાનો યોગ ન સાંપડે તોય એ સકારણ છે એમ મ બીજાની જેમ પોતાની ચિત્તશાંતિને ગુમાવે નહિ.

[૧૨] વહાલા સાધક શિષ્ય ! વળી તે શ્રમણ મહાવીર ઉ( ઊકડું આસન) ગોદોહિકાઆસન (ગાય દોહતી વેળાનું આસન) વીરાસન વગેરે આસનો સાધી તે આસનો પર સ્થિર થઈ તથા સમવંત બની (અંતઃકરણની શુદ્ધિપૂર્વક)ને ધ્યાનમાં લીન થતા તે અવસ્થામાં ઊર્ધ્વલોક, અધોલોક અને તિરછો લોક અ કે ત્રણે લોકનું સ્વરૂપ વિચારતા.

નોંધઃ—અહીં ધ્યાનસ્થ સાધકને માટે આસનોની અગત્ય તથા ધ્યા હેતુ ચિત્તસમાધિ જાળવવાનો છે એમ સમજવું છે. અને ચિત્તશુદ્ધિ ચિત્તસમાધિ કે ધ્યાન સંભવતાં નથી, એમ પણ દર્શાવ્યું છે, ચિત્ત કેમ થાય એના આકાર તથા પ્રકારો અગાઉ જ બતાવ્યા છે એટલે આ વિચારીને પછી જ ધ્યાતા બનનાર સાધકે યોગ્ય માર્ગમાં પ્રવેશ સમુચિત થઈ પડશે.

પદસ્થ, પિંડસ્થ, રૂપસ્થ અને રૂપાતીત પૈકીના અહીં ઉચ્ચ કો ધ્યાનની બીના છે. જૈનદર્શનમાં આવા ધ્યાનને ધર્મધ્યાન કહે છે ત્યાંથી જ તે ધ્યાનનો પ્રારંભ માને છે. પણ એ ધ્યાન માનવતા, અ વિચાર, જ્ઞાન, ચિંતન અને મંથન પછી જ જન્મે છે, એટલે તેટલી યોગ સૌથી પ્રથમ પ્રાપ્ત કરવી જોઈએ. તે યોગ્યતા મેળવ્યા વિના ધરેલું વિકાસનું સાધક નીવડતું નથી.

જ્યાં સંયમ નથી ત્યાં જ્ઞાન નથી, અને જ્ઞાન નથી ત્યાં ધ્યાન ક હોય ? પ્રત્યેક ક્રિયા પાછળ સૌથી પ્રથમ આંતરિક વિકાસ જોઈએ જૈનદર્શનનું મંતવ્ય છે. બહારનો સાધનવિકાસ થયા પછી સ્વયં આંત વિકાસ થઈ શકે છે એવો કેટલાંક દર્શનો, મતો કે પંથોનો મત છે,

સ્વીકાર્ય બનતું નથી. જૈનદર્શનમાં *યોગનો પ્રારંભ આ રીતની વિકાસમય દૃષ્ટિથી થાય છે.

જૈનદર્શન મન, વાણી અને કાયાની એકવાક્યતાને યોગ માને છે. મન, વાણી અને કર્મમાં એકવાક્યતા આવ્યેથી ધીમેધીમે ચિત્તના સંસ્કારો વક્ર મટી સરળ બને છે. આવી સરળતાથી ચિત્તશુદ્ધિ સહેજે થઈ રહે છે. અને ચિત્તશુદ્ધ થયા પછી ચિત્તશાન્તિ મેળવવાની જિજ્ઞાસાનો પ્રયોગ શરૂ થાય છે. આ સ્થિતિને કે આ ભૂમિકાને જૈન પરિભાષા પ્રમાણે ઉપયોગમય જીવનદશા કહેવાય છે. આ રીતે ક્રમિક વિકાસ થતાં જ્યારે ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એ ત્રણે કેવળ આત્મભાવમાં એકાગ્ર બની જાય, ત્યારે એને આદર્શ ધ્યાન તરીકે ઓળખવામાં આવે છે. આ ધ્યાન એ જ ધર્મધ્યાન.

અપ્રમત્ત દશા પછીનું સહજધ્યાન એ શુક્લધ્યાન અને તેનું આલંબન એ ધર્મધ્યાન. પણ ધર્મધ્યાન પોતે કોઈનું અવલંબન લેતું નથી. રૂપાતીત પરમાત્માનું કે તેમના ઉચ્ચ ગુણોનું ધ્યાન ધરવું તે જ ધર્મધ્યાન છે. + અને તે જ વિકાસમાં ઉપયોગી છે. ધ્યાનસ્થ મહાવીર લોકસ્વરૂપ વિચારતા એવો જે અહીં ભાવ દર્શાવ્યો છે, તેની પાછળ પણ તે જ આશય છે. અહીં ધ્યાન અને પ્રચલિત યોગસંબંધમાં થોડી વિચારણા કરવી પ્રસંગોચિત લાગે છે.

મહર્ષિ પાતંજલિપ્રણીત પાતંજલયોગદર્શનમાં યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિ એવી અષ્ટાંગયોગ પ્રણાલિકા નજરે પડે છે. અને ચિત્તવૃત્તિનો નિરોધ એ તેની યોગપ્રણાલિકાનું ધ્યેય છે.

---

* અહીં કોઈને જૈનદર્શનમાં યોગનો સમાવેશ છે કે કેમ એવી શંકા કરવાનું કારણ નથી, કારણ કે જૈનદર્શને તો યોગ પર ત્યાં સુધી ભાર આપ્યો છે કે કોઈ પણ મુમુક્ષુઓની પ્રવૃત્તિ આત્મચિંતન—યોગ સિવાય ન જ હોવી ઘટે. અહીં માત્ર એટલું સ્મરણીય છે કે જૈનદર્શનમાં એનો નિર્દેશ યોગ શબ્દથી નહિ પણ ધ્યાન શબ્દથી છે.

જુઓઃ—ઠાણાંગ, સમવાયાંગ, ભગવતી, તત્ત્વાર્થાધિગમ, ઇત્યાદિ સૂત્રો તથા શ્રી હરિભદ્રસૂરિ તથા શ્રીમાન હેમચંદ્રાચાર્યકૃત યોગવિષયક સ્વતંત્ર ગ્રંથો.

+ ધર્મધ્યાન ચોથા ગુણસ્થાનથી માંડી ઠેઠ બારમા ગુણ સ્થાનક સુધી હોય છે અને શુક્લધ્યાન આઠમાથી માંડીને ચૌદ સુધી હોય છે.

પાછળથી એ યોગ બે પ્રકારે વિભક્ત થઈ ગયો છેઃ (૧) હઠયોગ અને (૨) રાજયોગ. હઠયોગમાં આસન અને શરીરની આંતરશુદ્ધિની ક્રિયાઓને બહુ મહત્ત્વનું સ્થાન છે. વાત તો એમ છે કે શરીરની આંતરશુદ્ધિ પર, નાડીશુદ્ધિ પર, શુદ્ધ વાયુસંચાર અને પ્રાણવાયુની શુદ્ધિ પર મનઃશુદ્ધિનો આધાર છે. અને મનઃશુદ્ધિ થયા પછી જ ચિત્તવૃત્તિનો નિરોધ થાય છે કે જે યોગની પ્રણાલિકાનું પ્રધાન ધ્યેય છે. પણ પાછળથી એની સાધનભૂત ક્રિયાઓ પર માત્ર મહત્ત્વ જ નહિ પણ હઠ પકડાઈ ગઈ, જેટલે અંશે એ હઠ યોગ થયો તેટલે અંશે એનું ધ્યેય પણ પલટાયું, અને હઠયોગનો પ્રયોગ કેવળ લૌકિક હેતુ અર્થે જ હોય એવું બની ગયું.

હિપ્નોટીઝમ, મેસમેરીઝમ, અને એવા બાહ્ય માનસશક્તિના પ્રયોગો કે ઉચ્ચાટના, મારણ અને તેવી હલકી શક્તિઓનો વિકાસ તથા તંત્ર, મંત્ર અને યંત્રોની ઉપાસના એ બધા યોગની વિકૃતિનાં અંગો છે.

રાજયોગ આ વિકૃતિથી દૂર રહ્યો છે. આંતરિક શક્તિઓના વિકાસ તરફ તેનું પ્રધાન વલણ છે. ચિત્તવૃત્તિના નિરોધથી આંતરિક શક્તિઓ વિકસે છે, અણિમા, લઘિમા, ગરિમાદિ અષ્ટ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. તથા ઋદ્ધિ અને સમૃદ્ધિ પણ ચરણે ઢળે છે. તોયે તે પ્રલોભનમાં ન લોભાતાં કેવળ આત્મલક્ષી રહેવું એમ રાજયોગ ભલામણ કરે છે. અને જે યોગીની લૌકિક પ્રલોભનમાં વૃત્તિ પ્રેરાતી નથી તેને યુક્તયોગી તથા જે યોગીની વૃત્તિ પ્રેરાવા છતાંય તેની પ્રવૃત્તિમાં પડી જતાં પહેલાં જે તુરત જ સાવધાન થઈ જાય છે અર્થાત કેવળ આત્મલક્ષી બની જાય છે તેને યુંજનયોગી કહે છે.×

જૈનદર્શનની યોગપ્રણાલિકા આથી કંઈ જુદી જ જાતની છે. તેનો મદાર કેવળ આંતરિક વિકાસ પર છે. બહારનાં સાધનોને તે બહુ ગૌણ સ્વરૂપ આપે છે. પ્રાણશુદ્ધિ માટે શરીરની આંતરિક શુદ્ધિ આવશ્યક જ છે, તેવો એનો આગ્રહ નથી. પણ તત્ત્વને તે સ્વતંત્ર તત્ત્વ છે, એમ પણ નથી માનતું. પ્રાણને તે માત્ર ચેતનની શરીરમાં અભિવ્યક્ત થતી શક્તિરૂપ માને છે, અને તે શક્તિ મન, વચન, ક્રિયા, ઇંદ્રિયો,

---

×આ પ્રણાલિકા પ્રમાણે શ્રીકૃષ્ણચંદ્રને યુક્તયોગી અને શ્રીરામચંદ્રજીને યુંજનયોગી તરીકે વર્ણવ્યા છે. જુઓ ન્યાયની કારિકાવલી.

આયુષ્ય અને શ્વાસોચ્છ્વાસમા પણ કામ કરે છે એમ એ કહે છે. જૈનદર્શન જેમ પ્રાણને સ્વતંત્ર તત્ત્વ નથી માનતું તેમ મન અને ચિત્ત જુદાં છે, અંતઃકરણના એ વિભાગો છે એમ પણ નથી માનતું. જૈનદર્શન મન, ચિત્ત અને અંતઃકરણને માત્ર એક જ શક્તિસૂચક પર્યાય શબ્દો સ્વીકારે છે. એટલે પ્રાણનો આયામ તથા મનનું પ્રાણ સાથે નિયમન એવાં જે પ્રાણાયામ અને પ્રત્યાહાર નામનાં જે બે અંગો યોગદર્શનપ્રણાલિકામાં નજરે પડે છે તે જૈનદૃષ્ટિએ વિરમી જાય છે.* અને એને લીધે જ નવલી કે તેવી એક પણ હઠયોગની પ્રક્રિયાને અહીં સ્થાન અપાયું નથી. આ સ્થળે એટલું કહેવું જોઈએ કે જૈનદર્શન આતરિક અને બાહ્ય મનના પણ બીજા બે વિભાગો કલ્પે છે. એ ચારે નામો આ પ્રમાણે છે. (૧) નિવૃત્ત, (૩) ઉપકરણ, (૩) લબ્ધિ, (૪) ઉપયોગ. પરંતુ એ બધા વિભાગો માત્ર કાર્યપરત્વે છે, પૃથક તત્વ રૂપે નહિ. જૈનદર્શનના ધ્યાન અને યોગદર્શનના યોગ વચ્ચે માત્ર આટલો જ પ્રણાલિકાભેદ છે એમ નહિ, બલ્કે તે બન્ને વચ્ચે ધ્યેયનું પણ અંતર છે. યોગદર્શનના યોગનું ધ્યેય ચિત્ત અને વૃત્તિના નિરોધ-પૂરતું જ છે. પણ જૈનદર્શનની યોગપ્રણાલિકાનું ધ્યેય માત્ર ચિત્તવૃત્તિનો નિરોધ કરીને જ વિરમતું નથી. ચિત્તવૃત્તિનિરોધ પછી પણ ઠેઠ એ ચિત્ત-વૃત્તિનાં મૂળભૂત કારણો અને તેનો નાશ કરી આત્મસ્વરૂપી પૂર્ણતા અને વીતરાગભાવની પરાકાષ્ઠાએ પહોંચવું એ એનું અંતિમ ધ્યેય છે. એથી જૈનદર્શનને સહજયોગ માન્ય છે. તે બીજી બાહ્ય ભાંજગરમાં વધુ માથું

---

*વેદધર્મમાં પણ પ્રાચીનતાની દૃષ્ટિએ તપાસીએ તો "પ્રાણાયામ અને પ્રત્યાહાર" એવાં અંગ નથી મળતાં. પ્રાચીન ઉપનિષદો જેવા કે તૈત્તિરીય, શ્વેતેશ્વર, છાંદોગ્ય ઈત્યાદિમાં યોગ અને ધ્યાન શબ્દો નજરે પડે છે. પ્રાણાયામ કે પ્રત્યાહાર શબ્દો દેખાતા નથી અને ઉપનિષદોથીયે પ્રાચીન સાહિત્યમાં જોઈએ તો યોગ શબ્દનો નિર્દેશ પણ ક્વચિત જ દેખાશે. ઋગ્વેદની ઋચાઓમાં ધ્યાન શબ્દનો નિર્દેશ છે, યોગનો નથી. બૌદ્ધ દર્શનમાં તો યોગ શબ્દનો નિર્દેશ જ નથી; ધ્યાન અને સમાધિ શબ્દો દેખાય છે અને એની પ્રણાલિકા પણ ઘણે અંશે જૈનદર્શનની પ્રાચ્ય પ્રણાલિકાને અનુરૂપ છે. અહીં વિસ્તારભયથી તે આપવામાં આવી નથી. જિજ્ઞાસુ વર્ગ મજ્ઝિમ નિકાય, બુદ્ધ લીલાસાર સંગ્રહ તથા દીઘનિકાય, સામઞ્ઞફલ ઇત્યાદિ સ્થળે જોઈ લે.

મારતું નથી. બાહ્ય શક્તિઓ ગમે તેટલી ઊંચી, ઉપકારક કે જગતકલ્યાણના હેતુરૂપ લાગતી હોય તોયે તેને તે આદર નથી આવતું. એ આધ્યાત્મિક વિકાસમાં જગતશાન્તિનું મૂળ જુએ છે, અને નિખિલ વિશ્વનું સંપૂર્ણ જ્ઞાન પણ આધ્યાત્મિક જ્ઞાન પછી પોતામાંથી જ જન્મે છે એવો એનો દૃઢ વિશ્વાસ છે. એટલે જૈનદષ્ટિના યોગમાં કેવળ આત્મલક્ષ્ય અભીષ્ટ છે. કોઈ પણ જાતના મંત્ર, તંત્ર, યંત્ર, ઋદ્ધિ, સંપત્તિ, સિદ્ધિ કે સમૃદ્ધિની જાળમાં તે જીવનસાધના બગાડવા કે ફસાવવા ઇચ્છતું નથી. અને જે કર્મકાંડો આંતરિક વિકાસમાં ઉપયોગી ન હોય તેને એ કેવળ ઢોંગ માને છે. આ સૂત્રમાં શ્રમણ મહાવીરના જે ધ્યાનનો નિર્દેશ છે એ ધ્યાનનું ધ્યેય અને એની સાધનપ્રણાલિકા સંબંધી આટલું સારભૂત કથન થાય છે.

[૧૩] મોક્ષાર્થી જંબૂ ! આ રીતે એ દીર્ઘતપસ્વી અને મહાયોગી કષાયરહિત તથા આસક્તિરહિત બનતા જતા હોવાથી શબ્દાદિ ( ઇન્દ્રિયભોગ્ય ) વિષયો એમને સહજ પણ ન લોભાવી શકતા. એ શ્રમણ હમેશાં આત્મધ્યાનમાં મગ્ન રહેતા અને એ રીતે છદ્મ અવસ્થામાં ( એટલે કે સાધક સ્થિતિમાં ) પણ કર્મ દૂર કરવા માટે તેમણે અતિ પ્રબળ પુરુષાર્થ દાખવ્યો હતો. કોઈ વખતે પણ તેઓ પ્રમાદની જાળમાં સપડાયા નહોતા.

નોંધ—સાધક મૂળ પાયાથી માંડીને સાવધ રહેવું જોઈએ. પાયો સુદૃઢ ને સુસ્થિર હોય, તો જ આખું મંડાણ નિર્ભય થાય.

[૧૪] બ્રહ્મપ્રયાસુ જંબૂ ! આ રીતે શ્રમણ ભગવાન મહાવીર સ્વયં ( પોતાની મેળે જ ) આત્મયોગમાં જોડાઈને આત્મશુદ્ધિ પામ્યા અને તેથી જ સાધનાના અંત સુધી સત્પ્રવૃત્તિવંત હોવા છતાં અમાયાવી રહી શક્યા, અને છેવટે સાધનાસિદ્ધ થઈ કર્મોથી સર્વથા નિવૃત્ત થયા, તથા સિદ્ધ, બુદ્ધ, સર્વજ્ઞ અને ભગવંત બન્યા. સાધનાનો આ ક્રમિક વિધિ તે ભગવાને કોઈ પણ જાતની ઐહિક ( આ લોક સંબંધી ) કે પારલૌકિક ( પરલોક સબંધી ) લાલસા રાખ્યા વગર નિઃસ્પૃહ ભાવે જે રીતે આચર્યો હતો તે હેતુને લક્ષમાં રાખી બીજા સાધકો પણ તે માર્ગે વિચરે અને વર્તે.

નોંધઃ—શ્રમણ મહાવીરની સાધકદશાની સાચી વિશેષતાનું આ છેલ્લા સૂત્રમાં નિદર્શન છે. એક જ સૂત્રમાં સૂત્રકારે આખી સાધનાનો સાર

કહી નાખ્યો છે. પ્રત્યેક સાધકને મળે તેવું સર્વ કથનના સારભૂત આ આટલું માખણ છે.

સાધનામાં પ્રવેશનાર સાધક પ્રાયઃ પારકા અનુભવને પોતાનો અનુભવ માની આચરવા મંડે છે. એટલે વિકાસના પંથમાં જોડાવા છતાં વિકાસને બદલે પ્રાયઃ પતન નોતરે છે. સતત શુભાશુભ સાંસારિક વૃત્તિમાં મશગૂલ રહેતા માનવ કરતાં પણ સાધકની ઘણી વાર કફોડી સ્થિતિ જોવામાં આવે છે તેનું કારણ પણ આ છે.

બહારનું વાચન, બહારથી મળતા વિચારો કે અનુભવોને પોતામાં કલ્પીને આગળ વધ્યે જાય છે. અને તેથી જ તેવા કલ્પનાના ગગનમાં વિહાર કરનાર સાધકનો આંતરિક વિકાસ બહુ પાછળ રહી જાય છે, એટલે પોતાના અનુભવથી જ સાધકે આગળ ધપવું રહ્યું. બહારનું બધું તો માત્ર નિમિત્ત-ભૂત છે. બહાર સાગર હોય કે રેતીનું રણ હોય, તોયે તેમાં સાધકને શું ? તે તો નિમિત્તને માત્ર પોતાના ઉપાદાન ( અંતઃકરણના સંસ્કારો )ની સાથે બહુ બહુ તો સરખાવીને ઉપાદાનને વિકસાવે.

શ્રમણ મહાવીર જૈનધર્મના ત્રેવીસમા તીર્થોદ્ધારક તરીકે થઈ ગયેલા શ્રી પાર્શ્વનાથ ભગવાનના અપત્યથી ગણાતા કુળમાં જન્મ્યા હોવાથી તત્કાલીન પ્રચલિત જૈનત્વના સંસ્કારોનો તેમને ગાઢ પરિચય હોવો સ્વાભાવિક છે. છતાં શ્રી મહાવીરની એ વિશેષતા હતી કે તેમણે જૈનદર્શનના સત્યને જોયા અને જાણ્યા છતાંય બહારના મતો, દર્શનો કે ધર્મો તથા તેના મૌલિક સિદ્ધાંતો અને આચરણો જોવાને અવકાશ રાખ્યો, એટલું જ નહિ બલકે પ્રત્યેક જનના પૃથક્પૃથક્ વાદો, માન્યતાઓ અને માનસોને પણ અનુભવ્યાં. શ્રમણ મહાવીરની સાચી સત્યનિષ્ઠા અને સાચી જિજ્ઞાસાનું આ સુંદર પ્રતીક છે. સત્યાર્થી પરમ સત્યને જુએ તોય એના જીવનમાં એ સત્યની પૂર્ણ પરાકાષ્ઠા જ્યાં સુધી ન સધાઈ હોય ત્યાં સુધી એની જિજ્ઞાસા કાયમ રહે અને એમની શોધક-બુદ્ધિ જ્યાં જ્યાં સત્ય જુએ ત્યાં ત્યાંથી લે. આ દૃષ્ટિએ શ્રી મહાવીરે બહારનું બધું અવલોક્યું અને તે પણ આંતરદૃષ્ટિ સાથે રાખીને; પોતાને દૂર રાખીને નહિ. અને આથી બહારનાં સાધનોને સાધનોનું સ્વરૂપ આપીને સત્યના અનુભવો સ્વજીવનમાંથી જ તારવવા વિવિધ પ્રયોગો આદર્યા, તથા એ માર્ગે એમણે સત્યને જોયું, પચાવ્યું અને સંપૂર્ણ વિકસાવ્યું.

જેટલો સ્વાનુભવ થાય તેટલું જ સાધક માને, બોલે અને વર્તન કરે તો જ તેનાં બાહ્ય અને આંતરિક બન્ને જીવનતુલાનાં ત્રાજવાં સમાન રહે,

અને શાન્તિ કે આનંદનો અનુભવ થાય. બાકી કલ્પનાના ક્ષેત્રમાં તો નિરાસક્ત કે સિદ્ધ બની જવું એ જરાય કઠિન નથી, તદ્દન સરળ છે; પણ તેવી દશામાં મળતું સુખ પણ તેટલું જ કલ્પનાના ક્ષેત્ર જેવું એટલે કે મૃગજળના દેખાવ સમું હોય છે. એ વાત ભૂલવી નહિ.

જેવું અંદર હોય તેવું જ બહાર દેખાવાની ઇચ્છા, નિરભિમાનિતા અને વાસનાની વિજયશક્તિ વગેરે અનુભવથી સ્વયં જન્મે છે. સારાંશ કે સ્વાનુભવનો માર્ગ જ સાધનાનો માર્ગ છે- પોતાને જેનો લેશ પણ અનુભવ નથી એવા કેવળ કલ્પનાના માર્ગે વિકાસમાં ઊડવું એ માત્ર ઇંદ્રજાળ છે. કોઈ પણ સાધક તેમાં ન ફસાય.

## ઉપસંહાર

(તપશ્ચર્યા એ કર્મ બાળવાની પ્રચંડ ભઠ્ઠી છે. વર્તમાન કર્મોની શુદ્ધિ અને ભાવી કર્મોથી બચવાના બીજા અનેક ઉપાયો હશે પરંતુ પૂર્વાધ્યાસો તથા પૂર્વકર્મોના વેગને દાબવાનો કે પૂર્વસંસ્કારોની શુદ્ધિ કરવાનો માત્ર એ એક જ ઉપાય છે. આધ્યાત્મિક દર્દો મટાડવાનું એ એક જ અજોડ રસાયણ છે. પણ તે રસાયણનો ઉપયોગ પથ્યપૂર્વક થવો જોઇએ તો જ તે પચે.)

તપશ્ચર્યાનો લાભ પણ વીર પુરુષ જ લઇ શકે છે. બાહ્ય દેખાતી ઇંદ્રિયદમન અને દેહદમનની તપશ્ચર્યા પણ આવશ્યક તો છે જ, પણ તેની આવશ્યકતા આંતરશુદ્ધિ અને આંતરવિકાસની અપેક્ષાએ છે. બાહ્ય તપશ્ચર્યાથી ચિંતન, ચિત્તપ્રસાદ અને ધ્યાનલક્ષિતાને ટેકો મળે છે, અને આત્મસ્વરૂપ તથા જગતસ્વરૂપને સમજવાની તક સાંપડે છે. જે તપશ્ચર્યા આ રીતે વૃત્તિના સંસ્કારો પલટી ચિત્તખિન્નતાને ઠેકાણે ચિદાનંદ સ્ફુરાવે છે, તે તપશ્ચર્યા જીવનમાં વણવાનો સૌ કોઈ પ્રયાસ કરે.

તપશ્ચર્યાથી કાયા કરમાય છે, એ ભ્રમ માત્ર છે. તપશ્ચર્યા એ તો નૈસર્ગિક ઔષધ છે. પાશ્ચાત્ય વૈદ્યકમાં પણ હવે તપશ્ચર્યાનું મહામૂલ્ય અંકાયું છે, અને અખતરાઓ પણ થયા છે. એટલે આ રીતે તપશ્ચર્યા એ શરીર, મન અને આત્મા એ ત્રણેને તન્દુરસ્ત કરનારી સફળ જડીબૂટી છે; અને વૈરાગ્યવૃત્તિ તથા અભ્યાસથી એ સહજ અને સુસાધ્ય બને છે. વિશેષ શું! યોગમાત્રનો સમાવેશ તપશ્ચર્યામાં છે. શ્રમણ મહાવીરને પલટી સર્વજ્ઞ તથા ભગવાન મહાવીર બનાવનાર સાધનામાં તપશ્ચર્યાનો પ્રધાન હિસ્સો છે.

એમ કહું છું.

ઉપધાનશ્રુત નામનું નવમ અધ્યયન પૂર્ણ થયું.

---

# બ્રહ્મચર્ય શ્રુતસ્કન્ધ



શ્રી આચારાંગ સૂત્રનો પ્રથમ શ્રુતસ્કન્ધ બ્રહ્મચર્ય શ્રુતસ્કન્ધ તરીકે ઓળખાય છે. બ્રહ્મ એટલે આત્મા, અને આત્મા તરફ પ્રગતિ કરાવનારું સાધન એ બ્રહ્મચર્ય.

વીર્યનો જેટલો સંગ્રહ અને સદુપયોગ એટલું બ્રહ્મચર્યનું પાલન અને એનો જેટલો વ્યય તથા દુરુપયોગ એટલું જ બ્રહ્મચર્યનું સ્ખલન. આ રીતે વિકાસને માટે મળેલાં દેહ, ઇંદ્રિયો અને અંતઃકરણ ઇત્યાદિ પ્રત્યેક સાધનનો સદુપયોગ કરવો અને તે દ્વારા પૂર્વગ્રહોનો પરિહાર, અધ્યાસોનો નિગ્રહ, કાયા, મન તથા વાણીનો સંયમ, અને વાસના પર વિજય મેળવવો એ સંપૂર્ણ બ્રહ્મચર્યની સાધનાનું મુખ્ય લક્ષ્ય છે.

આચારાંગસૂત્રનો
બ્રહ્મચર્ય શ્રુતસ્કન્ધ નામનો
પ્રથમ શ્રુતસ્કન્ધ
સમાપ્ત થયો.

# પરિશિષ્ટ

## શ્રી આચારાંગ અને ભગવદ્ગીતા વિષે

### એક તુલનાત્મક વિચાર

:: વિષયક્રમ ::





# શ્રી આચારાંગનો ઉપસંહાર

શ્રી આચારાંગનું વિસ્તૃત વિવેચન થયા પછી એનો સાર કે નિષ્કર્ષ શું, એવો પ્રશ્ન થાય એ સ્વાભાવિક છે. શ્રી આચારાંગસૂત્રનો સાર કે નવનીત ટૂંક વાક્યોમાં આ રીતે રજૂ થઈ શકે:—

**નવીનતાની શોધ**

**"શ્રી આચારાંગનો ધ્વનિ જીવનમાં નવીનતાના સંભાર ભરવાનું સૂચવે છે."**

નવીનતા સૌને ગમે છે. બાળક નવાંનવાં રમકડાં શોધે છે, કિશોર વિદ્યા અને કળાદિનું વૈવિધ્ય શીખવા મથે છે, યૌવનનો ઉત્સાહ પ્રવૃત્તિનાં રસક્ષેત્રો ઢૂંઢે છે, પ્રૌઢત્વ જીવનના અનેક અખતરાઓનું નવનીત તોળે છે, અને વૃદ્ધત્વ તો જાણે બાળત્વ, એને તો નવું જ ગમે. આ રીતે વયની દૃષ્ટિએ જુઓ, રુચિ, પ્રીતિની દૃષ્ટિએ જુઓ, સૌને હંમેશાં સર્વ ક્ષેત્રમાં ને સર્વ ક્રિયામાં એકમાત્ર નવીનતા ગમે છે.

શ્રી આચારાંગ કહે છે કે:–નવીનતાની શોધમાં તો એકસરખા સૌ ઉમેદવાર છે અને હકદાર પણ છે.

મુમુક્ષુ, સત્યાર્થી કે જિજ્ઞાસુ જ એને ઇચ્છે છે કે એ જ એ માર્ગે જઈ શકે એવું કશું નથી; અને અનુભવ પણ એમ જ કહે છે કે સૌને ભૂખ તો છે જ પછી ભલે એનાં ક્ષેત્ર નિરાળાં હોય. કોઈને ધનમાં જ એ નવીનતા દેખાય છે, તો એ કેવળ વિવિધ વ્યાપારો-દ્વારા ધન જ ભેગું કર્યા કરે છે. તેને જ જોઈને મલકાય છે. પછી એનું શું થાય છે; એની એને ચિંતા નથી. કોઈને ભોગમાં જ પ્યાર છે, તો એ એના જ વૈવિધ્યને શોધતો ફરે છે. ધન જાય, મન મેલું થાય કે તન તવાય એવું જોવા સારુ થોભવાની એને કંઈ પડી હોતી નથી. એ જ રીતે કોઈને કળા, તો કોઈને સૌંદર્ય, કોઈને સત્તા, તો કોઈને શાણપણ જે કંઈ ગમે છે તેમાં એ મગ્ન અને મસ્ત રહે છે અને તે ખાતર સર્વસ્વ ખર્ચવા એ હરપળે તૈયાર રહે છે.

નવીનતાના ઉમેદવાર અને હકદારો સૌ હોવા છતાં એ નવીનતાની રસાનુભૂતિ સૌને એકસરખી કેમ જામતી નહિ હોય? નવીનતાનું પાત્ર પામ્યા પછીય એમાં સ્થિરતા શાથી નહિ થતી હોય? સાચી નવીનતા શામાં છે? જીવનમાં છે કે જીવનની બહાર છે? એ પ્રશ્નથી શ્રી આચારાંગનો પ્રારંભ થાય છે.

* * *

નિત્યનૂતન આત્માની શોધ

અધ્યાત્મશાસ્ત્રીઓ કહે છે કે સાચી નવીનતાની તાલાવેલી જ જિજ્ઞાસા છે, અને એ નવીનતાની પ્રાપ્તિ જૂનું છોડી દેવાથી જ મળી શકે છે.

જૂનું એટલે કૃત્રિમ અને નવું એટલે સહજ. તેઓ કહે છે કે આત્માને કોઈ જોઈ શકતા નથી તોય એની સુન્દરતા ( Beauty ) એવી છે કે તે તરફ સૌ આકર્ષાય છે તેનું કારણ એ છે કે એ સહજ હોવા છતાં નવીન છે.

क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः ।
नूतनोऽयमात्मा ।

અર્થઃ-જે ક્ષણે ક્ષણે અભિનવતા પામે છે તેવી રમણીયતા આત્મામાં છે.

જૂનું છોડી દેવું એનું નામ ત્યાગ. નવામાં જતાં જે અટકાવી રાખીને જૂનામાં જ મૂંઝવી મારે એ મોહ.

× × ×

જગતના સૃજન-જૂના પ્રશ્નો

પણ જગતનો પ્રશ્ન એ છે કેઃ "અમોને તો ભોગ જોઈએ છે, ત્યાગ નથી જોઈતો. સૌંદર્યલિપ્સા અને રસોપભોગ એ જીવનમાં બે અમૂલાં તત્ત્વો છે. અધ્યાત્મશાસ્ત્રો એનો જ ત્યાગ કરવાનું કહે છે. જગતને સાધુડા બનાવી મૂકવા એ એનો પ્રધાન સૂર છે. જગતમાં વાગી રહેલી આ બંસરીના મૃદુ અને મંજુલ સ્વરને છોડી એ બસૂરા સૂરને સાંભળવાને અમારા કાન તૈયાર નથી. માફ કરો."

અધ્યાત્મરસજ્ઞો વદે છે કે–"ત્યાગ શબ્દથી ન ભડકો." ત્યાગ તો સર્વત્ર છે. સ્વાર્પણ અને બલિ વિના જગતમાં ડગલુંય ક્યાં ભરી શકાય તેમ છે? ભોગમાંય ત્યાગ છે. અને ત્યાગમાંય ત્યાગ છે. એકમાં શક્તિનો ત્યાગ છે, બીજામાં વૃત્તિનો ત્યાગ છે. એકમાં સ્વચ્છંદતા પ્રધાન છે, બીજામાં સ્વેચ્છા પ્રધાન છે.

'ત્યાગ'થી ન ભડકો

એક સાધક રસોપભોગ અને સૌન્દર્યલિપ્સાની પૂર્તિ શક્તિના સંગ્રહમાં જુએ છે, એથી વૃત્તિનો સંયમ કરે છે; અને બીજો વૃત્તિના તાંડવનૃત્યમાં નાચી જીવનમાં કૃત્રિમ વિલાસ ભરે છે. એક જીવનની ચંચલતા જાણી અપ્રમત્ત બને છે; બીજો જીવનની ચંચલતા જાણી માનેલા ભોગોમાં લોલુપ બને છે. આ રીતે જડ સંસ્કૃતિ અને અધ્યાત્મસંસ્કૃતિનું અવિરામ યુદ્ધ ચાલે છે. બન્નેને એક જ જોઈએ છે, અને બન્ને પ્રવૃત્તિકર છે; છતાં માર્ગો એટલા જુદા પડી જાય છે કે એનું સંધાન થતું નથી. અને બન્ને કહે છે કે "हमारा मार्ग न्यारा है।"

જડ સંસ્કૃતિ અને ચેતન સંસ્કૃતિ

* * *

પ્રાચીન યુગમાં આ માર્ગો આકાશપાતાળ જેટલા અલગ મનાતા. જગતથી કંટાળી અરણ્યવાસી બનતા આરણ્યકોની સંસ્કૃતિ, અને પરલોકમાં સ્વર્ગની મીઠી મધુરી કલ્પના આપતા બ્રાહ્મણોની સત્તામયી સંસ્કૃતિના પંથ જ નિરાળા બન્યા હતા. એ બન્ને વચ્ચે અન્ય વર્ગ અથડાતો હતો. એ સમયે એક નવસંસ્કૃતિનાં જે આંદોલનો આવ્યાં એનાં શ્રી આચારાંગ અને શ્રી ભગવદ્‌ગીતા બન્ને પ્રત્યક્ષ અને પ્રબળ પુરાવારૂપ છે.

નવસંસ્કૃતિનું નિર્માણ

* * *

શ્રી આચારાંગ જૈનધર્મનો ગ્રંથ ગણાય છે, અને શ્રી ગીતા વેદધર્મનો ગ્રંથ ગણાય છે. પણ બન્નેનો આત્મા તો એક જ છે.

**જૈનસંસ્કૃતિ ગીતાનો આત્મા**

ગીતાનું શરીર સાંખ્ય છે, ગીતાનું વસ્ત્ર વેદાન્ત છે, ગીતાનું આભૂષણ યોગ છે, અને અન્ય દર્શનોનો સંદર્ભ એ એનું સૌંદર્ય છે. પણ ગીતાનો આત્મા પૂછો, તો એનો જવાબ એટલો જ મળે કે જૈનસંસ્કૃતિ એ ગીતાનો આત્મા છે.

ગીતાનો કાળ પહેલો કે આચારાંગનો કાળ પહેલો, આચારાંગ તો જૈનધર્મનો ગ્રંથ છે, અને ગીતા વેદધર્મનો ગ્રંથ છે; એવા એવા

**બે સંસ્કૃતિઓનો સમન્વય**

પ્રશ્નોને આપણે કોરે મૂકી દઈશું. કારણ કે જે સાધક સાધનાના માર્ગમાં પ્રવિષ્ટ થયો છે એને એ પ્રશ્નનું મહત્ત્વ જિજ્ઞાસાની દૃષ્ટિએ ભલે હોય, પણ કર્તવ્યની દૃષ્ટિએ તો નથી જ. એટલે એવા સમભાવી સાધકો જો મને પૂછે તો શ્રી આચારાંગના વાંચકોને હું એ જ કહું કે આચારાંગ ભલે વાંચો પણ એ વાચનનું પાચન તો ગીતાના ચૂર્ણ પછી જ થાય, અને ગીતાના સાધકોને પણ હું સાદર એ જ નિવેદન કરું કે ગીતાનું રહસ્ય શ્રી આચારાંગ વાંચ્યા પછી જ વધુ સ્પષ્ટ ઉકેલી શકાય. એ બન્નેને હું ટૂંકે શબ્દોમાં એટલું જ કહું કે જૈનસંસ્કૃતિ અને વેદસંસ્કૃતિ એ ભિન્ન નથી, અને ભિન્ન હોય તો માત્ર ભૂમિકાને ભેદે, વસ્તુભેદે નહિ.

આ વાત પ્રથમ નવીન લાગશે ખરી! નવીન એટલા માટે કે એ અનુભવગમ્ય છે. શ્રી આચારાંગના વાચન પછી ગીતાજી અને

**જિજ્ઞાસા અને વિજિગિષા**

ગીતાજીના વાચન પછી આચારાંગ વાંચો તો એ વાત સહેજે સમજાશે. પણ મને જે અનુભવ થયો છે તે પરથી હું એટલું કહી શકું છું કેઃ—

'વેદનો અર્થ જ્ઞાન થાય છે, જૈનનો અર્થ વિજેતા થાય છે.' જાણવું અને જીતવું બન્ને ક્રિયા જુદી છે, પણ પ્રવાહની દૃષ્ટિએ એ માત્ર ક્રમભેદ છે. પહેલાં જણાય છે અને પછી જિતાય છે. આદ્ય બ્રહ્મસૂત્ર પ્રથમ સૂત્રથી લાખે છે કે:—

**अथातो ब्रह्मजिज्ञासा जन्माद्यस्य यतः ।**

એટલે કે નવીનતાના આકર્ષણ અને પૂર્વઅધ્યાસોની પકડ વચ્ચે એકાએક વિચારશ્રેણી જાગતાં જિજ્ઞાસા પ્રગટે છે. અને એ વિચારશ્રેણીનો પ્રથમ પ્રશ્ન એ છે કે જન્મ, જરા, મરણ એ બધું શાથી? હું ક્યાંથી આવ્યો? આ જગત શું! અને હું શું?

શ્રી આચારાંગસૂત્ર જૈન આગમોનું અગ્રિમ અને આદ્યઅંગ ગણાય છે. એનું સૂત્ર પણ ઊલટી રીતે એ જ વાત વદે છે કે:— '**इहमेगेसिं नो संन्ना होइ कम्हाओ दिसाओ वा आगओ अहमंसि, अत्थि मे आया उववाइए वा नत्थि? के वा अहमंसि? के वा इओ चुओ इह पेचा भविस्सामि**'—आ० १–१–१

કેટલાક જીવોને આવું જ્ઞાન જ નથી હોતું કે હું ક્યાંથી આવ્યો? મારો આત્મા પુનર્જન્મ પામનારો છે કે નહિ? એ બે પ્રશ્ન કરી પછી કહે છે કે હું કોણ છું? ક્યાંથી આવ્યો છું? અને હવે પછી અહીં અને પુનર્જન્મમાં મારી શી સ્થિતિ થશે?

આટલું જાણ્યા પછી જ્યાં યુદ્ધ શરૂ થાય છે ત્યાંથી જ જૈનસંસ્કૃતિના પાયાનું મંડાણ થાય છે. વેદધર્મના સાહિત્યકાલને કાળના માપથી માપીએ તોય પહેલાં પૂર્વમીમાંસાના કર્મકાંડ, પછી ઉપનિષદનું જ્ઞાન અને પછી મહાભારતનું યુદ્ધ. વેદાંત, ઉપનિષદ કે ભાગવતનું જ્ઞાન અને મહાભારતના યુદ્ધમાંથી જ ભગવદ્‌ગીતાનો જન્મ થયો એ શું સૂચવે છે? આટલા પૂર્વરંગ કહી હવે આપણે ગીતા અને શ્રી આચારાંગના મૌલિક પ્રમાણભૂત સમન્વય તરફ વળીએ.

સુજનજૂની સંસ્કૃતિ

* * *

ભગવદ્‌ગીતાના ચિત્રકાર ગીતામાં ભૌતિક યુદ્ધની પીછીનો આધાર લઈ આધ્યાત્મિક યુદ્ધને ચીતરે છે.

સંસ્કૃતિના સૂત્રધારો. ગીતાના મુખ્ય સૂત્રધાર બને છે શ્રીકૃષ્ણ અને એના પરમસખા વીર અર્જુન.

શ્રી આચારાંગમાં પણ શ્રી સુધર્માસ્વામી પોતાના સુશિષ્ય જંબૂને ઉદ્દેશીને આધ્યાત્મ યુદ્ધનું એ જ રીતે વિવિધ વર્ણન કરે છે. શ્રી આચારાંગના પ્રથમ અધ્યયનનું નામ પણ શસ્ત્રપરિજ્ઞા છે અને એમાં શસ્ત્રોનો વિવેક છે. શસ્ત્રો કઈ રીતે અજમાવવાથી જયપરાજય મળે એનું એ રહસ્ય ઉકેલે છે.

પણ ગીતામાં તો યુદ્ધની તૈયારીયે થઈ ચૂકી હતી. પાંડવો અને કૌરવોની મહારથી સેના બન્ને તરફ સજ્જ હતી. વડીલ, પિતરાઈ, સ્વજન, સખા અને મિત્ર ગણાતા એવા કૈંક સ્વજનો સામે અને તરફેણમાં હતા. કોને હણું ? કોને ન હણું ? એવા વિચારમાં અર્જુન મૂંઝાતો હતો. શસ્ત્રો તો એની પાસે તૈયાર હતાં. પોતે પણ જન્મનો ક્ષત્રિય, એટલે યુદ્ધ ખેલવું એ તો એનો વારસાથી પ્રાપ્ત થયેલો ધર્મ. એ ધર્મની મર્યાદા રાખીને ચિનગારી ફેંકવાની જ માત્ર જરૂર હતી, અને એ શ્રીકૃષ્ણચંદ્રે પૂરી પાડી.

અર્જુન ક્ષત્રિય હતો. એના બોધક પણ ક્ષત્રિય ક્ષત્રધારી હતા. છતાં વિકાસની ભૂમિકાએ જોઈએ તો અર્જુન એક જિજ્ઞાસુ હતો. જોકે જંબૂના બોધક સુધર્માસ્વામી બ્રાહ્મણ હતા પણ જંબૂસ્વામી ક્ષત્રિય હતા.

અર્જુન સદ્‌ગૃહસ્થ હતો, જોકે એના બોધક તો ભોગી છતાં પણ યુક્તયોગી હતા જ. જંબૂ એ ત્યાગી હતા, અને સુધર્મા ત્યાગચૂડામણિ હતા. આ રીતે આચારાંગકાર અને જિજ્ઞાસુ બન્ને ત્યાગી હતા.

આટલા આકારભેદથી શ્રી આચારાંગમાં મુખ્યત્વે ઝળકે છે ત્યાગ અને શ્રી ગીતામાં ઝળકે છે અનાસક્તિયોગ. પણ

**ત્યાગમાર્ગ અને અનાસક્તિયોગ**

ત્યાગ અને નિરાસક્તિ એ તો માત્ર નામના ભેદો છે. કદાચ કેટલેક અંશે બાહ્યક્રિયાના ભેદો હશે. એ બન્નેનાં હૃદય તો એકરૂપ જ છે.

જે અનાસક્તિમાં ત્યાગ નથી, તે નિરાસક્તિ પૂર્ણ નથી; અને જે ત્યાગમાં અનાસક્તિ નથી, તે ત્યાગ સંપૂર્ણ નથી. અનાસક્તિનું સાધન ત્યાગ અને ત્યાગનું ફળ અનાસક્તિ. આથી જ શ્રી આચારાંગમાં મળતાં મુખ્યમુખ્ય બધાંય તત્ત્વો ગીતાજીમાં સાંપડે છે. જેમ ગીતાજી ભોગમાંય ત્યાગ હોવો જોઈએ, કર્મ કરવા છતાં કર્મફળનો ત્યાગ કરવો જોઈએ એમ કહી ચેતાવે છે, તેમ શ્રી આચારાંગ ત્યાગમાંય ભોગાપત્તિ આવી પડવાનો સંભવ છે એમ કહી ત્યાગી સાધકને સાવધ કરે છે.

ગીતાનો સૂત્રધાર અર્જુન ધનુર્વિદ્યા શીખી ગયો હતો. લડવું કેમ એ જાણતો હતો. માત્ર ક્યાં લડવું ને ક્યાં ન લડવું એ યુક્તિના અનુભવની જ ખામી હતી; એટલે એને સાંખ્ય

**ત્યાગવીરો**

પચે એમ હતું. સૌ કોઈને માટે એ સાધ્ય નથી. વિષયોમાં રહેવું અને નિરાસક્ત બનવું એ તો એ કોઠામાં પારંગતનું જ કામ છે. જુઓ વેદધર્મ કે જુઓ જૈનધર્મ; બન્નેમાં વિરલ દૃષ્ટાંત છે. જનકવિદેહી જીવન્મુક્ત અને અહીં ભરત ચક્રવર્તી અને માતા મરુદેવી. એકને દર્પણભુવનમાં આત્મભાન, બીજાને હાથીના હોદ્દા ઉપર કેવળજ્ઞાન; અને બાકી તો બીજા સૌને ત્યાગમાર્ગે જ ઇચ્છિત મળ્યું છે. કપિલ જુઓ કે કણાદ જુઓ, વ્યાસ જુઓ કે વસિષ્ઠ જુઓ, ભર્તૃહરિ જુઓ કે ગોપીચંદ જુઓ, કુમારિલભટ્ટ જુઓ કે શંકરાચાર્ય જુઓ, ભગવાન બુદ્ધ જુઓ કે ભગવાન મહાવીર જુઓ; સૌને ત્યાગમાર્ગ સ્વીકારવો જ પડ્યો છે. ત્યાગ એટલે શું? એ વાત તો આગળ જ સ્પષ્ટ કરી છે.

હવે આપણે શ્રી આચારાંગ અને શ્રી ગીતાના સૈદ્ધાન્તિક, સાધનાત્મક અને સમાનાર્થસૂચક શબ્દાત્મક સમન્વય વિષે વિચારીએ :

# પરિચ્છેદ

## ૧

## સૈદ્ધાન્તિક....... સમન્વય

### તત્ત્વજ્ઞાનનું સામ્ય

હવે આ પ્રકરણમાં જૈનસંસ્કૃતિનો આત્મા શ્રીમદ્ ગીતાજીમાં કેવી રીતે પ્રતિબિંબિત થયો છે, એ એનાં જ ચુનંદાં શ્લોકરત્નોદ્વારા તપાસીએ તે પહેલાં જૈનસંસ્કૃતિના મુખ્યમુખ્ય સિદ્ધાન્તો જોઈ જઈએ.

જૈનસંસ્કૃતિના મૌલિક સિદ્ધાન્તોઃ—

(૧) જૈનદર્શન દેહ, ઇંદ્રિયો, મન, બુદ્ધિથીયે પર જે એક અવ્યક્ત તત્ત્વ છે, એ આત્મા છે એમ **આત્માનું અસ્તિત્વ** સ્વીકારે છે.

(૨) પણ એ વૈદિક દર્શનોની જેમ આત્મા વિભુત્વવાદી નહિ એટલે કે સંખ્યાત્મક દૃષ્ટિએ આત્મા એક જ છે એમ નહિ, પણ અનેક છે; અને એ અનેક આત્માઓનું સૌસૌનું વ્યક્તિત્વ પણ ભિન્નભિન્ન છે, એટલે આત્માનું અનેકત્વ અથવા **સ્વતંત્ર આત્મતત્ત્વવાદ** એમ માને છે.

(૩) આત્મા પોતે પોતાના મૂળ સ્વરૂપથી નિત્ય છે, એટલે કે **આત્માનું નિત્યત્વ** જૈનદર્શન સ્વીકારે છે.

(૪) છતાંયે સાંખ્યની જેમ આત્મા 'કૂટસ્થ નિત્ય' નહિ પણ '**પરિણામી નિત્ય**' છે.

(૫) કારણ કે **કર્મનો એ જ કર્તા છે. અને એ જ એનો ભોક્તા છે.**

(૬) ભગવાન કે ઈશ્વર કોઈ પણ કાર્યનો કે કર્મનો કર્તા કે ફલદાતા નથી. જીવાત્મા પોતે જ પોતાના અજ્ઞાનથી રાગદ્વેષાદિ દોષ-યુક્ત ક્રિયાદ્વારા કર્મબંધન કરે છે, અને એ જ એનું ફળ ભોગવે છે, એટલે કે '**ઈશ્વરનું અકર્તૃત્વ**' જૈનદર્શનને માન્ય છે.

(૭) આત્મા પોતે કરેલાં કર્મ અને સંસ્કારોને લઈને નિત્ય હોવા છતાં એને દેહ સાથે યોજાઈને જન્મમૃત્યુ કરવાં પડે છે. એટલે કે કર્મની જો કર્તૃત્વભોક્તૃત્વની સંકલના સ્વીકારવી પડે છે, તો એને જ લઈને પુનર્જન્મની સિદ્ધિ થાય છે. એટલે જૈનદર્શન 'પુનર્જન્મનો સ્વીકાર' કરે છે.

(૮) આત્મા અને કર્મનો સંબંધ અનાદિ હોવા છતાં એ સંબંધનો અંત આવી શકે છે. અને જે કામાદિ ષડ્રિપુઓથી સર્વથા મુક્ત થાય તેઓ સર્વજ્ઞત્વને પામી શકે છે. ત્યાં સ્ત્રી, પુરુષ, કે જાતિ-પાંતિ ઉચ્ચ કે નીચનો ભેદ નથી. એટલે 'સર્વજ્ઞત્વ'નો સૌ કોઈને એકસરખો અધિકાર છે, એમ જૈનદર્શનનું માનવું છે.

(૯) મુક્તિધામ પામ્યા પછી એ સિદ્ધ પુરુષોને શરીરે ફરી પાછા સંસારમાં આવી જન્માદિ ધારણ કરવાની ફરજ રહેતી નથી. એટલે કે 'મુક્તાત્માઓનું અપુનરાગમન' એ એનો નવમો સિદ્ધાંત છે.

*જૈનસંસ્કૃતિના આ નવ મૌલિક સિદ્ધાંતોમાં એનો સંપૂર્ણ આત્મા સમાઈ જાય છે. હવે શ્રીમદ્ ગીતાજીમાં એ સિદ્ધાંતો એક યા બીજી રીતે કેવા ગોઠવાઈ ગયા છે એ શ્રી ગીતાજીના પ્રમાણભૂત શ્લોકો આપવાથી વધુ સ્પષ્ટ રીતે સમજાશેઃ—

**स वै अयमात्मा ज्ञानमयः ।**

અર્થઃ—જેનાથી જાણી શકાય છે અને જે જાણે છે તે આ જ્ઞાનસ્વરૂપ આત્મા છે.–બૃ. આ. ઉપનિષદ્.

**આત્માનું અસ્તિત્વ**

એની પૂર્તિમાં જગતનો નિયમ વ્યક્ત કરતાં ગીતાજી કહે છે કેઃ—

**नाऽसतो विद्यते भावो नाऽभावो विद्यते सतः । २–१६**

---

* જૈનસંસ્કૃતિનો આત્મા તપાસવા માટે આગળ જુઓ "ષટ્-દર્શનની સંક્ષિપ્ત મીમાંસા" નામનો લેખ.

અર્થઃ—જે વસ્તુ નથી એનું કદી-કોઈ પણ સ્થિતિમાં ભાન થતું નથી. પણ આત્મા ચર્મચક્ષુથી અદશ્ય હોવા છતાં જો એનું ભાન થાય છે તો એનું અસ્તિત્વ છે જ. સારાંશ કે જે સત્ છે તેનું અસ્તિત્વ છે જ, અને જે અસત્ છે એનું અસ્તિત્વ નથી જ.

આત્માનું નિત્યત્વ

*अजो नित्यः शाश्वतोऽयम् पुराणो ।
न हन्यते हन्यमाने शरीरे । २-२० ઉત્તરાર્ધ
विनाशमव्ययस्याऽस्य, न कश्चित् कर्तुमर्हति । २-१७ ઉત્તરાર્ધ

અર્થઃ—આ આત્મા પોતે અજ, નિત્ય, સનાતન હોવાથી શરીરનો નાશ થવા છતાંય એ હણાતો નથી. એનું શરીર સર્વાવસ્થાઓમાં અખંડ અને અનાહત રહે છે. આત્મા અવિનાશી હોવાથી કોઈ પણ આઘાત એનો વિનાશ કરવા સમર્થ નથી.

×अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ४-६

આત્માનું પરિણામી નિત્યત્વ

આ આત્મા પોતે અજ, સત્ય, અવિનાશી અને ઈશ્વરત્વનો અધિકારી હોવા છતાં પોતાના જ કર્મને લઈને પોતાના જ અજ્ઞાનથી પોતાની જ કર્મજાળથી જન્મ ધારણ કરે છે. એટલે કૂટસ્થ આત્મા નિત્ય નહિ પણ પરિણામી નિત્ય છે. (અ. ૪. ૬)

---

* 'આત્માના સ્વતંત્ર અસ્તિત્વ' વિષે છઠ્ઠા મુદ્દાની આગળ વિચાર કરવામાં આવ્યો છે, ત્યાં જોઈ લેવા ભલામણ છે.

× ગીતાજીમાં પ્રથમ પુરુષનો પ્રયોગ બહુ છે અને આ કથન સંવાદરૂપે હોઈ એ સહેતુક છે. પણ એ પ્રથમ પુરુષને ઠેકાણે શુદ્ધાત્માની દૃષ્ટિએ ઉત્તમ પુરુષનો પ્રયોગ કરીએ, તો એ અવાસ્તવિક નથી, એ છૂટનો લાભ લઈ અહીં 'संभवामि' ક્રિયાપદનો અર્થ ઉત્તમ પુરુષને ઉદ્દેશીને લીધો છે.

અને તેથી શ્રીમદ્ ગીતાજી પુનઃ ભાખે છે કેઃ—

**अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।**

આત્મા પ્રકૃતિને લઈને દેહધારી બનેલો હોવા છતાં એનો સર્જાયેલો દેહ ખરેખર વિનશ્વર છે. (અ. ૨. ૧૮નું પૂર્વાર્ધ.)

આત્માનું કર્તૃત્વ-ભોક્તૃત્વ

વળી કહે છે કેઃ—

**शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।**
**गृहीत्वैतानि संयाति, वायुर्गंधानिवाशयात् ॥ (१५–८)**
**पुण्यः पुण्येन कर्मणा, पापः पापेन कर्मणा ।**

આ આત્મા પુણ્યકર્મથી પુણ્યનો સંચય કરે છે અને પાપ-કર્મથી પાપનો સંચય કરે છે. (બૃ. આ. ઉપનિષદ્)

એની જ વધુ સ્પષ્ટતા કરતાં ભગવતી ગીતાજી ભાખે છે કેઃ—

**नादत्ते कस्यचित् पापं, न चैव सुकृतं विभुः ।**
**अज्ञानेनाऽऽवृतं ज्ञानं, तेन मुह्यन्ति जन्तवः ॥**

કોઈ પણ પાપ અને પુણ્યનો કર્તા કોઈ બીજો છે એમ ન માને. પણ જીવાત્માઓનું જ્ઞાન પોતાના અજ્ઞાનથી અથવા એનાં જ્ઞાનચક્ષુઓ બિડાઈ જવાથી ઢંકાઈ જાય છે અને એને લઈને જીવો મોહ પામે છે. (અ. ૫. ૧૫)

ઈશ્વરનું અકર્તૃત્વ

અહીં કોઈને એ પ્રશ્ન થાય કે કર્મનો કર્તા અને ભોક્તા ભલે જીવ હોય, પણ એ કર્મના ફળને યથાર્થરૂપે યોજી દેનાર અને આ આખા જગતમાં જે નિયમબદ્ધતા અને તાલબદ્ધતા દેખાય છે એને સાંધનાર કોઈ અપર સત્તા હોવી જ જોઈએ અને એ સત્તાનો ઈશ્વર તરીકે સ્વીકાર કરવો યોગ્ય છે. એના જવાબમાં શ્રી ગીતાજી કહે છે કેઃ—

**न कर्तृत्वं न कर्माणि, लोकस्य सृजति प्रभुः ।**
**न कर्मफलसंयोगं, स्वभावस्तु प्रवर्तते ॥ ५–१४**

જગતનું કર્તૃત્વ કે જીવોનાં કર્મોનું સર્જન કરવું એ ઈશ્વરનું કાર્ય નથી. તેમજ કોઈ પણ કર્મો કે કોઈ જીવોનાં કર્મોનાં ફળ એમને અપાવવા એમાં પણ એની આવશ્યકતા નથી. જગતમાં જે કાંઈ દેખાય છે એ બધું યોગ્ય સામગ્રી મળતાં પોતપોતાના સ્વભાવાનુસાર જ પરિવર્તન પામ્યા કરે છે. માટે જ ફરીફરી કહ્યું છે કેઃ—

स्वभावतः प्रवृत्तानाम्, निवृत्तानाम् स्वभावतः।
नाऽहं कर्त्तेति भूतानाम्, यः पश्यति स पश्यति॥

પોતાનાં કર્મવશાત્ સ્વતઃનિવૃત્ત અને સ્વતઃપ્રવૃત્ત થયેલા એવા જીવોનું હું કશું જ કરતો નથી. અર્થાત્ કે આ બધી રચના નિયમને વશવર્તી થઈ બન્યા જ કરે છે, એવું જે જાણે છે એ જ સાચા પંડિત પુરુષો છે.

પ્રત્યેક આત્માનું સ્વતંત્ર વ્યક્તિત્વ

इच्छाद्वेषसमुत्थेन, द्वंद्वमोहेन भारत।
सर्वभूतानि संमोहं, सर्गे यान्ति परंतपः॥ ७-२७

રાગ અને દ્વેષથી જન્મેલાં દ્વંદ્વમોહથી સંસારના સર્વ જીવો ફસાઈ પડ્યા છે, અને એથી સંસારપરંપરાને પામ્યા કરે છે.

जातस्य हि ध्रुवं मृत्युः ध्रुवं जन्म मृतस्य च।

જીવાત્માઓ અનેક છે અને એ જન્મે છે એવું નક્કી છે, તો પછી જ્યાં સુધી મુક્તિધામ ન પામે ત્યાં સુધી કર્મની સંકલનાના અનિવાર્ય નિયમને અધીન બની મરવું એ પણ અનિવાર્ય છે જ (અ૦ ૨. ૨૭ નું પૂર્વાર્ધ)

પણ અહીં કોઈ શંકા કરે તે પહેલાં જ જન્મમરણના ચક્રમાં રહેવા છતાં આત્મા પોતે પોતાના સ્વરૂપમાં અખંડ કેવી રીતે રહી શકે છે એની આદર્શ ઉપમા આપતાં ગીતાજી વદે છે કેઃ—

वासांसि जीर्णानि यथा विहाय, नवानि गृह्णाति नरोऽपराणि।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही॥

અર્થ:—મનુષ્ય જેમ પોતાનાં વસ્ત્ર જીર્ણ થયે બીજાં નવાં વસ્ત્રો સજે છે, તેમ શરીર જીર્ણ થયે, આયુષ્યાવધિ પૂર્ણ થયે, તે શરીર છોડી નવું શરીર ધારણ કરે છે; અને એમ એમ કર્મવશાત્ એની જન્મપરંપરા વધ્યે જાય છે.*

આ ઉપમા એટલી તો સર્વોત્તમ અને સર્વ પ્રકારે જીવના પરિણામી નિત્યત્વને ઘટી શકે છે કે આ ઉપમાદ્વારા હરકોઈ જિજ્ઞાસુ અને બુદ્ધિમાન સાધક તર્કનું સમાધાન યથાર્થ મેળવી શકે. (૧) વસ્ત્ર અને દેહ સંયોગી હોવા છતાં એ એકબીજાથી ભિન્ન છે, તેમ જીવાત્મા કર્મસંગી હોવા છતાં કર્મથી સમવેત નથી પણ પૃથક્ છે. (૨) વસ્ત્ર એ શરીરરક્ષણ તથા શરીરધારણનું સાધન છે, તેમ દેહ પણ આત્માના વિકાસનું સાધન છે. અને એ રીતે शरीरमाद्यं खलु धर्मसाधनम् । શરીર એ સાધનાનું સર્વોત્તમ સાધન છે.

(૩) વસ્ત્ર જ્યારે નિરુપયોગી થાય ત્યારે બીજું મેળવવા કે ધારણ કરવાની જરૂરિયાત ઉદ્ભવે છે; અને એ જરૂરિયાત પૂર્ણ થાય છે તેમ શરીર જીર્ણ થયે અને નિરુપયોગી સિદ્ધ થયે કર્મ—સૂક્ષ્મ શરીર—બીજું જ પોતાને યોગ્ય શરીર ધારણ કરવાની યોજના તૈયાર કરે છે. અને એમ બનતું તે સ્વાભાવિક છે. પણ આ રીતે એ બધાં વસ્ત્રનાં પરિવર્તનો વચ્ચે જેમ દેહ મૂળસ્વરૂપે જેમનો તેમ જ રહે છે, તેમ આત્મા પણ પોતાના સ્વરૂપે જેમનો તેમ જ રહે છે. (અ૦ ૨–૨૨.)

---

* શ્રી જિનભદ્રકૃત આવશ્યક નિર્યુક્તિ પર કરેલા ભાષ્ય (વિશેષાવશ્યક)માં ગણધરવાદનાં જે અવતરણો લીધાં છે તેમાં એક શ્લોક આ પ્રમાણે છેઃ–

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि।**
**तथा शरीराण्यपराऽपराणि जहाति गृह्णाति च पार्थ जीवः ॥**

પ્રિય પ્રધાના પુત્ર ! જેમ જીર્ણ વસ્ત્રો છોડીને મનુષ્ય બીજાં નવાં ગ્રહણ કરે છે તેમ આ જીવ પણ પરંપરાએ જૂનાં છોડે છે અને નવાં ગ્રહે છે.

વળી પરિવર્તનની શક્યતાને વધુ સ્પષ્ટ કરતાં ગીતાજી વદે છે કેઃ—

પુનર્જન્મનો સ્વીકાર

देहिनोऽस्मिन् यथा देहे कौमारं यौवनं जरा।
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ (२-१३)

જેમ દેહની હાજરીમાંય સંસ્કાર, કાળ અને દેશપરત્વે પરિવર્તનો થયાં કરે છે; એક જ દેહી એ જ દેહમાં કુમારવયે સરળતા, સૌકુમાર્ય, વાત્સલ્ય અને ચેષ્ટાવૈવિધ્ય અનુભવે છે; યૌવનમાં ઓજસ્, ઉત્સાહ, ઔદાર્ય, વિદ્યા અને નવીન આશાના ડોલનમાં ડોલે છે અને પુનઃ જરાવસ્થામાં એ જ મદમાતું શરીર અને ચપળ ઇંદ્રિયો શિથિલ અને જીર્ણ થાય છે એવો સ્પષ્ટ અનુભવ થાય છે;

તેમ એ જ દેહ જીર્ણ થયે પુનઃ અન્ય દેહની પ્રાપ્તિ થવામાં શી અયોક્તતા છે? આ પરિવર્તનોની પાછળ જે કંઈ કારણ છે એ જ કારણ સંકલનાબદ્ધતાના અનિવાર્ય નિયમને માન આપી, અન્ય દેહના નિર્માણકાર્યમાં હોવું સંભવિત કેમ ન ગણી શકાય? ગીતાનો શ્લોકાર્થ કહે છે કેઃ—એ દેહાન્તરપ્રાપ્તિ સ્વાભાવિક હોવાથી જ જે ધીર પુરુષ છે તે મૂંઝાતો નથી.

પણ અહીં પ્રશ્ન એ છે કે જેમ આ દેહમાં થતાં કૌમારાદિ અવસ્થાનાં કે શરીરનાં સ્થૌલ્યદૌર્બલ્યાદિ વિવિધતાનાં પ્રત્યક્ષ દર્શન થાય છે, તેમ જ અન્ય શરીરની પ્રાપ્તિ થાય ત્યારે એ બન્ને શરીરમાં સાક્ષીરૂપ અને પોતાના સ્વરૂપમાં સ્થિત રહેલા આત્મા કે ચૈતન્યને એવું ભાન સ્પષ્ટ કેમ નથી થતું? આવો જ પ્રશ્ન પૃથાનંદનને ઉદ્‌ભવ્યો હતો. શ્રી કૃષ્ણચંદ્રે એ પ્રશ્નનો ઉત્તર આપતાં કહ્યું છે કેઃ—

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ (२-२८)

પ્રિય ભારત! જીવમાત્રની પૂર્વસ્થિતિ અને પશ્ચાતસ્થિતિ એ અજ્ઞાનનું આવરણ હોય ત્યાં સુધી સ્વયં જોઈ કે જાણી શકાતી નથી, પણ મેં ઉપર કહ્યું તેમ વર્તમાન પરિવર્તનો જાણી શકાય છે તો એને કારણ સિવાય કાર્ય સંભવતું જ નથી. એટલે એ પહેલાં દેહ ન હોય તો આ દેહ કેમ સંભવી શકે? એવા નિયમને માન આપી એ સ્વીકારવું જ જોઈએ, એમાં ખેદ કે આશ્ચર્ય જેવું શું છે? જેને પિતા, પિતામહ કે પ્રપિતામહ ન હોય એવા પુત્રને પણ સ્વદેહસર્જનના નિમિત્તરૂપ એ કારણનો પ્રત્યક્ષ ન હોય તોયે અનુમાને પણ સ્વીકાર કરવો જ પડે છે. તો પછી એ જ દેહના ઉપાદાન કારણરૂપ કર્મસંકલનાનો અને એ કર્મના ભાજનરૂપ પૂર્વદેહનો સ્વીકાર કરવામાં શો બાધ છે?

શ્રી કિશોરલાલભાઈ પોતાના ગીતામંથનમાં આ શ્લોકનો અર્થ નિમ્નોક્ત ઉપમાથી ઘટાવે છે:—

"ભારત! પાણીનાં ટીપાંને આપણે એક, બે, ત્રણ, એમ ગણી શકીએ છીએ, જુદાં પાડી શકીએ છીએ, અને જ્યાં સુધી એ પાણી રહે ત્યાં સુધી આ તળાવનું પાણી, પેલું નદીનું પાણી, એમ ભેદ કરી શકીએ છીએ. પણ અર્જુન! જે પાણીનું ટીપું વરાળ થઈને ઊડી જાય, તે ટીપું વિશ્વમાંથી નાશ પામતું નથી એમ (વૈજ્ઞાનિક નિયમને લીધે) જાણ્યા છતાં તેનું સારબાદ શું થાય છે, તે આપણે ચોક્સપણે જોઈ કે શોધી શકતાં નથી.

કૌન્તય! પાણીનું ટીપું ઊડી ગયા બાદ જેમ એનો ઇતિહાસ અજાણ્યો બની જાય છે તેમ આકાશમાંથી ટીપું બનીને ટપક્યું ત્યાર-પહેલાંયે એ ક્યાં હતું, શી રીતે વરાળ બન્યું? વગેરે પણ આપણે કશું જાણતા નથી. પાર્થ! ભૂતમાત્રના જીવન વિષેની પણ આવી જ સ્થિતિ છે."

હું તો આને ચિત્રપટની ચિત્રસંકલનાં સાથે સરખાવું છું. જ્યાં સુધી પડદો અને દર્શક સામગ્રીની સ્પષ્ટ અનુકૂળતા કે ધીરના ન હોય ત્યાં સુધી જોનાર દશ્યનાં ચિત્રો જ જોઈ શકે અને એ પરથી

અનુમાન બાંધવા માંડે તો જ સ્પષ્ટ બંધાય છતાં એ કહેવું જ જોઈએ કે એની સળંગ સંકલનામાં પૂર્વ અને પશ્ચાત્ ચિત્રો છે અને એનો સંકલનાકાર કે જ્ઞાતાને એનો પ્રત્યક્ષ અનુભવ પણ છે એટલું જ નહિ, બલકે એ દ્રષ્ટા પણ જો ધીરજ રાખીને અને ઊંડાણની સંકલનાત્મક દૃષ્ટિએ જુએ તો એ પણ જાણી શકે. માત્ર પડદો તૂટી જવો જોઈએ. તે જ રીતે અજ્ઞાનનો પડદો તૂટી ગયા પછી પોતાના પૂર્વજન્મોની અને પશ્ચાત્ જન્મોની જ માત્ર નહિ બલકે સર્વ જીવોની, સર્વ અવસ્થાઓની ચાવી-મૂળ જ્ઞાન પણ થઈ શકે છે. વૈજ્ઞાનિકો પાણીના પૂર્વરૂપને તથા પશ્ચાત્ રૂપને નિયમરૂપે જાણી શકે તોય એને પ્રત્યક્ષ ન કરી શકે. પણ જીવનની સંકલના–સંબંધમાં તેવું નથી. તે તો જ્ઞાન થતાં સ્પષ્ટપણે જાણી શકાય છે.

એ જ ભાવને વ્યક્ત કરતાં ગીતાજીમાં શ્રી કૃષ્ણચંદ્ર કહે છે કેઃ–

**સર્વજ્ઞત્વનો સર્વને સમાન અધિકાર**

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥

મારા અને તારા અને એવા અનેક જીવોના જન્મ અને એને લગતી અનેક ક્રિયાઓ થઈ ગઈ તે બધું તું આજે ( આવરણ હોવાથી ) નથી જાણી શકતો, પણ હું જાણું છું. [અ. ૪. ૫.]

यस्तु स सर्वज्ञः सर्ववित्—सर्वमेवाविवेश ।
( प्रश्नोपनिषद् )

ઉપરના કથનથી એ સ્પષ્ટ સિદ્ધ થાય છે.

યોગીશ્વર શ્રી કૃષ્ણચંદ્ર કહે છે કે હું જાણું છું તેથી તું એમ ન સમજ કે બીજા ન જાણી શકે. જે કોઈ પ્રયત્ન કરે તે સર્વજ્ઞત્વના અધિકારી છે માત્ર યોગ્યતા જોઈએ.

યોગ્યતાના સંબંધમાં કહ્યું છે કે :—

निर्मानमोहा जितसङ्गदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥

માન, મોહ અને આસક્તિ વગેરે દોષોથી નિવૃત્ત થયેલા, આત્મદશામાં લીન થયેલા, રાગાદિ રિપુદ્વંદ્વોથી સર્વથા છૂટેલા, સુખ તથા દુઃખની સંજ્ઞાથી જ પર થયેલા એવા જ્ઞાની પુરુષો સર્વજ્ઞપદને પામે છે કે જે પામ્યા પછી પુનઃ પતન સંભવતું નથી. [અ. ૧૫–૫]

ગીતા વદે છે કેઃ—

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।

પ્રકૃતિ પુરુષનો સંબંધ (ગીતાજીની દૃષ્ટિએ પ્રકૃતિ ને પુરુષનો સંબંધ એટલે જૈનસંસ્કૃતિની દૃષ્ટિએ આત્મા અને કર્મનો સંબંધ સમજવો) અનાદિ છે ને તેથી જ लोकोऽयं कर्मबन्धनः આ આખો સંસાર કર્મથી બંધાયેલો છે એમ સ્પષ્ટ માલૂમ પડે છે. [ ૩–૯ ]

પણ છતાંય ઉપર કહ્યું તેમ સૌ જીવાત્માઓ સર્વથા નિર્દોષ થઈ મુક્તિ મેળવી શકે છે. મુક્તિ મેળવવામાં કોઈ પણ જાતિ–પાંતિ કે ઉચ્ચનીચના ભેદનાં બંધન હોતાં નથી. ત્યાં તો યોગ્યતાનુસાર સૌને સમાન અધિકાર છે. એથી જ કહ્યું છે કેઃ–

मां हि पार्थ ! व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥

હે પાર્થ ! મને ( પરમાત્માને ) અવલંબનભૂત માનીને જે પ્રયત્ન કરે છે તે જીવો પાપયોનિમાં ઉત્પન્ન થયા હોય કે લૌકિક દૃષ્ટિએ સ્ત્રીલિંગે, શૂદ્રરૂપે કે વૈશ્ય રહ્યા હોય તોય તે બધા યોગ્યતા મેળવી+ પરમોત્કૃષ્ટ પદ પામે છે. (૯–૩૨)

+ જે વેદધર્મની શ્રુતિને નામે 'स्त्रीशूद्रौ नाधीयाताम्' સ્ત્રી–શૂદ્રો પાસેથી અધ્યયનનોય અધિકાર ઝૂંટવી લે ત્યાં ત્યાગ, તપ કે મુક્તિના અધિકારની વાત શી ? ગીતાજી એ જ નામોલ્લેખ કરી પ્રકટપણે સ્પષ્ટ વિરોધ દર્શાવી સ્ત્રી શૂદ્રને કેવળ અધ્યયનનોજ નહિ બલ્કે મોક્ષનોય સર્વોત્કૃષ્ટ અધિકાર આપે છે છતાં તે ગ્રંથ વેદધર્મનો ગણાય અને સૌથી પ્રથમ જેણે મોક્ષનો અધિકાર સૌને સોંપ્યો એટલું જ નહિ બલ્કે મુક્તિ આપીયે ખરી; ભગવાન ઋષભદેવની માતા

મુક્તાત્માઓનું અપુનરાગમન

તે સ્થાન કેવું છે એની શબ્દદ્વારા ઓળખ ન થાય ત્યાં સમાધાન અર્થે કહે છે કેઃ—

તે સ્થાનને સૂર્ય, ચંદ્ર કે અગ્નિ પ્રકાશવંત કરી શકતો નથી

न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः।
यद् गत्वा न निवर्तन्ते तद् धाम परमं मम ॥

અર્થઃ—કે એ સ્થાન લોકથી પર છે અને તેથી જ ત્યાં ગયેલા મુક્તાત્માઓ પુનઃ સંસારમાં પાછા ફરતા નથી. [૧૫-૬].

આ જ ભાવને વ્યક્ત કરતા બીજા અનેક શ્લોકો છેઃ—

[૧]मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥

પરમાત્મપદ કે પરમ સિદ્ધિપદને પામેલા એ મહાજનોને વિનશ્વર અને દુઃખપૂર્ણ એવા સંસાર સંબંધી જન્મમરણના ચક્રમાં જોડાવું પડતું નથી. [અ. ૮-૧૫]

यं प्राप्य न निवर्तन्ते तद् धाम परमं मम ।

જે સ્થાન પામ્યા પછી પુનરાગમન થતું નથી તે જ પરમાત્મપદ છે. [ અ. ૮-૨૧નો ઉત્તરાર્ધ ]

દાર્શનિક કે સૈદ્ધાન્તિક દૃષ્ટિના ઊંડા અભ્યાસીઓ આટલા સિદ્ધાંતોનું સામ્ય જોયા પછી ગીતાનો આત્મા શું છે, એ જરૂર સમજ

---

મરુદેવીને મોક્ષ અને મલ્લિને સર્વોત્કૃષ્ટ એવું તીર્થંકરપદ સોંપ્યું. ( જો કે આ માન્યતા શ્વેતાંબરમતને અનુસરીને છે ) આટલું જોયા પછી ગીતા એ સર્વધર્મનો ગ્રંથ નથી એમ કોઈ માને તો કેટલું આશ્ચર્ય !

૧ હું ઘણી વખત કહેતો આવ્યો છું કે ગીતામાં અર્જુનને દૃઢ શ્રદ્ધા કે ભક્તિના અવલંબનની આવશ્યક્તા હતી એટલે અનાસક્તિયોગના મૂર્તિમંત દૃષ્ટાંતની અહીં અપેક્ષા હોઈ અહીં શ્રીકૃષ્ણ-સંવાદમાં પ્રથમ પુરુષના પ્રયોગો ખૂબ થયા છે અને એ દૃષ્ટિબિંદુઓએ આવશ્યક પણ છે. પરંતુ ત્યાં હું શુદ્ધાત્મા કે પરમાત્માનો અર્થ ઘટાવું છું.

શકશે. પરંતુ ગીતાજી સાથે જૈનસંસ્કૃતિનું કેવળ સિદ્ધાંતોનું સામ્ય છે એટલું જ નહિ બલ્કે સાધનાપ્રણાલિકાનુંય ઘણું સામ્ય છે. ઉપરાંત સૂત્ર સંબંધમાં શબ્દ–સામ્ય પણ વિરલ વિરલ સ્થળે એટલું નક્કર છે કે તેમાંથી ભગવદ્‌ગીતા જૈન શબ્દનો યૌગિક અર્થ માન્ય હોય એવો નિષ્પક્ષપાતી અને તટસ્થ શાખા જૈનધર્મનો ગ્રંથ ગણી શકાય. હવે સાધનાના સામ્ય તરફ વળીએ.[૨]

---

૨ ગીતામાં સાંખ્ય કે વેદાંત કે બીજાં દર્શનોનો આત્મા શા માટે ન કહ્યો ? એનાં કારણો પાછળ આવતી 'ષટ્દર્શન મીમાંસા' પરથી સરળતાથી બરાબર સમજાશે. અહીં ટૂંકમાં સમજવું. સાંખ્ય અને યોગ આત્મા કર્તા નહિ પણ દ્રષ્ટા તરીકે સ્વીકારે છે. ઉત્તરમીમાંસા વિભૂતિએકત્વ અને આત્માનું કૂટસ્થ નિત્યત્વ માને છે. ગીતાજી આત્માનું સ્વતંત્ર વ્યક્તિત્વ સ્થાપિત કરે છે.

ગીતાજી કહે છે કે:—

ह्रियते ह्यवशोऽपि सः बलादिव नियोक्ष्यति ।

પૂર્વમીમાંસા બાહ્ય કર્મકાંડોને પ્રાધાન્ય સોંપે છે. ગીતા એનો પરિહાર કરે છે.

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माऽखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ( ४–३३ )

તેજ રીતે ન્યાય અને વૈશેષિક આરંભવાદમાં માને છે. ગીતા પરિણામવાદને સ્વીકારે છે. આ સિવાય પણ ઘણો મતભેદ છે. ન્યાય [ વૈ. સાં. ]માં ચારિત્ર મીમાંસાનું સ્થાન નથી. ગીતામાં એ તો મુખ્યત્વે છે. બૌદ્ધમાં આત્મતત્ત્વનો સ્વીકાર નથી, જ્યારે ગીતામાં એ સ્પષ્ટ છે અને બીજું કોઇ પણ એવું દર્શન નથી કે જે જૈન દર્શન સિવાય એનો આત્મા હોઈ શકે.

# પરિચ્છેદ
## ૨
## સાધનાત્મક—સમન્વયનો સંક્ષિપ્ત પરિચય



| વેદધર્મ | જૈનધર્મ |
|---|---|
| ધ્યેય—મોક્ષ | ધ્યેય—મોક્ષ |
| \| | \| |
| અનાસક્તિ | ત્યાગ |
| \| | \| |
| સમતા | સમભાવ |
| \| | \| |
| સ્યાદ્વાદ | સ્યાદ્વાદ |
| \| | \| |
| શ્રદ્ધા | શ્રદ્ધા |
| \| | \| |
| વીરતા—સત્યારાધના | વીરતા—સત્યારાધના |
| \| | \| |
| બ્રહ્મચર્ય | બ્રહ્મચર્ય |
| \| | \| |
| વિવેક, સહિષ્ણુતા, અહિંસા | વિવેક, સહિષ્ણુતા. અહિંસ |
| \| | \| |
| સંયમ, તપ | સંયમ, તપ |

વેદધર્મ અને જૈનધર્મનાં આ પ્રત્યેક અંગોની સમતુલના આગળના પાનાંઓમાં સપ્રમાણ કરવામાં આવી છે જે ઉપરથી બન્ને ધર્મોની એકવાક્યતા સ્પષ્ટ જણાઈ આવશે.

# સાધનાત્મક

અહીં હું શ્રી આચારાંગનાં અને શ્રી ગીતાજીનાં વચનો-
દોરથી એની સમજણ આપી પછી બન્નેના શ્લોકોને રજુ-

## શ્રી ભગવદ્‌ગીતા

શ્રી ગીતાજી પણ મોક્ષને જ પ્રાધાન્ય આપે છે. સ્વર્ગાદિ સુખ કરતાં, જ્યાંથી પુનરાગમન ન થઈ શકે એવું મુક્તિધામ એનું ધ્યેય છે.

(૧)

ધ્યેય—મોક્ષ

जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाऽखिलम् ॥-(७-२९)

જરા અને મરણથી મુકાવા માટે મને (સત્યને) અવલંબીને જે પ્રયત્નવંત બને છે તે સંપૂર્ણ બ્રહ્મઆત્મ-સ્વરૂપને અને આધ્યાત્મિકતાને પહોંચી શકે છે.

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाऽभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ (७-१३)

સત્વગુણ, રજોગુણ અને તમોગુણથી યુક્ત એવા સંસ્કારોથી આ આખું જગત મોહમુગ્ધ બન્યું છે અને તેથી જ અજ્ઞાની હોઈ મને (નિરશ્વર એવા આત્મસ્વરૂપને) જાણી શકતું નથી.

—સામે સામે આપી તુલનાનું ચિત્ર દોરું છું. એ ચિત્રરૂપ
—કરવાથી બહુ સ્પષ્ટ ખ્યાલ આવશે.

## શ્રી આચારાંગ

જૈનદર્શનનું પરમ ધ્યેય પૂછો તો એ જ જવાબ મળે કે મોક્ષ. મોક્ષ સિવાય ભૌતિક કે સ્વર્ગીય સુખ એકે અભીપ્સિત નથી પણ મોક્ષ એટલે નૈયાયિક દર્શનની જેમ શૂન્ય નહિ કે અભાવાત્મક નહિ. ત્યાં પણ આત્મા અને એની સ્વરૂપમગ્નતા તો છે જ. આત્મા પર લાગેલાં કર્મો વ રાગોની સર્વથા મુક્તિ. જૈનદર્શન કર્મોની મુક્તિ, દુઃખનો આત્યંતિક ક્ષય, પરમ સુખ, સમતા યોગની પરાકાષ્ઠા કે વીતરાગભાવની પરાકાષ્ટાને મોક્ષનું સ્વરૂપ કહે છે.

(૧)

### ધ્યેય—મોક્ષ

से वन्ता कोहं च माणं च मायं च
लोहं च पयं पासगस्स दंसणं ॥ (३-४-५)

ક્રોધ, માન, માયા અને લોભ એ ચતુઃ કષાયોથી મુક્તિ મેળવવી એ જૈનદર્શનનું ધ્યેય છે પણ સંસાર કે કર્મબંધન શાથી? એ પ્રશ્ન થાય છે. એના કારણમાં મોહ અને અજ્ઞાનને બતાવે છે.

अट्टे लोए परिजुण्णे दुस्संबोहे अविजाणए
अस्सिं लोए पव्वहिए
तत्थ पुढो पासं आउरा परियावेन्ति ॥ (१-२-१)

આર્તતા અને આતુરતાથી પીડાતો આ લોક અજ્ઞાનથી પીડાઈ રહ્યો છે છતાં દુઃખની વસ્તુ છે કે એને બોધ થતો નથી.

इच्छाद्वेषसमुत्थेन, द्वन्द्वमोहेन भारत।
सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप॥ (૭-૨૭)

હે! પરંતપ! ઇચ્છા, દ્વેષ અને મોહથી સર્વ જીવો મૂઢ બનીને સંસારની જાળમાં પુનઃ પુનઃ ફસાય છે.

## ધ્યેયસિદ્ધિનાં સાધનો

હવે મોક્ષની ધ્યેયસિદ્ધિ માટે સાધનો તરીકે ગીતાજી મુખ્યત્વે લોકસંગમાં રહીને અથવા બીજા શબ્દોમાં કહીએ તો જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાં રહીને—ગૃહસ્થાશ્રમની સાધનસંપત્તિમાં રહીને પણ-વિકાસ સાધી શકાય છે એમ કહે છે. અને એથી એમાં અનાસક્ત યોગનો પ્રધાન ધ્વનિ છે.

હવે અનાસક્તિ અને ત્યાગ શું છે? મેં આગળ અનાસક્તિ એ માત્ર શબ્દભેદ છે. મારી આ માન્યતાને मित्याहुः तं योगं विद्धि या पाण्डव! આ શબ્દભેદને દૂર અને ત્યાગ વચ્ચે આબેહૂબ સામ્યતા જણાઇ આવશે.

(૨)

## અનાસક્તિ

શ્રી ગીતાજી કહે છે કેઃ—

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः। ૧૮-૧૧
सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः। ૧૮-૯

પ્રત્યેક દેહધારીઓને કંઇને કંઇ કર્મ તો કરવું જ પડે છે એટલે આસક્તિ અને ફળનો ત્યાગ કરવો એ જ સાચો ત્યાગ છે.

से अबुज्समाणे हओवहए
जाईमरणं अणुपरियट्टमाणे ।.(२-३-३)
मोहमूढाहि माणवा ( २-१-९ )

આ જીવ અજ્ઞાનથી હણાઈને જન્મ-મરણાદિ ચક્રમાં ફરે છે. જીવો મોહમાં મૂઢ થયા છે.

### ધ્યેયસિદ્ધિનાં સાધનો

શ્રી આચારાંગજી સૂત્ર મોક્ષની ધ્યેયસિદ્ધિ માટે સાધનો જણાવતાં કહે છે કે—સાધનસંપત્તિમાં રહીને અનાસક્ત રહેવું એ કઠિન છે. ઇંદ્રિયોનું વલણ પૂર્વાભ્યાસે ખેંચાઈ જાય છે એટલે લોકસંગને છોડવો અને પદાર્થોનો પ સંયમ કરવો એટલે એમાં ત્યાગનો પ્રધાન ધ્વનિ છે.

કહ્યું છે અને હું મજબૂતપણે એમ માનું છું કે ત્યાગ અને શ્રી ગીતાજીનું આ સૂક્ત ટેકો આપે છે. यं संन्यास- કરીએ તો ગીતાજી અને આચારાંગના કથનથી અનાસક્તિ

(૨)

### ત્યાગ

શ્રી આચારાંગ કહે છે કેઃ—

उड्ढं सोता अहो सोता तिरियं सोता वियाहिया ।
एते सोता वियाहिया जेहिं संगति पासह ॥ ६-६-७ ॥

ઊંચે જાઓ, નીચે જાઓ કે તિર્યગ્દિશામાં જાઓ, ગમે ત્યાં જાઓ—કર્મનો પ્રવાહ તો સર્વત્ર જ છે પણ એ કર્મપ્રવાહની અસર તો એને જ થાય છે કે જેનામાં આસક્તિ છે.

માટે

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ ३–१९ ॥

તેથી અનાસક્ત રહી સતત કાર્યપરાયણ રહેવું જોઈએ. અનાસક્ત પુરુષ કર્મ આચરવા છતાં પરતત્ત્વવિકાસ પામવાનો અધિકારી છે.

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाऽधिगच्छति ॥

(૧૮–૪૯)

આત્મજિત, નિસ્પૃહ અને અનાસક્ત સાધક સંન્યાસદ્વારા એટલે કે મુનિપદદ્વારા નિષ્કર્મા બની પરમ સિદ્ધિને પામે છે અને સંસારનાં બંધનોથી મુક્ત થાય છે.

---

માટે

आसं च छन्दं च विगिंच धीरे। (२-४-९)
सव्वं गिद्धिं परिण्णाय एस पणते महामुणी अइअच्च
सव्वतो संगं परिच्छिन्दिय बाहिरगं :च सोयं
निकम्मदंसी इह मच्चिएहिं। (४-४-८)

આસક્તિની બે બાજુ—લાલસા અને વાસનાને ધીર પુરુષ દૂર કરે.

આસક્તિ જ બંધન છે એમ જાણી એનાથી પર રહેવા મથે છે તે જ મહામુનિ છે. અને તે જ બાહ્ય અને આંતરિક બંધનો છોડી લોકો સાથે રહેવા છતાં અને કર્મ કરવા છતાં નિષ્કામ કહે છે.

एस मरणा पमुच्चइ, से हु दिट्ठभए मुणी।
लोगंसि परमदंसी, विवत्तजीवी उवसन्ते;
समिए सहिए सया जए कालकंखी परिव्वए॥

અને તે જ મુનિ નિર્ભય થઈને લોકમાંથી પરમાર્થ શોધી, એકાન્તપ્રિય, શાન્ત, વિવેકી, અપ્રમત્ત અને સમયજ્ઞ થઈને ક્રમશઃ જન્મમરણની પરંપરાથી મુક્ત થાય છે.

# ત્યાગ અને અનાસક્તિ

## નિષ્કામવૃત્તિ–વાસનાત્યાગ

અનાસક્તિના સંબંધમાં સામાન્ય રીતે લોકોનો એ ખયાલ છે કે પ્રત્યેક કર્મો નિષ્કામ રીતે કરવાં. જો નિષ્કામનો ઇચ્છા રહિતપણું એટલો જ અર્થ કરીએ તો તો ઇચ્છા વિના પ્રવૃત્તિ જ શક્ય નથી. નિષ્કામી પણ કર્મયોગી તો છે જ. એટલે ઇચ્છાનો સ્વીકાર કરી વાસના રહિતપણું એ જ નિષ્કામનો અર્થ ઘટાડવો રહ્યો.

જો આપણે વાસનાની મીમાંસામાં ઉતરીએ તો તો એ ચર્ચા અનંત થાય. પણ સામાન્ય રીતેય અવલોકીયે તોય એટલું તો જણાઈ આવશે કે વાસનાનું સમૂળીજ બળી જવું એ ઘણી જ ઊંચી ભૂમિકાની વાત છે. જૈન દર્શનની અપેક્ષાએ જોઈએ તો બારમા ગુણ–સ્થાને જ કષાયોની સર્વથા ક્ષીણતા હોઈ શકે એવું પ્રતિપાદન છે. જો કે વાસનામાંય ગાઢ કે શિથિલ સંસ્કારોની અપેક્ષાએ તારતમ્યતા તો છે જ.

આટલું વિચાર્યા પછી બે માન્યતાઓ ઉભી થાય છે (૧) વાસનાને રોકવા માટે નિમિત્તોથી દૂર રહેવું આવશ્યક છે. (૨) નિમિત્તોની સામે છતવા છતાં માનસને સુલભ એવી પ્રજ્ઞાશક્તિ અને પુરુષાર્થથી વૃત્તિઓને આધીન થયા વગર સ્થિર રહેવું.

## આશક્તિત્યાગઃ એક આદર્શ

પહેલી માન્યતામાંથી ત્યાગનો આદર્શ ખડો થાય છે અને બીજી માન્યતામાંથી અનાસક્તિનો આદર્શ ખડો થાય છે. આ બેમાં સરળ માર્ગ કયો ? એમ હવે પૂછવામાં આવે તો એ જ જવાબ મળે કે પ્રથમ તો કારણ કે નિમિત્તોથી પર રહીને વૃત્તિને જીતવામાં જે વીરતા જોઈએ છે એ કરતાં નિમિત્તોની સામે રહી વૃત્તિને જીતવામાં અનંતગણી વીરતાની જરૂર પડે છે. જંગલમાં કે વસતીથી દૂર રહી બ્રહ્મચારી રહેવું, નમ્ર, નિયમિત, અને નિર્મોહી રહેવું સરળ છે. ધન કે અધિકાર ન મળ્યો હોય એને કરકસર અને સહિષ્ણુતા સુલભ છે.

પણ અહીં ત્યાગનું ધ્યેય જેમણે રજુ કર્યું છે. એ ચોકાવે છે કે તું ત્યાગનો અર્થ પદાર્થોનો ત્યાગ કે કુટુંબકબીલાનો ત્યાગ કરી જંગલમાં ભાગી જવું એમ ન સમજીશ. તેથી જ શ્રી આચારાંગનું સૂત્ર

કહે છે કે :–'नैव गामे नैव रण्णे' ત્યાગ ગ્રામ્યવાસ કે જંગલ–વાસમાં નથી પણ 'संगत्ति पासह' એટલે કે ત્યાગ આસક્તિના ત્યાગમાં છે એમ સમજ.

### ત્યાગની મર્યાદા

આટલું અવલોક્યા પછી નિષ્કામ કર્મ અને ત્યાગ બન્નેનું ગૌણ ધ્યેય તો અનાસક્તિ જ છે એમ નક્કી થયું માત્ર એની સાધનાપ્રણાલિકામાં જે ભેદ રહ્યો છે તે એ છે કે એક માન્યતાથી એ ફલિત થયું જ્યાંસુધી પૂર્વાધ્યાસોનું જોર હોય ત્યાંસુધી તમારે પદાર્થો કે નિમિત્તોથી દૂર રહેવું અને બીજીથી એ ફલિત થયું કે પદાર્થ તમારી પાસે પડયા હોય તોય સંયમી રહેવું અને અનિવાર્ય આવી પરેલાં કર્મોને કેવળ સ્વસ્વામિત્વ રાખ્યા વિના પણ આપત્તિધર્મ ગણી ભોગવી લેવાં, અથવા સત્કર્મો કરી એનું બળ ઘટાડી નાખવું—પરાજિત કરવાં.

પણ જેની પાસે નવયૌવના સુંદરી, એક ક્ષત્રધારી સત્તા, સર્વાંગ સ્વામિત્વ, તનબળ મનોબળ અને સાધનસંપત્તિ સામે હોવા છતાં નિર્વિકારી, નિર્મોહી, નમ્ર, નિષ્પરિગ્રહી, નિયમિત અને ક્ષમાશીલ રહેવું એ કોટિગણું કઠિન છે, એ સહેજે સમજી શકાય તેવી સ્પષ્ટ બિના છે.

આ બન્ને માન્યતામાં બન્ને કોટિના સાધકોનો સમાવેશ છે. એક સ્વધર્મજીવી અને બીજા યોગી. શ્રી આચારાંગમાં એનો "अणुवसु અને वसु એટલે મર્યાદિત ત્યાગવાળા અને સંપૂર્ણ ત્યાગવાળા તરીકે ઉલ્લેખ થયો છે.

### ત્યાગની વિકૃતિઃ પાખંડની પુષ્ટિ

જો આ બન્ને માન્યતાનો સમન્વય સધાય તો એક સર્વાંગ દૃષ્ટિ ઉભી થાય અને સર્વ પ્રકારે સૌને આશ્વાસન મળે. પ્રસ્તુત પ્રયાસ પણ એ અર્થે છે. જો એ ઉદ્દેશ ભૂલાય તો અનાસક્તિને નામે સ્વચ્છંદ અને ત્યાગને નામે પાખંડ પોષાય. જ્યારથી ત્યાગના નામનો 'હાઉ' ભયંકર બન્યો અને રડતા છોકરાને એની મા કોઈ રીતે છાનો ન રાખી શકે પણ "ચૂપ! બાવો આવ્યો!" એવું બોલતાં ભયભીત બની ચૂપ થઈ જાય એવી લોક હૃદયમાં ઊંડી છાપ પડી ત્યારથી નિષ્કામ કર્મયોગની દૃષ્ટિ પ્રજાને આશ્વાસનદાયક, આકર્ષક અને

આદરણીય બની છે. પરંતુ જ્યાં સુધી ભારતવર્ષનું જીવન શ્રમજીવી અને સહજ સંયમી હતું, યંત્રવાદનાં આંદલનો નહોતાં પહોંચ્યા, વિલાસી સંસ્કૃતિ અથવા વિલાસી સાધનો નહોતાં મળ્યાં ત્યાં સુધી એ દૃષ્ટિને પકડી રાખવામાંય બાધ નહોતો, હવે યુગ બદલાયો છે.

**ત્યાગમય જીવનઃ વિશ્વશાંતિનું કારણ**

જીવનનાં ધોરણ અને જરૂરિયાતો પણ બદલાઈ ગઈ છે. વિજ્ઞાનનો આદર્શ વિકૃત થયો છે. ધર્મને નામે કે રાષ્ટ્રોન્નતિને નામે ભૌતિકવાદ પાંગરે છે. એટલે એ બન્ને સિદ્ધાંતોનો આદર કર્યા વિના ચાલી શકે તેમ નથી. ભારતવર્ષનાં એટલાં સદ્‌ભાગ્ય છે કે આજે એ એક એવી જીવન્ત મૂર્તિ ધરાવી રહ્યું છે કે જેના જીવનમાં ત્યાગ અને નિષ્કામ કર્મયોગનો અવિરોધ સહચાર દર્શાવતી ઉષા ઝળકી રહી છે. જગતને એ ઉષાનાં પાન અમૃતમય હો !

* * *

આટલું કહ્યા પછી હવે આસક્તિનો વિષય વિચારીએ. રસોપભોગેચ્છા અને સૌંદર્યલિપ્સા એ બે એના સ્તંભ કે મૂળીયાં, જે ગણીયે તે એ છે. આસક્તિનું વૃક્ષ એમને જ લઈને ટકે છે. અજ્ઞાનનું જલ અને મોહનું આવરણ (વાડ) એને ધારણ–પોષણ આપી રહ્યું છે.

**બન્નેની મર્યાદા અને વાસ્તવિકતા**

રસોપભોગમાં ખાદ્ય પદાર્થોથી શરૂઆત થાય છે. કીડી, ભમરા, માખી, પશુ વગેરે સૌમાં જુઓ, એમના પરિગ્રહની મર્યાદા પોતાના ખોરાક પૂરતી દેખાશે. કારણ કે સ્વશરીર અને બહુ તો નાનકડું કુટુંબ-શરીર એ એમનું ક્ષેત્ર છે. સૌંદર્યલિપ્સામાં પણ એમની મર્યાદા વિકાર-તૃપ્તિ અર્થે હશે.

મનોદ્રવ્યના વિકાસ પછી માનવસૃષ્ટિ નીરખીશું તો એ રસોપભોગનો પણ વિકાસ થયેલો નજરે પડશે. માનવનું મન શૃંગારથી ક્રમશ આગળ વધતાં ઠેઠ શાંતરસ સુધી વિકસતું દેખાય છે, માનવની સૌંદર્ય-લિપ્સા કેવળ વિકાર શમવાથી જ તૃપ્ત ન થતાં આગળનું ક્ષેત્ર શોધવા મથેછે.

ચિત્રકળા, શિલ્પશાસ્ત્ર, સ્થાપત્ય, વિજ્ઞાન, સાહિત્યશાસ્ત્ર, નાટ્ય વાદ્ય,–ઇત્યાદિ સાધનસંપત્તિનું મૂળ સૌંદર્યલિપ્સાના વિકાસને

આભારી છે. આજે દેખાતાં સાધનોની વિપુલ અને વ્યવસ્થિત સામગ્રી રસોપભોગની ક્ષુધાનું પરિણામ છે. છતાં હજુય તૃપ્તિ નથી માટે જ એ વિકાસ તરફ ગતિમાન છે અને એ વિકાસની કુદરતી સૃષ્ટિમાં આવશ્યકતાયે અનિવાર્ય છે. પણ છેવટે વિકસતાં વિકસતાં જ્યાં એ વિરામ પામે છે કે પામવાની છે એની શોધ માટે જ નિરાસક્તિ કે ત્યાગનાં સાધનો આધ્યાત્મિક વૈજ્ઞાનિકોએ પ્રજાને આપ્યાં છે.

[1]આધ્યાત્મિક વિજ્ઞાન રસ અને સ્વાદને ભિન્ન માને છે. સૌંદર્ય અને આકારરૂપને પૃથક્ માને છે. સ્વાદ એ તો જીભનો વિષય છે. જીભ તો રહી મનને આધીન અને મન રહ્યું આત્માને અધીન. એટલે આત્માનું સ્વાસ્થ્ય હોય તો જ સ્વાદ રસ આપી શકે. સારાંશ કે રસ એ આત્માનુભવજન્ય છે, પદાર્થજન્ય નહિ. એ જ રીતે સૌંદર્ય પણ આત્મવેદ્ય છે.[2] શરીરવેદ્ય નહિ, આથી જ એક અંગ્રેજ તત્ત્વજ્ઞ પણ એ જ ભાખે છે કે "Beauty is to see not to touch- સૌંદર્ય એ નિરીક્ષણનો—વેદનો—અનુભવનો જ વિષય છે. એને ભોગવી કે સ્પર્શી શકાય જ નહિ.

આથી ફલિત એ થયું કે રસોપભોગેચ્છા કે સૌંદર્યલિપ્સાની વિકૃતિ એ જ આસક્તિ અને એમની સંસ્કૃતિ એ જ અનાસક્તિ એટલે રસોપભોગેચ્છા કે સૌન્દર્યલિપ્સાને અનાસક્તિ કે ત્યાગ કોઈ પણ તરછોડતું કે તિરસ્કારતું નથી, તેમ ખુંચવીયે લેતું નથી. માત્ર વાસ્તવિક સ્વરૂપ નીરખવાનું આવાહન કરે છે. આટલું સમજ્યા પછી ત્યાગનો 'હાઉ' ભયંકર નહિ લાગે પણ માતાના ખોળા સમો મીઠો લાગશે.

* * *

---

૧ આ રસને જૈન પરિભાષા પ્રમાણે અજીવનો ગુણ કોઇ ન કલ્પી લે! ગીતાજી કહે છે કે:—" विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः रसवर्जं "

૨–૫૯

સ્વાદેન્દ્રિયાદિના વિષયો સ્વાદ નહિ સેવાથી નિવૃત્ત થાય છે પણ એથી એના પરની રસવૃત્તિ જતી નથી.

૨ વિષયજન્ય સૌંદર્યલિપ્સાથી થતા પતનનો ક્રમ જુઓ—૨–૬–૨ થી અને આચારાંગસૂત્ર–૫–૧–૧ થી. એ જોવાથી સ્થિતપ્રજ્ઞના લક્ષણોનીયે બન્ને વચ્ચેની સમાનતાનું ભાન થશે.

કર્મોનો ત્યાગ કરવો અને અનાસક્તિ એટલે સત્કર્મો કરવાં. સર્વાંગે સમજવા માટે બન્નેની દૃષ્ટિઓનો સમન્વય કરવો

## શ્રી આચારાંગ

### (૩)

### ત્યાગની દૃષ્ટિ

**कम्मुणा स-फलं दट्ठुं**
**तओ णि ज्जाइ वेयवी ।** (૪-૪-૧)

નિયત કર્મ સફળ જ છે એ જોઈને તે પ્રત્યે જે વિરાગભાવ ધારણ કરે છે તે જ સાચો વેદવિદ્–જ્ઞાની જાણવો.

**तं परिन्नाय मेहावी विदित्ता लोगं,**
**वन्ता लोगसन्नं * से मइमं परक्कमेज्जासि ।** (૩-૧-૧૪)

મેધાવી પુરુષ વિવેકપૂર્વક સમજીને લોકરુચિ તરફ ન ઢળતાં આત્માભિમુખ થઈને વર્તે કારણ કે આત્માભિમુખતાપૂર્વક થએલું કર્મ કર્મબંધનું કારણ બનતું નથી.

'**समत्तदंसी ण करेइ पावं**'–અર્થાત્ જે સત્યદર્શી સાધકો છે તે પાપકર્મ કરતા નથી, એ ઉપરની વાતને ટેકો આપે છે. જ્ઞાની-જનોને માટે તો '**जे आसवा ते परिसवा**' (૪-૨-૧) જે અજ્ઞાનીઓને કર્મબંધનનું સ્થાન હોય છે તે જ સંવરનું સ્થાન બને છે.

એટલે જ કર્મોના બે ભેદ છે; મૂળકર્મ અને અગ્રકર્મ અથવા ગાઢ કર્મબંધન અને શિથિલ કર્મબંધન કહ્યું છે કેઃ–

---

*આ શ્રી આચારાંગની પરિભાષામાં લોકસંજ્ઞા અને લોકૈષણા શબ્દનો પ્રયોગ બહોળા પ્રમાણમાં થયો છે, એનો અર્થ આગળ આપવામાં આવ્યો છે. સામાન્ય રીતે પ્રત્યેકની પાછળ સ્વાર્થ, માન, પ્રશંસા, પૂજા કે પ્રતિષ્ઠાદિના અર્પિત હેતુઓ પ્રત્યેક કાર્યોમાં હોય છે. એનો ત્યાગ એ જ લોકૈષણાનો ત્યાગ. કૃષ્ણ-ત્યાગમાં પણ આ જ દૃષ્ટિબિન્દુ પ્રધાનપણે હોવું ઘટે.

એક માન્યતા એવી છે કે કર્મોમાં પાપ છે માટે–
આ બન્ને માન્યતાઓમાં સત્યાંશો છે ખરાં પણ તેનાં–
આવશ્યક છે.

## શ્રી ભગવદ્‌ગીતા

(૩)

### અનાસક્તિની દૃષ્ટિ

**नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।**
**मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ (૧૮-૭)**

નિયત * થયેલાં કર્મોનો ત્યાગ થઈ શકે જ નહિ. અને જો કર્મથી મૂંઝાઇને કોઈ એનો ત્યાગ કરે તો તે ત્યાગ તામસ ત્યાગ ગણાય.

**नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम् ।**
**अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ (૧૮-૨૩)**

નિયત અને સાત્વિક કર્મ પણ તે કહેવાય છે કે જેમાં આસક્તિ, રાગદ્વેષ કે ફલેચ્છાનો સમાવેશ નથી.

પણ કોઈ કર્મથી જ ડરે તો એને માટે કહે છે કેઃ–ભાઈ! કર્મથી ન ડર. ' आरंभजं दुःखं ' સંસાર અને દુઃખ કર્મથી નહિ પણ આરંભથી થાય છે. માટે આરંભથી નિવૃત્ત થા.

---

* નિયત કર્મો કોને કહેવાં અને અનિયત કોને કહેવાં ? એ એક ગંભીર પ્રશ્ન છે. અને સાધકની બુદ્ધિ આમાં ઘણીવાર અનિયત કર્મને નિયત ઠરાવી કે નિયતને અનિયત ઠરાવીને ઠગે ય છે ખરી, પણ સામાન્ય રીતે નિઃસ્વાર્થભાવે કર્મો કરવાની ટેવ પાડવામાં આવે તો એનું અન્તઃકરણ સત્ય જણાવવા ચૂકે નહિ. પછી એ નાદ સાંભળવો કે નહિ એ એની ઇચ્છાની વાત છે.

કર્મોનો ત્યાગ કરવો અને અનાસક્તિ એટલે સત્કર્મો કરવાં. સર્વાંગે સમજવા માટે બન્નેની દૃષ્ટિઓનો સમન્વય કરવો

## શ્રી આચારાંગ

### (૩)

### ત્યાગની દૃષ્ટિ

कम्मुणा स-फलं दट्ठुं
तओ णि जाइ वेयवी। (४-४-९)

નિયત કર્મ સફળ જ છે એ જોઈને તે પ્રત્યે જે વિરાગભાવ ધારણ કરે છે તે જ સાચો વેદવિદ્-જ્ઞાની જાણવો.

तं परिन्नाय मेहावी विदित्ता लोगं,
वन्ता लोगसन्नं * से मइमं परक्कमेज्जासि। (३-१-१४)

મેધાવી પુરુષ વિવેકપૂર્વક સમજીને લોકરુચિ તરફ ન ઢળતાં આત્માભિમુખ થઈને વર્તે કારણ કે આત્માભિમુખતાપૂર્વક થએલું કર્મ કર્મબંધનું કારણ બનતું નથી.

'समत्तदंसी ण करेइ पावं'–અર્થાત્ જે સત્યદર્શી સાધક છે તે પાપકર્મ કરતા નથી, એ ઉપરની વાતને ટેકો આપે છે. જ્ઞાનીજનોને માટે તો 'जे आसवा ते परिसवा' (૪-૨-૧) જે અજ્ઞાનીઓને કર્મબંધનનું સ્થાન હોય છે તે જ સંવરનું સ્થાન બને છે.

એટલે જ કર્મોના બે ભેદ છે; મૂળકર્મ અને અગ્રકર્મ અથવા ગાઢ કર્મબંધન અને શિથિલ કર્મબંધન કહ્યું છે કેઃ–

*આ શ્રી આચારાંગની પરિભાષામાં લોકસંજ્ઞા અને લોકૈષણા શબ્દનો પ્રયોગ બહોળા પ્રમાણમાં થયો છે, એનો અર્થ આજ આપવામાં આવ્યો છે. સામાન્ય રીતે પ્રત્યેકની પાછળ સ્વાર્થ, માન, પ્રશંસા, પૂજા કે પ્રતિષ્ઠાદિના ગર્ભિત હેતુઓ પ્રત્યેક કાર્યોમાં હોય છે. એનો ત્યાગ એ જ લોકૈષણાનો ત્યાગ. ફળત્યાગમાં પણ આ જ દૃષ્ટિબિન્દુ પ્રધાનપણે હોવું ઘટે.

युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥ (૫-૧૨)

જે કર્મફળનો ત્યાગી, કર્મમાં ઉદ્યમવંત થાય છે તે કર્મ કરવા છતાં નૈષ્ઠિક શાન્તિ પામે છે. પણ જેની ફળમાં આસક્તિ છે તે સાધક કર્મ ન કરવા છતાં, નિવૃત્ત રહેવા છતાંયે કર્મબંધનથી બંધાય છે.

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ (૫-૭)

આત્મવિજેતા, ઇન્દ્રિયજિત અને સર્વભૂતો ઉપર સમભાવ રાખનાર પુરુષ કર્મ કરવા છતાં નિષ્કર્મા ગણાય છે. એ કર્મલેપથી લેપાતો નથી.

---

હવે આપણે ગીતાના નિષ્કામ કર્મયોગનો અને શ્રી સમતા, સમભાવ કે સમ્યકત્વ તરીકે અને ભગવતી ગીતા-

(૪)

[૧]સમભાવ

'समत्वं योग उच्यते' (૨-૪૮)

સમત્વ એજ યોગ કહેવાય છે.

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थिताः ॥ (૫-૧૯)

જેમનું સમતામાં મન છે તેઓનો આખો સંસાર જિતાએલો છે.

---

૧ શ્રી ગીતાજીની સાધના પણ અહીંથી જ શરૂ થાય છે. ભગવાન કૃષ્ણચંદ્ર પાર્થને કહે છે કે 'योगस्थः कुरु कर्माणि ।' પણ યોગ શું ? એના ઉત્તરમાં કહે છે કે 'समत्वं योग उच्यते' સમત્વ એ જ યોગ. સાધનાના પ્રારંભથી માંડીને સિદ્ધિ સુધી ઉત્તરોત્તર ભૂમિકાએ પણ આ સમત્વનું સ્થાન રહે જ છે.

अग्गं च मूलं च विगिश्च धीरे ।
पलिच्छिन्दियाणं णिकम्मदंसी ॥ (३-२-५)

અગ્રકર્મ અને મૂળ કર્મના ભેદનો વિવેક કરી કર્મો કર. એવાં કર્મો કરવાં છતાંય એ સાધક નિષ્કર્મા કહેવાય છે.

પણ નિષ્કર્મા શબ્દનો કોઈ દુરુપયોગ ન કરે એ માટે કહે છે કે–જે પુરુષ નિષ્કર્મા હોય છે તે નિયત અથવા સહજ કર્મનો કર્તા હોય છે.

अकम्मस्स ववहारो ण विज्जइ
कम्मुणा उवाही जायइ । ( ३-१-३ )

નિષ્કર્માના જીવનમાં ઉપાધિ કે ધમાલ હોતી નથી તેમજ લૌકિક દેખાવ પણ હોતો નથી. એનું શરીર માત્ર યોગક્ષેત્રનું વાહન હોય છે.

---

આચારાંગમાં વર્ણવેલા ત્યાગનો પાયો કે જેનો જૈનદર્શનમાં જીમાં સમત્વ તરીકે જેનો નિર્દેશ છે તેની તુલના કરીએ:–

(૪)

[૨]સમતા

' समियाए धम्मे अरियेहिं पवेदिते ' ( ५-३-२ )

સમતામાં જ ધર્મ છે 'એમ આર્યોએ પ્રરૂપેલ છે.'

जं सम्मं ति पासइ
तं मोणं ति पासइ

જ્યાં સમ્યક્ત્વ છે ત્યાં જ મુનિપણું છે.

---

૨ શ્રી આચારાંગમાં પણ સમ્યક્ત્વથી જ જૈન સાધકની દીક્ષાનો પ્રારંભ થાય છે અને એની પરાકાષ્ઠા એ જ સિદ્ધિ મનાય છે.

## શ્રી ભગવદ્ગીતા

### સમભાવ

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ ६-३२॥

પ્રિય પાર્થ ! આત્મસમાનભાવે જે સર્વભૂતો પ્રત્યે વર્તે છે તથા સ્વ કે પરના સુખ કે દુઃખમાં પણ સમભાવી રહે છે તે શ્રેષ્ઠ યોગી ગણાય છે.

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ (६-९)

મિત્ર, સખા, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષી અબાંધવ, સાધુ-સન્ત કે પાપી એ સર્વ ઉપર જે સમાન બુદ્ધિ રાખી શકે છે તે જ સર્વશ્રેષ્ઠ સાધક છે.

સમભાવનું વર્તન બે રીતે જીવનમાં ઉતારી શકાય-રૂપે. સમભાવી પુરુષ, નોકર, ચાકર, ભાઈ-ભાંડુ કોઈ ઉપર માફક જ એના તરફ વર્તે એ ક્રિયાત્મક સમભાવ ગણાય-કરતાં તેના પ્રતિ મધ્યસ્થતા કે સહિષ્ણુતા કેળવે એ

## શ્રી આચારાંગ

### સમતા

**तम्हा पण्डिए नो हरिसे, नो कुज्जे भूपहिं**
**जाण पडिलेह सायं समिए पयाणुपस्सी ॥ (२-८-२)**

પંડિત સાધક પ્રત્યેક જીવોનાં સુખ-દુઃખનો વિવેક જાણી સર્વ ભૂતો ઉપર સમભાવ રાખે છે. કોઇને દુઃખી જોઈ તે હર્ષિત થતો નથી તેમ કોઇને સુખી જોઈ કુપિત થતો નથી.

का अरइ को आणन्दे ? (३-३-९)
સમભાવીને હર્ષ શો અને શોક શો ?

**णारइं सहए वीरे, वीरे नो सहए रइं ।**
**जम्हा अविमणे वीरे, तम्हा वीरे ण रज्जई (२-६-६).**

એવો સમભાવી સાધક વીર અને સ્થિરબુદ્ધિ (સ્થિતપ્રજ્ઞ) હોય છે તેથી એનું ચિત્ત કોઈ પણ સંયોગોમાં આસક્ત થતું નથી. અને આસક્તિ જ શોક અને હર્ષનું કારણ છે.

છે. (૧) ક્રિયાત્મકરૂપે અને (૨) માન્યતા કે વિચારાત્મક ક્રોધ, દ્વેષ ઇત્યાદિ ન કરે એટલું જ નહિ પણ પોતાની અને કોઇના ધર્મવિચારોનો કે માન્યતાઓનો પણ દ્રોહ ન વિચારાત્મક સમભાવ કહેવાય.



## શ્રી ભગવદ્ગીતા

(૫)

સ્યાદ્વાદ

સ્યાદ્વાદ જૈનદર્શનનું તો સર્વોત્તમ અંગ છે એ-
પણ ઓળખવામાં આવે છે.

કેટલાક શાણા ગણાતા વિદ્વાનોને પણ સ્યાદ્વાદનું
ઉલ્લેખ્યો છે.

પદાર્થોની ભિન્ન ભિન્ન ભૂમિકાએ રહેલા સાધકોને-
અને માન્યતાભેદ હોવા છતાં અવિરોધ રીતે એમને
આ ધ્યેયને અનુલક્ષીને ગીતાને સંન્યાસનું માહાત્મ્ય
જોઈને નિષ્કામ કર્મયોગનો સ્વર ઉચ્ચ પોકાર્યો છે.

અર્જુનના પ્રથમ જ પ્રશ્નમાં ભગવાન કૃષ્ણચંદ્રે સ્યાદ્વાદનાં
દ્વારો ખુલ્લાં મૂકતાં કહ્યું છે કે:-

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ (५-९)

* * *

सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पण्डिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥ (५-४)

* * *

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः । १८-४५

સંન્યાસ અને કર્મયોગ બન્ને ઉત્તમ છે, જ્યારે લૌકિક કહેવત
પ્રમાણે દૂધમાં અને દહીંમાં પગ રાખવા જેવું આ કથન અર્જુનને
મૂંઝવણમાં નાંખી દીધો ત્યારે એણે ફરીથી પૂછ્યું કે ભગવન્! સાચું
નિશ્ચિત કહોને કે ઉત્તમ કોણ? એના ઉત્તરમાં શ્રી કૃષ્ણચન્દ્ર કહે છે કે,
'ભાઈ! એમાં કશું ગભરાવા જેવું નથી. સાંખ્ય અને યોગ એટલે

## શ્રી આચારાંગ

### (૫)
### સ્યાદ્વાદ

સુવિદિત છે જ. એને અનેકાન્તવાદ અથવા અપેક્ષાવાદ તરીકે

રહસ્ય ન સમજાતાં એમણે એને ઘણે સ્થળે વિકૃત રીતે

એમનાં એમનાં દૃષ્ટિબિન્દુઓ જોઇને એ એ માર્ગ દેખાડવો
વિકસવાની તક આપવી એ એકાન્તવાદનું ધ્યેય છે.
સર્વથા માન્ય હોવા છતાં શ્રી કૃષ્ણચંદ્રે અર્જુનની ભૂમિકા

વસ્તુ અનેક ધર્માત્મક છે. એ વાતની સ્પષ્ટતા દ્વારા શ્રી આચારાંગ સ્યાદ્વાદનો સિદ્ધાન્ત સમજાવે છે કેઃ–

इह एगे वायाओ विप्पउअन्ति तंजहाः–
अत्थि लोए, णत्थि लोए; धुवे लोए, अधुवे लोए;
साइए लोए, अणाइए लोए; सपज्जवसिए लोए,
अपज्जवसिए लोए; सुकडे त्ति वा, दुक्कडे त्ति वा;
कल्लाणे त्ति वा, पावे त्ति वा; साहु त्ति वा, असाहु त्ति वा;
सिद्धि त्ति वा, असिद्धि त्ति वा; णिरए त्ति वा, अणिरए
त्ति वा ॥ (૮–૧–૩)

*     *     *

समियं ति मन्नमाणस्स समिया वा
असमिया वा समिया वा होइ उवेहाए (૫–૫–૬)

આ વિશ્વમાં લોકરુચિની વિચિત્રતા પ્રમાણે ભિન્નભિન્ન વાદો, મતો તથા માન્યતાઓ પ્રવર્તે છે. અને તેમાંની કેટલીક તો ઉપલક દૃષ્ટિએ પરસ્પર વિરુદ્ધ પણ દેખાય છે. જેમકેઃ–લોકનું અસ્તિત્વ અને નાસ્તિત્વ, લોકનું નિત્યત્વ અને અનિત્યત્વ, લોકની અંતતા અને અનંતતા વગેરે. કોઈ સત્કર્મોમાં, કોઈ દુષ્કર્મોમાં, કોઈ કલ્યાણ

કે નિષ્કામ કર્મયોગ અને સંન્યાસ એ બે વસ્તુ બાળકોને જ ભિન્ન લાગે છે, પંડિતોને નહિ કારણ કે એ બન્નેનું ધ્યેય તો એક જ છે. યોગ્યતાનુસાર માણસ યોગ્ય માર્ગ પકડી લે છે અને સંસિદ્ધિને પામી શકે છે.

---

## (૬)
## નિશ્ચલ શ્રદ્ધા

* श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥–૪–૩૯

સંયમી અને વ્યાકુળ સાધક પણ શ્રદ્ધાથી જ જ્ઞાન અને એ જ્ઞાન પામ્યા પછી તુરત જ શાન્તિ મેળવી શકે છે. સારાંશ કે સમ્યગ્જ્ઞાનનું મૂળ શ્રદ્ધા છે.

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति।
नाऽयं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥ ૪–૪૦

અજ્ઞાની કે અશ્રદ્ધાળુ પ્રાયઃ સર્વ ક્ષેત્રોમાં હમેશાં સંશયશીલ રહે છે એટલે ચિત્તની ડામાડોળ સ્થિતિમાં સુખ પામી શકતો નથી તેમ આ લોક કે પરલોક વિષે કશું જાણી પણ શકતો નથી.

## (૭)
## વીરતા

क्लैब्यं मा स्म गमः पार्थ! २–३।

પ્રિય અર્જુન! નમાલો થા મા. વીર બન.

---

૧ શ્રદ્ધાનાં અંગ બે (૧) વીરતા અને (૨) અર્પણતા. કારણ કે નિર્બળ, સ્વાર્થી અવિવેકી, અભિમાની કે દંભી પુરુષ શ્રદ્ધા કરી શકે નહિ અને કરે તો ટકી શકે નહિ.

કોઈ પાપમાં પ્રવૃત્તિ કરતા નજરે પડે છે. કોઈ સાધુજન તો કોઈ પાપી, કોઈ સિદ્ધિને માનનાર, કોઈ નહિ માનનાર, કોઈ કર્મજન્ય ફળથી નરકાદિ ગતિને માનનાર, કોઈ નહિ માનનાર પણ નજરે પડે છે.

આ બધી માન્યતાઓ દૃષ્ટિભેદમાંથી પેદા થએલી છે. આ મત સાચો કે તે મત સાચો, આ ઉત્તમ કે તે ઉત્તમ; એ માત્ર દૃષ્ટિભેદ છે. જેને સમ્યગ્દૃષ્ટિ છે તેને સર્વથા સમ્યગ્ મળે છે. સ્યાદ્વાદની ચાવીથી દૃષ્ટિભેદની ભિન્નતા ભેદી શકાય છે અને સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ શકે છે.

## (૬)
## નિશ્ચલ શ્રદ્ધા

जाए *सद्धाए णिक्खन्ते तमेव
अणुपालिया, वियहित्ता विसोत्तियं ।-(१-३-१)

સાધક જે શ્રદ્ધાથી સાધનામાર્ગમાં પ્રવિષ્ટ થાય તે બીજી શંકાઓને છોડી દઈને તેને જ નિશ્ચયપૂર્વક પાળે, કારણ કે સાધનાની સ્થિરતા શ્રદ્ધાથી જ થાય છે.

वितिगिच्छं समावण्णेणं अप्पाणेणं
नो लहइ समाहिं ।।-(५-५-२)

સંશયાત્મા સમાધિ ( શાન્તિ ) પામી શકતો નથી.

## (૭)
## વીરતા

पणया वीरा महावीहिं (१-३-२)

સાધનાના આ મહામાર્ગે વીર પુરુષો જ ચાલી શકે છે એટલે વીરતાની પ્રથમ આવશ્યક્તા છે.

---

*સમક્તિ કે સમત્વનું મૂળ શ્રદ્ધા છે. શ્રદ્ધા વિના સાધક સાધનામાં પ્રવિષ્ટ થઇ શકે નહિ એમ બન્ને માને છે.

## (૮)
## સત્યારાધના

અહીં સાધકને પ્રશ્ન થાય છે કે શ્રદ્ધા કોના ઉપર–સ્વાવલંબન બે (૧) સત્ય અને (૨) સત્યના જીવન્ત સ્વરૂપ–

मामेकं शरणं व्रज।–(१८–६६)

મારે જ શરણે આવ.

चेतसा सर्वकर्माणि मयि[1] संन्यस्य मत्परः। १८–५७

ચિત્ત અને સર્વ કર્મોને મારામાં સમર્પણ કરી દે.

કારણ કે

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात् तरिष्यसि । १८–५८

મારામાં લીન બનતાં મારા પ્રસાદથી તું કષ્ટોને તરી જઈશ.

अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः। १८–६६

પ્રિય અર્જુન! તું મારામય બની જા. હું તને સર્વ પાપોથી છોડાવી મૂકીશ.

સત્યની આજ્ઞામાં વર્તવું એટલે બ્રહ્મચર્યપ્રિય, અપ્રમત્ત, સહિષ્ણુ, અહિંસક, સંયમી, એકાન્તપ્રિય અને તપસ્વી બનવું.

---

૧ શ્રી આચારાંગમાં જ્યાં સત્યનો પ્રયોગ છે ત્યાં શ્રી ગીતાજીમાં 'अहं' વાચી શબ્દનો પ્રયોગ છે अहंમાં પ્રભુત્વનું આરોપણ છે એટલે કે ત્યાં સત્યનું સાકાર સ્વરૂપ છે.

## (૮)
## સત્યારાધના

કરવી ? શ્રદ્ધાનું અવલંબન શું ? ઉત્તર મળે છે કે શ્રદ્ધેય સદ્ગુરુ પૂર્ણ અર્પણતા વિના સત્યારાધના સુલભ નથી.

आणाए मामगं धम्मं । ६-२

મારા જૈન ધર્મ આજ્ઞા ઉપર જ નિર્ભર છે.

सड्ढी आणाहि[२] मेहावी । ३-४ ७

બુદ્ધિમાન અને શ્રદ્ધાર્થી પુરુષે હમેશાં આજ્ઞાપરાયણ રહેવું ઘટે.

કારણ કે

पुरिसा ! सच्चमेव समभिजाणाहि ! सच्चस्स आणाए उवट्टिए मेहावी मारं तरइ, सहिए धम्ममायाय सेयं समणुपस्सइ । ३-३-१३

અહો ! સાધક ! તું સત્ય ઉપર પૂર્ણ પ્રતીતિ રાખ. સત્યની આજ્ઞામાં ઉત્સાહવંત થએલો ધીમાન સાધક શ્રદ્ધાવિહિત ધર્મનું અવલંબન લઈ સત્યને પામી સંસારને તરી જાય છે.

सच्चम्मि धिइं कुव्वहा, पत्थोवरए मेहावी सव्वं पावं कम्मं झोसेइ (२-१-७)

સત્યમાં ધૈર્ય રાખી જે બુદ્ધિમાન્ સાધક સત્યમાં સ્થિર થાય છે તે સર્વ પાપકર્મોને દૂર કરી શકે છે.

लोगं च आणाए अभिसमेचा अकुओभयं । (३-४-९)

જે સત્યની આજ્ઞામાં છે એને જગતમાં કોઈનો ય ભય નથી રહેતો એ સર્વથા સનાથ અને નિર્ભય છે.

---

૧ આરાધના, અર્પણતા કે ભક્તિ એક યા બીજા સ્વરૂપે એક ભાવનાનાં જ સૂચક છે. પરંતુ ભક્તિને નામે કોઈ અનિષ્ટ તત્ત્વ ન પેસી જાય એટલે શ્રી આચારાંગકાર 'સત્યની આરાધના' કરી વ્યક્તિપૂજા નહિ પણ ગુણપૂજા બતાવે છે.

## (૯)
### બ્રહ્મચર્ય

शुद्ध्या विशुद्ध्या युक्तो, धृत्यात्मानं नियम्य च।
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥१८-५१

સાધક પવિત્ર ભાવનાથી અને ધીરજથી યુક્ત થઈ આત્મસંયમી બને અને શબ્દાદિ વિષયોને તજી રાગદ્વેષોને ઘટાડે.

વિષયસંયમ એ જ સાધનાનું જલસિંચન કરે છે. એના વિના સાધનાનું વૃક્ષ સુકાઈ જાય, કરમાઈ જાય અને અન્તે પડી જાય.

વિષયનિરોધ ઉપર એટલું બધું મહત્ત્વ શા માટે? એના ઉત્તરમાં શ્રી ગીતાજી જણાવે છે કે:—

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ २-६२
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ २-६३

વિષયચિંતનથી આસક્તિ ઉત્પન્ન થાય છે. આસક્તિથી કામ-વિકાર ઉદ્ભવે છે. વિકારથી આવેશ જન્મે છે. આવેશથી સંમોહ અને સંમોહથી સ્મૃતિ નષ્ટ થાય છે. સદ્બુદ્ધિનો નાશ થયો એટલે વાસ્તવિક જીવન જેવું કશું રહેતું નથી, ભાવમરણ થાય છે.

---

## (૧૦)
### વિવેક-જાગૃતિ
#### અપ્રમત્તતા

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥ २-६९

## (૯)
## બ્રહ્મચર્ય

जस्सिमे सद्दा य रूवा य, गंधा य, रसा य, फासा य, अहिसमन्नागया भवन्ति, से आयवं, णाणवं, वेयवं. धम्मवं, बंभवं । (३-१-३)

જેણે શબ્દાદિ વિષયોને વિવેકપૂર્વક જાણી તજ્યા છે તે જ આત્મવાન્, જ્ઞાનવાન્, વેદવાન્, ધર્મવાન્ અને બ્રહ્મત કહેવાય છે.

जे गुणे से मूल-ट्ठाणे, जे मूल-ट्ठाणे से गुणे । २-१

વિષયો એ જ સંસારનાં મૂળ કારણભૂત છે એમ કેમ ? એના ઉત્તરમાં કહે છે કેઃ—

गुरू से कामा, तओ से मारस्स अन्तो, तओ से दूरे ।
५-१-१

એ બ્રહ્મચર્ય ભયંકર છે. ક્રમશઃ તે દ્વારા આધ્યાત્મિક મૃત્યુ થાય છે. અને આધ્યાત્મિક મૃત્યુ થયું એટલે જ એ સાધક સાધનાથી પતિત થયો સમજવો.

---

## (૧૦)
## વિવેક-જાગૃતિ

### અપ્રમત્તતા

अप्पमत्तो कामेहिं उवरतो पावकम्मेहिं । ३-१-२
सव्वतो पमत्तस्स भयं, अप्पमत्तस्स णत्थि भयं । ३-४-३

જ્યાં જગતના સર્વ જીવોની નિશા છે ત્યાં સંયમી પુરુષ જાગ્રત છે અને જ્યાં જીવો જાગે છે ત્યાં વિવેકી મુનિ ઉદાસીન રહે છે. સંસારના જીવો જાગો એ આ સૂત્રનો ભાવ છે.

પૂર્વાધ્યાસો વૃત્તિને વિષયો તરફ વારંવાર ખેંચી જાય છે માટે સદા અપ્રમત્ત-જાગ્રત રહેવું જોઈએ.

---

## (૧૧)

## સહિષ્ણુતા

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः।
तुल्यप्रियाऽप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥
मानाऽपमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः।
सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥ १४-२४-२५ ॥

સુખ આવે કે દુઃખ આવે પણ જે આત્મલક્ષી રહી પ્રિય, અપ્રિય, નિન્દા, સ્તુતિ, માન, અપમાન તથા મિત્ર કે શત્રુના પ્રસંગમાં સમભાવ વેદી સર્વારંભથી મુક્ત રહે છે તે જ ગુણાતીત કહેવાય છે.

---

જે અપ્રમત્ત પુરુષ છે તેને વિકાર પીડતા નથી. અને તે પુરુષ પાપકર્મોથી વિરત થાય છે. પ્રમાદીને સર્વત્ર ભય છે. અપ્રમાદી સર્વત્ર નિર્ભય છે.

**अणन्न-परम-णाणी नो पमाए कयाइ वि।**
**आयगुत्ते सया धीरे जाया-मायाए जावए ॥ (३-३-४)**

મોક્ષધ્યેયી જ્ઞાની પુરુષ કદી પણ પ્રમાદ ન કરે. આત્મગુપ્ત ધીર બની દેહનો મોક્ષના સાધનરૂપ માની નિર્વાહ કરે.

**सुत्ता अमुणी, मुणिणो सययं जागरन्ति। ३-१-१**

અનાનીજનો સદાય સૂતેલા છે. જ્ઞાનીજનો સતત જાગૃત રહે છે.

---

(११)

સહિષ્ણુતા

आवज्जीवं परीसहा उवसग्गा य संखाय।
संवुडे देहभेयाए इति पन्ने'हियासए॥
सव्वट्ठेहिं अमुच्छिए आउ-कालस्स पारए।
तितिक्खं परमं नचा विमोहन्नयरं हियं ॥

(૮-૮-૨૪-૨૫)

આત્મ-સંયમ જાળવી દેહની પરવા ન કરતાં જીવનપર્યન્ત સંકટો સહેવાં જોઈએ.

તિતિક્ષામાં જ સર્વોત્તમ આત્મહિત સમાએલું છે.

---

(૧૨)
અહિંસા

વાસ્તવિક રીતે તો જૈનદર્શનની વ્યાખ્યા પ્રમાણે દશ પ્રાણો પૈકી કોઈપણ પ્રાણનો નાશ કરવો, કરાવવો કે હો કે કર્મથી હો, પણ તે હિંસા જ છે.

ક્રિશ્ચિયાનીટી વ્યક્ત જ્ઞાનમયી ચેતનાવાળા પ્રાણોની ત્રસ બન્ને પ્રકારના જીવોની હિંસામાં માને છે. અહિંસાની તરી આવે છે.

अद्वेष्टा सर्वभूतानां
मैत्रः करुण एव च। १२-१३

કોઈ પણ જીવો ઉપર દ્વેષ ન કરો.

સર્વભૂતો[1] પ્રત્યે મિત્રભાવ અને અનુકંપાભાવ રાખો.

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन !।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ ६-३२

પોતાને જેમ જીવન, સુખ, સન્માનાદિ પ્રિય છે તેમ સૌને પ્રિય છે માટે હે! અર્જુન! જે સર્વત્ર સમભાવથી જુએ છે તે જ યોગી છે.

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ ६-२९

સર્વ જીવોને આત્મસમાન માની જે યોગપ્રયુક્ત થાય છે તે સર્વત્ર સમદષ્ટિ રાખી શકે છે.

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः। ६-३१

સર્વ જીવોમાં હું (સત્-સ્વરૂપ) એક રૂપે રહેલો છું એમ જાણો.

---

[1] ભૂત એટલે વનસ્પતિના જીવો, પ્રાણ એટલે વિકલેન્દ્રિય જીવો, જીવ એટલે પંચેન્દ્રિય પ્રાણીઓ અને સત્ત્વ એટલે પૃથ્વી, પાણી, વાયુ અને અગ્નિના જીવો.

## (૧૨)
## અહિંસા

'प्रमत्तयोगात्प्राणव्यपरोपणं हिंसा' અર્થાત્ પ્રમત્તયોગથી જાણતાં-અજાણતાં અનુમોદવો, પછી તે મનથી હો, વાણીથી

હિંસામાં હિંસા માને છે. પણ શ્રી ગીતાજી સ્થાવર અને એ વિસ્તૃત વ્યાખ્યા છે. તેમાં જૈન સંસ્કૃતિની ઊંડી છાપ

निज्झाइत्ता पडिलेहित्ता पत्तेयं परिणिव्वाणं सव्वेसिं पाणाणं, सव्वेसिं भूयाणं, सव्वेसिं जीवाणं, सव्वेसिं सत्ताणं असायं अपरिणिव्वाणं महब्भयं दुक्खं त्ति बेमि। (१-६-२)

> પ્રત્યેક જીવોની શાન્તિનું લક્ષ રાખો.
> અશાન્તિ સૌને દુઃખકર છે, ભયંકર છે.

सव्वे पाणा पियाउआ, सुह-साया, दुक्ख-पडिकूला,
अप्पिय-वहा, पियजीविणो जीविउं-कामा, सव्वेसिं
जीवियं पियं। २-१०-११

સૌ જીવોને જીવન અને સુખ પ્રિય હોય છે અને દુઃખ, અને વધ અપ્રિય હોય છે. કારણ કે બધા જીવોને જીવન પ્રિય હોય છે. કોઈ મરવા ચાહતું નથી. ખરી રીતે તો—

तुमसि नाम तं चेवं
जं हन्तव्वं त्ति मन्नसि।

જેને તું હણવા યોગ્ય માને છે તે તું પોતે જ છે. સારાંશ એ છે કે બીજાની હિંસા કરતાં પહેલાં તું તારા આત્માને હણીને પછી જ બીજાને હણી શકે છે.

## (૧૩)
### *સંયમ

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥–६-३६

અસંયમી સાધક સાધનામાર્ગને પામી શકતો નથી પણ જે સંયમી અને પ્રયત્નશીલ છે તે ઉપાયદ્વારા તુરત જ યોગારાધના કરી શકે છે.

---

## (૧૪)
### તપશ્ચર્યા

योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ ६—१०

યોગીપુરુષે હમેશાં એકાન્તવાસસેવી, તપસ્વી અને નિષ્પરિગ્રહી બની સાધના કરવી.

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १७-१९

પરંતુ મૂઢ રૂઢિથી કે પીડાપૂર્વક બીજાના અકલ્યાણ માટે કે એવી દૂષિત ઇચ્છાથી આદરેલું તપ એ તામસિક તપ છે. માટે એક આત્મલક્ષી તપ જ હોવું ઘટે.

આ સિવાય સ્થિતપ્રજ્ઞ મુનિ તથા સાધકનાં લક્ષણો શકાય તેમ છે. અહીં વિસ્તૃતથી આપ્યું નથી. આ ઉપ-સામ્યવાચી વલણ છે તેનો સ્પષ્ટ ખયાલ આવી જશે. માણું છું. આમાં શાબ્દિક એકતાનોય સમાવેશ છે. આનો

---

* પૂર્ણ અહિંસા સંયમ વિના શક્ય નથી.

## (૧૩)
## સંયમ

अप्पमत्तो कामेहिं, उवरओ पाव-कम्मेहिं
वीरे आय-गुत्ते, जे खेयन्ने।
दुरणुचरो मग्गो वीराणं ।-३-१-३

વીર સાધકે પાપકર્મોથી વિરમીને અપ્રમત્ત અને જિતેન્દ્રિય બની સંયમમાં પ્રવૃત્ત રહેવું જોઈએ કારણ કે અસંયમી માટે સાધનાનો માર્ગ દુશ્ચર છે પછી ભલેને તે વીરપુરુષો કાં ન હો?

---

## (૧૪)
## તપશ્ચર્યા

इह आणा-कंखी पंडिए अनिहे।
एगमप्पाणं सापेहाए धुणे सरीरगं। -(४-३-४)

સત્પુરુષની આજ્ઞાનો પાલક પંડિત કોઈપણ જાતની વાસના કે ભૌતિક ઇચ્છા રાખ્યા વગર એક આત્મોન્નતિનું લક્ષ રાખી દેહદમન કરે.

जहा जुण्णाइं कट्ठाइं हव्ववाहो पमत्थइ।
एवमत्त-समाहिए अणिहे ॥ -(४-३-६)

જેમ જીર્ણ લાકડાંને અગ્નિ જલ્દી બાળી નાંખે છે તેમ જે આસક્તિરહિત અને આત્મલક્ષી સાધક હોય છે તે કર્મોને જલ્દી બાળી નાંખે છે.

—દ્વારા નાની મોટી અનેક સાધના–પ્રણાલિકાનું સામ્ય તારવી રથી હવે શ્રી આચારાંગ અને શ્રી ભગવદ્ગીતાનું કેટલું હજુ પણ હું એક નવીન દૃષ્ટિબિન્દુનું સામ્ય અહીં આપવા —નકશો પ્રથમ પૃષ્ઠ ઉપર દોરવામાં આવ્યો છે.

---

# શાબ્દિક—

## શ્રી ભગવદ્ગીતા

यस्य सर्वे समारम्भाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥ -४-१९

જેણે કામ-સંકલ્પ રહિત સર્વ સમારંભોને જાણ્યા છે તેને જ જ્ઞાની પુરુષો જ્ઞાનરૂપી અગ્નિથી દગ્ધ થએલા કર્મવાળા અને બુદ્ધિમાન સાધક તરીકે ઓળખે છે.

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रत्ति भूतानि सा निशा पश्यतो मुनेः ॥-२-३९

સર્વ જીવોની જ્યાં રાત્રિ છે ત્યાં સંયમી જાગે છે અને જ્યાં જગતના જીવો જાગે છે ત્યાં સંયમી ઊંઘે છે.

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥
बन्धुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥

આત્માથી આત્માનો ઉદ્ધાર થઈ શકે છે. માટે આત્માનું પતન ન કરો. આત્મા જ આત્માનો શત્રુ છે.

જેણે પોતાનો આત્મા જીત્યો છે તેનો એ બંધુ છે પણ જે વૃત્તિને અધીન થઈ આત્માને જીતી શક્યો નથી તેનો આત્મા શત્રુ સમાન છે.

આટલીય રૂપરેખા પછી શ્રી ગીતાજી અને શ્રી એમ છે. પણ આ પછી જીજ્ઞાસુ સાધકને ભારતીય દર્શનો જિજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે. આથી આ દૃષ્ટિ ધ્યાનમાં આવતા પ્રકરણમાં કરીશું.

---

# —સમન્વય

## શ્રી આચારાંગ

**जस्सेते लोगंसि कम्म-समारंभा परिन्नाया**
**भवन्ति से हु मुणी परिन्नाय-कम्मे-त्ति बेमि। –१–१–९**

આ લોકમાં જેણે કર્મ-સમારંભોને જાણ્યા છે તે જ કર્મયોગી અને મુનિ સાધક ગણાય છે એમ હું કહું છું.

**सुत्ता अमुणी सया, मुणिणो सया जागरन्ति। ३–१–१**

જ્યાં અજ્ઞાનીજનો સુતા છે ત્યાં જ્ઞાનીજનો સદાય જાગૃત છે.

**कसेहि अप्पाणं, जरेहि अप्पाणं। –४–३–८**
**तुमं चेव तं सल्लं आहट्टु। –२–४–८**
**पुरिसा! तुममेव तुमं मित्तं**
**किं बहिया मित्तमिच्छसि? –३–३–१०**

તું તારા આત્માને કસ. આત્માને જ દમ, તું પોતે જ તારું સંસાર-શલ્ય કાઢવાને સમર્થ છે. હે! આત્મન્! તું જ તારો મિત્ર છે. બહારનાં મિત્રોને ક્યાં શોધી રહ્યો છે?

આચારાંગ સૂત્ર વચ્ચેની સામ્યતાનો ખ્યાલ આવી જાય અને જૈન સંસ્કૃતિ વચ્ચે શો સંબંધ છે. તે જાણવાની રાખી ષડ્દર્શનની સંક્ષિપ્ત છતાં સર્વતોવ્યાપી મીમાંસા.

## દર્શનોનો ક્રમિક વિકાસ

દર્શન એટલે દૃષ્ટિ. અંધશ્રદ્ધાની સામે યુક્તિવાદનું જે અવિરા
યુદ્ધ ચાલે છે એનું જ નામ દર્શન. આ દર્શનો ક્યારનાં છે એ નિશ્ચિ
કહી શકાય-નહિ. સંશોધકો એમ માને છે કે પ્રાથમિક દશામાં માનવ
સમાજ જ્યાંસુધી અધ્યાત્મવાદ કે તત્ત્વચિંતન કરવાની યોગ્યતા નહોતે
ધરાવતો ત્યાં સુધી કર્મકાંડ આધિપત્ય જમાવતું અને એ કર્મકાંડન
જટિલતા પછી કોઈ એક સમયે અધ્યાત્મવિદ્યા અને તત્ત્વચિંતનને
વિકાસ થયો એટલે કર્મકાંડની સામે એનું યુદ્ધ મંડાયું અ
અધ્યાત્મવિદ્યાના યુગનો પ્રારંભ થયો.

ઈ. સ. પૂર્વે ૧૫૦૦ વર્ષથી માંડીને ભારતનો પ્રાચીન યુગ શ
થાય છે. ત્યારબાદ ૧૦૦૦ વર્ષે મધ્યમયુગ અને ત્યારબાદ મુસલમાન
હુમલા પછી નૂતનયુગ શરૂ થાય છે. એ ભારતના પ્રાચીનયુગ પહેલ
આર્યસંસ્કૃતિનું શું સ્વરૂપ હતું ? આર્યો ક્યાંથી અને ક્યારે આવ્યા
વૈદિક સંસ્કૃતિનો ઉગમ અને વિકાસ ક્યારથી થયો ? બેબિલોનીયન
સંસ્કૃતિની સાથે વૈદિક સંસ્કૃતિનો મેળ છે કે કેમ ? સુમેરીયન
સંસ્કૃતિ અને બેબીલોનીયન સંસ્કૃતિનો શો સંબંધ છે ? ઇત્યાદિ. ને
કે એ ઇતિહાસ પણ હજુ સંશોધનનો વિષય છે પણ એ જ્ઞાતવ્
છે, એને માટે અહીં ચર્ચા પ્રસ્તુત નથી. અહીં તો હું પ્રસ્તુત સૂત્રને
સંબંધ ધરાવતી વાતોને અંગે જ ષડ્દર્શનનો પ્રશ્ન ચર્ચું છું.

શ્રમણ ભગવાન મહાવીરનો કાળ એટલે ઈ. પૂ. ૫૨૭ નો કાળ
એનો સમાવેશ મધ્યયુગની આદિમાં જ થાય છે. ભગવાન મહાવીર અને
ભગવાન બુદ્ધ બન્ને સમકાલીન હતા, જો કે એમના પહેલાં પણ
આધ્યાત્મિક ચિંતન, તપનું અનુષ્ઠાન અને જીવદયાની ભાવના: એ
તત્ત્વો ઓછા વધુ પ્રમાણમાં હતાં જ. જૈન સંસ્કૃતિનો ઉગમ પ્રાચીન
તમ છે. શ્રમણ પાર્શ્વનાથ તો ઐતિહાસિક પુરુષ છે. એટલે એ સંસ્કૃતિન
બીજો રોપાયેલાં તો હતાં જ પરંતુ વૈદિકમંત્ર અને બ્રાહ્મણયુગના વિસ્તૃ
અને જટિલ કર્મકાણ્ડનું વ્યાપક જોર હોઈ એ સદ્‌ગુણોની પૂજાને
અલ્પ સ્થાન હતું.

## પ્રસિદ્ધ છ દાર્શનિકો

આપણને ષડ્દર્શનનું નામ લેતાં સાંખ્યાદિ દર્શનોનું નામ યાદ આવે છે. કારણ કે ઇતિહાસ અને સાહિત્યની દૃષ્ટિએ એ નામો છેક નજીક છે. છતાં ભગવાન મહાવીરના સમયે પણ દર્શનો તો હતાં જ. એમના સમકાલીન ભગવાન બુદ્ધના પ્રારંભિક સાહિત્યમાં એનો અને એના પ્રણેતાઓનો ઉલ્લેખ આ રીતે મળે છેઃ—

(૧) પૂરણ કાશ્યપ—જેને અક્રિયાવાદી તરીકે ઓળખવામાં આવે છે.

*(૨) મક્ખલી ગોસાલક—આ વાદને સંસારશુદ્ધિવાદ કે નિયતિવાદ કહેવામાં આવે છે.

(૩) અજિતકેસકંબલી—ઉચ્છેદવાદ

(૪) પકુદ કાત્યાયન—અન્યોન્યવાદ

(૫) જૈનસંઘ પાર્શ્વાપત્યીય—ચાતુર્યામ સંવરવાદ

(૬) સંજય બેલટ્ઠિપુત્ત—વિક્ષેપવાદ

જેમ આપણે આગળ કહી ગયા તેમ આ દર્શનો ય ઉપરોક્ત ક્રિયાકલાપના વિરોધે ઉત્પન્ન થયાં હતાં, અને એક યા બીજા પ્રકારે એમનો ક્રિયાકાંડીઓની સામે એક સરખો વિરોધ હતો. આ જ છ દર્શનોને જૈન દર્શનમાં ચાર વિભાગોમાં સમાવિષ્ટ કરવામાં આવ્યાં છેઃ—

(૧) ક્રિયાવાદી, (૨) અક્રિયાવાદી, (૩) અજ્ઞાનવાદી અને (૪) વિનયવાદી.

---

*મક્ખલીપુત્ત ગોશાલક પ્રથમ ભગવાન મહાવીરનો શિષ્ય હતો. પરંતુ પાછળથી એણે નવીન મત સ્થાપ્યો હતો. જો કે એનું સ્વતંત્ર સાહિત્ય ઉપલબ્ધ નથી. પરંતુ જૈન અને બૌદ્ધ ગ્રંથોમાં જે તેના ઉપલબ્ધ થાય છે તે પરથી તે પૂર્ણ સત્ય પર પ્રતિષ્ઠિત હોય કે નહિ તે ભલે વિવાદાસ્પદ હોય પણ એમ માનવાનું કારણ મળે છે કે તે વખતે એ મત બહુ [illegible] હતો. આ માટે વાંચો:–'પ્રસ્થાન'માં મહાવીરકમાં પ્રભુદાસ [illegible]નો લેખ.

મુખ્ય ત્રણ દર્શનો

મકખલીપુત્ર ગોસાલકના વિનયવાદનો અક્રિયાવાદમાં સમાવેશ છે, અને બૌદ્ધદર્શનનો ક્રિયાવાદમાં સમાવેશ છે. આ ચારે વાદોની માન્યતાનું સંક્ષિપ્ત સ્થાન આચારાંગના ૮ મા 'વિમોક્ષ' નામના અધ્યયનના પ્રથમ ઉદ્દેશકમાં છે, અને વિસ્તૃત રીતે શ્રી સૂયગડાંગ સૂત્રમાં છે. જેમ બૌદ્ધ ત્રિપિટકમાં એ ૭ વાદોના વિસ્તૃત રીતે ૬૨ ભેદો વર્ણવેલા છે તેમ જૈનદર્શનમાં એ ચારેના ૩૬૩ ભેદો વર્ણવેલા છે, છતાં મધ્યમયુગના પ્રારંભમાં કેવળ ત્રણ ધર્મો હતા. એનું સમાધાન આચાર્ય શ્રી ધર્માનંદ કોસંબીજી આ રીતે આપવા પ્રયત્ન કરે છેઃ—

"પૂરણકાશ્યપ અને મકખલી ગોસાલકનો મત જલદી નાબૂદ થયો છે. સંજય બેલટ્ઠિપુત્રનો મત જૈન સંસ્કૃતિમાં સમાઈ ગયો છે, અજિત કેશકંબલીનો મત ચાર્વાક કે લોકાયત રૂપે પરિણમી જવાથી એ નાસ્તિકવાદ ઠર્યો છે અને પકુદ કાત્યાયનના મતનાં તત્ત્વો તે સમયે તો દબાઈ ગયાં હતાં પણ પાછળથી વૈશેષિક દર્શનમાં તેનો ઉગમ નજરે પડે છે. એટલે આ રીતે એ યુગમાં વૈદિક, જૈન અને બૌદ્ધ એ ત્રણ જ દર્શનો મુખ્ય હતાં અને એવું સ્થાન જૈનધર્મ, વેદધર્મ અને બૌદ્ધધર્મ તરીકે પ્રતિષ્ઠિત થયું હતું."

વૈદિક કર્મકાંડો સામે જૈન અને બૌદ્ધ ધર્મનો પ્રકોપ થયો. એને લઈને વૈદિક કર્મકાંડો જીર્ણ થયાં એ વાતનો અહીં વિસ્તાર પ્રસ્તુત નથી. પણ જેમ જૈન અને બૌદ્ધ સંસ્કૃતિમાં કર્મકાંડનો વિરોધ હતો તેમ ઉપનિષદોમાંય હતો જ. ભલે પછી એ છૂપાં આકારમાં હોય! આ સંબંધમાં શ્રી હરિરાય ભટ્ટાચાર્યજી મુંડકોપનિષદનું ઉદાહરણ જિન-વાણીમાં આ રીતે ટાંકે છે:—

प्लवाह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तमवरं येषुकर्म।
एतत् श्रेयो येऽभिनन्दन्ति मूढा जरामृत्युम् ते पुनरेवापि यान्ति॥
मुंडकोपनिषद् १–२–७

વનો અને એનાં અદાર અંગો તેમજ કર્મો બધાં અદઢ અને વિનાશશીલ છે. જે મૂઢજનો એ સર્વને શ્રેય માને છે તેઓ ફરી ફરીને જરા અને મૃત્યુના ફેરામાં પડે છે. જુઓ, જિનવાણી પૃષ્ઠ – ૭

પણ એ નિષેધ છૂપો અને વેદમતાન્તર્ગત હતો એમ કહી દેવું જરૂરનું છે.

### દર્શનોનો પ્રારંભ અને તેની પ્રણાલિકા

એ બાદ દર્શનોનો વિકાસ થાય છે. દર્શનોનો જન્મ ચાર્વાક મુનિના યુક્તિવાદે આપ્યો જે એવો ઘણા વિદ્વાનોનો અભિપ્રાય છે અને એ સપ્રમાણ અને સપ્રતીત છે. કાળની દૃષ્ટિએ પુરાતત્ત્વવિદો એમ કહે છે કે દર્શનોનો પ્રારંભ ઈ. પૂર્વેની પ્રથમ સદીથી થયો છે. અને એમાં સાંખ્યના કપિલ સૌથી પહેલા છે.

ષડ્દર્શનોનો ક્રમ વિવિધ રીતે મળે છે, એની વિચારણા કરીએઃ– ઉર્દુ ઇતિહાસમાં મેં જોયું છે કે ×સાંખ્ય, યોગ, નૈયાયિક વૈશેષિક, પુર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા આ છએ દર્શનો વેદ-ધર્મજનિત હોઈ વેદાંતવારિધિને મળનારી ૭ વિવિધ મધુર નિર્ઝરણીઓ રૂપે એને ગણીએ તો ખોટું નથી. એ છએના પ્રણેતા ક્રમશઃ કપિલ, પતંજલિ, ગૌતમ અક્ષપાદ (ન્યાયદર્શનમાં પ્રાચીન અને નવીન એવા બે મતો છે. પ્રાચીન ન્યાયદર્શનના પ્રણેતા મુનિ ગૌતમ અને નવીન ન્યાયના પ્રણેતા અક્ષપાદ ગણાય છે) કણાદ, જૈમિનિ તથા બાદરાયણ. આ ક્રમમાં જૈન કે બૌદ્ધનો સમાવેશ નથી. એના વિદ્વાનો બે કારણો કલ્પે છે. એક તો ઉપરના બધા દર્શનોમાં ઈશ્વરકર્તૃત્વ કે ઈશ્વરપ્રેરકતાનું તત્ત્વ છે. એ તત્ત્વ જૈન દર્શન કે બૌદ્ધ દર્શનમાં નથી. એટલે એનો સંગ્રહ ન હોય. બીજું કારણ

× શ્રી ધર્માનન્દ કૌસાંબીજી સાંખ્યદર્શનના કપિલ મુનિને જનકના પૂર્વે જ માની બુદ્ધદેવની બે સદી પહેલા થયા છે એમ માને છે. આ બધામાં એટલું તો તત્ત્વ છે જ કે દર્શનક્રમોમાં સાંખ્ય દર્શનનો ફાળો અમોઘ છે અને તે સૌથી પ્રથમ છે, તેમ કહ્યા વગર રહી શકાય નહિ.

એ છે કે એ દર્શનોનું માત્ર વૈદિક ધર્મોમાં સ્થાન હોઈ એમાં જૈનદર્શન કે બૌદ્ધદર્શનનું સ્થાન નહોય. કારણ કે એ બન્ને તો વેદધર્મથી તદ્દન સ્વતંત્ર દર્શન છે. મારી સ્વતંત્ર માન્યતા એ છે કે જૈનદર્શન એટલે સત્યદર્શન। એ બધાનો સમાહાર કરે કે સંધાન કરે એટલું જ એનું કાર્ય. એને સમુદ્રની ઉપમા આપી શકાય. એક આચાર્યવરે બહુ સુંદર કથન કર્યું છે કેઃ—

उदधाविव सर्वसिन्धवः प्रविभक्तासु
सरित्सु न हि तासु भवान् विदृश्यते ॥

આચાર્યશ્રી આનંદઘનજી મહારાજ પણ કહે છે કે 'ષડ્દર્શન જિન અંગભણિ'. જો એ છએ દર્શન અંગ છે, તો જૈનદર્શન અંગી છે.

આટલું થવા છતાં જૈન સંસ્કૃતિની માન્યતાનો પ્રચાર કરવા સારુ જૈન દર્શનને પણ [1]દર્શન તરીકે આલેખવાનો પ્રયત્ન થયો છે અને એ રીતે બૌદ્ધધર્મની પરંપરા પ્રમાણે [2]જૈન ન્યાયની પરંપરા ચાલુ પણ થઈ છે.

એટલે [3]શ્રીહરિભદ્રસૂરિજી આ પ્રમાણે છ દર્શનનો ક્રમ વર્ણવે છે.

**बौद्धं, नैयायिकं, सांख्यं, जैनं वैशेषिकं तथा ॥**
**जैमिनियनामानि दर्शनानाममून्यहो ॥**

---

(૧) દર્શન પ્રણાલિકાનું મંડાણ જ યુક્તિવાદ–તર્ક પર મનાતું હોઈ એ સારુ પ્રમાણ અને તેના અવયવો દાખલ થાય એ સ્વાભાવિક છે. તોય જે પ્રત્યક્ષાદિ પ્રમાણો અને તેમાં અવગાહન કરવાના સાધનરૂપ નય, નિક્ષેપ, સાપેક્ષવાદ ઇત્યાદિ અંગો રચાયાં છે. એ સાહિત્યનું બીજ તો મૂળ આગમોમાં અને તેની ટીકાઓમાં પણ પુષ્કળ પ્રમાણમાં મળે છે એટલે જૈન સંસ્કૃતિનું મંડાણ કેવળ તર્ક અને કેવળ કર્મકાંડ પર નથી પણ ભાવના, સત્કર્મ અને અનુભૂતિ એ ત્રણ એનાં મૂળ બીજ છે.

(૨) જૈનાચાર્યોએ સન્મતિતર્ક જેવા પ્રૌઢ ન્યાયગ્રન્થોની સ્વતંત્ર ઘણી રચનાઓ જન્માવી ન્યાયપરંપરાને વેગ આપ્યો છે

(૩) વિવિધ દર્શનોને અવલોકવા માટે શ્રી હરિભદ્રસૂરિજી તથા શ્રી રાજશેખરનો 'ષડ્દર્શન સમુચ્ચય'; એની ટીકા તથા શ્રી સૂયગડાંગની ટીકા વાંચો.

આ દર્શનક્રમમાં યોગદર્શનને સ્થાન નથી અપાયું. એનો સાંખ્યમાં સમાવેશ કરી દેવાનું યોગ્ય માન્યું હોય એ સંભવિત છે. તેઓ એમ પણ કહે છે કે નૈયાયિક અને વૈશેષિકનોય મૌલિક અત્યંત મતભેદ ન હોવાને કારણે એ બન્નેને એક સ્વરૂપે જોઈએ તો લોકાયતનો પણ ઉપરના ૭ દર્શનોમાં સમાવેશ થઈ જાય. શ્રીહરિભદ્રસૂરિજીના આ દષ્ટિબિન્દુમાં એમનું ઉદાર માનસ અભિવ્યક્ત થાય છે કારણકે લોકાયત કે જે એક કેવળ નાસ્તિક તરીકે જ પ્રસિદ્ધ છે એનું દર્શનમાં સ્થાન ન હોવું મનાય છે, તે માન્યતાનો એ પરિહાર કરે છે. એમને મન દર્શન એટલે આસ્તિક કે નાસ્તિકનો, ઈશ્વરકર્તૃત્વનો કે અનીશ્વરવાદનો પ્રશ્ન ગૌણ છે અને એ જ દષ્ટિએ નવીન દષ્ટિ, નૂતન વિચારસરણી અને નૂતન પ્રેરણા આપે એ જ દર્શન, એટલો અર્થ વધુ સમુચિત છે.

એક જૈનાચાર્ય વદે છે કે:—

**जावन्ति होइ वयणपहा तावन्ति होइ नयपहा ।**

જેટલી માન્યતાઓ એટલા નયો હોઈ શકે. એ કશી બાધક વસ્તુ નથી. રૂઢ પ્રણાલિકાનો પ્રહાર કરવા માટે આવી વિચારસરણી ધર્મનું ઉચ્ચતર અંગ બની રહે છે.

આટલો દર્શન-પ્રણાલિકાનો વિચાર કરી ગયા પછી હવે એ બધાં દર્શનોનાં અતિ સંક્ષિપ્તમાં મૂળતત્ત્વોનું નિદર્શન કરવું અનિવાર્ય થઈ પડે છે. જો કે વિસ્તારભયથી હું બહુ સંક્ષેપમાં આપીશ.

### બૌદ્ધદર્શન

બૌદ્ધદર્શનમાં શૂન્યવાદી, ક્ષણિકવાદી તરીકે ઓળખાય છે કારણ કે એ ચિત્તથી પર રહેલા આત્મા સુધી ન જતાં કે બીજી ભાંજગડમાં ન પડતાં, માત્ર ઉપરની વ્યવહારિક પ્રણાલિકા અખત્યાર કરે છે. આથી ઈશ્વરવાદનો બૌદ્ધદર્શનમાં સ્પર્શ સુદ્ધાં નથી. બૌદ્ધદર્શનનું આલયવિજ્ઞાન ક્ષણિક છે. એક ક્ષણે જે જ્ઞાન થયું તે બીજી જ ક્ષણે

નષ્ટ થાય છે પણ એ જ્ઞાન જે સંસ્કાર મૂકી જાય છે. એ પ્રવાહ, પરંપરાએ અનાદિ હોઈ એ સંસ્કારોનો સર્વથા નિરોધ કરવાથી જ દુઃખનો નિરોધ થઈ શકે, તેમ કરવું એ સૌને અભીષ્ટ છે. એ જ નિર્વાણ છે. ભગવાન સુગતે એ નિર્વાણ માટે ચાર આર્યસત્યો પ્રરૂપ્યાં છેઃ- દુઃખ, સમુચ્ચય, માર્ગ અને નિરોધ, દુઃખનો નિરોધ કરવો એ જ સાધકનું કર્તવ્ય છે.

વિજ્ઞાન, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને રૂપ એ પાંચ સ્કંધો કહેવાય. એ જ સંસારનો બંધ હોઈ દુઃખજનક છે. એ સ્કંધોના અનુબંધથી, અહંતા અને મમતાથી, રાગદ્વેષાદિ રિપુગણ જન્મે છે. બંધાય છે અને તેથી તેને સમુદય તરીકે ઓળખવામાં આવે છે. કામ માત્ર સંસ્કારજન્ય છે એથી એ સંસ્કારો પોતે વિનશ્વર અને ક્ષેપણીય છે. એવી જાતની ઇચ્છા ઉત્પન્ન થવી એને માર્ગ કહેવામાં આવે છે. અને એ ઇચ્છા થયા પછી પ્રવૃત્તિદ્વારા એ સંસ્કારોનો રોધ કરવો એને મોક્ષ કહેવામાં આવે છે.

બૌદ્ધદર્શન, પાંચ વિષયો અને પાંચ ઇન્દ્રિયો તથા મન અને શરીરને કર્મના સાધનરૂપ માને છે. કર્મની સત્તામાંથી મુક્ત થવા પહેલાં જીવમાત્રે કુકર્મની જગ્યાએ સુકર્મ સ્થાપવા જોઇએ અર્થાત્ ભોગવિલાસને સ્થળે અહિંસા, વૈરાગ્ય, સંયમ, તપ, ધ્યાન, સમાધિ ઇત્યાદિ આચરવા જોઈએ અને એ રીતે અનાત્મવાદી હોવા છતાં પુનર્ભવ અને પાપ–પુણ્યાદિ તથા એના ફળમાં પણ એ માને છે અને સંસારનિવૃત્યર્થે અષ્ટાંગિક માર્ગ પ્રબોધે છે. આ માર્ગમાં અહિંસા અને એનાં પોષક નિયમો ઉપરાંત સત્ય, બ્રહ્મચર્ય અને અસ્તેય વિધાયક છે. એના ન્યાયની પરિપાટીમાં પ્રત્યક્ષ અને અનુમાન એ પ્રમાણોને અવકાશ છે. હેતુને ન્યાયદર્શનની જેમ પંચાવયવી ન માનતાં ત્રિઅવયવી સ્વીકારે છે. આ રીતે નૈયાયિકદર્શનની તત્ત્વવિવેચના સુંદર હોવાથી જેટલું તેમાં તર્કવાદનું મહત્ત્વભર્યું સ્થ ન છે તેટલું સત્કર્મવિધાનનું નથી. જ્યાં તર્ક હોય છે ત્યાં ખંડનાત્મક પ્રવૃત્તિનું વલણ વિશેષ હોય એ સ્વાભાવિક છે.

### નૈયાયિક-દર્શન

આ દર્શનમાં સંક્ષિપ્ત રૂપે સાત પદાર્થો અને વિસ્તૃતરૂપે જે સોળ તત્ત્વોનું નિરૂપણ છે તે ક્રમશઃ આ પ્રમાણે છેઃ—(૧) દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ તથા (૨) પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દષ્ટાન્ત, સિદ્ધાન્ત, અવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતણ્ડા, હેત્વાભાસ, છલ, જાતિ અને નિગ્રહસ્થાન. એ યોગવેદાંતની જેમ એકત્વરૂપે નહિ પણ જૈન દર્શનની જેમ બહુત્વ-રૂપે સ્વીકાર કરે છે. આત્મા એને સ્વીકાર્ય છે. એ ઇશ્વરને માને છે પણ એ ઈશ્વરને માને છે એથી રખે કોઈ એ ઇશ્વરને કર્તા હતો માની લે! ન્યાયદર્શન ઈશ્વર પર કર્તૃત્વનું આરોપણ કરતાં અચકાય છે. કારણ કે તેમ કરવાથી એ ઈશ્વરમાં સામાન્ય જીવો જેવી રાગેચ્છા આરોપિત થવાનો ભય લાગે છે. એ એમ માને છે કે પ્રત્યેક જીવોનાં જેવાં અદૃષ્ટ (કર્મ) હોય તે પ્રમાણે એમની ઈશ્વર માત્ર ફળયોજના કરી આપે છે. કારણ કે જગતની સમર્થ શક્તિમત્તાની ચાવી એમના એકના જ હાથમાં છે. એ રીતે એ કર્મના નિયમને માને છે પણ એ નિયમને સ્વતંત્રતા નથી સોંપતા. એમને પ્રત્યક્ષ તથા [૧]પંચાવયવથી અનુ-માન ઉપરાંત ઉપમાન અને આગળ પ્રમાણ પણ માન્ય છે અને પ્રત્યેક જીવોની પૃથક્ પૃથક્ કર્મમુક્તિ પણ એને સ્વીકાર્ય છે. મોક્ષમાં ગયેલા આત્માઓ પુનરાગમન નથી કરી શકતા એવા જૈન મન્તવ્યનું એ બહુ સુંદર યુક્તિપૂર્વક પ્રતિપાદન કરી બીજા દર્શનોના તદ્દવિરુદ્ધ મન્તવ્યનું નિરસન કરે છે.

### વૈશેષિક-દર્શન

વૈશેષિક દર્શનમાં અભાવ જેવા પદાર્થનું અતિરિક્ત તત્ત્વ તરીકે સ્વીકાર નથી. વસ્તુની અપ્રાપ્તિ એ જ અભાવ જેવો પદાર્થ હોય એમને

---

[૧] અનુમાનના પાંચ અવયવોનાં નામ આ પ્રમાણે છેઃ– પ્રતિજ્ઞા, હેતુ, દૃષ્ટાંત, ઉપનય અને નિગમન. દા. ત. (૧) આ પર્વત અગ્નિવાળો છે. (૨) કારણ કે ત્યાં ધૂમ છે. (૩) જેમ કે રસોઇઘરમાં ધૂમ છે. (૪) જ્યાં જ્યાં ધૂમ છે ત્યાં ત્યાં અગ્નિ છે. (૫) એમ રસોઇઘરમાં ધૂમ છે તો ત્યાં અગ્નિ પણ છે. એ જ પ્રમાણે સર્વત્ર.

અસંભવિત લાગે છે. બાકીની માન્યતાઓ નૈયાયિક મતને મળતી જ છે એમ કહી શકાય. સાંખ્ય દર્શનમાં સેશ્વરવાદી અને નિરીશ્વરવાદી એવી બે શાખા છે. સાંખ્ય દર્શન પણ જીવો અનેક છે એમ વદી વેદાંત માંહિના અદ્વૈતવાદનું કઠોર ખંડન કરે છે.

### સાંખ્ય-દર્શન

સાંખ્યે દર્શનમાં જીવ અને પ્રકૃતિ એવાં બે મૂળ તત્ત્વો છે. સાંખ્ય દર્શન આત્માને જૈન દર્શનની જેમ પરિણામી ન માનતાં કૂટસ્થ નિત્ય તરીકે સ્વીકારે છે. આત્માને કર્તા કે ભોક્તા તરીકે સ્વીકારવામાં એ આપત્તિ સમજે છે તોય પ્રકૃતિજન્ય બુદ્ધિમાં 'હું' પણાના આરોપથી એ આત્મા પર કર્મોની અસર થાય છે. જન્મ, જરા, વ્યાધિ અને મૃત્યુની અવસ્થાઓ આરોપિત થાય છે એમ તો એને માનવું જ પડે છે એટલે પુરુષ અને પ્રકૃતિ જેવા બન્ને સ્વતંત્ર અને નિત્ય તત્ત્વો માનવા છતાં—

**प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।**
**अहंकारविमूढात्मा कर्ताऽहमिति मन्यते—मुक्तावलि.**

પ્રકૃતિના ગુણોથી કરાતાં કર્મોને અહંકારથી વિમૂઢ થયેલો આત્મા પોતે કશું કરતો નથી છતાં હું કરું છું એમ માને છે. એ અજ્ઞાનનો નાશ થઈ જાય, એટલે તુરત જ મોક્ષ. પણ એ કેવળ કહેવાથી મળી જતો નથી એટલે ત્રિગુણાતીત થવા માટે સત્કર્મોનું નિદર્શન કરવું પડે છે. પણ એની પૂર્ણ પૂર્તિ તો યોગદર્શનથી જ થાય છે.

સાંખ્ય દર્શનનો ભારતીય દર્શનો પર અપૂર્વ ઉપકાર છે એમ કહ્યા વિના નહિ ચાલે. પ્રાચીનકાળના જૈન અને બૌદ્ધધર્મના ઉગમ પછી મધ્યમ યુગમાં એણે દર્શનનું પાયારોપણ કર્યું છે એમ કહેવું જરાએ અયુક્ત નથી. જૈન દર્શન સાથે આ દર્શનનો મૌલિક મતભેદ હોવા છતાં સારાં સારાં સાધકોને એટલું એનું તત્ત્વસામ્ય દેખાય છે. પ્રકૃતિ પોતે વિકારી નથી, એ અવ્યક્ત છે.

[1]રજોગુણ, સત્ત્વગુણ અને તમોગુણ એ ત્રણે ગુણોનું બળ એકબીજાને સંપૂર્ણપણે મારીને સામ્યાવસ્થામાં રહ્યું હોય એવું કલ્પનાગમ્ય તત્ત્વ એ જ પ્રકૃતિમાંય મહત્ કે બુદ્ધિ જે કહો તે જન્મે છે. અને બુદ્ધિ જન્મીને પછી અહંકાર થાય છે, અહંકાર એટલે બાહ્ય પદાર્થોમાં આત્માનું આરોપિત થઈ જવું. આઘાત સામે ટકી રહેવાની અને આઘાતની સામે પ્રત્યાઘાત કરવાની શક્તિ એ જ અહંકારનું લક્ષણ છે.

અહંકારને લઈને જ પાંચ [2]જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો તથા મન એ અગિયાર તત્ત્વો શબ્દાદિ પાંચ વિષયોમાં પ્રવૃત્ત થાય છે. એ વિષયોની આશ્રયભૂત જે પાંચ, તનમાત્રાઓ હોય છે એને આકાશ, વાયુ, તેજ, જળ, અને પૃથ્વી રૂપે પાંચ મહાભૂતો કહેવામાં આવે છે. એ રીતે આ ચોવીશ તત્ત્વોને લઈને એ પુરુષનું લિંગ શરીર અને સ્થૂલ શરીર યોજાય છે. એનાથી એને મુક્ત કરવા માટે સાધના આવશ્યક છે. આ થઈ સાંખ્યદર્શનની સંક્ષિપ્ત મીમાંસા. સાંખ્ય અને યોગ બન્નેને દર્શનના પ્રત્યક્ષ, અનુમાન અને આગમ, એ ત્રણ પ્રમાણો માન્ય છે.

### યોગ–દર્શન

યોગદર્શનને સાંખ્ય–દર્શનની જ પૂર્તિ તરીકે માનીએ તો એ વધુ સુસંગત ગણાય. એથી જ શ્રી હરિભદ્રસૂરિજીએ સાંખ્યથી એને પૃથક્ નથી સ્વીકાર્યું.

---

૧. સાંખ્ય સિદ્ધાંતથી ઘણા ખરા સાધકો પરિચિત જ હશે. એમણે વધુ સ્પષ્ટ અને વ્યવહારસમજવો હોય અને સંસ્કૃતાદિ ભાષાનો અભ્યાસ ન હોય તો એમણે 'જીવન-શોધન'માં જોવું. એમાં શ્રી કિશોરભાઈએ પરંપરાપ્રમાણને તર્કગમ્ય અને વ્યવહારુ બનાવવાનો પ્રયાસ ઠીકઠીક કર્યો છે.

૨ સ્પર્શન, રસન, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર એ પાંચ જ્ઞાનેન્દ્રિયો અને વાણી, પગ, હાથ, ગુદા અને ઉપસ્થ એ પાંચ કર્મેન્દ્રિયો કહેવાય છે.

યોગદર્શન સાંખ્ય તત્ત્વોને અને વેદાંતના મૌલિક તત્ત્વોને પણ માને છે; માત્ર ફેર એટલો કે સાંખ્ય દર્શનનો તત્ત્વચિંતન એ પ્રધાન વિષય છે. તત્ત્વોની સ્વીકૃતિ કે અનાદર માટે યુક્તિવાદનું મહત્ત્વ છે. એ ભાંજગડ યોગદર્શનમાં નથી, પણ આથી યોગ દર્શનમાં સ્વતંત્ર તત્ત્વ જેવું કશું નથી એવું કોઈ ન સમજી બેસે. યોગદર્શનમાં પણ ચારિત્ર્ય–મીમાંસાને વર્ણવના તત્ત્વો છે. બૌદ્ધ દર્શનના ચાર આર્ય-સત્યોની જેમ એ પણ સાંખ્યાભિમત હેય, હેયહેતુ, હાન, અને હાનોપાય એ ચતુર્વ્યુહને સ્વીકારે છે, પણ એ તત્ત્વોનું જે ક્રિયાત્મક અને સહેતુ સ્વરૂપ સાંખ્યદર્શન નથી આપતું તે યોગ દર્શન આપે છે. ચિત્તમલીનતા ત્યાજ્ય છે તો એના ઉપાયો શા ? અને એ કઈ રીતિએ યોજવા ? એ ક્રિયા જ યોગદર્શનનો જ પાયો છે.

યોગદર્શન ચિત્તવૃત્તિનિરોધનું મંડાણ કરી એ નિરોધને લગતી જ વસ્તુ ચર્ચે છે. ચિત્તવૃત્તિઓના વિવિધ આકારો અને પ્રકારો વર્ણવી એનો અષ્ટાંગ માર્ગ પણ યોજી દે છે. સાધક વર્ગને અહીં બહુમૂલી સામગ્રી સાંપડે છે. એથી જ એનું નામ સુદ્ધાં સાધક-દુનિયામાં આકર્ષક નીવડયું છે. એ પ્રણાલિકાના સંક્ષિપ્ત વર્ણન માટે આ જ પુસ્તકમાં જુઓ ૯ મું અધ્યયન ૪ થો ઉદ્દેશો. સૂત્ર નં.      ની નોંધ.

### પૂર્વ મીમાંસા

પૂર્વમીમાંસાના પ્રણેતા દર્શનકારો, જૈમિનિ મુનિને વર્ણવે છે. જૈમિનિ મુનિની માન્યતા એ છે કે પ્રત્યક્ષ એવો કોઈ સર્વજ્ઞ દેવ દેખાતો નથી કે જેનું વચન પ્રમાણભૂત ગણી શકાય. માટે વેદવાક્યો-ને જ પ્રમાણ માની વેદપાઠ કરો. એ દ્વારા કામ્ય એવું સ્વર્ગ પ્રાપ્ત થઈ શકશે. આ રીતે એ દર્શનની મર્યાદા વેદનાં વાકયોને ઈશ્વરના વાકય જવું સ્વીકારતી થઈ ગઈ પણ પરબ્રહ્મની વિચારણાને સ્થાન ન મળ્યું.

યજ્ઞાદિ નિમિત્તે હિંસાના ભૂતપૂજા, બાહ્યસ્નાનનું માહાત્મ્ય અને એવા અનેકાનેક જટિલ કર્મકાંડોનો મોહ આ માન્યતાનાં વિકૃત રૂપો છે

કે જેનો લગભગ પ્રત્યેક દર્શનોએ અકાટ્ય પ્રમાણોથી સણસણતો વિરોધ કરી એ માન્યતાનાં મૂળ જ હલમલાવી નાખ્યાં છે—એવો દાર્શનિકોનો મત છે.

પૂર્વમીમાંસા પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, આગમ, અર્થાપત્તિ અને અભાવ એમ ૭ પ્રમાણોને સ્વીકારે છે. ન્યાયદર્શનમાં અભાવ નામના એક અતિરિક્ત પદાર્થ મનાયો છે એનો એણે પ્રમાણ તરીકે સ્વીકાર કર્યો છે.

જૈમિનિ મુનિ કર્મને સ્વીકારે છે પણ ત્યાં કર્મવાદની સ્પષ્ટપણે સ્વીકૃતિ નથી કારણ કે કર્મની સાથે ચોક્કસ ફળનો નિશ્ચિત સબંધ માનવો જોઈએ એ ત્યાં નથી. એટલે જ બુદ્ધિવાદના વિકાસ પછી બાદરાયણ નામના વેદાંતી મુનિએ જૈમિનિના કર્મકાંડોની જાળને હટાવી એ સ્થળે નિશ્ચયાત્મવાદનો સદોદિત પ્રકાશ ફેલાવ્યો છે. વેદાંત તરીકે અત્યારે જેને આપણે ઓળખીએ છીએ એ આ દેવર્ષિનો જ વારસો છે.

વેદાન્તમાં "ब्रह्म सत्यं जगन्मिथ्या तमेव विदित्वाऽति मृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय सत्यं ज्ञानमनन्तं ब्रह्म, एकमेवाद्वितीयं ब्रह्म, प्रज्ञानं ब्रह्म, आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कदाचन"—श्रुति-वेदान्त.
એવાં મધુર સૂક્તો છે કે જે બ્રહ્મના એકત્વ અને ફૂટસ્થનિત્યત્વ સૂચક છે.

એ એમ માને છે કેઃ—

एक एव हि जीवात्मा भूते भूते व्यवस्थितः ।
एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥ श्रुति ।

આ આત્મા એક જ છે પણ ભિન્ન ભિન્ન પ્રકારના જીવોમાં એ પ્રતિબિંબિત થાય છે. બહાર જે દેખાય છે તે સદ્‌વસ્તુ નથી, ભ્રાન્તિ માત્ર છે. આને [1]વિશ્વદેવવાદ તરીકે પણ ઓળખવામાં આવે છે. પણ આ માન્યતા કર્મવાદના સિદ્ધાંત પછી ફીકી પડવા લાગી. એક જ

[1] પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં આ વાદને 'પાનથીઝમ' તરીકે શ્રી હરિસન ભટ્ટાચાર્યજીએ ઓળખાવ્યો છે.

પદાર્થથી વ્યક્ત થતાં પૃથક્ પૃથક્ જીવોના ભિન્ન ભિન્ન સુખદુઃખ સ્પષ્ટ અનુભવાય છે. આટલી વિવિધતા એક કારણથી ઉત્પન્ન થતા કાર્યમાંથી ન જ સંભવે.

આત્મા જો કૂટસ્થ નિત્ય જ હોય તો આ વિકૃતિનુંય ભાજન કેમ બની શકે? એ માન્યતા પછી સગુણ:અને નિર્ગુણ એવા બ્રહ્મના બે ભેદો થયા.

બાદરાયણે પછી વેદાંતની એ માન્યતાને શ્રી કુમારિલ ભટ્ટે અને ખાસ કરીને શ્રીમાન [1]શંકરાચાર્યે તર્કદ્વારા ઓપ ચડાવ્યો. અને વેદાંતના ઈશ્વરીય એકત્વ પછી શૈથિલ્ય આવી પુનઃ કર્મકાંડનું જે જોર વ્યાપી ગયું હતું અને કાપાલિક અને ક્ષપણક જેવા પાખંડી મતો જનતા પર આરૂઢ થયા હતાં, એમને પ્રતિથી જેવા બનાવીને વેદાંતની પ્રનિષ્ટા એમણે ઉજ્જ્વલ કરી. વેદાંતના એ શાંકરમતના કેવલાદ્વૈત પછી નિંબાર્કના (દ્વૈતાદ્વૈત) સ્વાભાવિક ભેદાભેદ અને ભાસ્કરના ઔપાધિક ભેદાભેદ પછી શ્રી રામાનુજાચાર્ય અને શ્રીકંઠના વિશિષ્ટાદ્વૈત પછી શ્રી વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈતની સ્થાપના થઈ છે અને ત્યારબાદ સત્તરમા સૈકાના મધ્યાન્હમાં થયેલા શ્રી માધ્વાચાર્યજીએ દ્વૈતવાદનો પ્રચાર કર્યો છે.

[1]વિશિષ્ટાદ્વૈતમાં બ્રહ્મ, જીવ અને માયા એ ત્રણ તત્ત્વોનો સ્વતંત્ર અને અનાદિ તરીકે સ્વીકાર છે. પણ એટલો ફેર કે બ્રહ્મ અને રૂએ બન્નેનો શરીર અને શરીરી એવો સંબંધ તો ખરો જ.

શુદ્ધદ્વૈતમાં તત્ત્વરૂપે ત્રણેનો સ્વીકાર છે પણ બ્રહ્મ જ નિત્ય છે. અને બાકીના બે તત્ત્વો કેવળ વિનોદ અર્થે જ નિર્માયા છે એવી માન્યતા

૧ શ્રી કિશોરભાઈનો મત એ છે કે ગીતામાં વર્ણવાયેલા મતની વિશિષ્ટાદ્વૈત સાથે તુલના થઈ શકે તેમ છે.

૨ શ્રીમાન શંકરાચાર્યનો કાળ વિક્રમ સંવત ૭૮૯ થી ૮૨૦, નિંબાર્ક ૬૬૦, ભાસ્કરાચાર્ય ૧૦૦૦, રામાનુજ ૧૦૧૭, શ્રીકંઠ ૧૧૮૯, વલ્લભાચાર્ય ૧૪૭૯થી ૧૫૩૦, માધ્વાચાર્ય ૧૬૫૦.

છે અને દ્વૈતમાં તો બન્ને તત્ત્વોનો સ્વતંત્ર અને પૃથક્‌રૂપે સ્પષ્ટ સ્વીકાર છે.

### લોકાયતદર્શન

ચાર્વાક મુનિનુ દર્શન એજ લોકાયત દર્શન. એને નાસ્તિકવાદ ગણો, જડવાદ ગણો, ભૌતિકવાદ ગણો કે જે ગણો તે એ છે.

ભારતવર્ષમાં વૈદિક કર્મકાંડે જે હત્યાકાંડ અને સત્તાવાદની ધૂન મચાવી હતી, એની સાથે એટલા જ પ્રબળ પ્રત્યાઘાતની આવશ્યકતા હતી. એ વખતના સંસ્કારી પુરુષો તો લોકસંગથી દૂર થઈ અરણ્યમાં એકાંતવાસ સ્વીકારતા એટલે પ્રજાની પીડા ટાળે એવી સંસ્કૃતિની ખોટ જેમને તેમ રહેતી. ચાર્વાક મુનિએ એ પુરી પાડી.

યજનથી પરલોકમાં કામ્ય એવું સ્વર્ગ મળે છે એ માન્યતાને નિર્મૂળ કરવા ખાતર એમણે પરલોકને પધરાવી દીધો. પછી પાપ અને પુણ્ય હોય જ શાનાં? પણ એ સંસ્કૃતિનું પરિણામ બહુ જ કપરું આવ્યું. પાછળના મનુષ્યોએ એ માન્યતાની પાછળનો આશય ન સમજતાં કેવળ સ્વેચ્છાચાર અને અનાચાર પોષ્યાં.

ભારતવર્ષમાં વામાદિ પંથના પ્રવર્તન આ બીજના વૃક્ષમાંથી પાકેલા ઝેરી ફળો છે એવો કેટલાક વિદ્વાનોનો મત છે. પાશ્ચાત્ય સંસ્કૃતિ અને જડ વિજ્ઞાનમાં આ સંસ્કૃતિના પ્રતિબિંબો દેખાય છે ખરાં, જો કે હવે તો યુરોપિય તત્ત્વજ્ઞાનો પણ આત્મવાદ અને કર્મવાદને સ્વીકારતાં થઈ ગયાં છે અને ઘણાય પાશ્ચાત્ય પ્રદેશોમાં એ સંસ્કૃતિના વાવેતરનું અનુકૂળ વાતાવરણ પણ પેદા થતું જાય છે પરન્તુ તોય એનો સાર્વત્રિક પ્રચાર જોવા હજુ થોભવું પડશે.

### જૈન દર્શન

જૈન સંસ્કૃતિને દર્શન તરીકે સ્વીકારવાની જેમની ઇચ્છા હોય એમણે દર્શનનું મંડાણ યુક્તિવાદ પર હોઈ ખંડન કરવું એ જ દર્શનનું ધ્યેય હોઈ શકે એ માન્યતાને જૈન દર્શન સ્વીકારતી નથી, એટલું યાદ રાખવી પડશે. કારણ કે જૈન દર્શન એમ માને છે કે સત્યના મંડનથી

અસત્યનું ખંડન સહેજે થઈ જાય છે એથી ખંડનાત્મક પ્રવૃત્તિને બદલે ઊલટું એ મંડનાત્મક પ્રવૃત્તિ સર્વ દર્શનોના સત્ય અંશોને વિકસાવે છે અને બધા દર્શનો વચ્ચે સહકાર સાધી આપવાનો પ્રયત્ન કરે છે.

જૈમિનિના કર્મકાંડોય એમને માન્ય છે પણ એ એટલું જ કહે છે કે યજ્ઞમાં જે હવિ હોમવાનું છે તે બહાર નથી. એ કહે છે કેઃ—

**तवो जोई जीवो जोइट्ठाणं, जोगा सुया सरीरं कारिसंगं।**
**कम्मेहा संजमजोगसंती, होमं हुणामि इसिणा पसत्थं ॥**

—उ॰ अ॰ १२

જે યજ્ઞમાં તપરૂપ અગ્નિ છે, જીવાત્મા અગ્નિનું સ્થાન છે, મન, વચન અને કાયાની એકવાકયતા રૂપ કડછી છે, શરીરરૂપ સુંદર યજ્ઞવેદિકા છે, કર્મરૂપી ઇંધન છે અને સંયમરૂપી શાન્તિમંત્ર છે એ પ્રશસ્ત ચારિત્રરૂપ ભાવયજ્ઞને કરો કે જે યજ્ઞને મહર્ષિજનોએ ઉત્તર ગણ્યો છે.

સારાંશ એ છે કે જૈનદર્શન સૌ કોઈની માન્યતાનો સદ્દ્દેશ બતાવે છે વળી એ કોઈ ધર્મનાં શાસ્ત્રો ખોટાં છે એમ નથી કહેતું. એ તો એમ કહે છે કે જોનારની દૃષ્ટિ ખોટી છે એથી ખોટું દેખાય છે. માટે દૃષ્ટિને સમ્યક્ કરો.

**"सम्मादिट्ठिस्स सम्मसुयं मिच्छादिट्ठिस्स मिच्छासुयं ॥"**

-नंदीसूत्र

જેની દૃષ્ટિ સમ્યક્ છે એને સમ્યક્રૂપે પરિણમશે અને જેની દૃષ્ટિ મિથ્યા છે એને સમ્યક્શ્રુત પણ મિથ્યારૂપે પરિણમશે. માટે સમ્યંક્દૃષ્ટિ બનો. એ સારુ જ એ કેવળ સત્યની આરાધના કરવાનું કહે છે. એની પૂજા અને ઉપાસનામાંયે સદ્ગુણોનું કેન્દ્ર છે. અને ભક્તિ પણ પૂર્ણ ત્યાગમાં જુએ છે.

જૈન દર્શનમાં જીવ અને અજીવ બન્ને તત્ત્વોનો સ્વીકાર છે. સાંખ્યની જેમ જીવોની અનંતતાને એ સ્વીકારે છે પણ એ બૌદ્ધ દર્શનની જેમ એકાંત અનિત્ય કે સાંખ્ય કે વેદાંતની જેમ એકાંત

કૂટસ્થ નિત્ય તરીકે નથી સ્વીકારતું. એ જીવ અને અજીવ બન્નેને[1] પરિણામ નિત્ય માને છે.

સાંખ્યનો આત્મા નિત્ય હોઈ એને જન્મમરણ કેમ સંભવે? એટલે જન્મમરણની અસર સ્વીકારતાં એ અચકાયે છે અને આત્માને કૂટસ્થ નિત્ય માની પ્રકૃતિજન્ય મહત્તની આ બધી લીલા છે એમ કહે છે. જ્યારે ચાર્વાક આત્માને પ્રત્યક્ષ દેખવાથી આત્માનોજ અસ્વી-કરે છે અને પંચમહાભૂતમાંથી એક નવીન શક્તિ જાગે છે તે દેહ નષ્ટ થતાં વિલય પામે છે એમ કહે છે. જૈન દર્શન એ આપત્તિને દૂર કરે છે.

જે વસ્તુ જેમાંથી થાય એ એના જ ગુણોથી યુક્ત હોય છે. ચેતન-શક્તિ જડમાંથી ન જન્મે, એ તો ચેતનમાંથી જ જન્મે. રસાયણિક મિશ્રણથી નવી વસ્તુ ઉત્પન્ન થતી દેખાય છે ત્યાંય આ નિયમ લાગુ પડે છે. અને વસ્તુતઃ તો જે કંઈ જન્મતું કે નષ્ટ થતું દેખાય છે તે વસ્તુનું પરિવર્તન માત્ર છે. પદાર્થ માત્ર સત્ છે પછી એ જીવ હો કે અજીવ હો. પરંતુ નિમિત્ત મળતાં પરપ્રેરણા કે સ્વપ્રેરણાથી એમાંય પરિવર્તન સંભવે છે. એથી જ 'उववन्ने वा धुवे वाः विन्ने वा' ઉત્પત્તિ સ્થિતિ અને લય એ સતનું લક્ષણ બની રહે છે.

આથી જીવ અને અજીવ બન્ને પરિવર્તન પામતાં છતાં એમનું પોતાનું મૂળ સ્વરૂપ તો સ્થાયી અને અખંડ જ રહે છે. લય પામવાની ક્રિયા તો જન્મ ધારવાની ક્રિયાનું માત્ર રૂપ જ છે.

જેમ હાઈડ્રોજન અને ઓક્સીજન મિશ્ર થતાં એનું જલરૂપે પરિણમન થાય છે અને પાછું એ ઉષ્ણ થતાં વરાળરૂપે પરિણમે છે તેમ અજીવ અને જીવનું ગતિચક્ર ચાલ્યા કરે છે.

---

(૧) અનેક ફેરફારો થવા છતાં એટલે કે જન્મ, યૌવન, જરા, મરણ ઇત્યાદિ અવસ્થાઓમાં પલટવા છતાં આત્મા જરાય ફેરફાર પામતો નથી. અર્થાત્ તે કૂટસ્થ નિત્ય છે એવી વેદાંત અને સાંખ્યની માન્યતા છે. આત્મા પોતાના મૂળ સ્વરૂપને ત્રણે કાળમાં કર્માદિ નિમિત્તદ્વારા થતાં ફેરફારોને અંગીકૃત કરે છે, એ પરિણામી નિત્ય છે.

ઘણીવાર એમાં મૂળ તત્ત્વ શું છે? એમ પણ સમજાય તોયે કારણ વિના કાર્ય સંભવે નહિ એ સામાન્ય નિયમ હોઈ એનો સ્વીકાર કરવો જ પડે છે.

**नो इंदियगेज्झ अमुत्तभावा, अमुत्तभावा वि य होइ णिच्चो।**
**अज्झत्थहेउं नियरस्स बंधो, संसारहेउं च वयन्ति बंधं ॥**
—उ० अ० १४

આ શ્લોક કહી સાંખ્ય, વેદાંત અને ચાર્વાક એ ત્રણે દર્શનોનું સમાધાન કરે છે. એ કહે છે કે આત્મા અમૂર્ત છે. એટલે એ મૂર્ત ઇન્દ્રિયોથી પ્રત્યક્ષ ન થઈ શકે એ સ્વાભાવિક છે છતાં એનું વેદન તો છે જ.

જે સુખ, દુઃખનું જ્ઞાન શરીરમાં અભિવ્યક્ત કરે છે, શરીર, ઇન્દ્રિયો અને મન ઉપર પણ જે કાબુ ધરાવે છે તે આત્મા છે, તો એ અમૂર્ત હોવાથી જ નિત્ય છે. પણ અહીં સાંખ્ય પ્રશ્ન કરે છે નિત્યને બંધન શાં? એના ઉત્તરમાં એ વદે છે કે કર્મના સંગથી એની અસર જીવ પર પડે છે એટલે એને પણ બંધન થાય છે. પણ એ બંધન નિત્ય સમવેત ન હોવાથી પ્રયત્નોથી છૂટી પણ શકે છે. બાકી મને દુઃખ થાય છે, તને સુખ થાય છે, એવું વેદન આત્માનું સ્પષ્ટ રીતે હોવા છતાં એને કેવળ ભ્રાન્તિ કે માયા માનવી એ તર્કગમ્ય વસ્તુ નથી. અહીં સાંખ્ય દર્શન આ બધું જોખમ બિચારી બુદ્ધિ પર નાખે છે. જૈનદર્શન કહે છે કે એ બુદ્ધિ પોતે ચેતના છે કે અચેતના? જો એને અચેતન માનો તો જાણવું કે એ જડનો સ્વભાવ જ નથી અને ચેતનયુક્ત ગણો તો પ્રકૃતિ પોતે જડ હોઈ એમાંથી જન્મતું તત્ત્વ ચેતનવંત હોય તો એ વિશ્વનિયમને બાધિત કરે છે. એટલે બુદ્ધિમાં ચેતનનાં અંશો જણાય છે એ આત્માનાં જ કિરણો છે; એમ કહ્યા વિના ન ચાલે. અને જો એમ જ હોય તો આત્માય જડના સંસર્ગથી, 'હું સુખી છું, હું દુઃખી છું, મરી જાઉં છું, જન્મું છું, એવું બોલે છે' અને વેદે છે એમ માનવું રહ્યું. આ દષ્ટિબિંદુથી જ જીવ અને અજીવ બન્ને પરિણામી નિત્ય છે. તે ફૂટસ્થ નિત્ય પણ નથી, તેમ એકાંત ·અનિત્ય

પણ નથી. જગતની કોઈ પણ વસ્તુ સર્વાંગ નષ્ટ થતી જ નથી. એનું પરિવર્તન જ માત્ર થાય છે.

એના કર્મવાદની પ્રરૂપના એટલી તો સ્પષ્ટ, વિસ્તૃત અને અકાટ્ય યુક્તિપૂર્ણ છે કે એનો આશ્રય લઈ કોઈપણ દર્શન આશ્વાસન મેળવી શકે છે.

## જૈનદર્શનનો કર્મવાદ

સાંખ્યના એક વિભાગને કર્મફળના દાતા તરીકે ઈશ્વરની સ્વીકૃતિ કરવી જ પડી. વેદાંતને પણ બ્રહ્મના નિર્ગુણ અને સગુણ એવા ભેદો પાડી સગુણ બ્રહ્મની કલ્પના કરીને અવતારવાદને આદર આપવો પડ્યો અને ઉત્પત્તિ, સ્થિતિ તથા લયાત્મક નિસર્ગતાને રૂપક આપવા જતાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ જેવા સ્પષ્ટ દેવો અને એમનાં વિવિધ પૂજનો પણ શરૂ થઈ ગયાં; જો કે નૈયાયિક અને વૈશેષિક એથી અલગ રહ્યાં, પણ એમનેય ઈશ્વર ઉપર કર્તૃત્વનો નહિ તોય પ્રેરકતાનો આરોપ તો કરવો જ પડ્યો. એ આખી ભાંજગડને જૈનદર્શનના કર્મવાદે ઉકેલી દીધી. એણે કહ્યું કે જેમ ઝેરમાં ઇચ્છાશક્તિ ન હોવા છતાં ઝેર પીનારને એની અસર થાય છે, કારણકે ઝેરમાં મરણશક્તિનો ગુણ છે. એનું પ્રતિકારક બળ ન મળે તો એનો એ ભાવ ભજવે જ, કારણકે એ એનો સ્વભાવ છે. તેમ કર્મ પોતે જડ હોવા છતાં જીવમાં રહેલા રાગદ્વેષવશાત્ એ કર્મપુદ્ગલો પોતે જ જીવમાં આશ્રય પામે છે, અને એની અસર થાય છે. એની વચ્ચે બીજી કોઈ શક્તિ કે ઈશ્વરને આવવાની આવશ્યકતા નથી.

## જૈનદર્શન અને ઈશ્વરવાદ

પણ આથી એ ઈશ્વરતત્ત્વને નથી સ્વીકારતું એમ પણ નથી. એ ઈશ્વરતત્ત્વને સ્વીકારે છે એટલું જ નહિ પણ જગતના સુયોગ્ય એવા બધા જીવોને ઈશ્વરત્વ પામવાનો અધિકાર છે એમ કહે છે. પણ એ

ઈશ્વરને સંસારની વ્યવસ્થાની ભાંજગડમાં પાડવા એને અભીષ્ટ નથી.[1]

જૈનદર્શનમાં જે પોતાના કામક્રોધાદિ ષડ્‌રિપુઓ કે ક્રોધાદિ ચાર કષાયોનો સંપૂર્ણ નાશ કરે એને સૌને-એ ઈશ્વર માને છે—પછી એનું નામ ગમે તે હો. એની સામે વિવાદ નથી. જેમકે શ્રી હેમચંદ્રાચાર્યે કહ્યું છે કે :—

સંભવતાં ન હોઈ કોઈ જીવને એ કશું કરતા નથી. એને તો પાપી અને પુણ્યશાળી બન્ને સરખા છે, કારણ કે એ માને છે કે પાપ અને પુણ્ય ઉપાધિજન્ય છે. અને એ ઉપાધિ બીજું કોઈ દૂર ન કરી શકે એને એ પોતે જ દૂર કરી શકે. "अप्पा कत्ता विकत्ता य" અર્થાત્ આત્મા જ સુખ દુઃખનો કર્તા અને વિનાશક છે. ઈશ્વરની પૂજા, ઉપાસના પણ કોઈ પ્રકારના લાભ સારુ નહિ માત્ર એમના ગુણોનું જીવનમાં સ્થાન મળે એ સારું યોજે છે. એની સાધના—પ્રણાલિકા એ જ જાતની ગુણપૂજા ઉપર નિર્ભર છે.[1]

## ज्ञानक्रियाभ्यां मोक्षः ।

યોગદર્શનમાં જેમ ક્રિયા—પરાયણતાનું મહત્ત્વ છે તેમ જૈનદર્શનમાં ક્રિયાપરાયણતાનું મહત્ત્વ છે. એની સાધના-પ્રણાલિકા ગૃહસ્થ કે ત્યાગી કોઈ પણ સાધક જીવન—વ્યવહારમાં રહેવા છતાં સાધી શકે એવી સહજ અને સરળ છે. યોગવિદ્યાની પ્રાપ્તિ માટે આસનો તથા પ્રાણાયામાદિના જે કઠિન પ્રયોગો કરવા પડે છે તેવા કઠિન પ્રયોગો એ નથી બતાવતું. યોગદર્શનમાં જેમ ચિત્તશુદ્ધિનું મહત્ત્વ છે તેમ એ પણ ચિત્તશુદ્ધિને મહત્ત્વ આપે છે પણ ચિત્તશુદ્ધિ માટે વૃત્તિ પરની આસક્તિ નરમ પડે એવા ઉપાયો એને માન્ય છે અને એથી એ પ્રથમ પદ તો જ્ઞાનને જ આપે છે. જ્ઞાન એ પુસ્તકોમાં નથી, એ તો સાધન છે. જ્ઞાન તો આત્મામાં જ છે. પુસ્તકો એ બધા બાહ્ય

---

[1] એ સાધ્ય તરીકે સત્ય અને સાધન તરીકે અહિંસા સ્વીકારે છે. જૈનધર્મની અહિંસાની વ્યાખ્યા માત્ર હિંસા ન કરવી એટલી જ નથી પણ સ્વકૃત કે પરકૃત કે અનુમોદિત કોઈ પણ પ્રકારની હિંસામાં એ અધર્મ સમજે છે અને મન, વાણી, અને કર્મથી મુક્ત રહેવા માટે અર્થાત્ અહિંસા ને યથાશક્ય વ્યવહારિક બનાવવા માટે ગૃહસ્થ સાધકને પણ મર્યાદિત બ્રહ્મચર્ય, અપરિગ્રહ, સત્ય વચન, સરળ કાર્ગણ્ય, અસ્તેય, દયા, કર્મમર્યાદા, ચિંતન, દાનાદિ વ્રતો તથા મર્યાદિત તપશ્ચરણાદિ કરવાનું કહે છે. જુઓ ઉપાસકદશાંગાદિ સૂત્ર—આ સૂત્રમાંય સાધકની મર્યાદા આવેલી હોઈ અહિં વિસ્તાર કરવો પ્રસ્તુત ધારતો નથી.

પદાર્થો જ છે. પહેલાં જ્ઞાન અને પછી ક્રિયા. પણ ક્રિયાઓનું મહત્ત્વ માત્ર એ નિમિત્ત પૂરતું આંકે છે. આથી એના સાહિત્યમાં વિપુલતા છે, વિસ્તૃતતા છે. વિજ્ઞાન, મનોવિજ્ઞાન, પ્રાણવિદ્યા, યોગ, સાહિત્ય, કળા અને ઇતર વ્યવહારોપયોગી પણ અનેક વિષયો છે પણ એનું લક્ષ્ય આત્મવિકાસ સાધવા પુરતું જ છે. અને એ જગતને જાણવાથી આત્મા જણાય છે એમ ન માનતાં, આત્માને જાણવાથી જગતને જાણી શકાય છે એમ માને છે. એ જગતના પદાર્થોને જાણે છે, વેદે છે. છતાં એનું લક્ષ્ય તો એમાંય આત્માભિમુખ જ રહે છે. જે સાધનો આત્મવલણને સાધક ન બનતાં હોય એને એ સાહિત્યિક શાસ્ત્ર ન માનતાં શસ્ત્ર જ સમજે છે.

### લોકવર્ણન

જીવ અને અજીવ મુખ્ય તો એ બે પદાર્થો જ હોવા છતાં જગતમાં જે કંઈ પરિમિતિ, ગતિ અને વ્યવસ્થિતિ દેખાય છે એને માટે એ ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય નામનાં બે તત્ત્વો માને છે. ધર્માસ્તિકાય એ જગતનાં ગતિમાન પદાર્થોનું સહાયક છે અને અધર્માસ્તિકાય જગતના સ્થિતિમાન પદાર્થોનું સહાયક છે. આ સિવાય પ્રત્યેક પદાર્થોનો જેમાં અવકાશ મળે છે તેને આકાશતત્ત્વ માને છે. આકાશના લોકાકાશ અને અલોકાકાશ એવા બે ભેદો છે. તે સિવાય કાળ નામનું એક સ્વતંત્ર તત્ત્વ છે, કે જે પદાર્થો પર થતાં પરિણામ અને વર્તનનું પૃથક્ત્વ સૂચવે છે. ઉપયોગ એ જ જીવનનું લક્ષ્ય હોઈ જીવ સિવાયનાં આ બીજાં તત્ત્વોનો અજીવમાં સમાવેશ થાય છે. આ બધાં બાહ્ય ગુણો છે. બધાં જીવોમાં સામાન્ય રીતે ઉપયોગ, અમૂર્તત્વ, કર્તૃત્વ, ભોક્તૃત્વ, દેહપરિમાણ અને ક્ષાયિક ક્ષયોપશમ, ઉપશમ, ઔદયિક અને પરિણામઆદિ ગુણો છે, જે ભાવો કહેવાય છે. આ રીતે એનું સંક્ષિપ્ત લોકવર્ણન છે.[1]

---

1. આની વધુ સમજ માટે જુઓ ઉત્તરાધ્યયન સૂત્રનો અનુવાદ.

### જીવવિચાર

હવે બીજી વાત એની સંસારી જીવોના સંબંધમાં છે. સંસારી જીવોની ગતિ, સ્થિતિ અને વિકાસની દૃષ્ટિએ આ ભેદો છે. આ સ્થળે તો મુખ્ય અને સંક્ષિપ્ત જ હકીકત આપવાની પ્રસ્તુત ધારું છું. ચેતના વિકાસની દૃષ્ટિએ એના ત્રણ ભેદો છે. પ્રથમ કોટિની પ્રાણસૃષ્ટિ કે જેમાં ખનિજ તત્ત્વો તરીકે ઓળખાતી પૃથ્વી, જલ, તેજો, વાયુ અને વનસ્પતિના જીવો કે જેને જૈનદર્શન એકેન્દ્રિય તરીકે માને છે, એ જીવોની ચેતના કર્મફળની અનુભૂતિ કરે એટલી જ વિકસિત છે, એમ કહી શકાય. બીજી કોટિની ચેતનાવાળા જીવો જેમાં દ્વીન્દ્રિયાદિ, ત્રીન્દ્રિયાદિ, ચતુરિન્દ્રિયાદિ અને અસંજ્ઞી પંચેન્દ્રિયાદિનો સમાવેશ થાય છે. આ જીવોની ચેતના પ્રથમકોટિના જીવો કરતાં કંઈક વિકસિત હોય છે. એ જીવો કર્મના ફળનો અનુભવ તો કરે જ. પણ તે ઉપરાંત કાર્યનો પણ અનુભવ કરે છે. આ કોટિમાં જલમાં ઉત્પન્ન થતી કોડી તથા છીપના જીવો કીડી મંકોડી અને ભ્રમરાદિ તથા અગર્ભોત્પન્ન સંમૂર્છિમ તિર્યંચ તથા માનવાદિનો ક્રમશઃ સમાવેશ થાય છે અને ત્રીજી કોટિના જીવો કે જેમને સંજ્ઞી એટલે વ્યક્ત મનવાળા કહેવામાં આવે છે એ જીવો કર્મફળ અને કર્મફળના અનુભવ ઉપરાંત સ્પષ્ટ જ્ઞાન પણ ધરાવે છે. આ જીવોમાં પશુ, પક્ષી અને માનવસૃષ્ટિનો સમાવેશ થાય છે પણ મનુષ્યોમાં તો એથી પણ સ્પષ્ટ જ્ઞાન Supper Concious (સુપર કોન્સિયસ,) વાણીસામર્થ્ય, સ્વાયત્ત પુરુષાર્થ તથા વિપુલ સામગ્રી હોય છે એ દૃષ્ટિએ ચાર ગતિઓમાં માનવગતિની શ્રેષ્ઠતા વર્ણવે છે.

એ વ્યક્તમનવાળા સંસારી જીવો [2]જ્ઞાનની, [3]ભૂમિકાની અને

---

૨. જ્ઞાનના જાતિ, શ્રુત, અવધિ, મનઃ પર્યાય અને કેવળ એવા પાંચ મુખ્ય અને મતિજ્ઞાનમાં મનોવિજ્ઞાનની દૃષ્ટિએ વિભાગ પુરસ્સર ઊંડાણથી થતાં ૩૩૬ ભેદો કે જેમાં સ્મૃતિ, પ્રજ્ઞા, વિવેકબુદ્ધિ, તર્ક, એકાગ્રતા આદિનો સમાવેશ થાય છે. જ્ઞાનની વિસ્તૃત સમજ માટે નંદીજી સૂત્ર વાંચો.

૩ ભૂમિકાની દૃષ્ટિ એટલે આત્મવિકાસની દૃષ્ટિ, ક્રોધાદિ કષાયોની ન્યૂનતા કે અધિકતાની અપેક્ષાએ ગુણસ્થાનોની શ્રેણિઓ ચૌદ પ્રકારની છે; એના વર્ણન માટે ગુણસ્થાનદ્વારાદિનું વર્ણન જુઓ.

યોનિથી જન્મ ધરવાની દૃષ્ટિએ તથા લિંગભેદની અને સંજ્ઞાભેદની દૃષ્ટિએ એવા એવા ભેદો અનેક પ્રકારના છે એમ માને છે.

### અજીવ-વિચાર

જૈનદર્શન અજીવ તત્ત્વને પુદ્ગલ તરીકે માને છે. એ પુદ્ગલોના મુખ્ય પરમાણુ, સ્કન્ધ, દેશ અને પ્રદેશ એવા ચાર તથા એ બધાનાં વસ્તુ-તરતમતાની દૃષ્ટિએ અનંત ભેદો છે છતાં; એ બધામાં લક્ષણો તો પુદ્ગલનાં જ હોય છે એટલે અવસ્થાંતર પામવા છતાં મૂલ ગુણની અવસ્થિતિ તો એનામાં એવી જ રહે છે.

એ પુદ્ગલોમાંથી શબ્દ ઉત્પન્ન થાય છે, એનું (સ્વતંત્રતા કે પરતંત્રતાથી) મિલન કે મુક્તિ થાય છે. એ સિવાય સૂક્ષ્મતા, સ્થૂળતા, આકારભેદ, અંધકાર, છાયા, પ્રકાશ, આતાપ ઇત્યાદિ પણ એના જ ધર્મો છે.

જૈનદર્શનની આટલી સંક્ષિપ્ત જ્ઞેયમીમાંસા પછી ચારિત્રમીમાંસાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. જૈનદર્શન કેવળ જ્ઞેયમીમાંસા કરીને નથી વિરમતું. એને મન તત્ત્વમીમાંસા એટલે એમાં જ્ઞેય અને ચરિત્ર બન્નેનો સમાવેશ હોવો ઘટે.

### નવતત્ત્વોની વિચારણા

એટલે જીવ અને અજીવ પછી આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એવાં સાત અથવા જીવ, અજીવ પછી પાપ, પુણ્ય, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષઃ એવાં નવતત્ત્વોનો નિર્દેશ આવે છે અને આ નવતત્ત્વની જૈનદર્શનમાં અધિક મહત્તા છે.

પ્રત્યેક સાધકને માટે પ્રથમથી જ એ તત્ત્વોની શ્રદ્ધાની અનિવાર્ય આવશ્યકતા એ સ્વીકારે છે. વિવેકદૃષ્ટિવાળા સાધકને હેય, જ્ઞેય અને ઉપાદેય એ ત્રિપુટીની જીવન-સાધનામાં પળેપળે જરૂર છે.

### આસ્રવ

આસ્રવના બે પ્રકાર છે. શુભ અને અશુભ–પુણ્ય અને પાપ–નો આ રીતે આસ્રવમાંયે સમાવેશ થઈ શકે છે. આસ્રવ એટલે કર્મ, વાણી અને મનનો યોગ. પોતે સ્વભાવે શુદ્ધ હોવા છતાં જ્યારે એનામાં રાગદ્વેષાદિની અસર થાય છે, ત્યારે એ જીવને કર્મની અસર થાય છે. એ કર્મના મૂળ આઠ અને વિસ્તૃત રીતે ઘાતિ અને અઘાતિના મળીને ૧૪૮ ભેદો થાય છે. તથા તરતમભાવે તે સાંપરાયિક અને ઈર્યાપથિક કર્મ તરીકે કહેવામાં આવે છે. આમાનાં પરાભવ કરતાં કર્મને સાંપરાયિક કર્મ કહેવામાં આવે છે. કષાય સહિત થયેલું કર્મ સાંપરાયિક અને અકષાયજન્ય ક્રિયાથી થતું કર્મ ઈર્યાપથિક કહેવામાં આવે છે. (આના પણ અનેક ભેદો છે.)

### બંધ

આત્મા પોતે સ્વભાવે શુદ્ધ હોવા છતાં ઉપર્યુક્ત રીતે કર્માસ્રવથી બંધાયેલો રહે છે. કર્મોની સાથે જીવની એકવાક્યતા થવી એનું નામ બંધ. આ કર્મબંધને લીધે જન્મ, જરા, રોગ તથા મરણ વગેરે અવસ્થાઓ ભોગવવી પડે છે અને તેને યોગ્ય ગતિ, શરીર, ઇન્દ્રિયો, પ્રાણ અને મનની સામગ્રી તૈયાર કરવી પડે છે. આયુષ્યના ઘાત–પ્રઘાત સહવાં પડે છે.

દેહદઢતા હોવા છતાં ભૂલને લીધે જીવોનું આયુષ્ય કેમ અને કેટલાં પ્રકારે તૂટે છે? તથા જીવાત્મા જ્યારે કર્મબંધનને અંગે જે ગતિ કે સ્થાનમાં યોજવા માટે ગતિ કરે છે તે વખતે તેની સાથે કર્મ સામગ્રી અને સૂક્ષ્મ શરીરો કેવા રૂપે રહે છે? એની ગતિ કેવા પ્રકારે થાય છે? ત્યાં એ આહાર વિના કેમ રહે છે? વગેરે ખૂબ ઊંડાણ ભરી અને મનોરંજક ચર્ચા જૈનદર્શનમાં મળે છે. અહીં વિસ્તારભયથી આપવી યોગ્ય ધારતો નથી.

જૈનદર્શન બંધનાં મૂળ કારણો મિથ્યાત્વ, અવિરતિ, કષાય, પ્રમાદ અને અશુભયોગ વર્ણવે છે. એ કર્મબંધ કષાયની તરતમતા ઉપર

આધાર રાખે છે. એની પ્રકૃતિ, સ્થિતિ, પ્રદેશ અને ફળ પણ ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે. પણ એ બંધનમાંથી ક્રમશઃ છૂટવાનો ઉપાય કરવો જોઈએ. એ ઉપાયમાં આદિ સ્થાન સંવરનું છે.

## સંવર

સંવર એટલે આસ્રવનો નિરોધ, રાગદ્વેષાદિને લઈ ને આત્મા પર જે કર્મની અસર થાય છે એને રોકવી એનું નામ સંવર. જે જીવ આવું ક્રિયાત્મક જીવન જીવે છે એને જૈનદર્શનમાં સાધુ તરિકેનું સ્થાન છે. એ સાધકના બે પ્રકાર છે. ગૃહસ્થ સાધક અને ત્યાગી સાધક.

વ્યવહારમાં રહેવા છતાં ગૃહસ્થસાધક એ પ્રતિજ્ઞાને પાળી શકે એવા બાર અણુવ્રતે એમનાં માટે બોધેલાં છે. એમાં અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, દિશાપરિમાણ, ભોગોપભોગ્ય પદાર્થોનો સંયમ, અનર્થક્રિયાનું કે અનર્થકારી રૂઢિઓનો પરિહાર, ભૂલનું પ્રાયશ્ચિત, તપશ્ચરણ, તત્ત્વચિંતન, દયા, દાન, સહિષ્ણુતા, વિનય, સેવા સ્વાશ્રય ઇત્યાદિનો સમાવેશ થાય છે. આ વ્રતોનું પાલન સાધક માટે અનિવાર્ય છે. એમાં એનું અને પરનું અવ્યક્ત રીતે પણ કલ્યાણ યોજાએલું છે. અને એમાં જ સદ્ધર્મની આરાધના છે. એ બધાનું ક્રમિક પાલન કરતાં આત્મવિકાસ થતો જાય છે.

## નિર્જરા

કર્મોના ત્રણ પ્રકાર હોય છે. સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ. સંવરથી ક્રિયમાણની શુદ્ધિ અને પ્રારબ્ધકર્મને સમભાવે વેદના કરવાની શક્તિ જાગૃત થાય છે પણ સંચિત કર્મોના ક્ષયને માટે નિર્જરાની પણ અતિ આવશ્યકતા છે.

કર્મને ભોગવીને પણ કર્મનો ક્ષય તો થાય જ છે. પણ જે કર્મ ભોગવતી વખતે દુઃખ કે સુખના સંસ્કારો જન્મે છે તે કર્મ નિર્મૂળ થયું નં ગણાય. વૃત્તિપર જે સંસ્કારો રહે તે. બીજો એવો જ પ્રસંગ મળતાં પુનઃ જાગૃત થાય. એથી નિર્જરાના બે ભેદો બતાવ્યા છે. સકામ અને

અકામ. સકામ નિર્જરા એટલે કોઈ પણ અનુકુળ કે પ્રતિકુળ પ્રસંગ આવે તે સ્વકૃત કર્મોનું જ પરિણામ છે, આવી પ્રતીતિ થયા પછી એ ફળને ભોગવવાની સ્વેચ્છાએ અપ્રતિકારક સહિષ્ણુશક્તિ જાગૃત કરી એને વેદી લેવું એ સકામ નિર્જરા કહેવાય છે. આવી ભાવના વિશિષ્ટ સાધકોને સહજ હોય છે. એને કર્મમુક્તિનો માર્ગ એ જ અભીષ્ટ છે.

એ સકામ નિર્જરાનાય બે ભેદ છે. (૧) સવિપાક નિર્જરા (૨) અવિપાક નિર્જરા. કર્મના ફળભોગ પછી એ કર્મનો સ્વાભાવિક ક્ષય થાય એને સવિપાક કહેવામાં આવે છે, અને કર્મનો ઉદય આવે તે પહેલાં એટલે કે ફળભોગ પહેલાં જ દયાદાનાદિ સાધનો દ્વારા જે કર્મનો ક્ષય થાય એને અવિપાક નિર્જરા કહેવામાં આવે છે.

સવિપાક નિર્જરા સહિષ્ણુતાથી અને અવિપાક નિર્જરા [1]તપશ્ચરણથી થાય છે.

### જૈનદર્શનનું ધ્યેય-મોક્ષ

જીવનાં બધાં કર્મો ખપી જાય તે મોક્ષ. આને મુક્તિ પણ કહેવામાં આવે છે. જૈનદર્શનનું આ જ સર્વોત્તમ ધ્યેય છે.

સાધકના તર્ક સમાધાન માટે જૈનદર્શનમાં જ્ઞાનમીમાંસા પણ છે. પ્રમેય (જાણવાનો વિષય), પ્રમાણ (જાણવાનું સાધન), પ્રમા (જ્ઞાન), અને પ્રમિતિ (જ્ઞાનફળ), એવા ન્યાયદર્શનની જેમ ચાર ભેદો નથી કરતું. એ કહે છે કે જ્ઞાન પોતે જ સ્વતઃ પ્રમાણ છે. દીપક જેમ પોતે પ્રકાશી છે અને અન્યને પ્રકાશ આપે છે તેમ જ જ્ઞાન પોતે જાણે છે અને જણાવે છે એટલે પ્રમાણ કહો કે જ્ઞાન કહો એ બન્નેનો એકમાં સમાવેશ થાય છે. અહીં એ પ્રશ્ન થઈ શકે કે મન અને ઇંદ્રિયો કામ કરે છે તથા મન કે બુદ્ધિ જાણે છે એ બધું શું? જૈનદર્શન કહે છે કે જ્ઞાનશક્તિ એ ચેતનનો જ સ્વભાવ છે. ભાવમન પર ચેતનનાં જે કિરણો પડે છે એ જ દ્રવ્યમનદ્વારા વ્યક્ત થાય છે અને

---

[1] આજ સૂત્રના ૯ મા અધ્યયનના ચતુર્થ ઉદ્દેશમાં તપશ્ચરણના ભેદ, પ્રભેદ અને એના નિર્દેશ તથા સમજનો વિસ્તૃત અધિકાર આપવામાં આવ્યો છે.

ઉપયોગની વિવિધ શકિતઓ[૧] જેવી કે સ્પર્શજ્ઞાન, ઇચ્છાશક્તિ, પ્રેરણા, ભાવના, તર્ક, સ્મૃતિ ઇત્યાદિદ્વારા જ્ઞાનાકાર બની ઇંદ્રિયો અને શરીરના આકાર અને પ્રવૃત્તિનું રૂપ ધારણ કરે છે. એ બધાનો આધાર ચેતનશકિત પર જ હોય છે, અજીવ એનું અધિકરણ છે, એટલી વાત ખરી, પણ એ સાધન રૂપે જ.

### પ્રમાણ અને નય

પ્રમાણના બે ભેદ છે. પ્રત્યક્ષ અને પરોક્ષ. પ્રમાણ અને જ્ઞાનનો ભેદ ન હોઈ એ પૂર્વોકત પાંચે જ્ઞાનોને ઉપરના બન્ને પ્રમાણમાં સમાવી દેવામાં આવ્યાં છે પ્રથમનાં બે જ્ઞાનનો પરોક્ષમાં અને પછીના ત્રણ જ્ઞાનનો પ્રત્યક્ષમાં સમાવેશ કરે છે. અને એ પ્રત્યક્ષના પણ પારમાર્થિક અને સાંવ્યવહારિક એવા બે ભેદો કરી સર્વોચ્ચપદ કેવળજ્ઞાનને આપે છે.

જૈનદર્શનની એક એવી માન્યતા છે કે એને ધ્યેયરૂપે તો જરાયે ઓછું કે અધુરૂં ગમતું નથી એટલે એ અનુભૂતિને જ જ્ઞાન માને છે. કલ્પના કે તર્કની આવશ્યકતા સ્વીકારે છે પણ મર્યાદા પૂરતી. તેથી જ આત્મપ્રત્યક્ષને એ પ્રત્યક્ષજ્ઞાન માને છે. અને એમાંય કેવળજ્ઞાનને જ એ મહતાપદે સ્થાપે છે.

આ બે પ્રમાણોના વિસ્તૃત રીતે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને આગમ એ ચાર ભેદોને પણ એ સ્વીકારે છે. અને છેલ્લા ત્રણને પરોક્ષમાં સમાવે છે. પરોક્ષ જ્ઞાનમાં સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન, તર્ક, અનુમાન અને આગમ એમ પ્રણાલિકા છે.[૨]

---

૧. વિશેષમાહિતી માટે નંદીસૂત્ર જુઓ.

(૨) જુઓ પ્રમાણમીમાંસાદિ ન્યાયગ્રન્થો. એમાં અનુમાનનાં અવયવો તથા આકાર અને સ્મૃતિ તથા પ્રત્યભિજ્ઞાનાદિનાં લક્ષણો પણ વર્ણવ્યાં છે. આગમોમાં શ્વેતામ્બર અને દિગંબરની પ્રણાલિકાનો મુખ્ય ભેદ છે અને શ્વેતાંબર મંદિરમાર્ગ અને શ્વેતાંબર સ્થાનકવાસીનો ગૌણ ભેદ છે.

# પા.....રિ.....ભા.....ષિ.....ક

## શબ્દકોશ

[ જે પારિભાષિક શબ્દોનુ સ્પષ્ટીકરણ કરવું આવશ્યક જણાયું છે તેનું ટિપ્પણમા વિવેચન કરવામા આવ્યુ છે. ]

પ્રત્યેક દર્શનને પોતપોતાની સ્વતંત્ર પરિભાષા હોય છે. એ પરિભાષા સમજ્યા વિના કેવળ લૌકિક અર્થથી એના શબ્દોને ગોઠવવામાં આવે તો એ દર્શનને અન્યાય થાય, અને એનું રહસ્ય પણ ન સમજાય. એ ખાતર એની પરિભાષા જોઈ જવી જોઈએ. અહીં આ પુસ્તકમાં આવતા કેટલાક આધ્યાત્મિક પરિભાષાના શબ્દોને સ્પષ્ટ કરવા માગું છું, એમાં લૌકિક કોશ, જૈન પરિભાષા, અને ઇતર દર્શનોના શબ્દશાસ્ત્રને અવકાશ રહેશે. એ પરથી આ આખા સૂત્રના અર્થોને સમજવામાં સરળતા થશે.

| જૈન પરિભાષા | લૌકિક પરિભાષા | દાર્શનિક પરિભાષા |
|---|---|---|
| ૧ અગારિન્‌—ગૃહસ્થ સાધક | ... | ... |
| ૨ અનગારિન્‌:—ત્યાગી, ગૃહ-વગરના સાધુ | જૈન ભિક્ષુકની સંજ્ઞા | ... |
| ૩ અધર્મ:—ધર્મવિરુદ્ધ | ... | ... |
| ૪ અધર્માસ્તિકાય:—જીવ અને અજીવ પદાર્થોની સ્થિતિમાં સહાય કરનારૂં તત્ત્વ | ... | ... |
| ૫ અંતઃકરણ:—જૈન દૃષ્ટિએ જેને ભાવમન તરીકે ઓળ- | મન ... | મન, બુદ્ધિ, ચિત્ત, અને |

પ્રમાણોમાં પ્રવેશવા માટે એટલે કે જ્ઞાનનો આકાર નક્કી કર્યા પહેલાં, એ પદાર્થની અસપૂર્ણ જ્ઞાનસ્થિતિમાં જે વિવિધ વિચાર-સરણિઓ પ્રગટે છે અથવા પદાર્થોમાં અનેક ધર્મો હોવા છતાં કોઈ એક ધર્મ લઈને તે દ્વારા વસ્તુનું નિરૂપણ થાય કિંવા તેમાંની કોઈ એક વિશિષ્ટ દૃષ્ટિએ વિષયની પ્રકૃતિનું નિરૂપણ થાય એને નય કહેવામાં આવે છે. એ નયોના સંક્ષિપ્તરૂપે મુખ્ય બે તથા વિસ્તૃત રીતે પાંચ, છ, અને સાત વિભાગો નિયત કરવામાં આવ્યા છે. એમાં[૨] દ્રવ્યાધિક–એટલે દ્રવ્ય જ જેનો મુખ્ય વિષય છે એવો નય. અને પર્યાય ર્થિક–એટલે પર્યાય જેનો મુખ્ય વિષય છે એ પર્યાયાર્થિક નય. આ પ્રમાણે વ્યવહાર અને નિશ્ચયભેદથી નય બે પ્રકારના છે. નૈગમ, સંગ્રહ. વ્યવહાર, ઋજુસૂત્ર તથા શબ્દ એ ભેદથી નય પાંચ પ્રકારના છે. તેમજ, નૈગમ સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવં ભૂત એ રીતે નય સાત પ્રકારનાં છે.

આ રીતે જૈનદર્શનમાં જ્ઞેયમીમાંસા, જ્ઞાનમીમાંસા અને ચારિત્ર-મીમાંસા એ ત્રણેનો સમાવેશ છે પણ આ બધી સામગ્રી હોવા છતાં એનો એ સમન્વય સાધવામાં જ ઉપયોગ કરે છે. એનું સમન્વય સાધવાનું એની પાસે અમોઘ સાધન છે તે [૩]સ્યાદ્વાદ.

આટલી ષડ્દર્શનની સંક્ષિપ્ત રૂપરેખા છે. આથી સમજાશે કે દર્શન કોઈ લડવાનું શસ્ત્ર નથી. પણ વિકાસ સાધવાનું એક સાધન છે. ગમે તે સાધક ગમે ત્યાં રહીને પોતાની દૃષ્ટિ વિકસાવીને વિકાસ સાધી શકે છે.

---

(૩) સ્યાદ્વાદ સંબંધમાં સંક્ષિપ્ત છતાં વ્યવહારનિદર્શન સૂત્રોમાં આપ્યું છે.

# પા.....રિ.....ભા.....ષિ.....ક

## શબ્દકોશ

[ જે પારિભાષિક શબ્દોનું સ્પષ્ટીકરણ કરવું આવશ્યક જણાયું છે તેનું ટિપ્પણમાં વિવેચન કરવામાં આવ્યું છે. ]

પ્રત્યેક દર્શનને પોતપોતાની સ્વતંત્ર પરિભાષા હોય છે. એ પરિભાષા સમજ્યા વિના કેવળ લૌકિક અર્થથી એના શબ્દોને ગોઠવવામાં આવે તો એ દર્શનને અન્યાય થાય, અને એનું રહસ્ય પણ ન સમજાય. એ ખાતર એની પરિભાષા જોઈ જવી જોઈએ. અહીં આ પુસ્તકમાં આવતા કેટલાક આધ્યાત્મિક પરિભાષાના શબ્દોને સ્પષ્ટ કરવા માગું છું, એમાં લૌકિક કોશ, જૈન પરિભાષા, અને ઇતર દર્શનોના શબ્દશાસ્ત્રને અવકાશ રહેશે. એ પરથી આ આખા સૂત્રના અર્થોને સમજવામાં સરળતા થશે.

| જૈન પરિભાષા | લૌકિક પરિભાષા | દાર્શનિક પરિભાષા |
|---|---|---|
| ૧ અગારિન્ઃ—ગૃહસ્થ સાધક | ... | ... |
| ૨ અનગારિન્ઃ—ત્યાગી, ગૃહ-વગરના સાધુ | જૈન ભિક્ષુકની સંજ્ઞા | ... |
| ૩ અધર્મઃ—ધર્મવિરુદ્ધ | ... | ... |
| ૪ અધર્માસ્તિકાયઃ—જીવ અને અજીવ પદાર્થોની સ્થિતિમાં સહાય કરનારું તત્ત્વ | ... | ... |
| ૫ અંતઃકરણઃ—જૈન દૃષ્ટિએ જેને ભાવમન તરીકે ઓળ- | મન<br>... | મન, બુદ્ધિ,<br>ચિત્ત, અને |

| | | |
|---|---|---|
| ખવામાં આવે છે. દ્રવ્યમન પૌદ્ગલિક છે, ભાવમન ચૈતન્યના પ્રકાશરૂપ છે | ... ... | અહંકાર ચતુષ્ટયનું કેન્દ્ર |
| ૬ આરંભઃ—પાપકારી વ્યાપાર, કર્મબંધનનું પ્રબળ કારણ | પ્રારંભ ... | ... ... |
| ૭ આત્માઃ(૧)—આત્મા, જીવ, પ્રકૃતિ; | જીવ, ચેતન, ચિત્ત, સત્ત્વ, | અંતઃકરણ. |
| ૮ આસ્રવ(૨)—કર્મોનું આગમન | આગમન ... ... | દર્શન શાસ્ત્રોમાં આને સ્થાન નથી |
| ૯ આસક્તિઃ—પરિગ્રહોમાં બુદ્ધિ | અતિશય મોહ | સકામવૃત્તિ |
| ૧૦ કર્મઃ—ક્રિયા, [સમયસાર] વિષયોપભોગની લાક્ષણિક ક્રિયા, ભાગ્ય, કામ, ધંધો વ્યાપારપ્રવૃત્તિ. | ક્રિયા, વ્યાપાર, સંસ્કાર, નસીબ જેની પર ક્રિયા થતી હોય તે વ્યાપાર | ... ... ... ... |
| ૧૧ કલ્પનાઃ(૩)—તરંગ, સંભાવના | એક પ્રકારની માનસિક શક્તિ | કર્મોની મન પર પડતી છાપ, |
| ૧૨ ક્રોધઃ(૪)—રોષ, ગુસ્સો, | ગુસ્સો | ગુસ્સો |
| ૧૩ ગૃદ્ધિઃ(૫)—આકાંક્ષા, આસક્તિ, આતુરતા, લાલચ | ... ... | ... ... |
| ૧૪ ચિત્તઃ(૬)—અંતઃકરણ, મન, ચેતન, જ્ઞાન, ઉપયોગ, અભિપ્રાય | મન અંતઃકરણ | અંતઃકરણનો એક વિભાગ |
| ૧૫ તૃષ્ણાઃ—ઉત્કટ ઇચ્છા | ઉત્કટ ઇચ્છા | વૃત્તિ |
| ૧૬ ત્યાગઃ—જૈનદૃષ્ટિએ હું ભક્તિ | ... | ... |

| | | |
|---|---|---|
| પ્રીતિ અને અનાસક્તિનો સમાવેશ ત્યાગમાં કરું છું. | ... ... | ... ... |
| ૧૭ દ્વેષઃ(૭)—રાગનું ઊલટું સ્વરૂપ | શત્રુતા | મુખ્ય ભાવે શત્રુતા, ગૌણ-ભાવે ઈર્ષ્યાદિ |
| ૧૮ ધર્મઃ—વસ્તુનો સ્વભાવ, અહિંસા, સંયમ તથા તપશ્ચરણની સંસ્કારિતા | ચાર પુરુષાર્થ માંહેનો એક પુરુષાર્થ | ઐહિક અને પારલૌકિક કલ્યાણ કરનાર |
| ૧૯ ધર્માસ્તિકાયઃ(૮)—જીવ તથા અજીવ પદાર્થોને ગતિમાં સહાય કરનારું એક તત્ત્વ | ... ... ... | ... ... ... |
| ૨૦. ધારણા—મતિજ્ઞાનનો એક પ્રકાર, મનની-સ્થિરતા, સ્મૃતિ. | સ્મૃતિ. ... ... ... | શરીરની અંદરના કે બહારના કોઈ કેન્દ્ર પર ચિત્તને સ્થિર કરવાનો અભ્યાસ. |
| ૨૧ ધ્યાનઃ(૯)—અભ્યંતર તપનો એક પ્રકાર, ચિત્તની એકાગ્રતા, મનની સ્થિરતા, મનન, સ્મૃતિ, દઢ પ્રયત્નથી મન વગેરેનો થયેલો વ્યાપાર. | ચિત્તનું લક્ષ. એકાગ્રતા, યોગનું એક અંગ. | ચિત્તને એક જ પ્રત્યય પર વળગાડી રાખવાનો પ્રયાસ, એકતાનતા. |
| ૨૨ નિરાસક્તિઃ—પરિગ્રહાદિમાં ગૃદ્ધિ નહિ તે. ગીતામાં અનાસક્તિમાં નિષ્કામ શબ્દ આવે છે. મેં આચારાંગ સૂત્રમાં નિરાસક્તિ શબ્દ પણ એ જ અર્થમાં વાપર્યો છે. | અતિશય સ્નેહ કે મોહ નહિ તે. | નિષ્કામ વૃત્તિ |

| | | |
|---|---|---|
| ૨૩ નિદાનઃ—શ્રેયાર્થીના માર્ગમાં જે ત્રણ કાંટાઓ છે, તેમાંનું એક પ્રત્યેક કાર્યની પાછળ રહેલી ફળની લાલસા, વાસનાની એક બાજુ, આત્માની અનંતતાને ભુલાવનારી તૃષ્ણા. | મૂળ કારણ, પરિણામ. | ... |
| ૨૪ નિદિધ્યાસઃ—(૧૦)જૈન દર્શનમાં એનું સ્વાધ્યાય તરીકે સ્થાન છે. | ... | નિરંતર ચિંતન. |
| ૨૫ નિસર્ગઃ—(૧૧)સ્વભાવ, સમ્યક્ત્વનો કે સમતાનો એક પ્રકાર | કુદરત, જન્મ, સૃષ્ટિ, સ્વભાવ. | ગીતાની દૃષ્ટિએ પદાર્થમાત્રમાં રહેલી સાહજિક શક્તિ. |
| ૨૬ પૂર્વગ્રહઃ—જૈન દર્શનમાં પૂર્વગ્રહ શબ્દના સ્થાને મમત્વ શબ્દ છે. | પ્રથમથી જ બંધાયલો અભિપ્રાય | ... |
| ૨૭ પ્રતિકારઃ— .. | બદલો, વિરોધી ઉપાય. | ... |
| ૨૮ પ્રમાદઃ—આત્મસ્ખલના, એના મદ, વિષય, કષાય, નિંદા, અને વિકથા એવા પાંચ પ્રકારો છે. | ગફલત, ભૂલ. | અસાવધાનતા. અજાગૃતિ. |
| ૨૯. માનઃ— ગર્વ. | અભિમાન. | ઇતર દર્શનોમાં અહંકાર. |
| ૩૦ માયાઃ—કપટ, છળ, લુચ્ચાઈ. | કપટ. | વેદાંતની માયા કરતાં પ્રસ્તુત માયા જુદા જ આકારમાં છે. |

| | | |
|---|---|---|
| ૩૧ મોહઃ—મૂઢતા, અવિવેક, અજ્ઞાનતા, રાગાંધતા. રાગ અને મોહનો એટલો જ ફેર છે કે મોહનું દર્શન પદાર્થના દર્શન પછી બહારની ક્રિયામાં થાય છે, રાગનું સ્થાન વૃત્તિમાં પ્રચ્છન્ન હોય છે, મોહનું ક્રિયામાં દર્શન થાય છે. | અજ્ઞાન, ભ્રમ, મૂર્છા, બેહોશી. | આસક્તિ, મૂંઝવણ. |
| ૩૨ યોગઃ—સંયમ, મન, વાણી તથા કાયાનો વ્યાપાર, પ્રવૃત્તિ. | સંજમ, પરમાત્મા સાથે સંબંધ | ચિત્ત વૃત્તિનો નિરોધ કરવાનો ઉપાય. |
| ૩૩ રાગઃ—(૧૨)વિષયમાં આસક્તિ, સ્નેહ આત્માનું રંજક પરિણામ. (સમયસાર) સંસારનું બીજ રાગદ્વેષ પર નિર્ભર છે. | મોહ, મમતા, આસક્તિ. | સ્નેહ |
| ૩૪ લોભઃ—સંચયવૃત્તિ. | લોભ, પરિગ્રહ | લોભ તૃષ્ણા |
| ૩૫ લાલસાઃ—તૃષ્ણા, લાલચ. | ઉત્કટ ઇચ્છા | ... |
| ૩૬ વાસનાઃ—(૧૩)સંસ્કાર, ભાવના. જૈનદર્શનમાં વાસના શબ્દ બહુ પ્રચલિત નથી નિદાન એ વાસનાનો એક વિભાગ છે. | પૂર્વ સંસ્કારોથી દૃઢ થયેલી કામના | પૂર્વ સંસ્કારોથી દૃઢ થયેલી કામના |
| ૩૭ વિકલ્પઃ—(૧૪)પ્રકાર, ભેદ, વિવિધતા, વિશેષ કલ્પના. | વિકલ્પ. | કલ્પરહિત શબ્દજ્ઞાનની પાછળ ફરતો નિશ્ચય. |
| ૩૮ વૃત્તિઃ—(૧૫)શૈલી, આચારવૃત્તિ, પ્રવૃત્તિ, સ્વભાવ. | અચોક્કસપણે ઇચ્છા લાગણી કે આવેગ. | ચિત્તમાં ઉઠતી ક્રિયાઓનો સ્થાયી સંસ્કાર |

| | | |
|---|---|---|
| ૩૯ વિચારઃ—અંતઃકરણની ઊંડાણમાંથી ઊઠતું નવીન મોજું કે જે સત્ય નિર્ણયનું મુખ્ય કારણ છે. | ... | બુદ્ધિમાંથી ઊઠતા વાસ્તવિક તર્કોની પછી બંધાયેલા ખ્યાલનું સંપ્રજ્ઞાન. (સ્પષ્ટ ભાન) |
| ૪૦ વૈરાગ્યઃ—ત્યાગનું બીજ, પદાર્થોમાં અબદ્ધતા. | વિરક્તવૃત્તિ. | વિષયોમાં તૃષ્ણાનો અભાવ. |
| ૪૧ વ્રતઃ—(૧૬)નિયમ, પાપથી નિવૃત્તિ થવાની મર્યાદા | પ્રતિજ્ઞા. | ... |
| ૪૨ વિરતિઃ—સાવદ્ય પ્રવૃત્તિનો અભાવ | ... | ... |
| ૪૩ વિવેકઃ—આત્મા તથા જ્ઞાનાત્માનું પૃથક્કરણ. | સભ્યતા. | સત્યાસત્યનું પૃથક્કરણ. |
| ૪૪ સ્નેહઃ—(૧૭)જૈનદર્શનમાં પ્રેમ, રાગ, રતિસ્નેહ, એકાર્થમાં આવે છે | પ્રેમ, વહાલ, પ્રીતિ; વિકાસ | ... |
| ૪૫ સંસ્કારઃ— | સુધારવું. | કર્મોની મન પર પડતી છાપ. |
| ૬ સ્મૃતિઃ—બુદ્ધિના નિર્ણય પછી થયેલો નિશ્ચિત સંસ્કાર. | બુદ્ધિની એક બાજુ, સ્મરણ શક્તિ | અંતઃકરણની નિશ્ચયકારિણી શક્તિ. |
| ૭ સમાધિઃ—ચિત્તની એકાગ્રતા; મનની સ્થિરતા. | ... | ધ્યાનની અંતિમ દશા. |
| શ્રદ્ધાઃ—વિશ્વાસ, તત્વરુચિ | વિશ્વાસ | મનુષ્યે પોતે સ્વીકારેલી પ્રવૃત્તિમાં વિશ્વાસ. |

| | | |
|---|---|---|
| ૪૯ સમત્વઃ—સમભાવ, સમ્યગ્ દૃષ્ટિ થી જ. | સમભાવ | ગીતા દૃષ્ટિએ યોગનું લક્ષણ. |
| ૫૦ સમદર્શી કે સમદૃષ્ટિઃ—અહીંથી જ જૈન તરીકે ગણાવાનો પ્રારંભ થાય છે. પોતાના બહિરાત્મા સાથે યુદ્ધ કરીને વિજયશક્તિ પ્રાપ્ત કરવાના મનોરથ જાગે છે. | સૌની તરફ સરખી નજરે જોનાર. નિષ્પાપવૃત્તિ. | યુક્તયોગીનું પ્રાથમિક લક્ષણ. બૌદ્ધ દર્શનમાં સમાહિક શબ્દ છે. |
| ૫૧ સ્વભાવઃ—ધર્મ, પ્રકૃતિ, ગુણ, | કુદરતનોજ ગુણ. પ્રકૃતિ. | |
| ૫૨ સ્યાદ્વાદઃ—સ્યાદ્વાદ, અનેકાંતવાદ કે અપેક્ષાવાદ. એકાર્થ સૂચવે છે. ભિન્નભિન્ન દૃષ્ટિબિન્દુઓએ વસ્તુને સમજવાની પ્રણાલિકા. | દરેક વસ્તુનું એના પાસાં પરત્વે જુદી જુદી રીતે જ્ઞાન થાય છે એવો જૈન તત્વજ્ઞાનનો આધારભૂત સિદ્ધાંત. | ન્યાયદર્શનમાં અન્યોઅન્ય ભાવ છે એની સાથે આનો મેળ કેટલાક વિદ્વાનો બેસાડે છે. પણ એ બરાબર સુઘટિત નથી. |
| ૫૩ સમારંભઃ—મન, વાણી અને કાયાથી બીજાને દુઃખ આપવું. | ... | ... |
| ૫૪ લોકસંજ્ઞાઃ—(૧૮)લોકદૃષ્ટિ, લોકેપણા, લોકભય, કામવાસના | લોકલાગણી, સંકેત. | ... |

---

સૂચનાઃ—કૌંસમાં આપેલા નંબરના ટિપ્પણો માટે આગળ જુઓ.

# ટિપ્પણો

(૧) આત્મા:—ક્રિશ્ચિયાનીટીમાં ગાયમાં આત્મા નથી. એનો કેટલાક અનર્થ કરે છે. એમનું વક્તવ્ય એમ છે કે ઇતર પ્રાણીમાં મનુષ્ય જેવું consious ( ચેતના ) નથી. એથી જ એમણે ઇતર જીવો પ્રત્યે દયાપૂર્ણ રહેવું ઘટે. પણ એમાં આત્મા નથી એટલે પ્રાણ, જીવ કે ચેતના નથી એમ નહિ.

(૨) આસ્રવ:—આત્મા સાથે કર્મોની અસર કેવા રૂપે થાય છે એ માટે ષડ્દર્શનના ક્રમમાં વિસ્તૃત વર્ણન આપેલું છે.

(૩) કર્મ:—કર્મનાં બંધનો અને વિપાકો એકસરખા હોતા નથી. જ્ઞાની પુરુષ અને અજ્ઞાની પુરુષ એક જ ક્રિયા કરતા હોવા છતાં એક શુભ કર્મ બાંધે, બીજો અશુભ કર્મ બાંધે.

(૪) ક્રોધ:—જૈનદર્શનમાં ક્રોધ, માન, માયા અને લોભ એવા ચાર કષાયો વર્ણવ્યા છે. એમાં એના ભેદો, પ્રભેદો ઘણા છે. પણ એ સૌનું મૂળ તો મોહ જ છે. એમ શ્રી આચારાંગ સૂત્રમાં ક્રોધનું વ્યવહારુ રૂપ વર્ણવ્યું છે.

(૫) ગૃદ્ધિ:—આ શબ્દનો જૈન આગમ સાહિત્યમાં પુષ્કળ વપરાશ છે.

(૬) ચિત્ત:—સામાન્ય રીતે નીચેની ભૂમિકાએ જીવ હોય છે, ત્યાંસુધી એ શરીર પર જ "હું"નો પ્રયોગ કરતો હોય છે. અને એથી જરા વધુ વિકાસવંત માનવીઓ બહુ બહુ તો ચિત્ત કે અંતઃકરણને આત્મા તરીકે સંબોધતા હોય છે.

(૭) ધર્મ:—સામાન્ય રીતે લોકભાષામાં ધર્મ અને પુણ્ય શબ્દ એક જ અર્થમાં વપરાય છે અને એની વર્તમાન જૈન સંસ્કૃતિમાં કેટલી ઉંડી અસર થઈ છે અને એને લીધે જે ત્રુટી

કે ખામી દેખાય છે એ સંબંધમાં પ્રસંગોપાત્ત મીમાંસા કરવાની મારી ઇચ્છા છે. ધાર્મિક પરિભાષાનાં શબ્દો જ્યારે રૂઢિનું સ્વરૂપ પકડે છે ત્યારે એનાં મૂળ બહુ ઊંડાં નખાય છે. પરિભાષાના જ્ઞાનને અભાવે જ્યારે એ સંસ્કૃતિમાં જીવનારાઓ ભૂલ કરે ત્યાં બીજાનું શું કહેવું? સત્યાર્થપ્રકાશમાં મહર્ષિ દયાનંદ સરસ્વતીએ ધર્માસ્તિકાય અને ધર્મને એક જ સ્વરૂપ આપ્યું છે. એય પરિભાષાની સમજફેરનું પરિણામ છે ધર્માસ્તિકાય વિષે ષડ્દર્શન વિચારણાના લોકસ્વરૂપ વિભાગમાં સ્પષ્ટ વિવેચન છે. જોઈ લો.

(૯) ધારણાઃ—મતિજ્ઞાનના ભેદોનું વિસ્તૃત વિવરણ જુઓ શ્રી નંદીસૂત્ર.

(૧૦) નિરાસક્તિઃ—ત્યાગ અને નિરાસક્તિ કે અનાસક્તિના વિસ્તૃત વિવેચન માટે જુઓ ઉપસંહારમાં શ્રી આચારાંગ અને શ્રી ગીતાજીનો સમન્વય.

(૧૧) નિસર્ગઃ—મેં આ અનુવાદમાં કુદરત તથા કર્મફળની દૃષ્ટિએ નિસર્ગનો ઉપયોગ ખૂબ કર્યો છે. એ સહેતુક છે. એનો વ્યાપક અને સંક્ષિપ્ત અર્થ એ છે કે જૈનદર્શનમાં જે પાંચ સમવાયો (પુરુષાર્થ, પ્રારબ્ધ, કાળ, નિયતિ, અને સ્વભાવ) છે એને યથાર્થ જાણવાથી તદનુસાર જીવનની પ્રત્યેક ક્રિયામાં સહજતા આવી જાય, એ સહજતા પછી અલ્પાંશે હોય કે બહુ અંશે.

(૧૨) રાગઃ—જૈન પરિભાષાથી રાગનો અર્થ બહુ સ્પષ્ટ થઈ રહે છે સંસારનું બીજ રાગદ્વેષ પર નિર્ભર છે અને રાગમાંથી દ્વેષ જન્મે છે. એટલે રાગના ઉપર સંસારનું મંડાણ છે. જીવમાં રહેલાં રાગદ્વેષાદિવશાત્ કર્મ પુદ્ગલો જીવમાં આસ્રવ પામે છે—

(૧૩) વાસનાઃ—શ્રી આચારાંગમાં મે જ્યાં જ્યાં વાસના શબ્દ વાપર્યો છે ત્યાં પૂર્વના સંસ્કારોથી દૃઢ થયેલી કામના સમજવી. અને એનો સંબંધ સ્ત્રીમોહના અર્થમાં વધુ સયુક્ત લાગે છે. આચારાંગમાં આવતો સ્ત્રીમોહનો ત્યાગ વાસનાત્યાગના અર્થમાં લેવાનો છે. આસક્તિની જે બે બાજુઓ વર્ણવી છે, તેમાં વાસના અને લાલસાનું સ્થાન છે. લાલસામાં ઇતર પદાર્થોના મોહનો સમાવેશ છે. લાલસા અને વાસનાના તારતમ્ય પરિણામ માટે જુઓ, શ્રી આચારાંગ પૃષ્ટ ૧૬૮. કામ, ક્રોધ, માન, મદ, મોહ, મત્સર એવા ષડ્ રિપુઓની પ્રણાલિકા માટે જુઓ શ્રી આચારાંગ પૃષ્ટ ૧૦૭.

(૧૪) વિકલ્પઃ—મેં વિકલ્પ અને વિચારનો ભેદ બહુ વિસ્તૃત રીતે સ્પષ્ટ કર્યો છે. જુઓ શ્રી આચારાંગ પૃષ્ટ ૧૬૧.

(૧૫) વૃત્તિઃ—આચારાંગ સૂત્રમાં મેં વૃત્તિનો પ્રયોગ કર્યો છે. એમાં લૌકિક અને અન્ય દર્શનોની પરિભાષાનો અર્થ લેવાનો છે. વાસના અને વૃત્તિનો ભેદ સમજવો હોય તો તે આ રીતે છે. વાસના સ્થાયી છે. અને સ્થાયી તત્ત્વમાંથી જ્યારે વિકલ્પો ઉઠે છે. ત્યારે એના જન્મસ્થાનને વૃત્તિ તરીકે ઓળખવામાં આવે છે.

(૧૬) વ્રતઃ—જૈનદર્શનમાં આના અણુવ્રત અને મહાવ્રત એવા બે વિભાગ છે. અણગારી સાધકો પાળે છે તે વ્રતોમાં સર્વાંશ દૃષ્ટિ હોવાથી એ સાધકના સંબંધમાં એમ પળાતાં વ્રતોને મહાવ્રત તરીકે કહેવામાં આવે છે. અને શ્રાવકોને વ્યવહારમાં રહી એ વ્રતોને પાળવાનાં હોઈ એમાં મર્યાદાની દૃષ્ટિ હોવાથી એને અણુવ્રતો કહેવામાં આવે છે. અને એ મર્યાદા બરાબર જળવાઈ રહે તે હેતુએ શ્રાવકોને માટે ખાસ ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતો યોજવામાં આવ્યાં છે, મુખ્ય પાંચ વ્રતોમાં અહિંસા સત્ય, અદત્ત, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહનો સમાવેશ છે. યોગ-

દર્શનની પરિભાષામાં એને યમ તરીકે ઓળખવામાં આવે છે અને એમાં ઉપર્યુક્ત પાંચે નિયમો હોય છે.

(૧૭) સ્નેહ:—સાંખ્યદર્શનની ત્રિગુણાત્મક પ્રકૃતિને ગીતાજીમાં જે વ્યવહારુ રૂપ અને એની ઓળખનું સ્વરૂપ આપ્યું છે. એ પ્રત્યેક સાધકે અવલોકવા યોગ્ય છે.

પ્રવૃત્તિનો મોટો આધાર વૃત્તિ પર હોય છે. વૃત્તિ પર જે જાતના સંસ્કારો હોય એ પ્રકારનું પ્રવૃત્તિમાં એનું રૂપ દેખાય છે. એક જ પદાર્થને અવલોકીને, જોઈને, સંભાળીને, ગાખીને કે વિચારીને મન પર વિકલ્પો કે વિચારરૂપે જે જુદીજુદી ભાવનાઓ ઊઠે છે તેનાં કારણો વિવિધ સસ્કારો પર નિર્ભર છે. એ વૃત્તિને હું આ રીતે પાંચ વિભાગોમાં વિભક્ત કરું છું; મોહયુક્ત, રાગયુક્ત, સ્નેહયુક્ત, પ્રણયયુક્ત, અને પ્રેમયુક્ત.

**મોહમાં** તમોગુણનું આધિક્ય.
**રાગમાં** તમો અને રજોગુણનું આધિક્ય.
**સ્નેહમાં** ત્રણેનું સામ્ય.
**પ્રણયમાં** રજોગુણનું આધિક્ય, તમોગુણનું આધિક્ય અને સત્ત્વગુણનું આધિક્ય.
**પ્રેમમાં** સત્ત્વગુણ જ પ્રધાનપણે હોય છે.

નિષ્કામ કર્મયોગ કે ત્યાગ પ્રેમની ભૂમિકા પછી જ સાધ્ય થાય છે. મોહમાં આસુરી તત્ત્વ, રાગમાં પાશવતા, સ્નેહમાં માનવતા, પ્રણયમાં સજ્જનતા, અને પ્રેમમાં સત્ પ્રયત્ન ને પ્રવૃત્તિ. જે પાંચમી ભૂમિકાએ ગયેલ હોય એને જ માનવતા પચે છે. માનવતાની દૃષ્ટિએ ભૂમિકાઓનો વિકાસ સૌથી પ્રથમ કરવા યોગ્ય છે.

(૧૮) લોકસંજ્ઞા:—આ શબ્દનો જૈન આગમસહિત્યમાં પુષ્કળ વપરાશ છે.

# શ્રી..આ..ચા..રાં..ગ..સૂ..ત્ર

## નું

## सूक्तामृत

માત્ર માનવમાનવ વચ્ચે જ નહિ પણ સમસ્ત વિશ્વવર્ગ સાથે પ્રેમની સાંકળ સાંધે તે ધર્મ. એવું જ્યાં ન દેખાય ત્યાં ધર્મ નથી, પણ ધર્મનો વિકાર છે. ધર્મનો વિકાર સર્વથા દૂર કરવા યોગ્ય છે.

દેહનાં દાન કરતાંયે જિજ્ઞાસા મોંઘી છે. તપશ્ચર્યાથી દેહને કૃશ કરવો સહેલો છે, પણ મર્કટસમી ચંચળ વૃત્તિને કૃશ કરવી કઠિન છે.

આરંભ આસક્તિથી જન્મે છે. ત્યાગી પણ આસક્ત હોય તો આરંભજીવી છે, અને ગૃહસ્થ પણ સંયમી કે અનાસક્ત હોય તો તે અનારંભજીવી છે.

જીવનની નિગૂઢ ગુફામાં જઇ જે બુદ્ધિ સત્યનો રાહ સ્પષ્ટ કરે છે તેને વિવેકબુદ્ધિ કહેવામાં આવે છે.

સત્યને સ્થાન કે ક્ષેત્રનાં બંધન નથી. અનાસક્ત દશા એ ત્યાગનું ફળ છે. વીર્યને છુપાવવું એ આત્મઘાત છે. શીલરક્ષણ એ ચારિત્રઘડતરનો મુખ્ય પાયો છે.

જ્યાં સત્ય છે ત્યાં આત્મજ્ઞાન છે, અને જ્યાં આત્મજ્ઞાન છે ત્યાં મુનિપણું છે.

સત્ય, શ્રદ્ધા અને સમભાવથી ચારિત્ર્યબળ ખીલે છે અને કર્મબંધન ઢીલાં પડે છે.

વૃત્તિનાં દ્વન્દ્વો ઉપર વિજય મેળવે એ જ સાચો વિજેતા છે.

શ્રદ્ધા વિના સમજ નથી, સમજ વિના શાન્તિ કે સમાધિ નથી. સત્પુરુષોનો અનુભવ, આગમવચન અને પોતાની વિવેકબુદ્ધિ એ ત્રણેના સમન્વય પછી સત્પ્રાપ્તિ માટે પુરુષાર્થ કરવાનો અટલ નિશ્ચય જાગે એ શ્રદ્ધા.

અનુભવનાં મૂલ્ય મોંઘેરાં છે. કોઇ મરજીવો જ જીવન-રત્નાકરમાં ડૂબકી મારી અનુભવનું રત્ન પામી શકે છે ?

ભોગ આનંદને લૂંટે છે. સંયમ આનંદને સમર્પે છે.

વૃત્તિઓ ઉપર વિજય મેળવનાર પાતકી પણ પ્રભુતા પામે છે. સ્વાર્પણનો માર્ગ સર્વશ્રેષ્ઠ છે.

ઉપાદાનની શુદ્ધિ કર્યા બાદ સત્યની સાધના શરૂ થાય છે. સત્યનું એકલક્ષીપણું, વીરતાભરી અહિંસા અને માનમમતાનો ત્યાગઃ એ ત્રણે સાધનોદ્વારા ઉપાદાનની ક્રમશઃ શુદ્ધિ થાય છે.

એક પાસેથી લઈને બીજાને આપવું એ આદર્શ દાન નથી. પોતાની આવશ્યકતાઓ ઓછી કરી તેમાંથી બીજાને આપવું એ આદર્શ દાન છે.

સમભાવના પાયા ત્રણ છે: નિઃસ્વાર્થતા, અર્પણતા અને પ્રેમ. એ ત્રણ પાયા ઉપર જે ક્રિયાથી જીવનનું ચણુતર થાય એ ક્રિયાનું નામ ધર્મક્રિયા.

નિર્ભયતા અને આત્મસ્વાતંત્ર્ય એ બે સાધુતાના મુદ્રાલેખો છે. જે સાધક પોતાના માર્ગમાં એક બાજુ સંકટના કાંટા અને બીજી બાજુ પ્રલોભનનાં પુષ્પો હોવા છતાં તેથી કંટાળતો કે તેમાં મુગ્ધ થતો નથી, તે જ સાધક પોતાની સાધનાને સિદ્ધ કરી શકે છે.

યાવનમાં ધર્મ સહજ છે. યૌવન એ જીવનનું સૌરભ છે. સૌન્દર્ય, ઉત્સાહ, ઓજસ અને આકર્ષણ એ યૌવન–શક્તિનાં પ્રતીક છે.

નૈસર્ગિક જીવન જિવાડે એ જ સાચો સંયમ.

સંસ્કૃત રસની લહેજત ચખાડે એ સંયમ અને વિકૃત રસની ઝંખનાને વધારે એ વિલાસ.

જીવન સંસ્કારોને ઘડે છે અને સંસ્કારો જીવનને ઘડે છે. જેને જીવનનો મોહ નથી અને મૃત્યુનો ભય નથી, એ જ સાચો જ્ઞાની પુરુષ છે.

જે ક્રિયાઓદ્વારા કષાયો મંદ પડે અને આત્માના ગુણો વિકસિત થાય એ જ ધર્માચરણ છે.

સહિષ્ણુ પુરુષમાં જે આત્મબળ હોય છે તે લાખોના વિજેતા વીરમાં નથી હોતું.

વસ્ત્ર ધારણ કરો કે ત્યાગો એમાં મુક્તિનાં મૌક્તિક નથી, પણ મુક્તિ તો મૂર્છાના ત્યાગમાં છે.

અજ્ઞાની જનો સૂતેલા છે, જ્ઞાની જનો સદા જાગ્રત છે.

જન્મમરણ બધાંને છે જ, એમ જાણી સંયમમાર્ગે ચાલો.

લોકૈષણા હોય ત્યાં સમતા ટકે જ નહિ. સમભાવનો સંબંધ આત્મા સાથે છે. સાચો સાધક સમભાવથી જ આત્માને પ્રસન્ન રાખે છે.

વિકૃત વિચારો કે વિકૃત માન્યતાઓનું ખંડન સત્યાર્થી સત્ય જાળવીને જ કરે. વાસ્તવિક રીતે તો સત્યાર્થીની ખંડનાત્મક શૈલી મંડનાત્મકરૂપ જ હોય છે. તેની કોઇ પણ પ્રવૃત્તિ વિવેકબુદ્ધિ, વચનમાધુર્ય અને અનુકંપાભાવથી રહિત હોતી નથી. સ્યાદ્‌વાદનો આરાધક કે સનાતન ધર્મનો સાધક આટલું ધર્મરહસ્ય બરાબર સમજે અને વિચારે.

સત્યની આરાધનામાં વીરતાની કસોટી છે.

આત્માભિમુખદૃષ્ટિના વિકાસ માટે દેહદમન, ઇન્દ્રિયવિજય અને વૃત્તિનિયમન એ ત્રણેની આવશ્યકતા છે

સ્ત્રી કે પુરુષ નરકનાં દ્વાર નથી, પણ પુરુષ કે સ્ત્રીમોહ જ ચિત્તને મૂંઝવનારો છે. મોહ કે વાસના જ નરકનાં દ્વાર છે. જેટલી મોહ કે વાસનાની અધીનતા તેટલી જ આત્મપરતંત્રતા, અને જેટલી મોહશત્રુ ઉપર વિજયસિદ્ધિ તેટલી જ આત્મસ્વતંત્રતા—આત્મમુક્તિ.

જીવનમાં લઘુભાવ લાવવો એ અમૂલું ધન છે.

જ્યાં પાપવૃત્તિ નથી, સ્વાર્થભાવના નથી, વાસના નથી, કલેશકંકાસ નથી, 'મારું એ જ સાચું ' એવો કદાગ્રહ નથી પણ ' સત્ય એ મારું ' એવો જ્યાં સત્યાગ્રહ છે, ત્યાં જ સદ્ધર્મ ટકી શકે છે.

સ્વાદજય એ સાધનાનું સાચું સાધન છે.

બહિર્મુખદૃષ્ટિ આત્મવિકાસનું આવરણ અને કર્મબંધનનું મૂળ છે.

અહિંસાને જીવનના પ્રત્યેક ક્ષેત્ર સાથે સંબંધ છે. સાચા અને સનાતન ધર્મનું પાલન અહિંસાની જીવનવ્યાપી આચરણીયતામાં છે. એટલે અહિંસા સર્વને માટે અનિવાર્ય અને શકય હોઈ શ્રદ્ધાસ્પદ બનવી ઘટે.

કૃત્રિમ વિલાસમાં હિંસાની ગંધ છે. હિંસા અને ધર્મ બન્ને એકીસાથે ટકી ન શકે.

અહિંસાની શુદ્ધિ અને શકયતા માટે આસક્તિ અને પૂર્વાધ્યાસોથી પર રહેવું આવશ્યક છે.

# શ્રી મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર
## શું છે ?
# સંક્ષિપ્ત પરિચય

વિશ્વવંદ્ય પ્રભુ મહાવીરે કઠોર જીવન સાધનાના પરિણામે જે અનુભવપૂર્ણ જીવન્ત સાહિત્ય જગત સમક્ષ ધર્યું છે તે મૌલિક ધર્મ, સાહિત્ય અને ભાવનાને લોકભાષામાં ઉતારી, તેને જૈન તેમજ જૈનેતર સમાજ સમક્ષ મૂકી કરી ઉદાર જૈન ભાવનાનો પ્રચાર કરવો; એ એકમાત્ર શ્રી મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિરનો મહાન ઉદ્દેશ છે.

## કાર્યવાહક મંડળ

ઉત્પાદક   કવિવર્ય પં. શ્રી નાનચન્દ્રજી મહારાજ

[ જેમની દેખરેખ નીચે બધાં પ્રકાશનો પ્રકાશિત થાય છે. ]

લેખક:   શતાવધાની પં. શ્રી સૌભાગ્યચન્દ્રજી મહારાજ

[ જેમની કસાયેલી લેખિનીથી મહાવીર સાહિત્યનુ લેખન લખાય છે. ]

મન્ત્રી.   શ્રી લક્ષ્મીચંદ ઝવેરચંદ સંઘવી

[ જેમના હાથ નીચે સંસ્થાનું સંચાલન ચાલી રહ્યું છે ]

સલાહકાર:   શ્રી જુઠાભાઈ મહાસુખભાઈ શાહ

શ્રી જૂઠાભાઈ અમરશી શાહ

અર્થસહાયક: સ્વ. શ્રી ડુંગરશીભાઈ ગુલાબચંદ સંઘવી

[ જેમની આર્થિક સહાયથી સંસ્થા ચાલી રહી છે. ]

કાર્યાલય: **શ્રી મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર**

માણેકચોક : : અમદાવાદ.

# ધાર્મિક સાહિત્ય

**શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર:** ગૂજરાતી સરળ અનુવાદન, ઉપયોગી ઉપોદ્‌ઘાત, સમૃદ્ધ નોંધ તથા અનેક સરળ ટિપ્પણોથી અલંકૃત. પૃષ્ઠસંખ્યા ૪૦૦, પાકું પૂંઠું, છતાં કિંમત માત્ર ૭ આના, ટ. ખ. જુદું.

જેણે અનેક જિજ્ઞાસુઓની જિજ્ઞાસાને સંતોષી છે, અનેક ધર્મપ્રેમીઓની ધર્મવૃત્તિને પોષી છે, અનેક જૈનેતરોમાં જૈનભાવનાનો સંચય કર્યો છે.

તેની બે આવૃત્તિઓ–૬૦૦૦ પ્રતો છપાઈ ચૂકી છે. હિન્દી અનુવાદ પણ પ્રકાશિત થઈ ગયો છે. લોકોમાં તેની એકસરખી માંગણી ચાલુ છે, એ જ તેની લોકપ્રિયતાનો નાદર નમૂનો છે.

**એક જ અભિપ્રાય**

અનુવાદ કરનાર અમુક ફિરકાના સાધુ છે એ ખરું છે, છતાં અનુવાદને કોઈ પણ અમુક સંપ્રદાયનો રંગ ન લાગે તેની સંભાળ રાખેલી જણાય છે. જૈન ધાર્મિક સાહિત્યમાં આ પુસ્તકનું માનભર્યું સ્થાન છે. આ પુસ્તક જૈનો ઉપરાંત જૈનેતરોને પણ ઉપયોગી થઇ પડશે. સૌ કોઈ આ પુસ્તક વાંચી તેનો લાભ ઉઠાવે. —'મુંબઇ સમાચાર'

**દશવૈકાલિકસૂત્ર:** શ્રમણસંસ્કૃતિના આદર્શને અને ધર્મના વાસ્તવિક સ્વરૂપને જનસમાજ સમક્ષ રજૂ કરતાં સૂત્રનું સમૃદ્ધ અને સરલ નોંધ ટિપ્પણ સહિત ગૂજરાતી અનુવાદન. પૃષ્ઠસંખ્યા ૨૦૦, કિંમત કેવળ ૦–૪–૦, ટ. ખ. જુદું.

**અહીં માત્ર એક જ અભિપ્રાય**

જૈન ધર્મગ્રંથોમાં છેલ્લા તીર્થંકર શ્રી મહાવીરની વાણી

માગધી ભાષામાં સંગ્રહાયેલી છે..... .આ જૈન સાહિત્યને ગૂજરાતી ભાષામાં ઉતારવાની જરૂર ઊભી જ હતી. એ મેવા આ પ્રકાશન મંદિરે સુંદર રીતે ઉપાડી લીધી છે. એણે એક વિદ્વાન અને સમદષ્ટિવંત સાધુનો યોગ સાધ્યો છે. અનુવાદક મુનિશ્રીનું ઉત્તરાધ્યનસૂત્રનું સટિક ભાષાન્તર બહુ ગમ્યું હતું. આ અનુવાદના ભાષાદષ્ટિએ જરૂરપૂરતાં ટિપ્પણો તેમ જ સ્પષ્ટીકરણ દૃષ્ટિએ અને અભ્યાસલક્ષી પ્રવેશકને હિસાબે અભિનંદન માગી લે છે.–"જન્મભૂમિ"

**સાધક સહચરી**· જીવન સબંધી જેને નવીન દષ્ટિ ઉદ્ભવી હોય, વિકાસના જે ઇચ્છુક હોય, એવાં જીવનસાધનાના વિકટ માર્ગે જનારા સાધકોની આ સાચી સહચરી છે. ભ. મહાવીરના સાહિત્યમાંથી સાધકજીવનને ઉપયોગી સૂત્રો ચૂંટી કાઢી એનો બનાવેલો આ ભાવનાવાહી સમશ્લોકી ગૂજરાતી અનુવાદ છે. કલાપૂર્ણ સુંદર જેકેટવાળી, પાકા પૂંઠાની કુલ પૃષ્ઠસંખ્યા ૧૫૦ ની, આ સહચરીની કિંમત માત્ર ૦-૪-૦, ટ. ખ. જુદું.

## સામાજિક સાહિત્ય

### શ્રી જ્ઞાન ગ્રંથમાળા

**આદર્શ ગૃહસ્થાશ્રમ**·–ગૃહસ્થાશ્રમની આદર્શતાને ઝંખતા ગૃહસ્થોને અર્પણ થયેલું, આ સમભાવી ત્યાગીનું અજોડ પુસ્તક છે. તમે ગૃહસ્થ છો? તમે જીવન જીવવા ઇચ્છો છે કે પૂરું કરવાં? માનવી માનવીને નાતે લેખક તમને માર્ગદર્શન કરે છે. ભલા! ગૃહસ્થાશ્રમ એ ઝેર નથી, અમૃત છે; તમે જીવતા તો શીખો–એવો લેખકનો પ્રેમભર્યો આગ્રહ છે. એ ત્યાગીના હૃદયનાં ભાવભર્યાં વચનો

પાપનું પ્રાયશ્ચિત્તઃ જેને પાપ સાલતું હોય, જે પાપની પીડાથી પીડાતો હોય, જે પાપમય પ્રવૃતિથી કંટાળ્યો હોય, એવા પાપપ્રવૃત્તિમાં ભાન ભૂલેલા પાપાત્માઓને પ્રાયશ્ચિત્તદ્વારા જીવનશુદ્ધિનો માર્ગ બતાવનાર, સ્વદોષોનું નિરીક્ષણ કરવાનો પેગામ સંભળાવનાર આ પાપનું પ્રાયશ્ચિત્ત નામનું પુસ્તક કદમાં નાનું હોવા છતાં ભાવમાં મોટું છે. લલિત પ્રાકૃત ભાષામાં મૂળ શ્લોકો, તેની નીચે સંસ્કૃત શ્લોકો અને સમશ્લોકી ગૂજરાતી પદો સુંદર ભાવાર્થ સહિત આપવામાં આવ્યા છે. સંપૂર્ણ પૃષ્ઠ ૧૦૦, મૂલ્ય ૦-૧-૩, ટ. ખ. જુદું.

સુખનો સાક્ષાત્કારઃ—સરલ-સરસ સુંદર માર્ગદર્શક પ્રકાશન. સુખ કોણ નથી ચાહતું ? બધા સુખની શોધમાં અહીં-તહીં ભટકે છે, પણ સુખપ્રાપ્તિ નથી થતી. એક ક્ષણે લાગે છે કે હું સુખી થયો, બીજી જ ક્ષણે એ અદૃશ્ય થાય છે. આમ અનેક પ્રયત્નો કરવા છતાં જે વસ્તુ હાથ લાગતી નથી; તેને શોધવાની ચાવી આ પુસ્તકમાં છે. પૃષ્ઠ સંખ્યા ૮૮, કિંમત ૦-૧-૬, ટ. ખ. જુદું.

સ્મરણશક્તિઃ—જડવાદના આ જમાનામાં બુદ્ધિમંદતા અને જડતા વધારવાનાં સાધનો બહુ વધી ગયાં છે. ચૈતન્યમાં મહાન શક્તિ હોવાનો વિશ્વાસ પણ આજે બહુ થોડાને રહ્યો છે. માનવજાતમાં જે સ્મરણશક્તિ જોઈએ તેનો હ્રાસ થતો જોવામાં આવે છે. એવે વખતે આ શતાવધાની વિદ્વાનનું સ્મરણશક્તિ શું છે અને એ કેમ પ્રાપ્ત થઈ શકે એ વિચારો દર્શાવતા મહાન ઉપયોગી વ્યાખ્યાનની અનુભવપૂર્ણ પુસ્તિકા યુવાનો અને ગોખણિયા વિદ્યાર્થીઓને આશીર્વાદરૂપ છે. પૃષ્ઠસંખ્યા ૨૨, કિંમત માત્ર ૦-૧-૦, ટ. ખ. જુદું.

**સમાજવાદ:** સમાજવાદ શું છે એ કોઈ વિચારવાન માણસને સમજાવવું પડે તેમ હવે રહ્યું નથી. પણ પ્રશ્ન એ છે કે ભારતીય સંસ્કૃતિને કયો સમાજવાદ રુચિકર નીવડશે? સમાજવાદ જો આવવાનો જ હોય તો કઈ રીતે આવવો જોઈએ? અહીં ડૉ. મેઘાણી પોતાની દુ:ખી અને દલિત વર્ગ તરફની હમદર્દીભરેલી કલમથી તેની ખિલાવટ કરે છે. પ્રેમમય એકતા અને રાષ્ટ્રીય વિકાસ એ તો જૈનદર્શનના પ્રાણભૂત અંગો છે. એ ભાવનાની ઓળખાણ એની પ્રસ્તાવનાથી સુપ્રસિદ્ધ વિચારક મુનિવર્ય શ્રી સંતબાલજી કરાવે છે. "ધાર્મિક દૃષ્ટિ અને સમાજવાદ" નામની એ પ્રસ્તાવના તમને માનવતાનું અને ભારતીય સંસ્કૃતિના વ્યવહારુ સમાજવાદનું દિગ્દર્શન કરાવશે. લગભગ ૧૬૦ પૃષ્ઠના એ પુસ્તકની કિંમત માત્ર ૦-૫-૦, ટ. ખ. જુદું.

**વર્તમાન પરિસ્થિતિ અને અહિંસા:** પૂ. કવિવર્ય પંડિત મુનિરાજશ્રી નાનચંદ્રજી સ્વામીએ મુંબઈમાં આપેલાં વ્યવહારુ અહિંસા સંબંધનાં આ વ્યાખ્યાનોનો સંગ્રહ જીવનવ્યાપી અહિંસાનું દિગ્દર્શન કરાવશે. શ્રી મુંબઈ જીવદયા મંડળીના પ્રયત્નથી આ પુસ્તક છપાયું છે. એની કિંમત પણ જીવદયા ફંડમાં જવાની છે. પૃષ્ઠ ૮૦, કિંમત રૂ. ૦-૨-૦.

## શ્રી મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર

માણેકચોક–અમદાવાદ

## જૈનાગમ શબ્દસંગ્રહ

## [ અર્ધમાગધી–સંસ્કૃત અને ગુજરાતી કોષ ]

સંપાદક

**શતાવધાની પંડિત મુનિ શ્રી રત્નચંદ્રજી સ્વામી**

અર્ધમાગધી શબ્દોના સંસ્કૃત તથા ગુજરાતી એમ બન્ને ભાષામાં સંપૂર્ણ અર્થો આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે. હાલ માત્ર પોણી કિંમતે આ પુસ્તક મળે છે. વિદ્યાર્થીઓ, કૉલેજિયનો અને અર્ધમાગધીના અભ્યાસીઓને આવી અમૂલ્ય તક ફરી નહિ સાંપડે. છીંટનું પાકું પૂંઠું, પૃષ્ઠ ૮૫૦, મૂલ્ય માત્ર રૂા. ૩–૮–૦.

: મળવાનું ઠેકાણું :

**શ્રી મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર**

માણેકચોક—અમદાવાદ

## અમારાં પ્રકાશનો નીચેનાં સ્થળોએથી પણ મળશે

**હીરચંદ ખેતશી ગોસલિયા**

લાલબંગલો–ઘાટકોપર.

**મેનેજર, શ્રી. શ્વે. સ્થા. જૈન કોન્ફરન્સ**

કાલબાદેવી, ભાંગવાડી, મુંબઈ ૨

ઉત્તરાધ્યયનસૂત્ર તથા દશવૈકાલિકસૂત્રના હિંદી અનુવાદ થઈ ચૂક્યા છે.

મળવાનું ઠેકાણું :

**મેનેજર, શ્રી. શ્વે. સ્થા. જૈન કોન્ફરન્સ**

કાલબાદેવી, ભાંગવાડી, મુંબઈ ૨

## કવિવર્ય પંડિત મુનિશ્રી નાનચંદ્રજીસ્વામી વિરચિત તથા સંપાદિત

### સસ્તું સાહિત્ય

**સામાયિક સ્વરૂપઃ** આવૃત્તિ બીજી, કિંમત ત્રણ આના.
જેમાં આદર્શ સામાયિકનો સુંદર અને સચોટ ખ્યાલ આપેલ છે.

**જૈન પ્રશ્નોત્તર કુસુમાવલી :** આવૃત્તિ ત્રીજી. કિંમત ત્રણ આના.
જૈનધર્મના સિદ્ધાંતોનો સામાન્ય પરિચય આપતા આ પ્રશ્નોત્તરો વિદ્યાર્થીવર્ગને બહુ ઉપયોગી થશે.

**સુબોધ સંગીતમાળા :** ભાગ ત્રીજો,આવૃત્તિ ચોથી, કિંમત ત્રણ આના.
જેમાં સ્ત્રીસંબોધક ગીતો, ભજનો, પદો અને ગાયનોનો સુંદર સંગ્રહ છે.

**સુબોધ કુસુમાવલિ :** આવૃત્તિ ત્રીજી, કિંમત બે આના.
નિત્યપઠન કરવા લાયક ઉપદેશપ્રદ વચનામૃતો અને પદો.

**રેસિટેશન.** ભાગ ૧-૨-૩ સાથે, આવૃત્તિ બીજી, કિંમત નવ આના.
સમાજસુધારાના દરેક પ્રશ્ન ઉપર રચાયેલાં સંવાદો, ભાષણો અને ગાયનોનો સંગ્રહ.

**જૈન સિદ્ધાંત પાઠમાળા :** મૂળપાઠ, આવૃત્તિ બીજી, કિંમત બાર આના.
જેમાં શ્રી દશવૈકાલિકસૂત્ર, શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર તથા સ્તોત્ર-સંગ્રહ અને તત્ત્વાર્થસૂત્રનો પણ સમાવેશ કરેલ છે.

**જૈન સિદ્ધાંત પાઠમાળા :** આવૃત્તિ પહેલી, જેમાં શ્રી દશવૈકાલિકસૂત્ર તથા શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર મૂળની સાથે જ સંસ્કૃત છાયા અને સ્તોત્રસંગ્રહ વગેરે હોવા છતાં કિંમત માત્ર બે રૂપિયા રાખેલ છે

**જૈન સિદ્ધાંત પ્રકરણસંગ્રહ :** આવૃત્તિ બીજી, કિંમત એક રૂપિયો
જેમાં ઉપયોગી પાંત્રીસ થોકડાઓનો સંગ્રહ છે. શાસ્ત્રીય લિપિ

**ઉત્તરાધ્યયનસૂત્રની ૮૪ કથાઓ :** આવૃત્તિ બીજી, કિંમત આઠ આના
જેમાં ઉત્તરાધ્યયનમાંના પ્રસંગોને લગતી કથાઓનો સંગ્રહ છે.

**સામાયિક પ્રતિક્રમણ :** કિંમત ચાર આના.
મૂળ અને અર્થસહિત ઉપયોગી હકીકતોથી ભરપૂર.

**છંદસંગ્રહ :** આવૃત્તિ ત્રીજી, કિંમત ત્રણ આના.
અનેક પ્રસિદ્ધ છંદો અને સ્તોત્રો સહિત.